# પૂર્ણા

पूर्णा पूर्णकला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

નવી સીરીઝ પુસ્તક ૧ ] ઑગસ્ટ, ૧૯૪૬ [ અંક ૧


## પરદેશી વાવટો ખસેડો

ગયું વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં જ નાઝી ઝંઝાવાતનાં પ્રચંડ પૂર પશ્ચિમ યુરોપ પર જોતજોતામાં ફરી વળ્યાં. જર્મન જાતોની પરંપરાથી શૂરવીર મનાતાં રાષ્ટ્રોનાં પણ કાળજાં કંપી ઊઠ્યાં. એ પ્રલયપૂર કેમ ખાળી શકાય? પોલાંડ પડ્યું; બેલ્જિયમ ગયું; ફ્રાન્સ કકડભૂસ કરતું ખખડી ગયું, ઈંગ્લાંડ ધ્રુજી ઊઠ્યું, અને દુનિયાભરમાં શૌર્યપ્રેરક તરીકે ખ્યાતિ પામેલા ચર્ચિલના મોઢામાંથી ઉદ્ગાર નીકળ્યા, " અમે હારીશું તો કેનેડા જઈ ત્યાંથી લડીશું."

નાઝીના, જર્મનીના કે હિટલરના નામથી ભય પ્રવર્તતો. નાઝીઓએ હોલાંડનો અને ડેન્માર્કનો પણ કબજો લીધો. તાબે થયેલા ડેન્માર્કનો શહેનશાહ પાટનગરમાં ફરવા નીકળ્યો ત્યારે સરકારી ઓફિસ પર નાઝી ધ્વજ ઊડતો તેણે જોયો, અને તેનું મગજ ફરી ગયું.

"આ નાઝી વાવટો શા માટે ચડાવવામાં આવ્યો છે?" એણે પૂછ્યું. "જર્મનીથી હુકમ આવ્યો છે" નાઝી ઓફિસરે પ્રત્યુત્તર આપ્યો. "બપોરે બાર વાગતા પહેલાં આ વાવટો નીચે ઉતારવાનો હું તમને હુકમ કરું છું." શહેનશાહ એવી આજ્ઞા કરી ત્યાંથી નીકળી ગયો.

બારમાં પાંચ કમે શહેનશાહ ત્યાં પાછો આવ્યો, અને તેણે હજી નાઝી વાવટો ફરકતો જોયો.

"તમારો વાવટો નીચે ઉતારો, નહિતર મારા સૈનિકને મોકલી હું તે નીચે ઉતરાવીશ" શહેનશાહે કહ્યું.

નાઝી ઓફિસરે બેપરવાઈથી કહ્યું, "સૈનિક ઉપર ચડવા કોશિશ કરશે તો તેને ગોળીથી ઠાર કરવામાં આવશે." "હું જ સૈનિક છું અને તે વાવટો નીચે ઉતારું છું." શહેનશાહે ગર્જના કરી. તરત જ નાઝી ધજા નીચે ઉતારવામાં આવી.

કોઈએ કહ્યું જ છે ને કે "હાર્યા છતાં અધીન ન થવું તે જ જીત."

૨. પ. મ.

# નોટિસ

પ્રભુ શું મીંટાળ્યા ! અરજ બધી શું વધી પડી ?
નહિ ક્યાંયે શાંતિ ! કરુણ દુઃખની કેવી કથની !
ખૂનો, ચોરી, લૂંટો, મરકી વધીને ધાણ વળતો,
દુકાળ, દુષ્કાળો, જન કષ્ટ મરે, શાં અમંગળો—૧

તને ભારે લાગે ! વખત ન મળે થાક ચઢતો ?
મને સત્તા સોંપો, અખિલ અવનિ સુખી કરું તો,
મને પૂછો આગ, સમજ ન પડે, માર્ગ સરવું,
ન ચાલે હિન્દુ આ અનિયમિત જ અંધેર સઘળું—૨

નિરાધારો, રોગી, સદ્ગુણી જનો, બાળક ઘણાં
થતાં દુઃખી દેખી થરથરી રહું ત્રાસ છૂટતાં,
શઠો, ખૂની, ચોરો કૂડકપટથી દ્રવ્ય હરતા,
અનાચારો દેખી, હૃદયક્ષિભરા બ્હાર પડતા—૩

નહિ માનો પ્યારા, ચળવળ કરી જાડ કરું હું,
જનો ઉશ્કેરીને અહિ તહિ ફરી ભાષણ કરું,
બધા લોકો માંહિ ભભૂકી વધતું બંડ જગવું,
રચી શાંતિ કુદ્રો અપ્રીતિ પ્રસરે ત્યાર જ હરું—૪

નહિ બુદ્ધિ ભારી, સમજ ન રતિ, સાન ભૂલીને,
સવારા ઉદ્ગારો જનક તનુને માફ કરજે,
કહે જ્ઞાની સર્વે, "ક્ષમી નવ શકો અલ્પ મનથી,
નહિ તેના ભેદો, કદિ ય ઉકલે કોઇ જનથી—૫

કરી પાપો પોતે જગત સઘળું દુઃખ અથવા
પ્રજાની પાપોને તપ તપવી શિક્ષા જ કરતાં,
ધરી દીર્ઘ દૃષ્ટિ જનહિત રચે મંથન કરી
ક્ષમાતા ના હેતુ સહન કરી સો આધીન રહી"—૬

નહિ જાણું જ્ઞાની કથન કરતા સત્ય જ હશે !
અને સૃષ્ટિ સારી નિયમિતપણે ચાલતી જ હશે !
બધાં સુખી દુઃખી અનુભવ થવા કારણ હશે !
બનાવો નિયંત્રી નિયત ક્રમથી હિત જ કરે !—૭

ખરું શું ! ખોટું શું ! સમજ ન પડે, નોટિસ દઉં,
સહાવી ના પીડા, નથી સુધરવું સુખી કર યા,
શમાવો મીંટાળ્યો પ્રલય કરીને પૂર્ણ કરતાં,
તમારો તારો આ સમર સુધરી નાશ કર યા—૮

શશિકાન્ત મહુવૈરી.

# ચુંદડી

ચુંદડી હો! તારી ચુંદડી!
તારી ચુંદડી લ્હેરલ જાય,
સખિ, નવરંગ તારી ચુંદડી!

આભભરી લ્હેરતી,
તારલિયા વેરતી,
મુખના મયંકને બીજ સમી ઘેરતી,
લજ્જાતી ઊડતી જાય, તારી ચુંદડી!

જોબન છલકાવતી,
નેણાં તલસાવતી,
જાશુદના ફૂલ ખીલ્યાં હૈયે સંતાડતી,
ઝપટે કો હૈયાં લેતી જાય, તારી ચુંદડી!

હળવી કૈં ઢાંકતી,
ઢાંકી પ્રકટાવતી,
મીઠા કો કોડને વમળે ચઢાવતી,
ઝાલી ન કોઈથી ઝલાય, તારી ચુંદડી!

ફૂલની ફુમાશ એની,
તારી ભરેલી વેણી,
જોજે સરકી કોઈ ઝાંખરાંમાં ક્યાંય નહિ,
ઘુમતાં એ કોઈ યે ભરાય, તારી ચુંદડી!

સ્નેહરશ્મિ.

# જગતબઝારે.

જ્હેરા જગતબઝારે ગાઉં, કહો શું ગાઉં?
જ્યાં કોઇએ કહે ના : ગા એવું, ને ન આવું
આ સ્વર્ણ-અંધ દુનિયા દેખે ન દિલની દોલત,
ત્યાં છે જ બેય સરખું જો લાવું કે ન લાવું.
દિનરાત રાતદિન હું સોમ્યાં કરું—મરું છું :
અહીં છે મુકામ મારો તો ક્યાં બીજે હું જાઉં?

પ્રમર મનાર સંગ્રહ ' આતિથ્ય 'માંથી ] ઉમાશંકર જોષી

## વિરોધી સંજોગમાં

બરફ બનેલાં વારિ,
　　　　નૌકા કેમ ચલાવું ?
શિશિર ભીંજેલાં ભારી,
　　　　હલેસાં કેમ હલાવું ? —
જોર કરીને જોવા માગું,
પણ સામું છે ધુમ્મસ ઘાણું,
　　　　પથ જોવા ના દે;
　　　　કહો શું કરવાં ? —
જ્વાળામુખી ડુંગરિયે ફાટો,
લાવા અગનન વહેવા માંડો,
　　　　તાપ ભયે ઓગળશે :
　　　　નહીં તો તરવાં —
જીવનયજ્ઞ સૂનો વિણુ હવિએ.
થીજ્યા ઉરરસ શાને વહીએ ?
　　　　શક્તિવતાં ન પ્રેરે :
　　　　પછી શું કરવાં ? —

—" પ્ર "

---

## પ્રિયાપ્રેમ

પ્રભુ પ્રીતે વૃષ્ટિ વરસી ધરતી આર્દ્ર કરતી,
ફળે, ફાલે, ખીલે તુલ અવનવાં સાકર કરી,
મળી પ્રિયાપ્રીતિ, જીવન વિકસે આનંદ ધરી,
રસે, રાજે પ્રેરી અજબ પ્રતિભા ફાલ ફલતી. ૧
મહા ગિરિ જેવો ગગન અડકી ઉન્નત થતો,
અતિ સંપાદીને જળ ત્યમ વહી ધોધ પડતો,
ઉછાળી મોજાં ઓ નિધિ ત્યમ વહી વિસ્તરી બધે,
વધે વેગે ચારે દિશ ફરી વળે પ્રેમ જ સદા. ૨
ફરે દ્રવ્યો સર્વે, ધરતી ફરતી, વાયુ ફરતો,
ફરે તારા સર્વે, જળનિધિ ફરે, કાળ ફરતો,
ફરે ના પ્રભાટે અમર ઇશ તો નિશ્ચલ સદા,
અમારી પ્રીતિએ અચળ અમરા દિવ્ય જ થયા. ૩

શશિકાંત ચતુર્વેદી



# સાહિત્ય—સામાન્ય દૃષ્ટિએ

રમણલાલ વસંતલાલ દેસાઈ.

સાહિત્યને વિવિધ દૃષ્ટિએ નીહાળવામાં આવે છે. એ સર્વ પ્રકારની દૃષ્ટિ પાછળ કોઈ અને કોઈ વિશિષ્ટ માન્યતા રહી હોય છે જે દૃષ્ટિભેદનું મૂળ કારણ છે.

કોઈ માન્યતા એવી જ હોય છે કે સાહિત્યકાર જન્મસિદ્ધ જ હોય. સાહિત્યકાર એ ઘડ્યો ઘડાતો નથી. Poets are born, not made એ અંગ્રેજી કથનના પડઘા રૂપ એ માન્યતા. આ માન્યતા જો સોએ સો ટકા સાચી હોત તો કુદરત જરૂર સાહિત્યકારોને જન્મથી જ કોઈ વિશિષ્ટ ચિહ્ન આપત. પરંતુ આપણે જાણીએ છીએ કે સાહિત્યકારોના જન્મસમયે દેવનાં દુંદુભિ વાગતાં નથી, ગાંધર્વકિન્નરો ગાતા નથી અને અપ્સરાઓ પુષ્પવૃષ્ટિ કરવા આકાશમાં ઊતરી આવતી નથી. સામાન્ય બાળકોની માફક સાહિત્યકાર પણ રોતો રોતો અવતરે છે! સાચી વસ્તુ એટલી જ કે જીવનના અનેક વહેણોમાંથી સાહિત્યકાર સંજોગવશાત્ સાહિત્ય તરફ વળે છે.

વળી એવી પણ એક માન્યતા છે કે સાહિત્ય અતિવિદ્વત્તા માગે છે, કુશાગ્રબુદ્ધિ માગે છે, ઊર્મિ અને બુદ્ધિની અજબ ઝમક માગે છે. આપણા બેત્રણ મહાકવિઓ સંબંધી દંતકથાઓ વિચારીશું તો આપણને દેખાઈ આવશે કે આ માન્યતા પૂરેપૂરી સાચી નથી. મહાકવિ કાલિદાસનું બાળપણ અને કૌમાર મૂર્ખાઈનો નમૂનો હતું એમ એક માન્યતા છે. આપણા ગુર્જર મહાકવિ પ્રેમાનંદ બાલ્યાવસ્થામાં મૂર્ખપણાનો પરચો આપતા હતા. સાહિત્યના અવતાર સરખો દયારામ વર્ષો સુધી રખડેલ રહ્યો અને બનારસના વિશ્વનાથનું દર્શન એને કવિતા સુઝાડી શક્યું. નરસિંહ મહેતા જીવ્યા ત્યાં સુધી મહાબુદ્ધિશાળી નાગરી ન્યાતને એની બુદ્ધિ માટે માન હોય એમ દેખાતું નથી. અમુક પ્રકારની વિદ્વત્તા કે બહુશ્રુતપણું સાહિત્યને ઉપયોગી થઈ પડે છે એ ખરું, કુશાગ્રબુદ્ધિ સાહિત્યને અને સાહિત્ય કરતાં સાહિત્યના વિવેચનને સ્પષ્ટતા આપે એ પણ સાચું. ઊર્મિની ઝમક સાહિત્યને સાચા રણકારવાળું બનાવે એ આપણે સ્વીકારીએ. પરંતુ વિદ્વત્તા, બુદ્ધિ કે ઊર્મિનું ઊંચામાં ઊંચી કક્ષાએ મિશ્રણ થયા વગર સાહિત્ય જન્મે પણ નહીં એમ માનવામાં આપણે ભૂલ કરી બેસીએ છીએ. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસની વિદ્વત્તા આજ પણ પ્રશંસા પામે એમ છે. પરંતુ તેથી જ એમને સાહિત્યકાર કહી શકાય નહીં. એમનાથી ઓછા વિદ્વાન એમના ભાઈ છોટમ કવિ હતા, વ્રજલાલ કવિ નહીં. અમદાવાદના અનેક શેઠિયાઓ કુશાગ્રબુદ્ધિ ધરાવે છે, પરંતુ તેઓ સાહિત્યકાર થવાને બદલે સાહિત્યકારોને વેચાતા રાખી શકે એવી ધન-ઉપાર્જનની જાદુઈ કળામાં પ્રવીણ બનેલા હોય છે. સર ચીનુભાઈ કે અંબાલાલ સારાભાઈનાં પુસ્તકાલયો કોઈપણ સાહિત્યકારનાં પુસ્તકાલયો કરતાં વધારે સમૃદ્ધ હશે જ. પરંતુ એમના નામ 'મ મ અને મ મકાર'માં હજી આવ્યાં હોય એમ દેખાતું નથી, અને સાહિત્યકારમાં તેમની ગણના ન થવાથી તેમને દુઃખ થયું હોય એમ પણ જાણવામાં નથી! વળી ઊર્મિનું

છીછરાપણું એ જ જો સાહિત્યનું એક લક્ષણ હોય તો પ્રત્યેક રડકણી છોકરીને આપણે કવયિત્રીની હારમાં બેસાડી દેવી પડે, કૉલેજમાં ભણતા પ્રત્યેક યુવકને ‘ દિલદારનાં દર્શન વિના બીજું મને ગમતું નથી ’ એમ ગાતા મસ્ત કવિ બાયરનની સાથે મૂકવો પડે, અને પ્રત્યેક વડકણા પુરુષને ભગવતરાય કે નાનાલાલનું આસન આપી દેવું પડે. સાહિત્ય માટે અતિ વિદ્વત્તા, અતિ તીવ્ર બુદ્ધિ કે ક્ષણેક્ષણે હાંસી ઊડતી ઊર્મિ ચોવીસે કલાક માટે આવશ્યક હોય એમ માનવાની જરૂર નથી. સાહિત્ય એ પ્રભુદીધી પ્રસાદી છે કે કુદરતદીધી કરામત છે એમ કહેતી વખતે સાહિત્ય એ માનવ હૃદયની એક સ્વાભાવિક પ્રવૃત્તિ છે અને સાહિત્યકાર એક normal–સમધારણ માનસવાળો માનવી છે એ ભૂલવાની જરૂર નથી. જન્મથી જ સાહિત્યકાર હોવાનો દાવો સાહિત્યકારને ચઢાવી મૂકે છે અને તેને ફાંટાબાજ બનાવવા પ્રેરે છે

Superiority complex–મોટાઈભર્યું માનસ એ સાહિત્યકારને દૂષિત કરે છે અને સાહિત્યમાંથી સચ્ચાઈના રણકારનો લોપ કરી દે છે. કાંઈ કવિતા કે કોઈ નવલકથા લખી એથી સાહિત્યકારને મિલઓનર્સ એસોસિયેશન, નેશનલ કૉંગ્રેસ કે રાઉંડ ટેબલ કૉન્ફરસમાં પ્રમુખસ્થાન આપવું જ જોઈએ એમ સાહિત્યકારે માની લેવાની જરૂર નથી. કવિતા લખી બહુ મોટાઈ માનનાર એક કારકુને કવિતા ન લખનાર ઉપરી સાથે ઝઘડો કરી નોકરી ખોયાનું દૃષ્ટાંત બહુ નવાઈભર્યું તો ન જ કહેવાય.

સાહિત્ય કે સાહિત્યકારને ઉતારી પાડવા જેવાં આ કથન પાછળ એક જ ઉદ્દેશ રહેલો છે સાહિત્ય એ માનવ સંસ્કારનું મહા સંચલન પરંતુ એ એકલું જ મહાસંચલન નથી એમ સાહિત્યે સમજવું જોઈએ, અને સાહિત્યકાર એક વિશિષ્ટતાભરી વ્યક્તિ હોવા છતાં ઐતિહાસિક માનવ ભણી જ એને પડે છે એમ સમજી એણે જનતા પ્રત્યે ઘમંડને બદલે સમાનતાની ભાવના જ કેળવવી જોઈએ સાહિત્યકારની વિશિષ્ટતા સામાન્યતાનો અર્ક છે એમ ઓળખવાથી સાહિત્યકાર વધારે સાચો, વધારે વ્યાપક, અને વધારે ચિરંજીવી સંસ્કારપ્રતિનિધિ બની જાય છે સામાન્યતા અને સાહિત્ય વચ્ચે ગાઢ સંબંધ રહેલો છે

સાહિત્યને, સાહિત્યકારને જનતા ભલે માન આપે પરંતુ એ માન એવા પ્રકારનું હોવું ન જ જોઈએ કે જે સાહિત્યકારને જનતાથી અતિ ઊંચો દેવ બનાવી મૂકે. સાહિત્યકાર સામાન્યતા પ્રત્યે જ્યારે તુચ્છતા અનુભવે ત્યારે એ જનતાનો પ્રતિનિધિ બનતો અટકી જાય છે ધનવાન, વિદ્વાન, સત્તાવાન, ગુણવાન કે રૂપવાન માનવી જ્યારેજ્યારે પોતાની સંપ્રાપ્તિનું અભિમાન સેવી અહંનો આક્રમક વિકાસ કરે છે ત્યારેત્યારે તે માનવી મટી રાક્ષસ બની જાય છે સાક્ષર પણ એક માનવી તો છે જ. એની સાક્ષરતાનું અહં બીજાને ભોંકાય એવું આરાવાળું, ધારવાળું બની જાય ત્યારે સાક્ષર પણ એક રાક્ષસ બની જાય છે. અહંકાર એટલે જ અહંનું આક્રમણ. એ વ્યક્તિમાં હોય કે પ્રજામાં હોય, એ કલાકારમાં હોય કે સાધુમાં હોય આક્રમણ સર્વથા વિકાસવિરોધી બળ બની જાય છે. સાહિત્યથી, સાહિત્યકારથી વિકાસવિરોધી ન બનાય. એટલે સાહિત્યકારની મોટાઈ આક્રમક હોવી ન જોઈએ, એના અહંમાંથી ઊપજેલી ન હોવી જોઈએ.

... . . .

સાથેસાથે સાહિત્યે કે સાહિત્યકારે ખાસ શરમાવાની પણ જરૂર નથી. નવલિકા લખનાર કશું પાપ કરતો નથી. કવિતા રચનાર કોઈ કલંકને નોતરતો નથી. સાહિત્ય પ્રત્યે—એટલે સાહિત્યકાર પ્રત્યે પર્ષુત્વાર જનતાનો કેટલોક ભાગ મહેરબાનીની નજરે નિહાળે છે—

'લેખક છો ? એમ કે ? વાહ ! બહુ સારું !'

એમ કહી લેખકની જરાય કિંમત મનમાં ન હોવા છતાં મહેરબાનીભર્યો વિવેક દર્શાવવાની શિષ્ટતા સમાજમાં જાણીતી છે. સાહિત્યકારે કોઈની મહેરબાનીની માગણી કરવાની જરૂર નથી. મહેરબાની માગનાર ભિક્ષુકનું માનસ ખીલવે છે.

પરંતુ આટલી યે શિષ્ટતા ન રાખનારો એક વર્ગ સાહિત્ય પ્રત્યે મહેરબાનીને બદલે તુચ્છપણું પણ સેવતો હોય છે.

'પુસ્તકો લખ્યાં છે ? પણ આપણે સાહિત્યમાં કાંઈ ન જાણીએ.' એ સાહિત્યબાહિત્યમાં આપણને બહુ સમજ ન પડે !'

આ કથન નમ્રતાસૂચક હોતું નથી. સાહિત્ય જેવી તુચ્છ, નિરુપયોગી વસ્તુનો સ્પર્શ કરવાની પણ જરૂર નથી એમ ઘમંડસૂચક માનસ–Superiority complex માંથી આ શબ્દો ઊપજી આવે છે.

કેટલાંક વર્ષો પર એક સદ્ગત સારા સાહિત્યકાર જે ધર્મગુરુ પણ હતા તેમના મંદિરનું ઉદ્ઘાટન કરવાને પ્રસંગે તેમના સાહિત્યની ઉચ્ચ કક્ષા ઉપર ભાર મુકાયો. પ્રમુખસ્થાને બિરાજેલા એક ન્યાયમૂર્તિને લાગ્યું કે સાહિત્યકારો તો કૈંક થયા અને થશે, પરંતુ ધર્મગુરુ થવા મુશ્કેલ છે. તેમને લાગ્યું એ પ્રમાણે તેમણે કહ્યું પણ ખરું. હિંદમાં સાહિત્યકારો અને ધર્મગુરુઓના વર્ગ પાડી વસતિગણતરી કરવામાં આવે તો સાહિત્યકારોની સંખ્યા વધે કે ધર્મગુરુઓની, એ પ્રશ્ન આપણે બાજુએ મૂકીએ. પરંતુ સાહિત્યના પક્ષપાતી એક શ્રોતાએ મને તો આ સાંભળીને કહ્યું જ કે —

'સાહિત્યકારો કૈંક થયા, થશે એ સાચું, પણ મુંબાઈ હાઈકોર્ટમાં થઈ ગયેલા જજ્જો કરતાં સાહિત્યકારોની સંખ્યા હજી વધી નથી.'

સાહિત્યકારોએ સાહિત્યસર્જનના કારણે Inferiority complex–લઘુતાવૃત્તિ સેવવાની પણ જરૂર નથી. સાહિત્યમાં સમજ પડતી નથી એમ અભિમાનપૂર્વક કહેનારે જાણવું જોઈએ કે ઈસ્ટ ઇંડિયા કંપનીના વ્યાપારી સાહસોમાંના ઘણા સારું લખી શકતા હતા અને એ જ કંપનીના યોદ્ધાઓ અને મુત્સદ્દીઓ સારું–સાહિત્યની બહુ પાસે એવું લખીને હિંદમાં સામ્રાજ્ય સ્થાપી શક્યા હતા. કોઈ વ્યાપારી કે મુત્સદ્દી સાહિત્યને હસતા પહેલાં ઈસ્ટ ઇંડિયા કંપનીનાં દફ્તર–recordsને ન ભૂલે.

...

સાહિત્યને અને વાણીને દેહ–આત્મા સરખો સંબંધ હોવાથી સાહિત્યકારોમાં એક પ્રકારનો એવો પ્રચારઆવેશ કે ધૂન ઉત્પન્ન થાય છે કે જે સાહિત્યકારને એક ઉપદ્રવના સ્વરૂપમાં ફેરવી નાખે છે. બહુ બોલકણા માણસને અમુક કલાક સુધી જ આપણે સહન કરી શકીએ. ધૂની માણસની એકની એક વાત સાંભળવામાં વચ્ચેવચ્ચે આરામની સારા પ્રમાણમાં જરૂર રહે. જ્યારે ને ત્યારે વ્યાસપીઠ ઉપર ચઢી આવી દરેક વિષય ઉપર કાંઈ ને કાંઈ પ્રવચન કરવા પ્રેરાતા વ્યાખ્યાતા માટે શ્રોતાઓને એમ ઘણીવાર લાગે છે કે તેઓ પોતાની પ્રેરણાનો પ્રવાહ અટકાવતા શીખે તો વાણીનો વધારે સદુપયોગ થાય. વાણીનું બ્રહ્મચર્ય વાણીને વધારે સામર્થ્યવાન અને તેજસ્વી બનાવે છે એ સત્ય આવી વખતે પ્રત્યક્ષ થાય છે. સાહિત્યકાર—અને તે પણ આશાભર્યો નીવડતા સાહિત્યકારને પોતાની કોઈ કવિતા કે નવલિકા વંચાય અને વખણાય એવી ઇચ્છા રહે એ બહુ જ સ્વાભાવિક છે, સમજી શકાય—અને સહાનુભૂતિપૂર્વક સમજી શકાય એવી એ વૃત્તિ છે. એ વૃત્તિને પૂરતું ઉત્તેજન આપવાની પણ જરૂર છે. પોતાના સ્વજન, ઇષ્ટ મિત્રો કે મુરબ્બીઓની પોતાના સાહિત્ય માટેની છાપ કે લાગણી તે મેળવે એમાં સાહિત્યકાર કશું ખોટું કરે છે એમ પણ કહેવાય નહિ. પરંતુ પોતાની કૃતિનાં વખાણ એથી પણ વધારે વિસ્તૃત બને,

પોતે ઉત્પન્ન કરેલો ચમત્કાર વિશાળ જનતામાં સ્વીકાર પામે અને ટોપીમાંથી 'સસલું' કાઢનાર જાદુગરની માફક સહુ કોઈ તેના તરફ વિસ્મય અને વખાણની ભાવનાસહ જોઈ રહે એવી ગુપ્ત-અર્ધગુપ્ત ઇચ્છા સાહિત્યકારને એક મહા ઉપદ્રવ—pest બનાવી મૂકે છે કૉલેજમાં પ્રોફેસરો નિદ્રાપ્રેરક વ્યાખ્યાનો કરતા હોય તે વખતે કેટલાક સંયમીઓ જાગ્રત રહેવા કવિતા લખતા હોય ત્યાં સુધી તેમની સાહિત્યપ્રવૃત્તિને આપણે માફી આપી શકીએ. પરંતુ સાહિત્યનાં ધગધગતાં સ્ફુરણો એ સાહિત્યકારને ક્રિકેટના મેદાન ઉપર મિત્રોના કાન પાસે કવિતા લલકારતો કરી મૂકે ત્યારે આપણને જરૂર લાગે કે સાહિત્યને પણ સ્થળ અને કાળની મર્યાદા હોવી જોઈએ. સાહિત્ય એ આપણા સંસ્કારની છબી છે પરંતુ મોટરબસની મુસાફરીમાં ચકમેતરની ચિંતામાં પડેલા મુસાફરને કોઈ ઓળખીતો સાહિત્યકાર કવિતા વચાવી સંસ્કારની છબી દેખાડે ત્યારે એ છબી વિકૃત બની જાય છે. વહાલી પત્ની કે વહાલાં સંતાનોને પણ દૂર કરી નદીકિનારે કે બગીચામાં એકાંત શોધી બેસનાર જ ભાગી પુરુષની આગળ સાહિત્યનાં પાનાં ખિસ્સામાંથી કાઢી શૃંગાર, વીર કે હાસ્ય રસની કૃતિ સમજાવવા મથન કરનાર સાહિત્યકાર એ ત્રણે રસને મહા કરુણમાં ફેરવી નાખે છે બીભત્સ બાજુએ રાખીએ તો યે સાહિત્યકાર પોતાની સાહિત્યકૃતિ બતાવવા, વંચાવવા, સંભળાવવા કે સમજાવવા ગમે ત્યારે, ગમે તેને, ગમે તે સ્થળે તૈયાર—અતિ તૈયાર હોય છે, અને તેને લીધે સાહિત્યને અણગમતું બનાવી મૂકે છે રસ્તે જતાં કોઈ વ્યક્તિને ઉતાવળે જતી કે દોડતી હું જોઉં છું ત્યારે મને પ્રથમ ભય એ જ લાગે છે કે એ વ્યક્તિની પાછળ કોઈ સાહિત્યકાર નવી લખેલી કવિતા કે વાર્તા વચાવવા પડ્યો છે શું! સંસારને સુખમય બનાવવા ઇચ્છતા સર્વ સંસારવિધાયકોને મારી એકએ વિનતી છે—સાહિત્યકાર થવા ઇચ્છનાર સહુએ કૃપા કરી પોતાનાં સગાંસબંધીઓ, મિત્રો, ઓળખીતાઓ અને શુભેચ્છકોને પોતાના સાહિત્યથી જેમ બને તેમ દૂર રાખવા, અને ખાસ કરીને પતિ સાહિત્યકાર હોય તો પત્નીને અને પત્ની સાહિત્યકાર હોય તો પતિને જાણવા પણ ન દેવું કે ને સાહિત્ય કહેવાય એવું કંઈ લખે પણ છે! નહિ તો સાહિત્યમાં મૂકી ન શકાય એવું ઘણુંઘણું ઉપસાહિત્ય સાંભળવાનું જોખમ તેમણે વહોરી લેવું પડશે '

... .. ... ...

સાહિત્ય પરત્વે સામાન્ય દૃષ્ટિ કરતાં પ્રથમ તો લાગે છે કે

૧ સાહિત્ય એ ઇશ્વરી પ્રેરણા કે કુદરતદીધી કરામત છે એમ ભલે વિવેચકો કહે. સાહિત્યકારોએ તે માનવાની જરૂર નથી.

૨ સાહિત્યમાં ઊંડી વિદ્વત્તા, કુશાગ્રબુદ્ધિ કે ગજનગ્રુબી ઊર્મિઓ ભલે આવતાં હોય. સાહિત્ય સિવાય બીજા કશા સચાયનમાં એ ન જ આવે એમ માનવું એ સાહિત્યની મર્યાદાઓ ન ઓળખવા જેવું થશે.

૩ સાહિત્યનું અહં સાહિત્યકારને અહંકારી બનાવે ત્યારે તે સાહિત્ય અને સાહિત્યકાર આક્રમણકારી પ્રગતિરોધક ભય બની જાય છે

૪ સાહિત્યે માંગીભંગદિત વાતોડિયાપણાથી વેવલાશથી—કોઈપણ શુભેચ્છાથી સોંઘુ અને હાસ્યજનક બનવું ન જોઈએ. વગભાડ કે ઉપદ્રવ બની બેસનાર સાહિત્યકારો આપણા ધારવા કરતા ઓછા તો નહિ જ હોય '

૫ સાથે સાથે સાહિત્યે શરમાવાની જરૂર નથી. શોભાવાની જરૂર નથી, દીનતાસૂચક લઘુમાનસમયિ ઊપજાવવાની પણ જરૂર નથી. કારણ ?
સાહિત્ય એક વ્યાપક પ્રગતીપ અને પ્રગતિપ્રિય સંયોધન છે—પ્રગતિ છે

(અપૂર્ણ)

# આપખુદ ગૃહસ્થો

[ સરકારી કારકુનો સંબંધીની એક રશિયન નર્મિકા ]

મારા મિત્ર ફેડરે આપખુદી નાશ કરવાનો એક ઉપાય શોધી કાઢ્યો. મારા અભિપ્રાય પ્રમાણે તેનામાં મહાન રાજ્યમુત્સદ્દી જેટલી અક્કલ છે.

ઉપાય એટલો સસ્તો અને અસરકારક છે કે તેણે તેનો પેટન્ટ લેવો જોઈએ. પણ કમનસીબે એ જ ઉપાય અજમાવતાં મારો મિત્ર ફેડર કેદ થયો છે, દુઃખીતું છે કે કોઈપણ માણસ પોતાના દેશમાં પયગમ્બર થઈ શકતો નથી.

મારા મિત્ર ફેડરે આપખુદીભર્યું વર્તન મટાડવાનો આવો ઉપાય શોધ્યો.

કોઈ એક ઓફિસમાં તેને કામકાજ માટે જવાનું થયું. નિયમિતપણે બે માસ સુધી તે ઓફિસમાં દરરોજ જતો પણ તેનું કામ થયું નહિ. આપખુદ વર્તનવાળાઓએ તેના પર ધ્યાન આપ્યું નહિ. તેઓ તેને જુદાં જુદાં ખાતાંમાં મોકલી દાદરા ચઢઉતર કરાવતા. તેઓ તેના કાગળ શોધી કાઢતા નહિ. "કાલે કંઈ કરીશું" એવું વચન આપતા અગર તો રૂમાલ કાઢી પોતાનાં મુખ સાફ કર્યા કરતા અને ફેડર પર લક્ષ આપતા નહિ.

એક રીતે જોઈએ તો આગળ વધેલા આપણા દેશમાં આ વર્તન ઘણું જ આપખુદીવાળું કહેવાય બીજી રીતે જોઈએ તો એ સ્વાભાવિક હતું. ઓફિસ હમણાં જ નવા મકાનમાં ખસેડવામાં આવી હતી અને ફેડરનાં કાગળિયાં ક્યાંક ત્યાં ગુમ થઈ ગયાં હોય. ગમે તે હો પણ ફેડર પૂછતો ત્યારે તે મળતાં નહિ; અને બનવા જેવું છે કે તેઓ જ્યારે તેની તપાસ કરતા ત્યારે તેમના પ્રયાસો નિરુત્સાહી હોય.

તેથી તેઓએ આ વાત બને ત્યાં સુધી લંબાવ્યા કરી. બનવા જેવું છે કે તેઓએ એમ માન્યું હોય કે તેઓ કોઈ દિવસ ફેડરનું કાગળિયું શોધી કાઢશે, અગર એમ પણ બને કે તેઓએ એમ ધાર્યું હોય કે ફેડર થાકી કંટાળી મરી જશે અને ગુંચવણનો આમ સરળ ઉકેલ આવશે. પછી કાગળિયું શોધવાની માથાકૂટ ન રહે

તેઓએ ગમે તે ધાર્યું કે માન્યું હોય પણ સ્વાભાવિક સભ્યતાને લઈને આવું કહી દઈ તેઓએ ફેડરની લાગણી દુભવી નહિ અને ફેડર તો ભૂખ્યો માત્ર રોજ ઘેરથી ઓફિસે અને ઓફિસથી ઘેર જવા લાગ્યો.

અલબત્ત તે હવે સર્વને ધિક્કારવા લાગ્યો. ઓફિસમાં બેસી રહી કામ કરતા દેખાતા આ આપખુદ ગૃહસ્થો તેને હવે કઠવા લાગ્યા. તે તેમને ધિક્કારતો પણ તેણે પોતાનો ગુસ્સો અંકુશમાં રાખ્યો, અને માત્ર તીણા અવાજે વાતો કરતો.

એક દિવસે ઓફિસમાં દાખલ થતાં તેણે વિચાર્યું "જો હું આજે મારું કામ પૂરું ન કરું તો આ લોકો મહિનો માસ આંટા ભરાવ્યા કરશે." આમ વિચારી તેણે તેનાં કાગળિયાં માટે ફરીથી પૂછ્યું.

"વારુ, તેનું શું ?"

"હજી એ વિષે અમે કંઈ વધુ કહી શકતા નથી" ગૃહસ્થે જવાબ આપ્યો.

મારા મિત્ર ફેડરે રૂંધાયેલા શ્વાસે બહાર નીકળી ચોખ્ખી હવાનો દમ ખેંચ્યો, પણ બહાર નીકળી તેણે જુદું જ દૃશ્ય જોયું અને ચકિત થયો

એક ભવ્ય વયનો આપખુદ ગૃહસ્થ એક મેજ આગળ કંઈપણ કામ વિના બેસી રહેલો તેણે જોયો વસ્તુત તે નખ સાફ કરતો સીટી વગાડતો હતો. તે ઘણો ગમતનો માણસ જણાતો હતો અને પગ હલાવ્યા કરતો હતો.

આ દશ્યથી મારો મિત્ર ફેડર ભાન ભૂલ્યો. પેલા આપખુદ ગૃહસ્થોને છેડી આવતાં ફેડર અસ્વસ્થ તો થયો જ હતો; પણ હવે તો તેને શુદ્ધિ રહી નહિ. તે સીધો આ ગૃહસ્થ પાસે ગયો અને કંઇ પણ વિચાર્યા વિના અને તેટલા જોરથી તેના મુખ ઉપર તમાચો લગાવી દીધો.

ગુસ્સે થઇ આપખુદ ગૃહસ્થ ગભડ્યો અને તેણે મદદની કોશિશ કરી. બીજી દિશામાંથી આપખુદ ગૃહસ્થો દોડી આવ્યા. તેમણે ફેડરને પકડ્યો અને જરા પણ ખસવા ન દીધો.

ઇજા પામેલો ગૃહસ્થ સહેજ બેઠો થઇ બોલ્યો, "હું અહીં કામસર આવ્યો હતો. સવારથી મેં કંઇ ખાધું પીધું નથી; અને મને ભૂખ્યાને તેઓ આમ માર મારે તો મારે વિરોધ કરવો રહે છે. હું તમને પ્રહાર કરવાની છૂટ નહિ આપું."

ફેડર અચંબો પામ્યો અને પૂછ્યું, "તમે આ ઓફિસમાં કામ નથી કરતા? બહારથી તમે અહીં તમારા કામ માટે આવેલા છો?"

"અલબત્ત, હું અહીં રોજ બે માસથી મારા કામ માટે આવું છું પણ તેઓ રોજ વાયદા કરે છે. તમારે મને મારવો જોઇતો ન હતો. મુદ્દો એ છે કે હું અહીં રોજ કામ માટે આવું છું. હું એ લોકોમાંનો એક હોત તો આમ વિરોધ ન કરત."

"બિરાદર, મને માફ કરો" ફેડરે કહ્યું, "મને ખબર ન હતી. મેં જાણ્યું કે તમે આપખુદ ગૃહસ્થોમાંના એક છો અને તમે અહીં વગર કામે બેસી સીસકારી વગાડો છો."

"મને અહીં હવે કંઈ પણ અજાણ્યું લાગતું નથી" ઇજા પામેલા માણસે કહ્યું. "તેથી હું ટેબલ આગળ નિરાંતે બેઠો હતો અને ત્યાં તમે એકાએક આવી ચઢ્યા અને મને તમાચો ચોડી કાઢ્યો."

ઓફિસના ઉપરીએ એક રાડ પાડી, "ફેડરના તુમાર એકદમ શોધી કાઢો. એ કેવું પ્રાણી છે તે આપણે જાણવું જોઇએ. ઉતાવળ કરો. જલદી."

ઇજા પામેલા માણસે વિરોધ કર્યો, "મને માફ કરો, પણ અપરાધીને શા માટે ખાસ હક આપો છો? મને માર મારવામાં આવ્યો છે, અને મારા તુમારો શોધી કાઢવા જોઇએ. મારું નામ ટેટરસોવ છે." ઉપરીએ ફરીથી બૂમ મારી, "આ ટેટરસોવના તુમાર પણ શોધી કાઢો. જલદી."

ટેટરસોવે ફેડરને કહ્યું, "આભાર છે કે આ લોકો આપણા તુમારો શોધી કાઢશે. તમારી મદદ વિના આમ જલદી નિકાલ ન આવત."

"તમારે મારો ઉપકાર માનવો જોઇએ" ફેડરે કહ્યું, "મારી મદદ વિના તમે અહીં ઘરડા થઇ જાત અને તમને ખુરશીમાં ઊભી તમે જમીનમાં સજડ ચોંટી જાત."

એક કલાકમાં બંનેના તુમારો મળ્યા. "આ તારો કાર્યક્રમ" ફેડરને કહેવામાં આવ્યું, "બેશક છે. પણ અમારી ઓફિસમાં બીજા ઉપર પ્રહાર કરવા માટે તારા પર ફરિયાદ કરવામાં આવશે. કાયદાનો અમલ થશે."

પછી તેઓએ ટેટરસોવને કહ્યું, "જુવાનિયા, તેં ભૂલ કરી છે આ ઓફિસે તારે આવવું જોઇતું ન હતું. તારે સોશિયલ ઇન્સ્યુરન્સ ઓફિસમાં જવું જોઇતું હતું. અહીં આવવામાં કંઇ અર્થ ન હતો. તેં મોઢા પર નકામો જ તમાચો ખાધો તારી કમનસીબી માટે તું જવાબદાર છે."

ટેટરસોવ ગુસ્સે થઇ ચાલ્યો ગયો, અને મારા મિત્ર ફેડર પર કાયદેસર કામ ચલાવવામાં આવ્યું અને બીજાને તમાચો મારવા માટે તેને એક માસની સજા થઇ.

—રશિકાન્ત ચતુર્વેદી

# રોજનાં જાણીતાં—
## ૧ : રિક્ષાવાળો



ભરતરામ ભાનુસુખરામ મહેતા

વાહન ભાડે દોડનારાં ધંધાર્થીઓમાં છેલ્લામાં છેલ્લો ઉમેરો રિક્ષાવાળાનો થયો છે. મુંબઈના કે મદ્રાસના રિક્ષાવાળાથી ગુજરાતનો રિક્ષાવાળો જુદો પડે છે. ફક્ત બંને સ્થળે તો રિક્ષાવાળાઓ ઘણાં વર્ષોથી ઢોરની જગા જાતે સાચવીને રિક્ષા ભાડે દોડતા આવ્યા છે. પરંતુ ગુજરાતમાં તો ફક્ત એક વર્ષથી જ રિક્ષાવાળાઓ મોટરસાઇકલના વિકૃત અને વિસ્તૃત સ્વરૂપે રિક્ષાની યોજના કરાવીને તે માટે દોડતા થયા છે. પેલા અગ્રજ રિક્ષાવાળાનો પરિચય આપણને નથી, એટલે તેનો વિચાર આપણે કરવા જેવો નથી; પણ આ નવા રિક્ષાવાળાનો પરિચય આપણને વધુ ને વધુ થતો જાય છે, એટલે તેનો વિચાર આપણે કરીએ તો કાંઈ ખોટું નથી.

'રિક્ષાવાળો' ખરું જોતાં 'રક્ષાવાળો' કહેવાવાને પાત્ર છે, કારણ કે બીજાં વાહનોની સાથેની સરખામણીમાં તે રક્ષાનું એટલે રક્ષણનું કામ વધારે સાધે છે તે મુસાફરની તેમ જ રાહદારીની રક્ષા કરી શકે છે. ઘોડાગાડીનો ઘોડો ઠોકર ખાઈને કે ડામરના રસ્તા ઉપર પગ લપસતાં અચાનક પડી જાય છે ત્યારે ગાડીમાંના મુસાફરને કે મુસાફરોને અકસ્માત થાય છે. મોટરકાર કે મોટરસાઇકલ અચાનક અકસ્માતનો ભોગ બને છે ત્યારે તેમાંના કે તેના ઉપરના મુસાફરને કે મુસાફરોને અકસ્માત થાય છે. રિક્ષાવાળો આવી જાતના અકસ્માતથી મુસાફરોને સુંદર રક્ષણ આપે છે. ક્વચિત અકસ્માતથી રિક્ષા વાંકી વળી વામકુક્ષી કે દક્ષિણકુક્ષી કરે છે તો પણ તેમાંના મુસાફરને કે મુસાફરોને કાંઈ ખાસ પછાડ લાગતી નથી. વળી ઘોડાગાડી કે મોટરકાર કે મોટર-સાઇકલ દોડનાર માણસ રાહદારીની રક્ષા કરવા હંમેશાં પોતાના વાહનને એકદમ અટકાવી શકતો નથી તેથી અનેક પ્રસંગે અકસ્માત થાય છે, પણ રિક્ષાવાળો પોતાની રિક્ષાને એકદમ અટકાવી શકે છે તેથી તે રાહદારીની રક્ષા કરી શકે છે.

રિક્ષાવાળો 'જાતમહેનત ઝિંદાબાદ'નો નમૂનો છે. ઘોડાગાડીવાળો ઘોડાને દોરે છે ત્યાર-પછી જ ઘોડો ગાડીને દોરે છે. મોટરકારવાળા કે મોટરસાઇકલવાળો યંત્રોને ગતિ આપે છે ત્યારપછી જ એ યંત્રો વાહનને દોરે છે. રિક્ષાવાળો તો પોતાના ટાંટિયાનો ઉપયોગ કરીને જાત-મહેનતથી જ રિક્ષા ચલાવે છે, એ એની ખાસિયત છે.

રિક્ષાવાળો પોતાના ધંધામાં વધારે ફાયદો મેળવે છે તેના કેટલાક કારણો છે. ઘોડા, બળદ વગેરે વાહન ખેંચનારાં ઢોરને માટે ચંદી, ઘાસ, ખરેરો, ખરદાસ, [illegible] વગેરે અનેક પ્રકારે ખર્ચનો ને મહેનતનો બોજો ઉપાડવાની ફરજ તેના માલિકને પડે છે તે જ પ્રમાણે મોટરકારના કે મોટરસાઇકલના માલિકને 'પેટ્રોલ', 'ક્લીનર', 'બેટરી', 'સ્પેર પાર્ટ્સ', ઉંજણ માટેનું તેલ વગેરેનો ખર્ચ ભોગવવાની ફરજ પડે છે એ ઉપરાંત ઘોડા, બળદ, મોટરકાર કે મોટરસાઇકલ રાખવા માટે તબેલાની પણ જરૂર પડે છે પરંતુ રિક્ષાવાળાને આવી બાબતોની કશી ચિંતા કરવાની રહેતી નથી. એ તો રસ્તાની બાજુમાં પોતાની રિક્ષાને ઊભી રાખીને ઝપકી લઈ શકે છે ને ખાધાખોરાકીના ખર્ચથી પણ મુક્ત રહી શકે છે.

વળી ઘોડાગાડી, મોટરકાર વગેરે ખરીદવા માટે હજાર રૂપિયા ઉપરાંતની મૂડી રોકવી પડે છે પણ રિક્ષાવાળો તો ત્રણસોએક રૂપિયા રોકીને પોતાનું વાહન ઊભું કરી શકે છે એ ઉપરાંત ઘોડાગાડી કે મોટરકાર કે મોટરસાઇકલ સમી કરાવવા પાછળ પ્રમાણમાં વધારે ખર્ચ થાય છે ત્યારે રિક્ષા સમી કરાવવા પાછળ નામનો જ ખર્ચ થાય છે. આમ આર્થિક નજરે રિક્ષાવાળાને રિક્ષા હાંકવાનો ધંધો ફાયદાકારક નીવડે છે.

રિક્ષાવાળામાં માણસાઈ હોય છે તેમ જાનવરાઈ પણ હોય છે. તે માફકસર ભાડું લઈ ઉતારૂની ચાલવાની મહેનત બચાવવા તેને પોતાની રિક્ષામાં લઈ જાય છે ત્યારે ખરી માણસાઈ પ્રદર્શિત કરે છે, પણ વહેલી સવારની ગાડીમાં જેને જવું હોય તેની અથવા ખૂબ વરસાદ પડતો હોય ને પાસે છત્રી ન હોય તેની દુર્દશા કળી જઈને તે મોંમાગ્યા દામ ભાડા તરીકે તેની પાસે માગે છે ત્યારે તે માણસાઈની હદ ઓળંગી જાય છે. બીજું, બેસાડનારના અભાવે તે લોભનો માર્યો પોતાની રિક્ષામાં માલથી ભરેલી બેચાર ગૂણો, આખા ને આખા એકબે ખાટલા, થાય તેટલો પસ્તાખરો, ખાવાનાં પાનના પંદરવીસ કરંડિયા વગેરે માલ ભરીને લઈ જાય છે ત્યારે તો તે જાનવરાઈનું જ પ્રદર્શન કરે છે, કારણ કે જે કામ અન્ય કોઈ જાનવર કે મજૂર કરી શકે તે કામ એ પ્રસંગે તે પોતાના માથે ઉપાડી લે છે એટલું જ નહિ, પણ જાનવરની જગ્યા તે પોતે લેતો હોવાથી એનો એ પ્રસંગનો દેખાવ બહારના પ્રેક્ષકને ઘૃણાજનક ને દયાજનક લાગે છે.

રિક્ષાવાળાને એક ચેતવણી આપવા જેવી છે એ પોતાની રિક્ષા ભાડે ફેરવે છે તે વખતે પોતાની બેઠક ઉપર જ બેઠો રહીને તેને હાંકે છે ત્યાં સુધી તો કંઈ ખાસ નોંધ લેવા જેવો હોતો નથી, પણ વચ્ચેવચ્ચે જરૂરિયાતના પ્રસંગે તે પોતાની બેઠક છોડીને ઊભો થઈ 'પેડલ'ના આધારે જ ઊભોઊભો રિક્ષા ચલાવે છે ત્યારે તેના વાંસાની નીચેના ભાગનું બેહૂદું પ્રદર્શન તેની પાછળ બેઠેલા ઉતારુને કે ઉતારુઓને થાય છે ને સૂગ ઉપજાવનાર હોય છે એને એનું ભાન નહિ હોય તેથી જ એ એમ વર્તતો હશે. પરંતુ આપણે એને એ બાબતમાં ચેતવણી આપવા જેવી છે.

રિક્ષાવાળાને બીજી ચેતવણી આપવા જેવી છે તે એના અસભ્ય વર્તનને લગતી છે. એ રિક્ષા હાંકતાંહાંકતાં પ્રસંગે સ્ત્રીઓની મશ્કરી કરે છે, એ બંધ થવું જોઈએ. વળી એની અને એના બેસાડનારની કે બેસનારાઓની વચ્ચે બહુ થોડું અંતર રહેતું હોવાથી કવચિત્ એના નિમિત્તે તેને કે તેમને નાકની આડે હાથ કે રૂમાલ રાખવાની જરૂર પડે છે તેમ થતું અટકાવવા તેણે ખાસ કાળજીથી આત્મસંયમ કેળવવો જોઈએ. વળી મોડી રાતે તે રિક્ષા ફેરવે છે તે વખતે સિનેમાનાં ગાયનો મોટા અવાજે ગાય છે અથવા સિસોટી વગાડીને ગાયન ગાય છે અથવા પાસે ચાલીને જોડેના બીજા રિક્ષાવાળાની સાથે વાતો કરે છે તે વખતે જનતાની ઊંઘમાં ખલેલ પહોંચે છે, એનું ભાન એને હોતું નથી, પણ તેને એનું ભાન કરાવવાની જરૂર છે.

રિક્ષાવાળાએ પોતાની રિક્ષાની બનાવટમાં એક ખાસ સુધારો કરાવવા જેવો છે. પોતાની પીઠ પાછળના બેસનારાઓને સૂગ ઉત્પન્ન ન થાય તેટલા માટે તેમ જ ચોમાસામાં તે પોતે વરસાદના પાણીથી તરબોળ થઈ માંદો ન પડે તથા ઉનાળામાં તે પોતે પ્રખર તાપથી બચી શકે તેટલા માટે તેણે પોતાની રિક્ષાની બેઠકની પાછળ નીચેના ભાગે પડદી જેવો પહોળો ભાગ રખાવી તેને જોડીને ઉપરના ભાગે છત્રીની ગરજ સારે તેવી રચના કરાવી લેવી જોઈએ. આટલો વધારો તેને જરૂર ફાયદાકારક થઈ પડશે.

ઘણા રિક્ષાવાળા પોતે રિક્ષાના માલિક હોતા નથી પણ કોઈ માલિકની રિક્ષા ભાડે ફેરવનારા મજૂર જેવા હોય છે. માલિકે ઠરાવી આપેલી રોજની ભાડાની રકમ તેને ચૂકવતાં જે રકમ એની પાસે બાકી રહે તે એની પોતાની રોજની કમાણી ગણાય છે આ જાતની એની કમાણી વ્યાવહારિક રીતે પ્રમાણમાં ઘણી ઓછી હોય છે તેથી પોતાના અને પોતાનાં કુટુંબીઓના પેટનો ખાડો પૂરવાને તેને ખૂબ મહેનત કરી પૂરતી કમાણી કરવાની ફરજ પડે છે.

આ જાતની વધારે પડતી જાતમહેનત તેની તબિયત ઉપર ઊંડી અસર કરે છે. તેને છાતીનો રોગ અથવા આંતરડાંનો રોગ લાગુ પડવાનો સંભવ વધારે રહે છે. એના પરિણામમાં એનું આયુષ્ય એક કે દોઢ દાયકા જેટલું ઘટી જવાનો સંભવ રહે છે. છેવટે એનું પરિણામ સામાજિક નજરે હાનિકારક નીવડે એ દેખીતું છે આવી રીતે સમાજને નુકસાન થાય તે અટકાવવાને તેના ધંધાનું નિયમન કાયદાથી થવું જોઈએ અને એ કાયદાનો અમલ ચુસ્તપણે થવો જોઈએ.

રિક્ષાવાળાનો ગણવેશ કાયદાથી ફરજિયાત રાખવો જોઈએ, પણ તેને માટે જે કાપડ એને જોઈએ તે સસ્તું ને ટકાઉ હોવું જોઈએ ને તેનું 'રેશનિંગ' ન હોવું જોઈએ, અથવા જે માલિકે એને મજૂર તરીકે ગણ્યો હોય તે માલિકે પોતાના ખર્ચે એને એનો ગણવેશ પૂરો પાડવો જોઈએ.

રિક્ષાવાળાનું ભાવિ ઊજળું છે ને નથી— છે' એટલા પૂરતું કે આપણી મહેનત બચાવનારાં વાહનોમાં એની રિક્ષા બાઇસિકલ પછીનું સ્થાન જરૂર મેળવી લે એ માનવાજોગ છે, ને 'નથી' એટલા પૂરતું કે તે માનવસમાજમાં પરાધીનતાની બાબતમાં કારણરૂપ નીવડે તેમ છે. એકંદરે જોતાં રિક્ષાવાળો સમાજને આશીર્વાદરૂપ છે કે ભારરૂપ છે, એ તો ભાવિ નક્કી કરશે।

# પરણ્યા તો યે સુખી થવા............

રમેશનાથ રંગનાથ ગૌતમ

આ વિષયમાં કંઈ પણ લખવા પહેલાં ચેતવણી આપી દેવી જરૂરી છે, કે આ લેખના મથાળાને કે લેખને આ મથાળાની સાથે મળતા નામવાળાં તથા અદ્યાપિ મળેલાં પુસ્તક સાથે કંઈ જ લેવાદેવા નથી, અને તેથી તે વિષે પૂર્વગ્રહ કોઈએ બાંધવો નહિ

પરણેલા હોવા છતાં સુખી જીવન વહેવા માટે પુરુષે પત્ની પ્રત્યે કેવું વર્તન રાખવું જોઈએ ?...લગ્નનો જીવલેણ રિવાજ શરૂ થયો ત્યારથી આ પ્રશ્નાર્થ ચિહ્નનો પણ ઉદ્ભવ થયો છે. એના ઉત્તર પણ અનેક માનવીઓએ પોતપોતાની બુદ્ધિ, કલ્પના અને અનુભવ પ્રમાણે આપવાના પ્રયત્નો કર્યા છે. ધર્મશાસ્ત્રો, નીતિગ્રંથો, વગેરમાંએ સલાહ આપતાં સામાજિક ઉપદેશનાં પુસ્તકો વગેરેમાં આ વિષયની વિવિધ દૃષ્ટિએ છણાવટ જોઈએ તેટલી થઈ ચૂકી છે; અને તેમ છતાં એ પ્રશ્ન અણઉકેલ ઊભો છે

કેમ કે સમયના પરિવર્તન સાથે પ્રશ્નના ઉકેલના પ્રકારનું પણ પરિવર્તન થવાની જરૂર પડે છે. આજનો જમાનો જે વ્યવહારોપયોગી જવાબની અપેક્ષા રાખે છે, તે પચાસ વર્ષ પહેલાંની આવશ્યકતા કરતાં જરૂર જુદા પ્રકારનો છે તેથી આજની જરૂરની દૃષ્ટિએ આપણે વિચાર કરી જોઈએ

## ચેતવણી

પહેલી "કામિક્ષ તવન્નુદ પ્રતિક્ષા" એ છે, કે આ લેખ કેવળ પુરુષ પ્રાણીના ઉપયોગ માટે જ છે. અત્રે સ્પષ્ટ કરી દેવાની જરૂર છે, કે પત્નીને અમે છેડવા માંગતા જ નથી. કોઈ પણ ડાહ્યો પતિ આ નિબંધના ડહાપણને વિનાવિલંબે અને ભારપૂર્વક વધાવી લેશે, અને અમે પણ વીરતા કરતાં ડહાપણને, નિદાન આ વિષયમાં, વધારે માનીએ છીએ.

આ પ્રશ્નના ઉત્તરના બે ભાગ પડી શકે (૧) વિધિ, અને (૨) નિષેધ

પત્ની હોવા છતાં સુખે રહેવા માટે પતિએ જે જે કરવું જોઈએ તેની ટીપ બનાવવા બેસતાં તેનો પાર ન આવે निवसति यदि गृहिणी तावत् सर्वकालं सदपि .....સવારથી તે સાંજ સુધીમાં, ને રાતથી સવાર સુધીમાં, રવિવારની સવારથી તે પછીના શનિવારની રાત સુધીમાં; મહિનાની પહેલી તારીખથી તેની છેલ્લી તારીખ સુધીમાં, જાનેવારીના પ્રારંભથી ડિસેમ્બરના અંત સુધીમાં, પરસ્પાની પળથી માંડીને પગવાસ્વાની ઘડી સુધીના સમય દરમિયાન પતિએ સુખચેનથી રહી શકવા માટે કરવા જોઈતા વિધિઓની ટીપ એટલી લાંબી, અટપટી, પરસ્પરવિરોધી અને વિવાદાસ્પદ બની જાય કે તેની નોંધ કરતા જતાં મુંઝવણ ઊભી થાય, ને ગોથું ખાવા વારો આવે. તેથી એ ત્યાજ્ય. સુખી પરણેલા જીવનની "ચાવીઓ" બતાવનારાં પુસ્તકોનો આપણે ત્યાં રાફડો ફાટેલો છે. જેને ભાગ (૧) માં રસ હોય, અને એ કર્તવ્યો તથા કાર્યોના સમુદ્રમાં ઝુકાવવાના જેને અભિલાષ હોય, તે ભલે એ પુસ્તકોને આધારે પોતાના અરમાન પૂરા કરવા નીકળી પડે. આપણે એને ફતેહ અને સફળ સફર ઇચ્છીશું. એવા સાહસવીરને તેમાં રોજ અવનવાં અન્વેષણો લાધશે, ને નિત નવા પ્રયોગો એને સૂઝશે.

## અનુભવની ઓથ

પરંતુ કાર્ય અને વર્જ્ય એટલે વિધિ અને નિષેધમાં, વર્જ્ય અર્થાત્ નિષેધનો વિચાર કરવો તથા તાગ કાઢવો વધારે સહેલો તેમ જ રસપ્રદ છે. શું ન કરવું, એનો અભ્યાસ તેમ જ તેમાં

પારંગતતા મેળવવાનું કામ બહુ વિકટ નથી. સાચી દાનતનો થોડો શ્રમ અને બાકી પાધરું નસીબ, એ બે ઔષધોના સુયોગ્ય મિશ્રણનું સેવન કરવામાં આવે, તો એ કળાની સાધનામાં અવશ્ય સફળતા થાય. તેમાં થોડી ધીરજ અને પુષ્કળ ખંતના અનુપાનની અપેક્ષા તો રહે છે જ.

આપણે જે ઉત્તર આપીએ તેને અનુભવની ઓથ હોવી જોઈએ. દા. ત., ઉત્તર હિંદના એક વર્તમાનપત્રમાં થોડા સમય ઉપર એક કિસ્સો પ્રસિદ્ધ થયો હતો. લખનૌની એક મહિલાએ પોલીસ થાણે જઈને માગણી કરી, કે "મારા ધણીને કેદ કરો" "શા માટે ?" બાઈ કહે "રોજ રાતના અસુરો આવીને એ મારી સુખભરી નિદ્રામાં વિક્ષેપ નાખે છે, તે માટે"

આ કિસ્સામાંથી બધા પતિદેવોએ પ્રથમ પહેલો બોધ પાઠ શીખી લેવાનો છે, તે આ રહ્યો : લગ્નના બંધનના કાચા સૂતરના તાંતણાને તૂટવાની હદ સુધી તાણવાની જેની ઇચ્છા ન હોય તેવા કોઈ પણ પતિએ રાતના ઘેર આવતા મોડું થઈ જાય તો, તે રાતે ઘેર જવાનું માંડી જ વાળવું. વર્તનો એ પહેલો પાઠ દરેક પરણેલો માણસ બરાબર ગોખી લે, અને અમલમાં મૂકે.

## પત્નીઓ ન વાંચે

"કરશો નહિ"નું ક્ષેત્ર સાચે જ મનોવિજ્ઞાનના નિષ્ણાતોએ શોધખોળ માટે ઉપાડી લેવા જોગ છે. એ થાય તે દરમિયાન અનુભવી પતિઓ નિષેધના જે અમૂલ્ય નમૂના બતાવી શકે તેનો આશરો જેનું વહાણ ડૂબ્યું હોય તેવા નરોએ લેવો. તેમાં થોડાક સૂત્રોનું ટાંચણ લોકસંગ્રહાર્થે તથા [illegible] અત્રે કરવામાં આવે છે, અને તે સાથે એકવાર ફરીથી ચેતવણીનો પટ બજાવવામાં આવે છે કે નીચે જે લખ્યું છે તે કેવળ પુરુષોને માટે જ છે, પત્નીઓએ તેમાં માથું મારવું નહિ, કેમ કે એ પત્નીઓ સામેનો પુરુષોનો મોરચો, અર્થાત્ અસહાય ગરીબજાતનો એ સ્વરક્ષણ દરોગ છે.

લગ્નનાટકનો પહેલો પડદો ઊપડે ત્યારથી તે છેલ્લા સીનના ટાબ્લો ઉપર ડ્રૉપ પડે ત્યાં સુધી "ખાધું, પીધું ને મોજ કીધી"નું છેવટ અનુભવવાની મનોકામના સેવનારાઓએ નીચેનાં સૂત્રોને આચરણમાં મૂકવાં.

૧ હર્ષનિયંત્રણ કરવું. ટિપ્પણી—તમને કોઈ દોસ્ત બિરાદરે જમવા નોતર્યા હોય, અને ત્યાં સજોડે જવાનું હોય, ત્યારે ત્યાં જતે રસ્તામાં ચડેલું મોં ન રાખવું; તે રાખવું જ પડે એમ હોય, તો છેવટ સુધી નભાવવું. યજમાનને ત્યાં પહોંચ્યા પછી મિત્રપત્નીનાં દર્શન થતાં વાદળાં વિખેરાઈ જાય, ને હર્ષાવેશ આવી જાગે, તો પણ તેનું નિયંત્રણ કરીને વધારે પડતાં ખર્ચપરાં ન કરવાં. નહિ, તો તમારાં પ્રેમ સાહેબ એની તમારી દૃષ્ટિએ સતી બેઠેલી કદર નહિ કરે ને તમારો એ અપરાધ કદી પણ 'ફર્ગેટ એન્ડ ફર્ગિવ" નહિ કરે

૨ સુધારકવૃત્તિ ત્યાગો. ટિપ્પણી:—"મારી પત્નીની ખામીઓ તથા ઊણપો હું સુધારીશ, ને સુધારીશ," એવો કોડ મગજમાં કરી રાખશો નહિ. શા માટે, એ "પૂછશો મા, કોઈ પૂછશો મા, એ દેશની વાતડી પૂછશો મા !" તમે શું, પણ તમારો પીર પણ એ ચમત્કાર નહિ કરી શકે, જેણે મચ્છ પર બીજાના ગુમજ્યા ઠેરવ્યા હોય તેવા તમારા કરતાં કંઈ વધારે પ્રતાપી પુરુષોએ તેમાં જીવલેણ થાપ ખાધી છે, એક તો, એ કાર્ય માટે એક જનમ બહુ ઓછો પડે, ને બીજા ભવનું કોણે જાણ્યું ! ને એ વાયરે ચડ્યા, તો તેમાં તમારા સિવાય બીજું કોઈ નહિ ખેંચાય, ને પસ્તાશો પણ તમે એકલા જ. પછી લલકારવું રહેશે, કે "વરનારી બાબા, સહન કરવું એ જ છે એક વહાલું !"

૩ સ્વપરાક્રમવર્ણન ન કરવું. ટિપ્પણી – આત્મશ્લાઘાથી પત્નીને કંટાળો આપવો નહિ. તમારાં ગમે તેવાં સાચાં લાગતાં હોય તેવાં પરાક્રમોનાં પણ બણગાં ફૂંકીને, અથવા જેમાં તમને રસ પડતો હોય પરંતુ "એ"ને ન પડતો હોય તેવી વાતના કુચાનાં ફાંફાં રાખવાથી ઘરમાં વેગળા રહેજો. નહિ, તો પ્રત્યાઘાત રૂપે પ્રશંસાને બદલે અવ્યક્ત પરંતુ નફરત—અને કોઈવાર સુવ્યક્ત અને સંગીન–તિરસ્કારને પામશો.

૪. प्रेमावेगे नियम्य...ટિપ્પણી – ઘરગથ્થુ નવી સાડી કે ભૂખરી ભાવના વ્યક્તિત્વની ખૂબીઓ સ્વશરીર ઉપર અનુભવવામાં મશગૂલ હોય, અને એની આંખમાં તે સમયે રોશની ચમકી ઊઠે, ત્યારે એ ચમકથી ઉશ્કેરાઈને "પ્રિયે" કહીને એને વળગવા દોડશો નહિ. 'પ્રેમનો ઊભરો આવ્યો હોય, તો યે ખેંચી પકડજો. આ બન્નેનો ચમકભેદ લક્ષમાં રાખજો. દરેક કાર્ય માટે યોગ્ય સ્થળ, સમય અને સંજોગ હોય છે. દા.ત. ઉપરિ ઉક્ત પ્રસંગે 'વાહ, કેવી મજાની સાડી છે, તને કેવી દીપે છે" એમ કહેશો, તો 'એ'ને વધારે ગમશે; ને કદાચ પેલા બીજા પ્રકારની આત્મસ્પર્શનાને તેના વડે કરીને અવકાશ મળે, એ સંભવ પણ ખરો; અને પસંદ પડેલી એ સાડી કે વ્યક્તિત્વ ખરીદી આપશો, તો એ સંભવ બલવત્તર થશે, એમ માનવાને ઘણા પતિઓને અનુભવસિદ્ધ કારણ છે.

૫. मा भूयात्सख्यमपि। ટિપ્પણી ——સરખેસરખા સાહેબાઓની સંગાથે સહેલગાહે ગયા હો; ત્યાં ખૂબ મજા આવી હોય; રમત જામી હોય, તો પત્નીને કાગળ લખતાં એ બાબતની ખરી વાત ભરડી મારશો નહિ; અને લખો, તો આ રાહે. "...બહુ આનંદ આવ્યો, એ ખરું, પરંતુ બધો સમય તારી યાદ મને સતાવ્યા કરતી હતી, તારા વગર ગમતું નહોતું, ને ગોઠતું નહોતું" ઇ. ઇ. ઘેરાં આગ્રહપૂર્વક માને છે, કે એમની ગેરહાજરીમાં સુખચેન ભોગવવાનો કે લહેર ઉડાવવાનો એમના "એ"ઓને કશો હક નથી, અને છતાં જો ભોગવતા હોય, તો જરૂર દાળમાં કંઈ કાળું હોય જ હોય. ખરું જોતાં, આ મનોવૃત્તિનાં મૂળ લઘુતાગ્રંથિમાં હોવાં જોઈએ. એમની ગેરહાજરીમાં પતિઓ આનંદ કરે જ, એવી અણગમતી છતાં ચોક્કસ ખાતરી હોવાને કારણે, એ હકીકતને ન સ્વીકારવાની ઇચ્છામાં જ એ વિરોધનો ઉદ્ભવ હોવો જોઈએ તે જે હોય તે, પરંતુ પતિની સલામતી આમાં સંભાળી લેવામાં છે, એટલું વ્યવહાર માટે પૂરતું નથી?

૬ સરખામણી નહિ. ટિપ્પણી.—કોઈ પણ પતિએ પોતાની પરણેતરના રૂપની સરખામણી બીજી કોઈ વધારે સુરેખ અથવા શ્રીમંત લલના સાથે કદી પણ ન કરવી. બીજી તો ઠીક, પરંતુ લગ્નસમયના યૌવનકાળના તેના પોતાના રૂપના પણ અત્યારના કરતાં વધારે ચઢિયાતાપણાની તમારી વિષાદભરી યાદને વ્યક્ત કરશો નહિ...આટલો ઇશારો બસ નથી?

૭ કૃતજ્ઞતા. ટિપ્પણી —તમારે માટે પત્ની જે કંઈ ખાસ કરે-કરાવે તે માટે, મનમાં ગમે તે હોય તો પણ, સ્પષ્ટપણે કૃતજ્ઞ થવું. દા. ત. તમારા માથાના ખરી પડતા વાળની દયા ખાઈને, તમારે માથે ટાલ પડતી અટકાવવા માટે, એ ટાલના કારણને સમજ્યા વગર, વહાલસોઈ અર્ધાંગનાએ કેટલી યે જહેમત, લાગણી અને જર ખરચીને જે ધૂપેલ તેલ આપ્યું હોય તેનો ઉપયોગ એનું ધ્યાન ખેંચાય તેવી રીતે કરવાનું ચૂકશો નહિ. જેવું તેલધૂપેલનું તેવું બીજી દરેક બાબતમાં.

૮ ક્ષૌરમાં અનાલસ્ય. ટિપ્પણી —કદીએ એમ કહેશો નહિ, કે "આજે તો ઘરમાં તું ને હું, બે જ હોઈશું, એટલે આજે મારે દાઢી બોડવાની જરૂર નથી" બલ્કે બને તો એમ કહેજો કે "આજે બીજું કોઈ ઘરમાં નથી, એટલે ખાસ દાઢી બોડવાની જરૂર છે!' ....સમજ પડી!

## તલાકી દુનિયાનો બાદશાહ—

હવે પરણીત જીવનને બીજા દૃષ્ટિકોણથી નીહાળીએ.

દુનિયા બધી જાણે છે, અને અલ્પજ્ઞોમાં પણ વિશેષજ્ઞ એવા આપણે પણ જાણીએ છીએ કે અમેરિકા તલાકનું મક્કા છે; કાશી અર્થાત્ જેરૂસલેમ છે. ત્યાંની છૂટાછેડા અદાલતના ન્યાયાધીશોને પળની ફુરસદ નથી હોતી. અમેરિકાનું એક માસિક તલાકી અદાલતની મોસમના પ્રારંભનું વર્ણન કરતાં કહે છે " એ અદાલતના જૂના અને રીઢા નોકરોએ આવી ભીડ કદી દીઠી નહોતી. ચાર અદાલતોમાં છસો વકીલો ઠસોઠસ ભરેલા હતા. કાર્યસૂચિ ઉપર ૧૩,૧૦૨ મુકદ્દમાની ભીડ હતી, તે છતા હજારથી યે વધારે નવા મુકદ્દમા દાખલ કરવા એ બધા વકીલો મથતા હતા ....."

એ લગ્નવિચ્છેદ મંદિરમાંના એકના અધિષ્ઠાતા ન્યાયમૂર્તિ નામે જોસેફ સબાથ છે. છોતેર વર્ષની એમની વય છે. એ સજ્જન નાનપણમાં એક છોકરીને લઈને નાસી ગયા હતા, ને જૂઠું બોલીને પરણી ગયા હતા. સત્તાવન વર્ષ ઉપરની એ વાત. આજે સબાથ યુગલ " પરણેલા છતાં અત્યંત સુખી યુગલ " તરીકે વિખ્યાત છે. ચાળીસ વર્ષથી મી. સબાથે તલાકનો વેપાર કર્યો છે, તો યે લગ્ન સુખી થઈ શકે, સુખી થવાં જ જોઈએ, એવો એમનો આગ્રહ છે. એવી હકીકત હોવાથી, એમના અનુભવમાં અને અનુભવબોધમાં તથ્ય હોય જ. એ ન્યાયમૂર્તિ કહે છે કે ગેરસમજુત અને સદ્ભાવના અભાવનું જો વેળાસર નિવારણ થઈ શક્યું હોત, તો યે જે સાઠ હજારથી વધારે મુકદ્દમા ચલાવેલા છે તેમાંના ઘણાખરા આ અદાલત સુધી પહોંચવા પામ્યા જ ન હોત.

## —શું કહે છે?

એમનાં કેટલાંક અનુભવસિદ્ધ મંતવ્યો આ રહ્યાં.

**૧. નાની વય કે ગરીબી, એ બેમાંથી એક પણ વસ્તુને લગ્નમાં અંતરાયરૂપ લેખવાની જરૂર નથી.** " નાની વયે પરણનારા છોકરા અને છોકરીઓ નવી જીવનઢબને વધારે સરળતાથી અનુકૂળ થઈ શકે છે. ફેરફાર અને નવી ટેવોની ફાવટ તેમને વધારે સહેલાઈથી આવે છે. આર્થિક સહીસલામતીની સિદ્ધિ થતા સુધી લગ્નને ટાળતા રહેવાનો કશો અર્થ નથી. સંપૂર્ણ આર્થિક સલામતી કદી યે નિર્મિત નથી હોતી."

આપણામાં પ્રવર્તતા નવા અને લક્ષ્યમૂઢ થતા બે ખ્યાલને આ જ્ઞાન-વય-વૃદ્ધ ન્યાયાધીશે એક જ ઘાએ નિર્મૂળ કરી નાંખ્યા!

**૨ લગ્નજીવનની નિષ્ફળતાને નિવારવાનું રહસ્ય છે, પૂર્વોપાય.** સાંસારિક ઝઘડા આત્યંતિક હદે પહોંચે તે પહેલાં તેનો નિકાલ થઈ જવો જોઈએ, અને તેથી, પરિણીત જીવનનું પહેલું વર્ષ વિશેષ મહત્ત્વનું છે; કેમકે એ સમય દરમિયાન આખા યુક્ત જીવનને આકાર મળે છે, તેનો પાટ ઘડાય છે, ને તેને વળાંક લાધે છે. પરણ્યા પછી પણ, વિનયવિવેક અને સંવનનભાવનું નિરંતર પરિશીલન જીવનસમગ્રને નવદંપતિ ભાવથી સભર ભરેલું રાખે છે

## કેવું સહેલું.......

**૩. લગ્નની અલૌકિકતાને જાળવી રાખો**—સફળ લગ્નજીવનની એ અમૂક ચાવી છે. આ કાર્ય સહેલું નથી પણ થોડા મનોબળ અને યતના ખર્ચથી એ શક્ય તો છે જ, અને બીજો લાભ એ, કે તેની અસર એ એક જ યુગલમાં સીમિત ન રહેતાં તેની ખુશબો આસપાસનાં કુટુંબોમાં પણ પ્રસરે છે

૪. પરણીને જુદું ઘર વસાવો—એક જ ઓરડી મળે તોયે ..સ્વામ મહારાજની આ સલાહથી સંયુક્ત કુટુંબના આપણા આગ્રહને કાતીલ ફટકો નથી પડતો ? પરંતુ આજના મોટા વયની, સ્વતંત્ર વિહારેલી કન્યાના લગ્નના જમાનામાં અનુભવનું તો એ સાચું કબૂલ કરવું જ જોઈએ.

૫ ઝીણા ઝઘડા ટાળતા રહેશો તો મોટા પોતાનો મારગ કરી લેશે.

૬. ઉભય પક્ષે, સાસુ સસરા વિશે બોલતાં માનવૃત્તિ દર્શાવવી

૭. દર વખતે બાંધછોડ કરવી ( ...અમદાવાદી કહેશે ! )

૮. દિલસોજી, હસમુખી વૃત્તિ અને સમજદારી ની ટેવ પાડવી (...કહેવું સહેલું છે ! )

૯. જમ્યા પહેલાં મોં ચઢાવવું નહિ, અને પછી પણ નહિ

૧૦ કુટુંબજીવન ધર્મવૃત્તિના પાયા પર મંડાવું. કોઈ પણ દિવસને ક્ષમાની "સાફ સ્લેટ" કર્યા વગર આથમવા દેશો નહિ . ધર્મવૃત્તિને ધર્મ–રિલિજિયન–સાથે ખાસ સંબંધ નથી

આટઆટલાં પ્રિસ્ક્રીપ્શનો છતાં જો આપણો પાટ ન બેસે, તો ?

—તો ચિંતા કરશો નહિ. બધી સલાહોનો એ રાજા છે સુખી, પરણેલા છતાં સુખી જીવનની એ ગુરુચાવી નીવડે, તો નવાઈ નહિ.

અને મહેરબાની કરીને કોઈની યે પત્નીએ વાંચવુ નહિ; વાંચે, તો ભલી રે !

# ગીતામાં મોક્ષ વિચારની ગૌણતા

પ્રતાપરાય મો. મોદી

કોઈ પણ ગ્રન્થના વાચનના પ્રારમ્ભમાં લેખકે અને વાચકે તેમ જ અભ્યાસીએ તે ગ્રન્થના ઉદ્દેશનો વિચાર કરવો જોઈએ ગ્રન્થનો ઉદ્દેશ સ્પષ્ટ સમજવાથી ગ્રન્થગત લખાણ કયા ધ્યેય ઉપર વળે છે, એ બાબત અભ્યાસીની દૃષ્ટિ સમક્ષ તરવરી રહે છે

આપણે હિન્દુઓએ માનવ જીવનના ચાર ધ્યેય માન્યા છે, એને આપણે "ચાર પુરુષાર્થો" કહીએ છીએ તેના નામ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એમ કહેવાય છે કે ધર્મ અને મોક્ષની વચ્ચે અર્થ અને કામને મૂક્યા છે તેનું કારણ એ છે કે ધર્મ અને મોક્ષ, એ બન્નેને અનુકૂળ હોય એવા અર્થ અને કામ હોય તે જ મનુષ્યે સેવવા. ગીતા કહે છે, "ધર્મથી અવિરુદ્ધ કામ તે શ્રીભગવાનનું સ્વરૂપ છે."

ગીતાને ઘણા જૂના સમયથી આપણે મોક્ષશાસ્ત્ર માનતા આવ્યા છીએ શંકરાચાર્ય કહે છે કે 'સર્વકર્મસંન્યાસપૂર્વક આત્મજ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ થાય છે' એ ગીતાનું ધ્યેય છે. રામાનુજાચાર્ય માને છે કે ગીતાનો ઉદ્દેશ જ્ઞાનદ્વારા સંન્યાસ અને તે સંન્યાસપૂર્વક ભક્તિદ્વારા મોક્ષ પ્રાપ્ત કરવાનો છે મધુસૂદન સરસ્વતીના મત મુજબ ગીતાનો પ્રતિપાદ્ય-વિષય 'કર્મ અને જ્ઞાનના સાહાય્યવાળી ભક્તિ વડે મોક્ષપ્રાપ્તિ,' એ છે

પશ્ચિમના આધુનિક અભ્યાસીઓ પણ ગીતાના અભ્યાસમાં ગીતાના તત્ત્વજ્ઞાનને જ મુખ્ય સ્થાન આપે છે, તેઓ સાંખ્ય કે વેદાન્તદર્શનને જ ગીતાનો ઉપદેશવિષય ગણે છે અને તે દ્વારા જ મોક્ષપ્રાપ્તિને ગીતાનો બોધ માને છે

પરન્તુ, આપણા જે મોક્ષશાસ્ત્રો છે તેમાં મોક્ષના સાધનો દર્શાવીને મુક્તાવસ્થાનું વર્ણન હોય છે ઉપનિષદોમાં મુક્તને દેહ હોય છે કે મુક્ત બ્રહ્મરૂપ થઈ જાય છે જો દેહ હોય છે તો એક દેહ હોય કે અનેક, વગેરે બાબતોનો ઉલ્લેખ હોય છે બ્રહ્મસૂત્રમાં બ્રહ્મજ્ઞાનના સાધનોની ચર્ચા કરી પછી બ્રહ્મજ્ઞાનનું ફળ મોક્ષ છે એમ કહીને, મોક્ષદશામાં જીવાત્મા ચેતનરૂપ કે બ્રહ્મરૂપ છે, સશરીર છે કે અશરીર છે, જીવાત્માની ઇચ્છાઓ સંકલ્પમાત્રથી તૃપ્ત થાય છે, એ વગેરે અનેક પ્રશ્નોની ચર્ચા કરી છે તે પ્રમાણે બીજા દાર્શનિક પુસ્તકોમાં પણ દરેક દર્શનને અનુસરીને એ પ્રશ્નોનું વિવેચન હોય છે

જે દાર્શનિક ગ્રન્થો નથી હોતા તેમાં પણ મોક્ષના ધ્યેયનો નિર્દેશ તો હોય છે એ આપણી (હિન્દુ ધર્મની) વિશિષ્ટતા છે જે ધર્મ, અર્થ અને કામ મોક્ષના વિરોધી હોય, એટલે મોક્ષપ્રાપ્તિમાં વિઘ્નકારક હોય, તે હિન્દુઓ માટે ત્યાજ્ય છે આ માન્યતાને લીધે મનુ, યાજ્ઞવલ્ક્ય વગેરે ધર્મગ્રન્થોમાં જે વર્ણાશ્રમધર્મનો વિચાર છે તે મોક્ષના ધ્યેયને અનુકૂળ છે, અને એ 'સ્મૃતિઓમાં કહેલા ધર્મના પાલનથી મોક્ષ મળે છે' એમ કહ્યું છે તેવી જ રીતે આપણા અર્થશાસ્ત્ર અને કામશાસ્ત્રનો વિષય અર્થ અને કામ જ હોય છે, છતાં તે શાસ્ત્રના ગ્રન્થોમાં પણ મોક્ષપ્રાપ્તિનો નિર્દેશ હોય જ છે

મોક્ષ આપણો પરમ અને ચરમ પુરુષાર્થ માન્યો એટલે આપણી દરેક પ્રવૃત્તિ, દરેક વિચાર અને દરેક ગ્રન્થનો અન્તિમ ઉદ્દેશ મોક્ષ જ હોય. આપણા ધર્મશાસ્ત્ર કે કામશાસ્ત્રનો પણ

અંતિમ ઉદ્દેશ તે જ હોય ગીતાનો મુખ્ય વિષય નીતિનો બોધ છે, એમ અમને જણાય છે ને તેમ છતાં તેમાં કહેલા નીતિયુક્ત આચરણથી મોક્ષ મળે છે, એમ ગીતામાં વારંવાર કહ્યું છે.

ગીતા નીતિશાસ્ત્ર છે, એની ખાત્રી જે સંજોગોમાં ગીતાનો પ્રારંભ થયો છે તે, એટલે બન્ને સૈન્ય સમક્ષ ઊભેલા યુદ્ધતત્પર અર્જુનનો વિષાદ છે "જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને જ્યાં ધનુર્ધર પાર્થ હોય ત્યાં લક્ષ્મી, વિજય, સંપત્તિ અને નીતિ ચોક્કસ હોય જ" એવી મારી માન્યતા છે, એમ કહીને સંજયે ગીતાની સમાપ્તિ કરી છે.

અમે અહીં ગીતાના જે શ્લોકોમાં મોક્ષનો નિર્દેશ છે તેને જ આધારે બતાવવા ઇચ્છીએ છીએ કે ગીતામાં મોક્ષવિચાર ગૌણ છે ને નીતિવિચાર પ્રધાન છે

ગીતા કહે છે —

(૧) "ડાહ્યા મનુષ્યો સમત્વબુદ્ધિથી યુક્ત થઈ કર્મથી ઉત્પન્ન થતાં ફલનો ત્યાગ કરીને, જન્મના બંધનથી છૂટીને અનામય પદને પ્રાપ્ત કરે છે"

અહીં 'અનામય પદ'નો ઉલ્લેખ છે, છતાં શ્લોકનું તાત્પર્ય કર્મજન્ય ફલનો ત્યાગ શીખવવામાં છે.

(૨) 'આસક્તિ છોડીને કર્મનું આચરણ કરતા મનુષ્યને પર (તત્ત્વ)ની પ્રાપ્તિ થાય છે'

'પર'ની પ્રાપ્તિ એટલે મોક્ષનો નિર્દેશ હોવા છતાં આ શ્લોકનો ઉદ્દેશ ફલાસક્તિરહિત કર્મના આચરણનો બોધ કરવામાં છે

(૩) શ્રદ્ધાયુક્ત, તે (બ્રહ્મ)ને ધ્યેય માનનાર, ઇન્દ્રિયોને સંયમમાં રાખનાર જ્ઞાનને પ્રાપ્ત કરીને ટૂંક સમયમાં પરા શાન્તિને પ્રાપ્ત કરે છે યોગ દ્વારા જેણે મનથી કર્મોનો સંન્યાસ કર્યો છે, જ્ઞાનદ્વારા જેણે સંશયોનો ઉચ્છેદ કર્યો છે, તેવા આત્મવાન મનુષ્યને, હે ધનંજય, (કર્મો છતાં) બંધન કરતાં નથી

ગીતા ૪ ૩૯ માં શ્રદ્ધાનો ઉપદેશ છે (જુઓ ગીતા ૪ ૪૦), પરા શાન્તિ એટલે મોક્ષનો ઉલ્લેખ ગૌણ છે, અને જે જ્ઞાનદ્વારા તે પરા શાન્તિ મેળવાય છે તે જ્ઞાનનો ઉપયોગ કર્મબંધનથી મુક્ત રહીને સ્વકર્માચરણ કરવામાં છે, એમ ગીતા ૪ ૪૧ માં કહ્યું છે

(૪) હે મહાબાહો અર્જુન! યોગના સહાય વિના સંન્યાસની પ્રાપ્તિ મુશ્કેલ છે, પરંતુ સંન્યાસ ધારણ કરવાને બદલે યોગમાં જ રહેનાર વિચારશીલ મનુષ્ય સત્વર બ્રહ્મને મેળવે છે

આ શ્લોકમાં 'બ્રહ્મ'ની પ્રાપ્તિ અર્થાત્ મોક્ષનો ઉલ્લેખ હોવા છતાં મુખ્ય ઉદ્દેશ સંન્યાસ કરતાં યોગની ઉત્તમતા દર્શાવવામાં જ છે

(૫) સમત્વયુક્ત મનુષ્ય કર્મોના ફલો ત્યજીને કર્માચરણ કરતો આત્યન્તિક શાન્તિને પ્રાપ્ત કરે છે. સમત્વરહિત માનવ ઇચ્છાની તૃપ્તિ ખાતર કર્મ કરતાં ફલમાં આસક્તિ રાખતો હોવાથી બંધનમાં પડે છે

અહીં 'નૈષ્ઠિકી શાન્તિ' દ્વારા મોક્ષનો નિર્દેશ છે, છતાં સમત્વયુક્ત એટલે યોગયુક્ત અને સમત્વરહિત (અયોગયુક્ત) વચ્ચેનો ભેદ સ્ફુટ કરવાનો મુખ્ય ઉદ્દેશ છે

 

(૬) જે યોગીને પોતામાંથી આનંદ મળે છે, પોતાનામાંથી શાન્તિ મળે છે, અને પોતાના જ આત્મામાંથી પ્રકાશ મળે છે, તે બ્રહ્મરૂપ યોગી બ્રહ્મનિર્વાણ મેળવે છે

અહીં 'બ્રહ્મનિર્વાણ' નો નિર્દેશ છે, છતાં મુખ્ય વર્ણન આત્મસુખવાળા, આત્માનન્દવાળા અને આત્મજ્યોતિવાળા યોગી એટલે સમત્વવાળા મનુષ્યનું જ છે

(૭) અન્તકાળમાં કેવળ મને જ સ્મરણ કરતાં દેહ ત્યજે જે (યોગી) જાય છે તે મારા ભાવ (રૂપ) ને મેળવે છે, એમાં સંશય નથી માટે સર્વ સમયે મારું જ સ્મરણ કર અને યુદ્ધ કર તારાં મન અને બુદ્ધિ મારામાં પરોવીને તું નિઃસંશય મને જ પામીશ અભ્યાસયોગવાળા અને અનન્યગામી ચિત્ત વડે પરમ અને દિવ્ય પુરુષનું ચિન્તન કરતો (યોગી), હે પાર્થ ! તે પુરુષને જ પહોંચે છે

અહીં મદ્‌ભાવ તથા પરમ પુરુષની પ્રાપ્તિ વિષે કહ્યું છે, છતાં આ શ્લોકોનું તાત્પર્ય 'યુદ્ધ કર' એ ઉપદેશમાં જ છે

(૮) એ પ્રમાણે ક્ષેત્ર જ્ઞાન અને જ્ઞેય હું કહ્યાં કહ્યાં મારો ભક્ત એ જ્ઞાન પ્રાપ્ત કરી મારા ભાવ (રૂપ)ને પાત્ર થાય છે

અહીં મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, ઇન્દ્રિયો . . ઇચ્છાદ્વેષ, સુખદુઃખ, વગેરે બધું ક્ષેત્ર છે, એમ કહીને ઇન્દ્રિયો વગેરેના કર્મોથી જીવાત્મા નિર્લેપ રહે છે, જીવાત્મા અકર્તા હોવાથી બંધનમાં પડતો નથી, એમ કહેવાનું તાત્પર્ય છે માટે મદ્‌ભાવ શબ્દ મોક્ષાવસ્થાનો નિર્દેશ કરે છે છતાં મોક્ષાવસ્થા અત્ર વિવક્ષિત નથી.

(૯) ફરીથી, હું જ્ઞાનોમાં પર અને ઉત્તમ જ્ઞાન કહીશ, જે જ્ઞાન પ્રાપ્ત કરીને સર્વે મુનિઓ આ જગતમાંથી પરા સિદ્ધિ એટલે મોક્ષને પામ્યા છે આ જ્ઞાનનો આશ્રય લઈને જે [યોગી]-ઓએ મારા સાધર્મ્યને મેળવ્યું છે તે મુક્ત પુરુષો નવી સૃષ્ટિમાં જન્મ ધારણ કરતા નથી અને પ્રલયસમયે વ્યથા પામતા નથી.

ગીતાના ૧૪ મા અધ્યાયમાં જ્ઞાનરૂપી સાધન અને સાધર્મ્યરૂપી મોક્ષના ફળનું વર્ણન વિવક્ષિત છે, એમ આ શ્લોકો ઉપરથી કોઈ માને, પરંતુ આ જ્ઞાનનું જે વર્ણન એ અધ્યાયમાં આપેલું છે તે ઉપરથી જણાશે કે કર્મસંગને રજોગુણના અને જ્ઞાનસંગને સત્ત્વગુણના કાર્ય તરીકે સમજવાને ગુણાતીત થવાનો બોધ આપવો, એ જ આ અધ્યાયનો મુખ્ય ઉદ્દેશ છે.

ગીતાના ૧૭ તથા ૧૮ મા અધ્યાયોમાં સત્ત્વગુણનાં જ કાર્યને અનાસક્તિરૂપ સમજાવેલ છે, અને ૧૪ મા અધ્યાયથી જુદી રીતે નિષ્કામ કર્માચરણનો ઉપદેશ આપ્યો છે તે આપણે પ્રસંગે જોઈશું.

(૧૦) અંધકારનાં આ ત્રણ દ્વારોથી મુક્ત થયેલો મનુષ્ય, હે કુન્તીપુત્ર ! પોતાના શ્રેયનું આચરણ કરે છે, તેથી તે પરા ગતિને પામે છે, પરંતુ જે નર ગીતાના નિષ્કામ કર્માચરણ રૂપ યોગશાસ્ત્રમાં દર્શાવેલા માર્ગને ત્યજીને ફળની ઇચ્છાથી પ્રવૃત્તિ કરે છે, તેને કર્મસિદ્ધિ મળતી નથી, આનંદ મળતો નથી, અને પરા ગતિ પણ મળતી નથી. તેથી ફલાસક્તિરહિત કર્મો કરવાં અને ફલાસક્તિવાળાં કર્મો ન કરવાં એવું શીખવનાર આ યોગશાસ્ત્ર પોતાના કર્તવ્ય અને અકર્તવ્યના નિર્ણય માટે તારે પ્રમાણ તરીકે ગણવું. આ નિષ્કામકર્માચરણના શાસ્ત્રના વિધાનમાં કહેલું કર્મ જાણીને તે કર્મ તું કરજે !

ઉપરોક્ત શ્લોકોમાં પરા ગતિ શબ્દ વપરાયો છે, તે મુક્તિનો વાચક છે. માટે કોઈ ગીતા અભ્યાસી માને કે અહીં મુક્તિ અને તેનાં સાધનો વિવક્ષિત છે પરંતુ શ્લોક ૨૪ પરથી સ્પષ્ટ થાય છે કે મોક્ષશાસ્ત્ર નથી પરંતુ મોક્ષનું અવિરોધી કર્મની સિદ્ધિઅસિદ્ધિમાં ચિત્તની સમતા જાળવવાનો ઉપદેશ આપતું, કર્માચરણની નીતિ શીખવતું નીતિશાસ્ત્ર છે.

(૧૧) ॐ तत्सत्‌ના ઉચ્ચારમાં तत् શબ્દના ઉચ્ચાર વખતે કર્મફલની ઇચ્છાના ત્યાગની ભાવના રાખીને મોક્ષકાંક્ષીઓ યજ્ઞ, દાન અને તપની વિવિધ ક્રિયાઓ કરે છે.

અહીં મોક્ષની ઇચ્છા રાખનારાઓનું વર્ણન વિવક્ષિત નથી, પરંતુ ઇતર કર્મેચ્છાઓ ત્યજી યજ્ઞાદિ ક્રિયાઓ કરનારાના વર્ણન દ્વારા નિષ્કામકર્માચરણનો ઉપદેશ છે

(૧૨) હું (શ્રીકૃષ્ણ) કેવડો છું અને મારું તાત્ત્વિક સ્વરૂપ શું છે, તે જ્ઞાન મનુષ્ય ભક્તિવડે મેળવે છે. પછી મારો ખરો બોધ મેળવીને તરત જ તે મારામાં પ્રવેશ કરે છે

આ શ્લોક વાંચીને કોઈ એવું અનુમાન કરે કે ગીતામાં સંન્યાસદ્વારા "ભગવત્પ્રવેશ" રૂપ મોક્ષનો ઉપદેશ છે પરંતુ આ શ્લોકની પછીના જ શ્લોકમાં 'જેમ સંન્યાસથી તેમ સર્વ કર્મો સદા કરવાથી પણ શાશ્વત પદ મળે છે,' એમ કહ્યું છે એટલે, સંન્યાસ-પૂર્વક ભગવત્પ્રવેશનો નિર્દેશ હોવા છતાં નિષ્કામકર્માચરણનો માર્ગ પણ છે અને તે વધારે સહેલો અને સારો છે, એમ કહેવાનું અહીં તાત્પર્ય છે

(૧૩) વર્ણના, આશ્રમના, બધા ધર્મો [ મનથી ] ત્યજીને મને એકલાને જ શરણે આવ. હું તને વર્ણાશ્રમધર્મમાં રહેલા દરેક પાપથી છોડાવીશ, તું શોક કર નહિ

અહીં મોક્ષ વિવક્ષિત નથી, પરંતુ સ્વવર્ણાશ્રમકર્મના આચરણમાં રહેલાં પાપોથી કેમ મુક્ત ( અલિપ્ત ) રહેવું, એ પ્રકારનો ઉપદેશ છે.

ઉપર આપણે જેટલા શ્લોકો જોયા તે દરેકમાં 'મોક્ષ'નો નિર્દેશ વિવિધ રીતે કર્યો છે ગીતા 'મોક્ષ' સ્વરૂપના વર્ણન માટે એક અમુક જ પ્રકારનું વચન વાપરતી નથી, તે પણ બતાવે છે કે મોક્ષદશામાં મુક્ત આત્મા કેવા રૂપે અસ્તિત્વ ધરાવે છે એ કહેવામાં કે એ બાબત કોઈ પ્રકારનો આગ્રહ રાખવામાં ગીતા માનતી નથી. જે અધિકારીને જે પ્રકારની મુક્તાવસ્થામાં માનવું હોય તે પ્રકારની સ્થિતિમાં તે ભલે માને. ગીતાને તો મોક્ષપ્રાપ્તિના સાધનરૂપ નિષ્કામ અને અનાસક્તિવાળા કર્માચરણના માર્ગનો જ ઉપદેશ કરવો છે એ માર્ગ એટલે એક પ્રકારની નીતિ, આસક્તિના ત્યાગની એટલે નિઃસ્વાર્થ કર્મો જ કરવા અને જેમાં પોતાનો અંગત સ્વાર્થ હોય તેવા કર્મો ત્યજવા, એ ગીતાની આ વિશિષ્ટ નીતિ છે મનુષ્યે પ્રતિદિન પોતાના કર્મો એ નીતિથી કરવાનાં છે આપણે જે જે શ્લોકોનો વિચાર કર્યો તે દરેકના સંદર્ભમાં આ નીતિ જ ફલિત થાય છે

" The best of Queens,
and best of herbs we owe.
× × ×
To the fair region, where the Sun
doth rise,
Whose rich productions,
we so justly prize. "

આમ " ચા "નો મહિમા ગવાતાં ગવાતાં તે એક અગત્યના વેપારની વસ્તુ થઈ ગઈ. અત્યાર સુધી પૂર્વના દેશોમાં વેપાર કરવા આવેલી પેઢીના ઇસમો ખાનગી હિસાબે ચાની ખરીદી કરતા અને વેપાર કરતા. પણ સન ૧૬૮૭ મા ઇસ્ટ ઇંડિયા કંપનીએ ખાનગી વેપાર બંધ કરાવ્યો અને સુરતના તેના એજન્ટને કંપની તરફથી ચાની ખરીદી કરવાની સૂચના આપવામાં આવી તે મુજબ સુરતની લગભગ પાંચ હજાર રતલ ચા એ સાલમાં ખરીદી વિલાયત રવાના કરી સન ૧૬૯૦ માં સુરતથી એકતાલીસ હજાર ચારસો રતલ ચા વિલાયત ચડી.

આ વરસમાં ઇંગ્લાંડમાં હિંદથી જતી ચીજો ઉપર વેપારના સંરક્ષણ માટે વીસ ટકા જકાત નાંખવામાં આવી અને એથી ચા પર પણ જકાતનું ભારણ વધ્યું, પણ પાછળથી એક રતલ પર પાંચ શિલિંગની જકાત હતી તે ઘટાડી એક શિલિંગ રાખવામાં આવી.

સન ૧૭૦૧ થી સન ૧૮૦૧ સુધીનાં એકસો વરસના ગાળામાં ઇંગ્લાંડમાં પંચોતેર કરોડ બે લાખ રતલ "ચા" આયાત થઈ

આ રીતે વિલાયત પહોંચતી ચાનો ભાવ સારાનરસા માલના પ્રમાણમાં રતલના ૩૫ શિલિંગથી માંડી હલકા માલનો ભાવ ૧૦ શિલિંગ સુધી રહેતો.

આમ ચાનો વેપાર જેમ વધતો ગયો તેમ તેના વેપારીઓએ કમાણી સાધવા માલમાં દગાફટકા પણ કરવા માંડયા આ વેગ એટલી હદે વધી ગયો કે કેટલાક વેપારીઓ એક વખત વપરાઇ ગયેલી ચાને લાવી નવેસર કબ્બા ભરી વેચવા લાગ્યા, તો કેટલાક જુદીજુદી જાતનાં ઝાડના પાલાને સુકવી તેના પર ચાનો રંગ ચડાવી કે એવા પાલાઓને ગોળની રસી ચડાવી અગર તો મટોડી ભેળવી કે બુકી સાથે રંગેલો લાકડાનો વહેર ભેળવી આ તરીકે બજારમાં ખપાવવા લાગ્યા ઇંગ્લાંડના વેપારીઓની આવી નેક સોદાગરી જોઇને તે અટકાવવા સન ૧૭૩૧ માં એક ખાસ કાયદો સરકારને કરવાની ફરજ પડી. તેમ છતાં ય ધંધાદારી દગાફટકાની રમતો વરસો સુધી ચાલતી રહી આવી રમત કરતાં સન ૧૭૮૩માં એક વહુદીએ લાકડાના વહેર વગેરે પર રંગ દઇ સો એક રતલ ચા તરીકે વેચી તે પકડાતાં તેને ૧૭૦૦ પૌંડ જેટલો દંડ ભરવો પડેલો.

આ પછી તો હિન્દમાં અંગ્રેજ સત્તાનો પગદંડો જામવા લાગ્યો અને ધીરે ધીરે કરતાં ચાના વાવેતરનો એકહથ્થુ ઇજારો ગોરી પ્રજાએ હિન્દની ધરતી પર જમાવ્યો. સન ૧૮૨૪ માં ચીનના બીનું પ્રથમ વાવેતર કરવામાં આવ્યું, અને ત્યારપછી સન ૧૮૩૯ માં આસામના બીનું વાવેતર કરી આસામ, નીલગિરિ વગેરે સ્થળે તે ગોરા સોદાગરોએ તેનાં વાવેતર શરૂ કરી દીધાં તેમ જ સિલોન, જાવા, આફ્રિકા વગેરે સ્થળોમાં પણ તેના વાવેતરની શરૂઆત કરી, અને હવે તો દુનિયાભરમાં થઇ તેની વાર્ષિક પેદાશ લગભગ નેવું કરોડ રતલની આસપાસ થવા લાગી છે આમ પ્રથમ ચીન અને પછી હિન્દને આંગણેથી ગોરા સોદાગરોએ ઝડપેલી આ ચીજ ઇંગ્લાંડ ગજાવામાં પ્રથમ મહિમા પામી અને આજે તો દુનિયાની ચાની પેદાશનો લગભગ અર્ધો હિસ્સો અંગ્રેજ લોકોના હાથમાં છે.

# પાંડિત્યનું પરમ ભૂષણ [ લલિત નિબંધ ] નાગકુમાર મકાતી

'असतो मा सद्गमय' અને 'અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા'–એ સૂત્રો વાંચ્યાં ત્યારથી મારી ખાતરી થઈ ગઈ કે આ જગત્ અસત્યોથી ભરપૂર ભરેલું છે. તેમ ન હોય તો પછી અસત્યમાંથી સત્યમાં લઈ જવાની કાકલુદીભરી અરજ કરવાની જરૂર શા માટે પડે!

અને ત્યારથી આપણે નિશ્ચય કર્યો કે અસત્ય જગતમાં જીવવા માટે અસત્યનું આચરણ એ જ મહાન સત્ય છે. એ સત્યથી ચલિત થઈ અસત્ય આચરણ કરી વળી પાછા અસત્યમાંથી સત્યમાં લઈ જવાની તકલીફ પ્રભુને શા માટે આપવી! આપણે જાણી જોઈને અસત્ય બોલીએ અને જ્યારે થાકીએ ત્યારે પરમેશ્વરનું શરણ શોધીએ એ ક્યાંનો ન્યાય! શું ઈશ્વર–જો અને જ્યાં હોય ત્યાં–કામ ધંધા વગર બેકાર બેસી રહેલ છે કે આપણા જેવા પોકારો સાંભળી ઝટ દોડી આવી આપણાં લાખલાખ પાપને એક ક્ષણમાં ધોઈ નાખે અને આપણને અસત્યના અંધકારમાંથી સત્યના પ્રકાશમાં ખેંચી જાય! આ મહાભારતનો યુગ થોડો છે કે દ્રૌપદી યાદ કરે ને તુર્ત જ કૃષ્ણ દોડતા આવે. ક્યાં એ પાંચ પાંચ પતિની લાડીલી સતી સાધ્વીનો યુગ અને ક્યાં એક એક પતિ કે પત્નીવાળા આપણે અસાધુઓનો યુગ!

'ब्रह्म सत्यं जगन्मिथ्या' એ સૂત્ર પહેલવહેલું મેં સાંભળ્યું ત્યારે મને થયું કે આવું એક મહાન અસત્ય–મહાન જૂઠાણું જેમાં ગૂંથાયેલું છે એવું સૂત્ર–સૈકાઓથી મહાન સત્ય તરીકે ઓળખાય છે એ નવાઈની વાત છે. જે જગતને આપણે નરી આંખે જોઈએ છીએ, જાણીએ છીએ, અનુભવીએ છીએ, જેમાં આપણા બાપદાદાઓ જીવી ગયા અને આપણે પોતે જીવીએ છીએ તેને મિથ્યા કહેનાર શું સત્ય વદે છે? ખરેખર આ જૂઠા જગતમાં સત્ય વદવાનું હોય જ ક્યાંથી! ઉપનિષદમાં ખરું જ કહ્યું છે કે —

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्।

સોના જેવા ચકચકિત ઢાંકણથી સત્યનું મુખ ઢંકાઈ ગયેલું છે

જગત્ મિથ્યા છે એ સૂત્રને સાચું માનીએ તો સૂત્રકાર હું કહું છું તેને જ ટેકો આપે છે. જગત્ મિથ્યા છે એટલે કે અસત્ય છે. તેથી આ અસત્ય જગતમાં સત્યની સેવના કરવી એ એક જાતનો દંભ નથી શું?

આપણાં ધર્મશાસ્ત્રો દેખીતી રીતે ભલે આપણને સત્યનો ઉપદેશ આપતાં હોય; વસ્તુત તે આપણને અસત્યનો જ ઉપદેશ આપે છે. આ સંસાર અસાર છે–અસત્ય છે, તેને છોડીદો–એમ કહેવું એ અસત્યનો ઉપદેશ નહિ તો બીજું શું છે? ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વિષય ગહન છે તેથી તમે જો તેનું બરાબર ચિંતન, મનન અને નિદિધ્યાસન કરશો તો મને જે સત્ય લાધ્યું છે તે તમને પણ અવશ્ય લાધશે.

એક જ દાખલો લો. અહિંસા એ ધર્મ છે. હિંસા એ અધર્મ છે. આ એક સર્વસ્વીકૃત સિદ્ધાંત છે. તેમાં કોઈને કંઈ અશ્રદ્ધા હશે તો મહાત્મા ગાંધીજીના રાજકારણમાં પ્રવેશ્યા પછી દૂર થઈ ગઈ હશે.

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં પાંડવો અને કૌરવોનાં સૈન્યો યુદ્ધ કરવા સામસામા કટિબદ્ધ થઈ ઊભાં હતાં. તે વખતે બંને સેનાઓમાં ઊભેલા પોતાના સગાંઓને જોઈ યુદ્ધની ભયાનકતા અને સંહારલીલાની કલ્પનાથી કપિધ્વજ અર્જુનને કરુણા થઈ આવી. તે ઢીલો થઈ ગયો. તેનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. તેના શરીરમાં કંપારી આવી ગઈ. તેના રોમાંચ ખડા થઈ ગયા. તેને થયું, "આ હિંસા–આ ખૂનામરકી–શા માટે?" તેના હૃદયમાં અહિંસાનો પ્રકાશ થયો. હિંસા અસત્ય છે–

અહિંસા સત્ય છે, એ મહાસત્ય તેને સમજાવ્યું શ્રીકૃષ્ણચંદ્રની ચાણાક્ષદૃષ્ટિએ જોઈ લીધું કે જો અર્જુન આ મહાસત્યને પકડી બેસી તો પાંડવો હારી જશે અને યુદ્ધ ગુમાવશે. તેમણે અર્જુનને પાનો ચઢાવ્યો, તત્ત્વજ્ઞાનની મોટી મોટી વાતો કરી અને યુદ્ધ કરવા ઉશ્કેર્યો. પોતાનો હેતુ સિદ્ધ કરવા સત્યસ્વરૂપ શ્રીકૃષ્ણે " હિંસા એ જ સત્ય છે. અહિંસા અસત્ય છે " એવું મહાસત્ય પ્રતિબોધ્યું. આ મહાન અસત્યની પ્રરૂપણા કરવા બદલ હજારો વર્ષોથી આપણે તેમને પૂજીએ છીએ અને માનવજાત ઉપર કરેલા આ પરમ ઉપકાર બદલ બીજાં હજારો વર્ષો સુધી આપણે તેમને અવશ્ય પૂજીશું

ભગવાન શ્રીકૃષ્ણે આ સિદ્ધાંત ફક્ત અર્જુનને જ પ્રતિબોધ્યો છે એમ નથી. પોતાના જીવનમાં કમશેષપણે તેમણે જાતે આ સિદ્ધાંતનું બરાબર પાલન કરી બતાવ્યું છે. મહિયારીઓની મીઠી મશ્કરી કરી આવે, તેમની ગોરસીઓ ભાંગી આવે, તેમનું માખણ ચોરી ખાય અને મા પૂછે ત્યારે કહે " એ વાત તદ્દન ખોટી છે. " મા મોં ખોલાવે ત્યારે વિરાટ જગતનાં દર્શન કરાવે. જાણે એમ ન કહેતા હોય કે " જુઓ, આખા જગતમાં એમ જ ચાલે છે. હું એકલો અપવાદરૂપ શા માટે રહું ! "

ધર્મરાજા યુધિષ્ઠિર જેવા મહાન સત્યવાદી આત્માને પણ તેમણે " નરો વા કુંજરો વા " બોલવા ફરજ પાડી તેમના અતિ નિષ્કલંક જીવનમાં ડાઘ બેસાડયો.

શ્રીમદ્ રામચંદ્રજી જેવાના જીવનમાંથી પણ ઝીણી બુદ્ધિથી શોધખોળ કરનારને આ જ વસ્તુ મળી આવશે. તેઓ જાણતા હતા કે સીતાજી નિષ્કલંક છે છતાં એક ધોબીના આક્ષેપથી અને ન્યાયી રાજા તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા ખાતર સીતાજીનો ત્યાગ કરી તેમણે શું સત્ય આચરણ કર્યું છે ? ભલે પુરુષવર્ગ તેમની પૂજા કરે જગતનો સ્ત્રીવર્ગ તેમને આ કૃત્ય બદલ કદી પણ ક્ષમા આપશે ખરો ?

રાજા હરિશ્ચંદ્ર જેવા સત્યરૂપી મૃગજળ પાછળ દોડી ખુવાર થઈ જાય તો ભલે. પરંતુ દુનિયાનો ડાહ્યો, શાણો, સમજુ અને વિચારવંત વર્ગ કદી પણ આ રસ્તે નહિ જાય. ઇતિહાસનાં પાનેપાન ઉથલાવી જુઓ, પૂર્વ અને પશ્ચિમની કે ઉત્તર અને દક્ષિણની તવારીખો નિહાળો. જૂઠ, પ્રપંચ અને કપટ સિવાય કંઈ પણ નજરે પડે છે ખરું ?

અસત્ય વદવાની કાયદાથી પણ છૂટ જણાય છે ફોજદારી કાયદામાં દરેક ગુના માટે સજા ઠરાવી છે ચોરી, ધાડ, ખૂન, બનાવટ, મારામારી, ગાળાગાળી વગેરે તમામ શિક્ષાપાત્ર ગુના છે. અસત્ય બોલવા માટે કાયદો પણ સજા નથી કરતો.

આમ જે કાર્યને ધર્મશાસ્ત્ર કે રાજ્ય ગુનો ન ગણતું હોય તેને સમાજ ગુનો ગણે એ બનવા જોગ જ નથી. સમાજમાં જ્યાં જુઓ ત્યાં જૂઠ જ પ્રચલિત છે વેપારમાં સારો માલ કહીને હલકો ધાબી દેવો. બરાબર કહીને ઓછો માલ આપવો, ખોટું બોલી વધારે ભાવ લેવો, ન પોષાતા કરારોમાંથી ફરી જવું, એ તો નિત્યનું છે. ' લગ્નાદિ બાબતમાં ખોટી ઉંમર કહેવી, ખોટી ન્યાતજાત ' કહેવી, પરણેલીને કુંવારી અને સધવાને વિધવા કહી ફસાવી દેવી વગેરે રોજના બનાવો છે. રાજકારણમાં તો " જૂઠ "નું જ સામ્રાજ્ય હોય એ સ્વાભાવિક ગણાય છે મુત્સદ્દીગીરીનું સૌથી મોટું લક્ષણ સફાઈબંધ જૂઠ બોલવાની કળા છે

આ કળા કેટલાકને સહજ હોય છે તો કેટલાકને શ્રમસાધ્ય હોય છે અસત્યને કે અર્ધ સત્ય બોલવા છતાં તે પકડાઈ ન જાય એ રીતે બોલવું એમાં જ ખરી ખૂબી છે આવી આવડત રાજકારણના નિષ્ણાત આગેવાનોને, રાજ્યના કર્મચારીઓને, જ્ઞાતિ કે પક્ષના આગેવાનોને વરેલી હોય છે. ખાસ કરીને વર્તમાનપત્રોના કેટલાક તંત્રીઓએ આ યુગમાં આ દિશામાં પણી

પ્રગતિ કરેલી હોય તેમ લાગે છે. વાચકોનો રસ ટકાવી રાખવા, એક પક્ષનું વાજિંત્ર બની બીજાને ઉતારી પાડવા, કોઈની આબરૂ ઉપર હલ્લો કરી નાણાં કમાવવા વગેરે અનેકાનેક કારણોથી તે નિત્ય નવીન વૃત્ત ઊભાં કરી શકે છે.

જૂઠાણાંનો સૌથી ધીકતો રોજગાર તો અદાલતોમાં ચાલે છે ત્યાં હમેશાં પરમેશ્વરને હાજર જાણીને જ જૂઠું બોલવામાં આવે છે એ મન ઉપર જૂઠું બોલવાનું સુંદરમાં સુંદર સ્થળ સાક્ષીનું પીંજરું છે. વકીલો તો જાણે આ રાજમાર્ગના હકદાર પ્રવાસી હોય એમ જનતા નિર્વિવાદ રીતે માને છે ન કેમ માને ? કાયદાને કે હકીકતને મચડવામાં બહુ હોશિયારી અને પાંડિત્ય ખપાય છે. "જયાજયન્ત"માં કવિવર નાનાલાલની દેવી ખરું જ કહે છે કે "ખોટાને સાચું કરવું તે પાંડિત્યનું પરમ લક્ષણ" છે, અને પંડિતરાજ તેને સમર્થન આપે છે કે,

સાચું તો સાચું છે જ,
એમાં સિદ્ધ શું છે કરવાનું ?
સાચું સિદ્ધ કરવા શાસ્ત્રો નથી,
એમાં તો પુનરુક્તિદોષ આવે
અવળનો અર્થ કહાડિયે અમે
ત્યારે જ પંડિતનું પાંડિત્ય

કાયદાના પંડિતોનું પણ આવું જ સમજવું.

તમને અસત્ય બોલતાં નહિ આવડતું હોય તો તમે કદિ સારા મુત્સદ્દી થઈ શકશો નહિ, સારા રાજનીતિજ્ઞ, સારા વકીલ, સારા મહાત્મા, સારા ઉપદેશક, સારા તંત્રી, સારા વક્તા, સારા લેખક કે સારા કવિ પણ થઈ શકશો નહિ. ટૂંકમાં તમે કશું જ થઈ શકશો નહિ. અસત્ય વદો, અને જુઓ કે જીવનના દરેક ક્ષેત્રમાં તમારા પાસા પોબાર પડે છે કે નહિ '

પણ હા. અસત્ય બોલવામાં–બોલ્યા પછી તેને વળગી રહેવામાં–હિંમત જોઈએ છે. કાયરોનું એમાં કામ નથી શરીર ઉપર કોરડા વીંઝાય પણ એકના બે ન થાય તેવા બહાદુરોનું એ કામ છે. શિક્ષકની સોટી કે પોલીસનો હંટર સાચા સ્થિતપ્રજ્ઞને પોતાને માર્ગેથી ચળાવી શકતો નથી. સાચું જ કહ્યું છે કે 'હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને !' હરિ એટલે શ્રીકૃષ્ણ જેવાનો આ માર્ગ શૂરાઓ માટે જ છે

સત્યની પેઠે અસત્ય પણ સનાતન છે; અને જે સનાતન હોય છે તે સત્ય હોય છે. તેથી તર્કશાસ્ત્રના નિયમ પ્રમાણે અસત્ય પણ સત્ય જ ઠરે છે. જો સત્ય પણ સત્ય હોય અને અસત્ય પણ સત્ય હોય તો પછી ગમે તેનું આચરણ કરી શકો છો. પછી સત્ય બોલનારને પૂજવો શા માટે અને અસત્ય બોલનારને ધિક્કારવો શા માટે ? સત્યની કંઈ કિંમત હોય તો તે અસત્યને લીધે જ છે. અસત્યના અસ્ત થયા પછી સત્યની કંઈ કિંમત જ રહેવાની નથી.

આ દુનિયા ઉપર કોઈ માડીજાયો છે જે પોતાની છાતી ઉપર હાથ મૂકી એમ કહી શકે કે "મેં કોઈ દિવસ મનથી, વચનથી કે કર્મથી અસત્ય આચર્યું નથી" ? જો એવો કોઈ ન નીકળે તો ડેમોક્રસીના સિદ્ધાંતાનુસાર બહુમતે અસત્યનો જ વિજય થાય છે. આપણામાં કહેવત છે કે 'છેવટે તો સત્યનો જ જય છે.' પણ છેવટ સુધી શું ? છેલ્લા સિવાય બધા દાવ હારનાર સત્ય વધે કે એક સિવાય બધા દાવ જીતનાર અસત્ય વધે !

અસત્યને ચુસ્તપણે આચરનારા જ ઘણી વખતે સત્યનો ઉપદેશ આપતા હોય છે. મોટા ધર્મગુરુઓનું કે ટીલાંટપકાં કરનારનું આંતરિક જીવન તપાસશો તો ઘણી વખતે અસત્ય અને દંભથી ભરપૂર જણાશે. સત્યથી દૂર છતાં સત્યની રક્ષા કરનાર આ ધર્મધુરંધરો આપણા વંદન–નમનને પાત્ર નથી શું ?

અસત્યની કાર્યસાધકતા વિષે ભાગ્યે જ કંઇ કહેવાની જરૂર છે. "સૂર્ય છૂપે નહિ બાદલ છાયો" એમ અનેક સત્યોમાં અસત્યની સિદ્ધિ છૂપી રહી શકતી નથી. સત્યથી તમે ફાંસીને માંકડે લટકી શકો છો, અસત્યથી નવજીવન પ્રાપ્ત કરી શકો છો. સત્યથી હજારો ગુમાવી શકો છો; અસત્યથી લાખો કમાઇ શકો છો. મોરના ઇંડાંને ચીતરવાં પડતાં નથી તેમ અસત્યના સત્ય સિધ્ધાંતને સાબિત કરવા દલીલોની જરૂર નથી. કોઇ જોષી તમને સાચી રીતે એમ કહે કે "તમે છ મહિનામાં મરી જવાના છો, તમે આખી જિંદગી ભીખારી રહેવાના છો, તમારા નસીબમાં વાંઢા રહેવાનું છે અગર તમારે છોકરાંછૈયાંનું સુખ નથી" ત્યારે તમને કેવું થશે? પરંતુ કોઇ જોષી તમને ખોટી રીતે એમ કહે કે "તમે નેવું વર્ષ જીવવાના છો, તમે મોટરમાં ફરવાના છો, તમારા નસીબમાં ત્રણ ત્રણ સૌભાગ્યવતીઓ છે અને પોણો ડઝન છોકરાં છે" ત્યારે તમને કેવું લાગશે? કહો, સુખ શામાં છે? સત્યમાં કે અસત્યમાં?

"કાનના કુંડળ ક્યાં મૂકી આવ્યા? ઝાંઝર કોનાં ચોરી લાવ્યા? હો કહાન! ક્યાં રમી આવ્યા?" એમ સત્યભામા પૂછે અને શ્રીકૃષ્ણ સાચેસાચું કહી દે કે "રાધિકાને ત્યાં આ બધાંઓ થઇ ગયો" ત્યારે સત્યભામા રીસણું ન લે તો બીજું શું થાય? અને પછી શ્રીકૃષ્ણની બાકીની આખી ગત ખરાબ થાય, અને પ્રેમાનંદને સત્યભામાના રીસણા વિષે નાટક લખવું પડે. તેને બદલે શ્રીકૃષ્ણ સફાઇથી એમ કહે કે "કુંડળ ચોકબજારમાં વેચી ખાધાં અને તારે માટે નવી ડીઝાઇનનાં ઝાંઝરની જોડ લઇ આવ્યો" ત્યારે સત્યભામાને કેટલો આનંદ થાય? તેને લાગે કે "મારા પતિ કેટલા ડાહ્યા ને કેટલા હેતાળ છે!" તેવી જ રીતે કોઇ અભિસારિકા તેના પ્રણયીને કહે કે "હું મારા બીજા પ્રિયતમને મળી આવી" ત્યારે પેલા પ્રણયીની શી દશા થાય! તેને બદલે તે એમ કહે કે "પ્રિયતમ! હું તમારે માટે પુષ્પમાળા બનાવવા કમાટીબાગમાં ફૂલ વીણવા ગઇ હતી" ત્યારે તે પ્રણયીને પોતાની વહાલી પ્રેયસી ઉપર કેટલું વહાલ ઉપજે!

તમે દરેક રીતે ચકાસી જુઓ. તમને ખાતરી થશે કે અસત્ય એ જ પરમ સત્ય છે. ભલે મહાત્મા ગાંધીજી કહે કે "મારે સત્યને ભોગે સ્વરાજ નથી જોઇતું." સ્વરાજ એ જ સત્ય હોય તો તે ગમે તે ભોગે આવે તેમાં ખોટું શું છે? પણ સ્વરાજ હજી લો ગાઉ દૂર છે એ'સ ભાગોળે, છાસ છાગોળે અને ઘેર સત્ય અને સ્વરાજની આ ધમાધમ શી!

જે લોકોમાં હિંમત નથી, મર્દાનગી નથી, પરિણામ સહન કરવાની તાકાત નથી, બુદ્ધિ નથી તે લોકોને સત્ય બોલવા સિવાય બીજો રસ્તો નથી. બાકી હિંમતવાન, બહાદુર, સહનશક્તિવાળો, અને અક્કલમંદ કદી એ રસ્તે જશે નહિ.

તમારાં બાળકોને આ સત્ય બરાબર સમજાવો. તેમને નવી દૃષ્ટિ આપો. નૂતન યુગમાં નૂતન રીતે સિધ્ધાંતોનું મૂલ્યાંકન કરી તેમનામાં નૂતન સંસ્કાર રેડો. તે રીતે તમે તમારી અને તમારા દેશની સાચી સેવા કરી શકશો.

મને ખાતરી છે કે તમે પોતે સત્ય—અને સત્ય સિવાય કંઇ નહિ—બોલવાની પ્રતિજ્ઞા તો નહિ જ લીધી હોય. ભૂલેચૂકે તમે આ સનાતન માર્ગેથી ચલિત થયા હો તો આ લેખ વાંચી પુનઃ દૃઢ થઇ જશો પરંતુ મને લાગે છે કે તમે મારું કહ્યું માનવાના નથી, અને "તુમ કહતે હો, હમ સુનતે હૈ" ની પેઠે એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખવાના છો. ખેર, મારી મહેનત ફોગટ ગઇ તેનો મને હવે શોક નથી. મને અફસોસ એટલો જ છે કે જે માર્ગે જવાનું તમને કહું છું તે માર્ગે હું પોતે જ જઇ શકતો નથી. મારી પણ 'કથા સાંભળી ફૂટ્યા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન," એવી કરુણ દશા થઇ છે. અફસોસ!

# મદદગાર ભૂત

રણછોડજી મહેતા

આ બનાવ પચાસેક વર્ષ પર બન્યો હતો. નવસારી ત્યારે માત્ર એક મોટું ગામ હતું—એક નાનો કસ્બો કહી શકાય. કેટલાય કુટુંબો ખેતી પર નિર્વાહ કરતાં હતા. ત્યારે ભૂતો પણ ઘણીવાર દેખાતાં. હવે તો ભૂતો પણ આ વિજ્ઞાનયુગમાં અદૃશ્ય થયા, અને તેમની વાતો પણ ક્વચિત્ જ સાંભળવામાં આવે છે.

'માનવા જેવું છે કે ભૂતો પણ સુધરેલા જમાનામાં સુધરી ગયા હોય અને પ્રોફેસર, પરીક્ષક, ડાક્તર, વકીલ, અમલદાર કે અન્ય સ્વરૂપે જનતાને પીડા કરતાં હોય. ઘણુંખરું તો પડોશી, પત્રકાર કે નિંદાખોરોમાં ભૂત વસતા દેખાય છે એ તો સૌનાસૌના અનુભવની વાત છે; અને એ સત્યાસત્યનો અહીં નિર્ણય ન થઈ શકે.

પાંચ દાયકા પર નવસારીમાં વસન નામે એક ખેડૂત થઈ ગયો. તે શિવનો પરમ ભક્ત હતો અને ખેતીનાં કામ કરતાં પણ શિવસ્તોત્રો ઉચ્ચારતો કે ભજન ગાતો. સંધ્યા, પૂજા, અર્ચન અને વ્રતવૈરાગ્યના મતમાં તે એવો ચુસ્ત રહેતો કે આખું નવસારી તેને "વસન ભગત" નામે ઓળખતું.

આ ગરમ દેશમાં ઘણા ખેડૂતો સૂર્યના તાપથી બચવા રાત્રે ખેતીનાં કામો કરે છે. ઘણીવાર સહિયારો કૂવો હોય તો દિવસરાત ખેડૂતો વારાફરતી ભૂમિને પાણી પાય છે. વસન ભગત અને તેના જોડીદારો આમ એક વખતે રાત્રે તેમનાં ભૂમિને પાણી પાવા ખેતરે ગયા હતા. પાણી પાતાં અર્ધરાત્રિ પસાર થઈ ત્યારે સફેદ ચાદરથી ઢંકાયેલાં ત્રણ ભૂતો ત્યાં અચાનક દેખાયાં. આગેવાન જેવા જણાતા ભૂતે વસનને કહ્યું "ભગત, અમે તારી ભક્તિથી ખુશ થયા છીએ માટે તમે ત્રણે જણ સૂઈ જાઓ. જુઓ, જરા યે ચૂંચાં ન કરશો, અને રોટલાશાક લાવ્યા હો તો અમને આપો."

ભગત અને તેના સાથીદારો તો મૂંઝાયા હતા. શું બોલે? ચૂપચાપ ખાવાનું આપી ત્રણે જણ પથારીમાં સૂઈ ગયા. પણ ભૂતની હાજરીમાં ઊંઘ કેમ આવે? પથારીમાંથી ડોકિયાં કરી ખેડૂતો વારવાર ભૂતોને જોતા. ભૂતો તો રોટલાશાક સાફ કરી કામે વળગ્યાં. એક કોશ ઠાલવે, બીજું બળદ હાંકે અને ત્રીજું પાણી વાળે. આમ સવારે ચાર વાગ્યા ત્યાં સુધી ભૂતો કામે વળગી રહ્યા. તેમણે ખેડૂતો કરતા વધારે સારું કામ કર્યું. મળસકું થતાં જ ભૂતોએ ભગતને બૂમ મારી બોલાવ્યો અને કહ્યું, "ભગત, સાંજે અમારે માટે રોટલાશાક લાવજો. અમે ત્રણે પાછાં આવીશું અને તમારું કામ કરીશું. પણ ખબરદાર, અમારી વાત કોઈને કહેશો નહિ." પછી ત્રણે ભૂતો ત્વરિત ગતિથી ત્યાંથી ચાલી ગયાં.

વસન ભગતે ઘરે આવી તેના કાકાને ભૂતની વાત કહી. કાકાએ ભગતને કહ્યું કે "હવે આ વાત કોઈને કહીશ નહિ અને ભૂતો માટે વધારે સારું ખાવાનું લઈ જજે. વસન, તારી ભક્તિ ફળી છે, શાબાશ, ખરો ભગત."

ભગત અને તેના સાથી કોશ હાંકતા હતા ત્યાં બીજી રાત્રે પણ ભૂતો આવ્યાં અને રોટલા-શાક ખાઈ ખેતીના કામે વળગ્યાં. ભગત અને તેના સાથીદારો સૂઈ ગયા. ક્યારીમાં સાત દિવસ પાણી પાવાનું હતું ત્યાં સુધી નિયમિતપણે આ ક્રમ ચાલુ રહ્યો. ખેડૂતો ખાવાનું લાવે, અને

ભૂતો તે જાણે કામ કરે. પછી આઠવાડિયામાં કામ પૂરું થયું, અને ખેડૂતો ખેતરે રાત્રે ન ગયા. અને ભૂતો પણ ન દેખાયાં

પંદરેક દિવસ પછી પાક લણી વસન ભગત અને બીજા ખેડૂતો તે વેચવા સુરત ગયા. સુરત નવસારીથી પચ્ચીસ માઇલ દૂર છે. તાપથી બચવા ખેડૂતો રાત્રે જ ગાડી જોડી સુરત જતા. માલ વેચી તેઓ રાતમાં જ ઘરે પાછા વળતા. ભગત અને તેના જોડીદારોએ સુરત કણપીઠમાં તેમનું અનાજ વેચ્યું, અને પૈસા પણ તેમને ઠીક મળ્યા. શહેરમાં આમતેમ ફરી, ખાવાનું ખાઇ, રાત્રે તેઓ નવસારી આવવા પાછા નીકળ્યા. રાત્રે બેએક વાગે તેઓ અર્ધે રસ્તે આવ્યા હશે ત્યારે તેમને લૂટારાઓએ આંતર્યા.

ત્રણ જ ખેડૂતો અને પાંચછ ચોરો; સામનો થઇ શકે એમ ન હતું. ખેડૂતોએ માલનું ઊપજેલું નાણું ચોરોને આપી દીધું. ચોરોએ ભગત વગેરેનાં બદનખેસ તપાસી, જે કંઇ હતું તે લઇ લીધું. એમ તપાસ ચલાવતાં એક ચોરે વસન ભગતના હાથમાં કડું પહેરેલું જોયું. ચોરે તે કડું કાઢવા કોશિશ કરી, પણ તે એવું સજ્જડ બેઠું હતું કે કેમે કર્યું નીકળી ન શકે. બીજા ચોરે આ જોઇ તરત કહ્યું, " મૂરખ, વખત ન ગુમાવ. માર ધારિયું, અને હાથ કાપી નાખ. "

પહેલો ચોર આથી ચિડાયો, અને તેણે જવાબ આપ્યો, " કોણ, મૂરખ ? હું કે તું ? આ માણસ કોણ છે તેની તને ખબર છે ? "

" કોણ ? "

" જેના આપણે રોટલાવાલ ખાધેલા તે વસન ભગત. "

" ઓત્તારી, ' રહેવા દે, રહેવા દે, " કહી લૂટનો માલ લઇ ચોરો પલાયન થયા.

ત્યારે જ ભગતને ખબર પડી કે ભૂતો કોણ હતાં. ખેડૂતો માલ વેચવા ક્યારે જવાના છે તે તેમની વાતચીતમાંથી જાણી જવા લૂટારાઓ ભૂત હોવાનો ઢોંગ કરી પાણી પાવા આવતા. ત્યારપછી વસન ભગત જીવ્યો ત્યાં સુધી મનમાં હસતો, " હું મૂએલા ભૂતથી કદી ડર્યો નહિ, પણ આ જીવતાજાગતા ભૂતોથી જરૂર ગભરાઉં !" અને કોણ કહે કે વસન ભગત ખોટો હતો ? હું તો તેના આ કથન સાથે તદન સંમત છું.

# આઝરબૈજાનની સ્વતંત્રતા

હસમુખરાય નારણજી દેસાઈ

આઝરબૈજાન એ ઈરાન દેશમાં વાયવ્ય ખૂણામાં આવેલો પ્રાંત છે. ગયા મહાયુદ્ધ દરમિયાન એ પ્રદેશનો રશિયન લશ્કરે કબજો લીધો હતો, અને પછી મુદતસર રશિયનોએ થોડા સમય પછી એ પ્રાંત ખાલી કર્યો.

એ પ્રાંતની વીસ લાખની વસતી છે. પાટનગર તેબ્રીઝમાં બે લાખ માણસો છે. શહેર જૂનું, પુરાણું, ગંદું છે. ત્રણચાર સિનેમાગૃહ છે. બેએક કારખાનાં છે

પ્રાંતના લોકોનો મોટો ભાગ ખેતી પર નિર્વાહ કરે છે, અને નાનાં નાનાં ગામડાંમાં રહે છે. જમીનદારોનાં ખેતરો ગણોતે રાખી લોકો ખેતી કરે છે. તેઓ જમીનદારના ગુલામ તો નથી જ, પણ ભારે ગણોત આપી ગરીબ જ રહ્યા છે. આપણા દેશની માફક ખેતીવાડી હજી જૂનાં હળ જેવાં સાધનોથી જ કરવામાં આવે છે. લોકોનો મોટો ભાગ નિરક્ષર છે, અને બાળમરણપ્રમાણ પણ ઘણું મોટું છે. છેલ્લા બે દાયકામાં લોકોની આર્થિક પરિસ્થિતિ વધારે બગડી છે. ખેડૂતો ગણોત ન આપે તો સિપાઈઓની મદદથી તે વસૂલ કરવામાં આવે છે, અને સિપાઈઓને નામનો જ પગાર મળે છે. શાહ રેઝા તો સિપાઈઓને પગાર આપતો નહિ અને છૂટથી કહેતો, "તેઓ ખેતી પર નભશે." છતાં ઈ. સ. ૧૯૪૧ સુધી લોકોમાં કશો અસંતોષ દેખાતો ન હતો.

મહાયુદ્ધ જાગ્યું. પહેલાં તો વસ્તુઓના ભાવમાં ઉછાળો આવ્યો. તે સિવાય બીજી કંઈ અસર ન દેખાઈ. જુવાનોને લશ્કરી તાલીમ આપવાની યોજનાઓ હાથ ધરવામાં આવી. રશિયનોએ થોડા બોંબ ફેંક્યા, અને શાહનું લશ્કર વેરણછેરણ થઈ ગયું. લોકોમાં કેટલાક ઝનૂની હતા, અને તેમણે સૈનિકોની બંદૂકો હાથ કરી. તેઓ જમીનદારો સામે પણ વિચાર કરતા થયા. શાહને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. રશિયનોની છાવણીઓ નજીકમાં જ હતી. ફફડાટ ને ડર પ્રવર્ત્યો; પણ રશિયન લશ્કર તદ્દન સભ્યતાથી વર્ત્યું, અને તેમના તરફથી કોઈ પણ અનાચાર ન થતા.

યુદ્ધ લાંબું ચાલતાં ભાવો પણ વધી ગયા, અને લોકોએ મોંઘવારીપીડા અનુભવી. રેલવે-વ્યવહારનો મિત્રરાજ્યોએ કબજો લીધો. આ અરસામાં રશિયાએ લોકોમાં સામ્યવાદનો પ્રચાર શરૂ કર્યો. પ્રાંતમાંથી દેશના બીજા ભાગમાં જવાઆવવા પર રશિયનોએ સખત અંકુશ મૂક્યો અને રશિયામાં જવા છૂટ રાખી. લોકો રશિયન પ્રદેશમાં જઈ સારાં સિનેમા, સુંદર ચિત્રો વગેરે જોઈ મુગ્ધ થયા.

આ સમયે શાહે દાબી દીધેલ 'ટયુડેહ મંડળ' પાછું સજીવન થયું, અને પ્રાંતનો હાલનો વડો પ્રધાન ૧૯૨૦ થી જેલમાં હતો તેને રશિયનોએ ૧૯૪૧ માં મુક્ત કર્યો. રશિયાની ઉઘાડી મદદે વેગભર તેણે પક્ષ ઊભો કર્યો.

પણ વખત જતાં રશિયનોએ છડેચોક પ્રવૃત્તિ ઉપાડી. રશિયન લશ્કરી માણસો લૉરીમાં ગામડાંમાં જઈ ગામડિયાઓને ઉપદેશ આપ્યો, "કર ભરો નહિ." ડાહ્યાઓ વિરુદ્ધ હતા, પણ દેવામાં ડૂબેલા ખેડૂતોને આ વાત રુચિકર લાગી. ટેબ્રીઝ પાટનગરમાં મજૂરોને થોડા કલાક કામ કરવા માટે સલાહ આપવામાં આવી. જાહેર રીતે તો વડો પ્રધાન હજી દેખીતી રીતે રશિયન જોડે સંબંધ રાખતો નહિ. શાહના સિપાઈઓએ કેર વર્તાવ્યાની ખરીખોટી હકીકતો પ્રગટ કરવામાં આવી. ચૂંટણીમાં ટયુડેહ પક્ષના ૯૫ ટકા ઉમેદવારો ફતેહમંદ નીવડ્યા.

ટેબ્રીઝમાં ચળવળે જોર પકડ્યું. જમીનદારો અને અમલદારોને દૂર કરવાના પોકારો ઊઠ્યા અને તેમનાં નામની યાદીઓ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઈ. પોલીસના વડા અને વકીલનું ખૂન કરવામાં આવ્યું. પીશેવરી અને બીજા નેતાઓએ આવા ગુના માટે ધિક્કાર પ્રદર્શિત કર્યો; પણ ગુનાની તપાસમાં અડચણો ઊભી કરવામાં આવી.

ગામડાંઓમાં જ્યાં કેટલાક જમીનદારોના ખૂન કરવામાં આવ્યાં, અને પોલીસ જ્યારે તપાસ માટે જતી ત્યારે રશિયન સૈનિકો તેને ત્યાંથી ચાલી જવા કહેતા.

ડેમોક્રેટપક્ષે રાજનગરનો કબજો લીધો, અને પક્ષના નેતાને સરકારી મકાનો શાંતિથી સોંપી ઈરાન સરકારના અમલદારો ચાલી ગયા

નવી સરકારે કાયદા અને વ્યવસ્થા માટે મહેનત કરવાના પ્રયત્નો બતાવ્યા છે: વડા પ્રધાન પીશાવરીએ અમેરિકન એલચીને પણ બોલાવ્યો છે અને તેને કડક શિસ્તનું નિરીક્ષણ કરવા કહ્યું છે.

નવી સરકાર પણ કરો માગે છે, અને કહે છે કે ખેડૂતોને એ ગમતું નથી. કારીગરો માટે કામ કરવાના કલાકો ઘટ્યા, પણ બીજી અડચણો ઊભી થઈ. ઈરાનની સરકારની યુદ્ધોત્તર પુનર્રચનાની યોજનાઓ પ્રગટ થાય છે. આજની પરિસ્થિતિ વિષે ચોક્કસ કંઈ કહી શકાય એવી માહિતી મળતી નથી. કેટલાકો કહે છે કે આઝરબૈજાનનું વલણ રશિયા તરફ છે, પણ બીજાઓના મત અનુસાર એ ખોટું છે. ખરું શું, ખોટું શું, તે વખત કહેશે.

# આંતરરાષ્ટ્રીય ભાંજગડ

## (૧) સુલેહ પરિષદ

વા. પ. કોલ્હટકર

આખી દુનિયામાં શાંતિ સ્થાપવા માટે મોટાં રાષ્ટ્રોના પરદેશ મંત્રીઓએ ગયા મહિનામાં પારિસમાં લાંબા વખત સુધી સભાઓ ભરીને દુશ્મન રાષ્ટ્રો સાથે કરવાની સુલેહના મુસદ્દા ઘડી કાઢવા હતા. એ દુશ્મન રાષ્ટ્રો પૈકીના જર્મની અને ઑસ્ટ્રિયાને હજી સુધી એ બાબતમાં બાતલ રાખવામાં આવ્યાં છે રૂમાનિયા, બલ્ગેરિયા, હંગરી અને ઈટાલી, એ ચાર જ રાષ્ટ્રો સાથે કરવાની સુલેહના મુસદ્દા તૈયાર કરવામાં આવ્યા છે અને તે સુલેહ પરિષદ સમક્ષ રજૂ કરવાનું ઠરાવવામાં આવ્યું છે. રૂમાનિયા, બલ્ગેરિયા અને હંગરી, એ દુશ્મન રાષ્ટ્રો બાલ્કન પ્રદેશમાં આવેલાં મહત્ત્વનાં રાષ્ટ્રો છે. એ દેશોની સાથે ઘણી લડાઈ પહેલાં બ્રિટનને, અમેરિકાને અને ફ્રાંસને હિતસંબંધ હતો. ઉદ્યોગધંધામાં એ ત્રણે મોટા રાષ્ટ્રોની મોટી મૂડી રોકવામાં આવેલી હતી. ડેન્યુબ નદીનો ઉપયોગ વ્યાપારી માલની અવરજવરના કામે પુષ્કળ પ્રમાણમાં થતો હતો, અને એવી અવરજવરને લગતી પણીખરી સગવડો ઇંગ્લાંડ, અમેરિકા વગેરે દેશો ભોગવતા હતા લડાઇ પછી પણ પહેલાંની માફક જ આવો વ્યવહાર કરવાનું પોતાને માટે બની શકે, એવું ઇંગ્લાંડ, અમેરિકા વગેરે મૂડીદાર રાષ્ટ્રો ઇચ્છે એ સ્વાભાવિક છે. તેમ છતાં પણ પહેલાં રોકેલી મૂડી બદલ તેમજ ડેન્યુબ નદીને લગતી વ્યાપારી સગવડો સંબંધી અધિકાર ત્યાંની આંતરરાષ્ટ્રીય સંસ્થાને હોવો જોઈએ, એવું રશિયાનું કહેવું છે એ પ્રદેશની સ્વતંત્રતાની નજરે બીજાં રાષ્ટ્રોને તેમાં દખલગીરી કરવાનો અધિકાર હોવો ન જોઈએ, એમ રશિયાને લાગે છે. તે જ પ્રમાણે એ પ્રદેશમાંનાં રાષ્ટ્રો રશિયાની સરહદ બાજુએ આવી રહેલાં હોય ખુદ રશિયાના સંરક્ષણની નજરે રશિયાને ત્યાંની સંસ્થામાં પ્રતિનિધિત્વ મળવું જોઈએ, એમ રશિયા માને છે. બીજાં મોટાં રાષ્ટ્રો એ વાતનો વિરોધ કરે છે જર્મનીની બાબતમાં પણ એ મોટાં રાષ્ટ્રો હજી સુધી એકમત થઈ શકતાં નથી. 'પોટ્સડામ કરાર' પ્રમાણે, જર્મની આર્થિક અને રાજકીય નજરે અખંડ રાષ્ટ્ર હોવું જોઈએ એમ ઠરેલું છે પરંતુ રશિયાએ કબજે કરેલા ત્યાંના પ્રદેશ સંબંધી અને બીજાં રાષ્ટ્રોએ કબજે કરેલા ત્યાંના પ્રદેશ સંબંધી પ્રચલિત ધોરણો વચ્ચે બહુ મોટો તફાવત નજરે પડે છે ત્યાંના જમીનદારોની માલકીની જમીન તમામ ખેડૂતો વચ્ચે વહેંચી આપવામાં આવી છે મોટાંમોટાં કારખાનાં સરકારી માલકીનાં બનાવી દઈને તેમાંના ઉત્પાદનને મોટા પ્રમાણમાં વધારવામાં આવે છે. ત્યાં ખોરાકની વહેંચણી વ્યવસ્થાસર ચાલુ છે એકંદરે આર્થિક નજરે એ પ્રદેશ લડાઈ દરમિયાન થયેલા નુકસાનમાંથી તરી જઈને ઝપાટાબંધ સુધરતો જાય છે. નાઝીઓને સરકારમાંથી દૂર કરીને 'રાજ્યનિષ્ઠ' અને 'સોશિયલ ડેમોક્રેટસ' વચ્ચે ઐક્ય સ્થાપવામાં આવ્યું છે. ઘણીખરી રાજકીય સત્તા એ બંને સંયુક્ત પક્ષોના હાથમાં છે એથી ઊલટું અમેરિકા, ઇંગ્લાંડ વગેરે દેશોએ સર કરેલા પ્રદેશમાં હજી પણ સરકારી નોકરીમાંની મુખ્ય મુખ્ય જગાઓ ઉપર પહેલાંના નાઝી અમલદારો ચાલુ છે પ્રગતિક પક્ષોનું ઐક્ય સાધવાની તજવીજ ખુદ જર્મન લોકો કરે છે ત્યારે અમેરિકા અને ઇંગ્લાંડ એ કામમાં દખલ કરે છે, કારખાનાનું ઉત્પાદન હજી પણ વધતું નથી, ખોરાકની અછતને લીધે એ બંને રાષ્ટ્રોને જર્મન લોકોને જીવતા રાખવા બહારથી ખોરાક મોકલી આપવો પડે છે. લડાઇકામ માટે ઉપયોગી

નીવડતાં કારખાનાં બંધ કરવામાં આવ્યાં નથી. ઊલટું પશ્ચિમ જર્મનીમાં એ બંને રાષ્ટ્રો રશિયા સામેની ભવિષ્યની સંભવિત લડાઈને લગતી તૈયારી જોસભેર કરી રહ્યાં છે, એમ સંભળાય છે. આવા સંજોગોમાં 'લડાઈ પહેલાંની પરિસ્થિતિ મધ્ય યુરોપમાં ફરીથી ઊભી થાય છે કે શું ?' એવી સાધાર બીક યુરોપની જનતાને લાગે, એમાં કંઈ નવાઈ નથી. જર્મની દેશ હાર્યો તો પણ રશિયા અને અન્ય મૂડીદાર રાષ્ટ્રો વચ્ચેની લડાઈ હજી થવાની બાકી છે, અને તેને અનુલક્ષીને રાજકીય દાવપેચ ચાલી રહ્યા છે એમ લાગે છે. આવા સંજોગોમાં, મોટાં રાષ્ટ્રો વચ્ચે સર્વસામાન્ય સમજૂતી થાય, એ ખૂબ જ અઘરું લાગે છે હાલની સુલેહ પરિષદ પૂરી થઈ ત્યારપછી પરદેશ મંત્રીઓની બેઠક ફરી એક વાર ભરવાની છે. એ વખતે શું થાય છે, એ જોવાનું છે.

સુલેહ પરિષદમાં અમેરિકાને તેમજ ઇંગ્લંડને કાયમી બહુમતી છે તેથી કોઈ પણ બાબતમાં રશિયા જે સૂચના કરે છે તેનો વિરોધ કરવામાં આવે છે અને તેને ઉડાવી પણ મૂકવામાં આવે છે. બાકી કોઈ પણ નિર્ણય કરવાની વેળાએ બેતૃતીયાંશ જેટલા બહુમત ન પડે ત્યાંસુધી તે કરવો ન જોઈએ, એવી સૂચના રશિયાએ કરી હતી. એ સૂચના પસંદગી ન પામી તેથી જે સૂચના બેતૃતીયાંશ મતથી સંમતિ પામી હોય તે તેમ જ સાદી બહુમતીથી સંમતિ પામી હોય તે સૂચના પરદેશ મંત્રીઓની પરિષદ તરફ રવાના કરવી, એમ આખરે ઠર્યું છે સુલેહ પરિષદ સમક્ષ મુખ્ય મુદ્દાઓ તો હજી રજૂ થવાના બાકી જ છે.

ઍડ્રિયેટિક સમુદ્ર ઉપર પૂર્વદિશાએ ટ્રીએસ્ટ બંદર છે તેના સંબંધમાં પરદેશ મંત્રીઓ વચ્ચે ખૂબ જ ગરમાગરમ ચર્ચા ચાલી હતી. એ બંદરમાંની ઘણીખરી પ્રજા યુગોસ્લેવ જાતિની છે તેથી એ બંદર યુગોસ્લેવિયાના તાબામાં રહેવું જોઈએ, એવું રશિયાનું કહેવું હતું પરંતુ રશિયાની માફક યુગોસ્લેવિયામાં 'સોશિયાલિઝમ' વ્યાપી રહ્યું છે તેથી અને રશિયા સાથે એ દેશની દૃઢ મિત્રતા સ્થપાયેલી છે તેથી આટલા પાસે આવી રહેલા 'સોશિયાલિઝમ' ને પશ્ચિમ તરફના બીજા દેશોમાં પગપેસારો કરવાનું ફાવી જશે, અને લડાઈ દરમિયાન એ બંદરનો ઉપયોગ રશિયા કરી શકશે, એ બીકથી રશિયાની ઉક્ત સૂચના ફગાવી દેવામાં આવી. રશિયા, અમેરિકા, ઈંગ્લાંડ, યુગોસ્લેવિયા અને ઇટાલી એ પાંચ રાષ્ટ્રોના અમલ નીચે આંતરરાષ્ટ્રીય બંદર તરીકે એ બંદર દસ વર્ષ સુધી રહે, એમ આખરે ઠર્યું હવે પછી એ પ્રશ્નની ચર્ચા ફરીથી થવાની છે. સુલેહ પરિષદ સમક્ષ એ પ્રશ્ન હજી આવવાનો બાકી છે

## (૨) પેલેસ્ટાઇન

પેલેસ્ટાઇનનો પ્રદેશ સુએઝની નહેરને લાગીને આવેલો છે તે ૧૪૦ માઇલ લાંબો ને ૮૦ માઇલ પહોળો છે. આ પ્રદેશ નાનો છે તો પણ આંતરરાષ્ટ્રીય નજરે બહુ જ મહત્ત્વનો છે છેલ્લાની પહેલાંના યુદ્ધ દરમિયાન બ્રિટને એ પ્રદેશ ઉપર પોતાની સત્તા જમાવી અને યુદ્ધ પછી તે બ્રિટનના ' મૅન્ડેટ ' નીચે સોંપાયો. એ પ્રદેશમાં એ યુદ્ધ પહેલાં આરબ લોકો વસતા હતા. પરંતુ એક જ જાતની પ્રજાવાળા એ પ્રદેશ ઉપર પોતાનો અમલ ચાલુ રાખવાનું બ્રિટનને અઘરું થઈ પડ્યું તેથી બ્રિટિશ લોકોએ ત્યાં યાહૂદી લોકોની ભરતી કરવાની શરૂઆત કરી સેંકડો વર્ષો પૂર્વે યાહૂદી લોકોને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા. એ લોકોનું ' જેરુસલેમ ' નામનું ધર્મસ્થાન પેલેસ્ટાઇનમાં આવેલું છે. આખી દુનિયામાં વસી રહેલા યાહૂદી લોકોની પોતાની કોઈ

રાષ્ટ્રભૂમિ છે જ નહિ, અને તમામ દેશોમાં તેમની વિરુદ્ધમાં ખૂમારો ઊઠેલો છે. આવી પરિસ્થિતિમાં પેલેસ્ટાઇનને તેમની પોતાની રાષ્ટ્રભૂમિ બનાવવી, એવો ઉપરછલ્લો દેખાવ કરવામાં આવ્યો. પેલેસ્ટાઇન દેશ મધ્યપૂર્વના પ્રદેશમાં તેલની નજરે મહત્ત્વનો છે. એ તેલના નળ પેલેસ્ટાઇનના બંદરમાં સ્થાપવામાં આવેલા છે. તે જ પ્રમાણે મધ્યપૂર્વ પ્રદેશ જળમાર્ગની તેમ જ આકાશમાર્ગની નજરે મહત્ત્વનો છે. આથી જ એ પ્રદેશ ઉપર બ્રિટનની હકૂમત રહેવી જોઇએ, એવું બ્રિટનમાંના સત્તારૂઢ પક્ષને લાગે તો તેમાં કાંઇ નવાઇ નથી. પરંતુ એવી હકૂમત ચાલી શકે તેટલા માટે આરબ લોકોની મદદ મેળવવી જોઇએ તેથી આરબ તેમ જ યાહુદી લોકો વચ્ચે અનુસંધાન કરવાની વ્યવસ્થા બ્રિટને કરી છે. યાહુદી લોકો વધારે બળવાન બની ન બેસે તેટલા માટે હવેથી પેલેસ્ટાઇનમાં યાહુદી લોકોને મોકલવામાં નહિ આવે, એમ જાહેર કરવામાં આવ્યું હતું. પરંતુ હમણાં હમણાં એ પ્રદેશ સાથેનો અમેરિકાનો હિતસંબંધ વધતો ચાલ્યો છે. અમેરિકામાં પૈસાદાર યહુદી વેપારીઓ અને કારખાનદારો છે. તેઓ પેલેસ્ટાઇનને પોતાની રાષ્ટ્રભૂમિ બનાવવા ઇચ્છે છે. આથી તેમણે એ પ્રદેશમાં દાખલ થઇને પોતાની સંસ્કૃતિનું કેંદ્ર અને વિશ્વવિદ્યાલય સ્થાપેલું છે. બ્રિટિશ લોકોએ યહુદીઓની વસતિના વધારા ઉપર પ્રતિબંધ મૂક્યો છે તે તેમને કબૂલ નથી તેથી બ્રિટિશ સરકારી નૌકાઓના પહેરાને ચોરીને પણ સેંકડો યહુદીઓ પેલેસ્ટાઇનમાં દાખલ થઇ રહ્યા છે. લાંબા વખત ઉપર જ બ્રિટિશ સરકારી સદર સ્થળ ઉપર અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો તેના મૂળમાં પેલેસ્ટાઇનને પોતાની રાષ્ટ્રભૂમિ કરવા માગતા યહુદીઓ જ છે. હાલ તો આ પ્રશ્ન અમેરિકા અને બ્રિટન વચ્ચેના ટંટાનો વિષય થઇ પડ્યો છે. યહુદીઓ માટે, આરબો માટે અને ઇતર મુસલમાનો માટે પેલેસ્ટાઇનના ત્રણ વિભાગ પાડવા અને સંરક્ષણ તથા પરદેશો સાથેના સંબંધ પૂરતી એક 'ફેડરલ' સરકાર નીમવી, એવું બ્રિટિશ લોકોનું કહેવું છે. અમેરિકા એનો વિરોધ કરે છે. મૂડીદાર રાષ્ટ્રો વચ્ચેનો આ આંતર વિરોધ સીરિયા, ટ્રાન્સજોર્ડનિયા, ઇરાક, સાઉદી અરબસ્તાન વગેરે પ્રદેશોમાં નજરે પડે છે. એ વિરોધની બાબતમાં ફ્રાંસ, બ્રિટન અને અમેરિકા વચ્ચે અનુસંધાન છે. તેમ છતાં પણ સોવિયેટ રશિયા વિરુદ્ધ સંરક્ષણની અને આક્રમણની નજરે એ ત્રણે રાષ્ટ્રોને એ પ્રદેશ મહત્ત્વનો છે. એ અંદરની વિરોધ પરત્વે શો નિર્ણય થાય છે, એ જોવાનું છે.

## (૩) ઇરાન :

ઇરાનના અખાતમાં બ્રિટિશ લોકોની યુદ્ધનૌકાઓ અને આપણા દેશની ફોજને હાલમાં જ ગયાના સમાચાર છે, એવા ખબર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા છે. આઝરબૈજાનના પ્રશ્નનું નિરાકરણ થયું, ને ઇરાનમાંનું રાજકારણ લોકશાહીના માર્ગે ઝપાટાબંધ પ્રગતિ કરી રહ્યું, એટલે દક્ષિણ ઇરાનમાંના બ્રિટિશ લોકોના હિતસંબંધ સાથે તેનો ઝઘડો શરૂ થઇ ગયો, એ કુદરતી જ છે. ઇરાનના દક્ષિણ ભાગમાંના તેલના કૂવાઓ બ્રિટિશ માલિકીના છે. ત્યાં છેક હમણાં સુધી મજૂરોનું સંગઠન ન હતું. બ્રિટિશ લોકોએ એવા સંગઠનને ઉત્તેજન ન આપ્યું એટલું જ નહિ પણ તેનો જન્મ જ ન થવા દેવાની ખાસ કાળજી તેમણે રાખી. તેમ છતાં પણ ઇરાનમાં 'ટુડેહ' નામનો લોકપક્ષ સતત જોરદાર બનતો જાય છે. ઇરાનમાંના પ્રતિગામી પક્ષના લોકો એ વિરુદ્ધ છે. બ્રિટિશ લોકોએ એ લોકોનો ઉપયોગ પોતાના કામે કર્યો છે, અને હજી પણ તેઓ એમની મદદથી ઇરાનમાંના પોતાના હિતસંબંધનું રક્ષણ કરી રહ્યા છે. પરંતુ બીજા પક્ષ

દેશોમાં બન્યું છે તેમ ત્યાં પણ તેલના કૂવાઓને લગતું કામ કરતા મજૂરોએ હાથમાં પોતાનું સંગઠન કર્યું છે. પોતાની તમામ માગણીને ધક્કો પહોંચાડવા બદલ ત્યાંના લોકોએ થોડા વખત ઉપર જ ચારે પરસ્પર જંગ જમાવ્યો. એ જંગમાં 'ટયુડેહ' પક્ષ અને ઇતર પક્ષ વચ્ચે મારામારી થઈ ને ઘણા લોકો માર્યા ગયા. 'આ બનાવની પાછળ બ્રિટિશ લોકોનો હાથ છે,' એવો વહેમ પડવા માટે પુષ્કળ અવકાશ રહે છે. બ્રિટિશ યુદ્ધ-નૌકાઓ અને હિંદી ફોજે ઇરાનના અખાતમાં જે હીલચાલ કરી રહી છે તેનાથી આવી શંકાઓને ટેકો મળે છે. બ્રિટિશ લોકોની આ પ્રવૃત્તિ સામે ઇરાનની સરકારે ચોખ્ખેચોખ્ખું સુણાવી દીધું છે કે 'ઇરાનના આંતરિક કારભારમાં હાથ ઘાલવાને બ્રિટનને કંઈ જ કારણ નથી, ઇરાનની સરકાર આંતરિક બંદોબસ્ત રાખવાને પૂર્ણરૂપે સમર્થ છે.' ભવિષ્યની લડાઈની નજરે દક્ષિણ ઇરાનમાંના તેલના કૂવાઓ બહુ જ મહત્ત્વના છે તેથી, બ્રિટિશ લોકો આ બાબતમાં આંતરરાષ્ટ્રીય નીતિ-નિયમને માન્ય રાખશે, એમ માનવાને કોઈ કારણ નથી.

## ( ૪ ) હિંદી ચીન :

હિંદી ચીનમાં થોડા વખત ઉપર જ બંધ પડેલી લડાઈ પાછી શરૂ થઈ હોય, એમ લાગે છે. લડાઈ પહેલાં એ પ્રદેશ ફ્રેંચ સામ્રાજ્યનો ભાગ હતો. જાપાન સાથેની લડાઈમાં એ પ્રદેશ જાપાનના કબજામાં ગયો, પણ થોડા જ વખતમાં ત્યાંના લોકોએ સ્વતંત્રતાનો પોકાર કરીને પોતાનું સ્વરાજ્ય મેળવ્યું. પરંતુ મિત્રરાજ્યોની જીત થઈ તે વખતે તેમની ફોજે જાપાનીઓને હાંકી કાઢવા માટે હિંદી ચીનમાં ઊતરીને ત્યાં જ પોતાનો અડ્ડો જમાવવા માંડ્યો. ફ્રેંચ લોકોએ એ તકનો લાભ લઈને ત્યાં પોતાનું વર્ચસ્વ પાછું સ્થાપવાનો પ્રયત્ન કર્યો. એ ધમાચકડીમાં ફ્રાંસની ફોજો અને હિંદી ચીનમાંની રાષ્ટ્રીય ફોજો વચ્ચે લડાઈ શરૂ થઈ ને પુષ્કળ લોકોના જાન ગયા. એ દરમિયાન ફ્રાંસમાં 'કૉમ્યુનિસ્ટ' અને 'સોશિયૅલિસ્ટ' પક્ષ સત્તારૂઢ થતાં હિંદી ચીન બદલ પ્રગતિનું ધોરણ સ્વીકારવામાં આવ્યું. તેમ છતાં પણ એ પ્રદેશના દક્ષિણ દિશાના ભાગમાં ફ્રેંચ લોકો ઘૂસી ગયા, અને હિંદી ચીનની રાષ્ટ્રીય સરકારને વાટાઘાટ માટે તેમણે પેરિસમાં બોલાવી. પરંતુ થોડા જ દિવસમાં ફ્રાંસમાં નવેસર ચૂંટણી થઈ, અને તેમાં પ્રતિગામી પક્ષ બળવાન થયો. તે જ ઘડીએ જૂનું પ્રગતિનું ધોરણ બદલી નાખવામાં આવ્યું, અને હિંદી ચીન પૂરેપૂરો ફ્રાંસના તાબામાં હોવો જોઈએ, એ મત ફરી ફ્રાંસમાં પ્રતિમાન થયો. પેરિસમાં થોડા વખત પૂર્વે જ શરૂ થયેલી પરસ્પરની વાટાઘાટો આવી પરિસ્થિતિમાં પડી ભાંગી, અને બંને રાષ્ટ્રો વચ્ચેનો અણબનાવ પાછો વધવા લાગ્યો. એકંદરે જોતાં, ફ્રેંચ લોકોને પોતાનું સામ્રાજ્ય પાછું મેળવવાની ખટપટ કરવાની પ્રતિજ્ઞા થઈ હોય, એમ લાગે છે.

## ( ૫ ) ચીન :

ચીનમાંની રાજકીય પરિસ્થિતિ પહેલાંની માફક જ નિરાશાજનક છે, એમ લાગે છે. ડૉ. સુન્-યાટ્-સેને શાંતિ, એકતા અને લોકશાહી પરત્વે જે તત્ત્વોનું પ્રતિપાદન કર્યું હતું તેમનો પોકાર 'કૉમ્યુનિસ્ટ' પક્ષ સતત કર્યા કરે છે તો પણ ચીનમાંનો રાષ્ટ્રીય પક્ષ 'કૉમ્યુનિસ્ટ'ના વિરુદ્ધમાં સતત યુદ્ધ ચલાવી રહ્યો છે અને એ યુદ્ધમાં અમેરિકા સતત મદદ કર્યા કરે છે એમ લાગે છે. અમેરિકાને પોતાના વેપારને માટે અને પોતાની મૂડીના રોકાણને માટે ચીન દેશ પોતાના

તાબામાં જોઈએ છે ત્યાં 'કોમ્યુનિઝમ'નો ફેલાવો થાય તો, અમેરિકાના ત્યાંના હિતસંબંધને મોટો ધોકો પહોંચે તેથીજ ઉપરઉપરથી સમાધાનભરી લાગણી બતાવતા અમેરિકાના અધિકારીઓ ચીની રાષ્ટ્રીય સરકારને 'કોમ્યુનિસ્ટ' પક્ષની વિરુદ્ધમાં મદદ કરી રહ્યા છે પરંતુ સતત દસ વર્ષ સુધી જાપાની રાક્ષસોની સામે ઝુઝીને તૈયાર થયેલો 'કોમ્યુનિસ્ટ' પક્ષ અમેરિકાની રાજરમતથી હારી જાય એમ લાગતું નથી, ચીનમાંની એકંદર રાજકીય પરિસ્થિતિ શાંતતાના માર્ગે ચડે તેને ઘણો જ વખત લાગશે એમ જણાય છે.

દુનિયાની રાજકીય પરિસ્થિતિ તરફ એકંદરે નજર કરતાં એમ માલુમ પડી આવે છે કે મૂડીવાદ અને લોકસત્તાવાદ વચ્ચે તમામ દેશોમાં લડાઈ ચાલી રહેલી છે, અને હાલ તો લોકસત્તાવાદ પોતે અત્યાર સુધીમાં પ્રાપ્ત કરેલી ભૂમિકાનું સંરક્ષણ કરવા માટે જ તાકાત ચલાવી રહ્યો છે, એમ લાગે છે દુનિયાની રાજકીય રંગભૂમિ ઉપર લોકશાહીની સત્તા જામતાં જામતાં હજુ થોડો વખત વીતી જશે, એમ જણાય છે પરંતુ તેમ થાય તેના પહેલાં દુનિયામાંની હાલની દુષ્કાળની પરિસ્થિતિ દૂર થઈ દુનિયા ઉપર પાછું મંદીનું મોજું ફરી વળશે, એવાં ચિહ્ન અત્યારે તો દેખાય છે. આવું મોજું ફરી વળશે નહિ ત્યાં સુધી 'સોશિયલ ડેમોક્રેટિક' પક્ષની આંખ ઉઘડવાની નથી, અને ભવિષ્યની લડાઈની છાયા આખી દુનિયા ઉપર ફરી વળશે, એ દેખીતું છે

તા. ૮-૮-૪૬.



# વર્તમાન રાજકારણ

પ્રસ્તુત સામયિક સર્વાંગસંપૂર્ણ બને તે હેતુથી તેના વસ્તુનો એક વિભાગ વર્તમાન રાજકારણ ઉપર આવશે એવો પ્રબંધ હાથ કરવામાં આવ્યો છે. આની ચર્ચા અમારી કૌમુદી ત્રૈમાસિકમા તથા વસંતમાં આવતી હતી તે ગુજરાતના શિષ્ટ સમાજને યાદ આપવાની જરૂર છે.

આ વખતના રાજકારણમાં કૉંગ્રેસ તથા મુસ્લીમ લીગ એ બંને હિન્દની રાજકારણી સંસ્થાઓના ઠરાવો અગત્યનું સ્થાન લેશે. મુસ્લીમ લીગનો કારભાર સામાન્ય રીતે તેના પ્રમુખ શ્રી મહમ્મદઅલી ઝીણા ચલાવે છે એમ કહીએ તો ચાલે, જો કે હમણાં હમણાં તેમાં પણ કેટલુંક મત મતાંતર જોવામા આવે છે, અને તેમા એક મતાંતર રાષ્ટ્રવાદી કે કૉંગ્રેસવાદી અને પ્રાંતિક મુસ્લીમ મત તરફ વળતુ જાય છે, જ્યારે બીજુ મતાંતર પાકીસ્તાનના પક્ષ તરફ ઢળતુ જાય છે. કૉંગ્રેસમાં પણ મતમતાંતરો છે, જેમાં સમાજવાદી મતાંતર દિનપ્રતિદિન વિશેષ જોર પકડતુ જાય છે, અને કૉંગ્રેસના પ્રમુખ જવાહરલાલ નેહરુ ખુદ સમાજવાદી છે, વિચારણી ધર પરામાં તો અરુણા, જયપ્રકાશ નારાયણ, અચ્યુત પટવર્ધન, અશોક મહેતા વગેરે આગેવાનો જેટલાજ ચુસ્ત સમાજવાદી છે.

મુસ્લીમ લીગે ધારાસભાઓનો ત્યાગ કરવાનો, કૉન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બ્લી-રાજ્યઘટના નિર્માયક લોકસભાનો ત્યાગ કરવાનો, અને જરૂર પડે તો, કાયદાઓનો ભંગ કરી બ્રિટિશ તથા કૉંગ્રેસ નીચે આવનારી મધ્યવર્તી રાજ્ય વ્યવસ્થાને તોડી પાડવાનો, એ ત્રણ ઠરાવો બહાર પાડ્યા છે, જ્યારે કૉંગ્રેસે હમણાં જ એ ઠરાવો પૈકીના બીજા એટલે રાજ્યઘટનાનિર્માયક લોકસભાનો ત્યાગ કરવા સંબંધી ચોખવટ કરતો ઠરાવ બહાર પાડ્યો છે.

મુસ્લીમ લીગનો પાકીસ્તાન મેળવવાનો ઇરાદો ધાકધમકીનો છે. હિંદુ બહુમતી સામે તે સંસ્થા પોકાર કરતી રહી છે તેમજ બને તેથી ઓછી મુસ્લીમ બહુમતી નીચે આ સંસ્થાને હિંદુઓને અને શીખોને પોતાના તંત્ર નીચે ગમે તે પ્રકારે લેવા છે. કૉંગ્રેસ રાજ્યે મુસ્લીમોને જેટલુ નમતુ આપ્યુ છે તેટલુ નમતુ ભાગ્યે જ કોઇ દેશમાં, કોઇ લઘુમતીને અપાયુ હશે, છતાં કૉંગ્રેસે મુસ્લીમો ઉપર જુલમ ગુજાર્યો છે એવો નાદ આ સંસ્થાએ હમેશા ચલાવ્યે રાખ્યો છે, અને કૉંગ્રેસે તે નાદ સામે આ દેશમાં અથવા તો પરદેશમાં કોઇ જાતનો પ્રચાર કર્યો નથી, ઉપરાંત જ્યારે જ્યારે મીસ્ટર ઝીણાને અને બીજા મુસ્લીમ આગેવાનોને વલ્લભભાઇ પટેલ જેવા લોખંડી કૉંગ્રેસી આગેવાનોએ પડકાર આપ્યો છે ત્યારે દર વખત તેમના તરફથી તે પડકારનો કશો જવાબ વાળવામાં આવ્યો નથી. આ વખતે પણ એવું થયું છે. મુસ્લીમ લીગને તો મોગલ શહેનશાહતના પાટનગર દિલ્હીની ગાદી ઉપર કૉંગ્રેસને અવશ કરી, બેસી જવું હતું, પણ લૉર્ડ વેવલ વગેરે તેનાથી ભોળવાયા નહિ. તેમણે "ચલો દિલ્હી"એ સુભાષબાબુના જયનાદને લીગ મારફત યથાર્થ કરવા દીધો નહિ; નહિતર ઝીણા તો કેટલાએક ગુલામી માનસ ધરાવતા હિન્દુઓ અને અગ્નિકાંડની ટોળીના માણસો મારફત આખા હિન્દનું તંત્ર પોતાની નીચે લાવવા તૈયાર થઇ ગયા હતા. આ કારણથી મુસ્લીમ લીગે બે જાતના ભવાડા કાઢ્યા, એક તો જાણે બ્રિટિશ સરકારે આપેલા ઇલ્કાબની નવાજેશોનો ત્યાગ કર્યો; બીજું લીગને કૉંગ્રેસ સામે ભવાડો કાઢ્યો હતો, તેથી જવાહરલાલ નહેરુ

વગેરેનાં ભાષણોને તથા આસામના કોંગ્રેસી પ્રધાનમંડળે પૂરતી સમજ વગર લોકસભામાં બહુમતીથી પ્રાંત જોડાણ વિરુદ્ધ કરાવેલા ઠરાવને બહાના રૂપે મૂકી કો. એસેંબ્લીનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો. કોંગ્રેસે આ ઠરાવનો સંતોષકારક રદિયો આપ્યો છે જવાહરલાલ નેહરુ, કનૈયાલાલ મુનશી વગેરેએ વાપરેલા Sovereign સાર્વભૌમ શબ્દને કોંગ્રેસ ઠરાવમાં વળગી રહી છે, પણ તે તો માત્ર કોંગ્રેસી પ્રમુખનું અપમાન ન થાય, તે પાછા ન પડે તે માટે જ તેણે કર્યું છે. નહિતર, આવી લોકસભા સાર્વભૌમ કહી કહી શકાય નહિ. આ ઉપસ્થિત થનારી લોકસભા તો બ્રિટીશ પ્રધાનમંડળના પ્રતિનિધિમંડળ તથા વાઇસરોય, તેમણે ઠરાવેલા કાનુનો પ્રમાણે કામ કરશે, જ્યારે જે લોકસભા સાર્વભૌમ હોય તે તો પોતાના કાનૂનો પ્રમાણે કામ કરી શકે; એટલે મુનશી, જવાહરલાલ નેહરુ વગેરે ધારાશાસ્ત્ર, ઇતિહાસ અને રાજકારણના સમજદાર નિષ્ણાતોએ આવી ભૂલ શા માટે કરી હશે, તે સમજાતું નથી; મને તો લાગે છે કે આ કોંગ્રેસી આગેવાનો લીગને નહિં પણ પટવર્ધન અરુણા, જયપ્રકાશ, વગેરેને જવાબ આપતા હતા, તેથી તેઓ લોકોનેએ વિરુદ્ધ, પક્ષની હકીકતોને માનવી નહિ એવું કહેવા જતાં લીગની રાજકારણી જાળમાં ફસાઇ ગયા, અને ઝીણા વગેરેને રમતમાંથી નીકળી જવાનાં નકામાં કારણો આપ્યાં. લીગી સરદારો તો મને, બાળકો ચોપાટની રમત રમે અને જ્યારે દાવ ન આવે ત્યારે આખી સોગઠાબાજીને ઉડાવી મૂકે, એવા માનસવાળા જણાય છે, પણ આ યુગ એવા માનસના માણસોનો છે, અને તેમનું રાજકારણમાં બહુ ચાલે છે, જો કે જેમ હિટલર અને તેનો પક્ષ ઉડી ગયો, તેમ તેવા માનસવાળો પક્ષ પણ છેવટે ઉડી જવાનો. માત્ર જેમ હિટલર સામે અમેરિકા અને રશિયા જેવા દેશોએ; આગેવાની લીધી તેમ અહીં પણ, નબળાઇ, ડરપોકપણું વગેરે છોડી સચોટ નીતિ અને રાષ્ટ્રવાદી રાજકારણની રમત રમવાની આપણા દેશમાં ઘણી જરૂર છે

સવાલ એ છે કે લીગ હવે રમતમાં જોડાશે ખરી? મને લાગે છે કે હજુ તે બ્રિટિશ સરકાર પાસેથી કોંગ્રેસ સામે નવી ખોળાધરી માગશે, અને એ ખોળાધરી જ્યારે બ્રિટિશ સરકાર આપશે ત્યારે લીગ આ બાજીમાં રમવા આવી જશે, બાકી એટલું તો ચોક્કસ છે કે લીગને બાજીમાં દાખલ તો થવું જ છે.

લીગે બ્રિટિશ બહુમાનોનો ત્યાગ કર્યો છે તે તો બ્રિટિશ સરકારને જોવાનું છે, કોંગ્રેસને કે બીજા પક્ષોને તે ઠરાવ સાથે કશો સંબંધ નથી.

હાલ તો કોંગ્રેસ કો. એસેંબ્લી માટે તડામાર તૈયારી કરે છે, અને તેણે હમણાં તે માટે એક સમિતિ પણ નીમી દીધી છે. મને લાગે છે કે તેવી સમિતિઓ પ્રાંતવાર પણ નીમાવી જોઇએ અને વિષયવાર પણ નીમાવી જોઇએ.

કો. એસેંબ્લીમાં હિન્દુઓની બહુમતિ રહેશે તે વાત તો ચોક્કસ છે, અને તે સામે લીગને કશો વાંધો હોવો જોઇએ નહિ, કારણ કે હિન્દુઓ હિન્દમાં બહુમતિએ છે, એટલું જ નહિ, તેઓ રાજકારણમાં, સંપત્તિમાં સચ્ચારિતામાં, સ્વતંત્રતા માટે પણ હંમેશાં મોખરે જ રહ્યા છે. આ લોકસભામાં કોંગ્રેસવાદી સભાસદો જ માત્ર નથી; કોંગ્રેસે તેમાં ખ્રિસ્તી, એંગ્લોઇંડિયન, વગેરે સભાસદોને પણ રાખ્યા છે તેમાં ઘણે ભાગે શીખ લોકો પણ આવી જશે, અને કોંગ્રેસ સામે જે લોકો હંમેશાં રહ્યા છે અને જેમણે અનેકવાર બ્રિટિશ સરકાર અને ખુદ મુસ્લીમ લીગ સામે સહકાર કર્યો છે એવા મુસદ્દીઓને પણ કોંગ્રેસે આ સભામાં રાખ્યા છે. માત્ર હિન્દુ મહાસભાના આગેવાનો તેમાં બહુ નથી, એ ખરેખર આશ્ચર્યની વાત તો છે.

દિલ્હી મુકામે હિન્દની સરકાર થશે ખરી ! મુસ્લીમ લીગ તો તે માટે સાથ આપવા તલપાપડ થઈ રહ્યું છે; માત્ર તેને એક વાંધો છે, તે એ છે કે તે સરકારમાં કોંગ્રેસી મુસ્લીમ ન આવે. તે સંબંધી કોંગ્રેસ કદી નમતું નહિં આપે, સિવાય કે કોંગ્રેસી મુસ્લીમો પોતે એક અવાજે એમ કહે, કે "ના, અમે વચમાં આવશું નહિ, અમે ભલે બહાર રહીએ, તમે અમને અળગા રાખો; પણ હિન્દને એકવાર તો ચોક્કસ સર કરો," તો તે જુદી વાત છે. બાકી આ વખતે દિલ્હી સર થવાનું જ છે.

આજની વાત તો એ થઈ કે મહિનાઓ સુધી આ નવી લોકસભામાં લીગી, કોંગ્રેસી, અને બીજા મુત્સદ્દીઓ એક સાથે, સામસામા, બેસશે, વિચાર કરશે, દલીલો કરશે, ઠરાવો કરશે, સમાધાન ઉપર આવશે, અને અનેક ઝઘડાઓ પછી દેશને અનુરૂપ રાજવ્યવસ્થા ઘડી કાઢશે. એટલું તો ચોક્કસ છે કે લીગ દરેક પ્રસંગે ઝઘડાઓ ઉત્પન્ન કરશે, અને લોકવાતોનાં ગાળો થાક "ઝોળી" કરીને ઉડી જશે પણ ખરી.

વિશેષ હવે પછી, કારણ કે પૂનાના સંચાલક મહાશયને કાગળના માપની અને ખર્ચની વિકટ કસોટીમાંથી નીકળવું પડે એવું છે

સોમવાર. ૧૨-૮-૧૯૪૬. બળિરાજ દિન "ગુર્જરરાષ્ટ્ર"

# નિવેદન.

ગઈ લડાઈ ફાટી નીકળવાના અરસામાં અમે "પૂર્ણા"નું પ્રકાશન બંધ કરવાના સમાચાર આપ્યા, ત્યારે ઘણા મિત્રો તરફથી તેમ ન કરવા સૂચનાઓ કરવામાં આવી અને ગુજરાતની એક જાહેર વ્યક્તિએ તો "જરૂર હોય તો અમે ઝોળી લઈ ગુજરાતમાં ફરીશું પણ તમે પૂર્ણા બંધ ન કરશો" એમ પત્ર લખી જણાવ્યું. બે વરસ ઉપરના થોડા સમયમાં જ પૂર્ણાએ સારી લોકપ્રિયતા સંપાદન કરી હતી. ફીજી, આફ્રિકામાં પણ ઠીક સંખ્યામાં ગ્રાહકો મેળવ્યા હતા. વર્તમાનપત્રોએ પણ માસિકને સારો આવકાર આપ્યો હતો. આ બધું છતાં અમારી વ્યવસ્થામાં રહેલી ખામીના કારણે જ અમે માસિક બંધ કર્યું હતું.

લડાઈ દરમ્યાન એક સાક્ષરશ્રીએ અમને ઘણી વાર કહ્યું, "ફરીથી માસિક ચાલુ કરો" અને બે શુભેચ્છકોએ તેમ કરવા માટે આર્થિક સહાય પણ આપવા જણાવ્યું પણ એ અરસામાં માસિક ફરીથી પ્રગટ કરવું અમને ઠીક ન લાગ્યું.

લડાઈ બંધ થઈ છતાં હજુ જોઈતી સ્થિતિ સુધરી નથી, મોંઘવારી અનેકગણી વધી ગઈ છે, ત્યારે અમે માસિક ફરીથી શરૂ કરીએ છીએ. અમારા મિત્રોને એ અવિચારી સાહસ લાગે છે તેમનું કહેવું ખરું હશે છતાં સામાન્ય જનતાને શિષ્ટ વાંચન પૂરું પાડવું એવા આગ્રહને વશ થઈ એના સંચાલનમાં સારી વ્યવસ્થા રહે એવો પ્રબંધ કરી અમે માસિક ફરીથી શરૂ કરીએ છીએ.

માસિકનું લવાજમ પાંચ જ રૂપિયા રાખવા માટે અમને કેટલાક શુભેચ્છકોએ ચેતવણી આપી છે, પણ ગુજરાતના વાચકોની વિવેકશક્તિ પર અમને વિશ્વાસ છે. અને સારી સંખ્યામાં તેઓ ગ્રાહક થશે, તો માસિકના પાન પહેલી તકે અમે વધારીશું, એવી અમારી ઉમેદ છે. ઉત્તમ સાહિત્યકારોની કૃતિનાં અવલોકન, ઐતિહાસિક અને રસિક ટુચકાઓ, અને નોંધ એ સર્વ લખેલાં તૈયાર છતાં સ્થળસંકોચને લઈને અમે આ અંકમાં લઈ શક્યા નથી, તે અમારે મન ખેદનો વિષય છે. લેખો અને લેખકો વિષે અહીં અમે કશું કહેતા નથી. પણ અગાઉની માફક પૂર્ણાના અંકો ઉત્તરોત્તર વધારે સારા નીકળશે એની અમે ખાતરી આપીએ છીએ.

નવગુજરાત લિ. પ્રેસના વ્યવસ્થાપક શ્રી. માણેકલાલ શાહે 'પૂર્ણા' સંબંધી જે ઉત્સાહ બતાવી રહ્યા છે તેથી અમારી ખાતરી રહે છે કે માસિકની નિયમિતતા અમે જરૂર સાચવી શકીશું

કેટલીક કોલેજ, હાઈસ્કૂલ અને પુસ્તકાલયોને માટે પ્રથમ અંક નમૂના તરીકે રવાના કર્યો છે. તેઓ અંક જોઈ ગ્રાહક થવા-સંબંધી તેમનો નિર્ણય અમને જણાવશે તો અમે તેમના ઘણા આભારી થઈશું. પુનરુક્તિ દોષ વહોરીને પણ અમે ફરીથી જણાવીશું કે માસિકમાં હજુ વધારે રસ અને માહિતી પૂર્ણ લેખો પ્રગટ થશે અને અમે પ્રથમ તકે બીજા નવા વિભાગો ઉમેરીશું.

તંત્રી.

[પ્રિન્સિપાલ મેનનનો કેળવણી વિષયક અતિ મહત્ત્વનો મનનીય લેખ આવતા અંકે]

 

# આદર્શ



નિર્મલાઃ—બેન રંભા, આપણા સ્ત્રી સમાજમાં ચાર માસ ઉપર ચર્ચા થયા પ્રમાણે તું તો દરરોજના જીવન ખર્ચામાં કરકસર કરી નેશનલ સેવિંગ્સ સ્ટેમ્પ્સ અને સર્ટીફીકેટો ખરીદતી લાગે છે કેમ ?

રંભાઃ— હા બેન, દરરોજના શાક પાન તથા રસોડાના ખર્ચામાં પ્રથમ જેવોજ ખર્ચ કરી કરકસરથી હું ચાર આના તો બચાવુંજ છું, અને બચતપત્ર ઉપર ચોટાડું છું. વળી છોકરાંઓ બજારમાંથી ખાવાની ચીજો લેતાં તેમને પણ મેં સમજાવ્યાથી તે પણ થોડાક પૈસા બચાવે છે તેના પણ હું નેશનલ સેવિંગ્સ સ્ટેમ્પ્સ ખરીદું છું, અને દિનકર અને સુલાના નામ ઉપર ટીકીટોના બદલામાં કમીમાં કમી રૂ. ૫–૦–૦નાં બે સર્ટીફીકેટો ખરીદ કરૂં છુંજ. તે મોટા નિશાળે જતાં થશે ત્યારે તેમને આ દર રૂ. ૫–૦–૦ ના સર્ટીફીકેટોના રૂ. ૭–૮–૦ બાર વર્ષે મળશે. આ કાંઇ કમી ન કહેવાય, મેં તો અધિકૃત આડતિયા તરીકે નામ નોંધાવેલું છે.

નિર્મલાઃ—બેન, તું આદર્શ રંભા છે. તારી કરકસર જોઇ હું ઘણી ખુશ થઇ છું. તારી રીત બધી બેનો જો અમલમાં મુકે તો ઘણી મોટી રકમો ભેગી કરી ઘરની તેમજ દેશની સેવા કરી શકશે. હું તો આજથીજ શરૂ કરૂં છું. લે આ રૂ. ૦–૪–૦. આપ મને એક રૂ. ૦–૪–૦ની નેશનલ સેવિંગ્સ ટીકીટ અને એક બચતપત્ર.

(બા. બ.)

# પૂર્ણા

पूर्णा पूर्णकला समुद्रसलिला कुर्यात् सदा मगलम ॥

નવી સીરીઝ પુસ્તક ૧] સપ્ટેમ્બર, ૧૯૪૬ [ અંક ૨


## દિવાલો દુર્ગની ફરતે....

છેલ્લા વિશ્વયુદ્ધ વખતે એકવાર દુશ્મનોના ભીષણ હવાઈ હુમલાના પરિણામે એક અમેરિકન ટુકડીની છાવણી ખેદાનમેદાન થઈ ગઈ, અસંખ્યાબંધ સૈનિકો ઘવાયા અને કેટલાય યમશરણ થયા. ઇજા પામેલાને છાવણીની હૉસ્પિટલમાં લઈ જવામાં આવ્યા. દર્દીઓને તપાસી પાટાપૂટી બાંધતાં સર્જને એક સૈનિકને સખત ઘવાયેલો જોયો. તેને તપાસતાં ડાક્તરને સમજાયું કે "એ બચે એમ નથી" તેથી તેણે પાદરીને બોલાવી કહ્યું, "સૈનિક વધારે વખત જીવે એમ નથી, માટે મરણપૂર્વેની એની કબૂલત અને બીજી વિધિ કરી લો."

પાદરી દર્દી પાસે ગયો અને પૂછ્યું, "ભાઈ, તારે કંઈ કહેવું છે? તારાં સગાંવહાલાંને—કોઈને સંદેશો મોકલવો છે?"

દર્દીએ ધીરાતે અવાજે કહ્યું, "મારા કોટનું અંદરનું ખિસ્સું તપાસો."

પાદરીએ વાંકા વળી ધીમેથી બટન ઉઘાડી અંદરના ખિસ્સામાંથી સૈનિકની કાપરી બહાર કાઢી પૂછ્યું, "આ જ ને?"

"હા" સૈનિકે જવાબ આપ્યો, "એ ઉઘાડો."

"આ દશ ડૉલરની નોટ છે." પાદરીએ નોટ બહાર કાઢી બતાવી. "એ લેઈએ છે?"

"હા" સૈનિકે તદ્દન ધીમા સાદે જણાવ્યું.

"આપણે દશ દશ ડૉલરની શરત બકીશું, હું મરનાર નથી."

દૃઢ નિશ્ચયબળ અને અગાધ ઇચ્છાશક્તિને લઈને ડાક્તરોની ખાતરીપૂર્વકની ગણતરી ખોટી પાડી સૈનિક જીવતો રહ્યો

કોઈએ યથાર્થ જ ગાયું છે ને!

"દિવાલો દુર્ગની ફરતે તમારી આત્મશ્રદ્ધા તો."

ર. પ. મ.

# અમર સેના

"મ."

અમર અમ વાનરની સેના;
મરણુ ના હોય કદી એનાં,
જુગે જુગ દષ્ટાંતો જેનાં—

સરજન કાળે બાવા આદમ
અને ઇવ, જો એનાં મહાતમ,
પાગલ અમ.. સરખા
સકળ નિ:સંકોચે રમતાં—

પ્રલે કાળમાં નિર્ભય તાને
બાળમુકુંદ તરે વડ પાને;
ડરવાં શાં અમને!
અમે વહાલાં સહુના ભુવને—

બાળક લખમણુ ને રામે
કનૈયે ગોકુળના ગામે
પજવ્યાં છે ત્રાસે
દાનવજુથ, વિનાત્રાસે—

અમે ઘરની વાતો શીખીએ,
અભિમન્યુ ને ધ્રુવજી એ
નવલા ઈતિહાસે
લિખિત અસ્તિો છે—

જગત ભારતને કદપૂતે
બતાવ્યું તે દેવી દૂતે
(તેથી) કેસરિયા આજે
અમારી માતુક્તિ કાજે—

---

કબૂતર

પ્રિયાપત્રો જાવવું, કબૂતર ઊડી દાખલ થયું,
કરી વાસો પ્રીતે ઘર ત્યજી જતું તે નવ હવે,
પ્રિયાલાડો પામે, પ્રીતિહુક મળ્યે તે કયમ જ્યે?
ઘણું મારો તો યે મરણુ સુધી ના તે ઘર ત્યજે,
દૂંણું, ભોળુ પક્ષી કદી કર ચરે, પાળું પ્રીતથી,
પરંતુ પ્રિયાની નિકટ વસીને માણતું પ્રીતિ,
વિચારે એવા એ હૃદય ગાળતું આજ ઝરીને,
પ્રીતિ વેરા, ઝેરો પ્રગટ કરતી એ ખફ હવે.

—શશિકાન્ત ચતુર્વેદી.

અમદી જાઉં,
ચમદી જાઉં,
ને રે ફરી ગોદાવરી જાઉં.
ઘોડો ગયો નાસી,
હું થઈ દાસી.

કન્યાઓના અગડ-બગડ સંતાઇ જવાના, ઘોડે બેસવાના, ગોદાવરીની મુસાફરી કરવાના, અને ઘોડો નાસી જવાના બહાના નીચે દક્ષિણની ગોદાવરીને છોડી ઉત્તરમાં જ સાસરે પહોંચી જવાના તોફાની મનોરથો એ હાલરડું વ્યક્ત કરે છે. આજની કન્યા જો આમ દાસતાણી આપીને જાય તો કાશી આગળ આવે જ. અટકે મેઘાણીની કવિતામય વાણી આ સાદા ભાવને ભવ્ય કલ્પનામાં ઉતારી આજના યુગનું એક અતિસુંદર હાલરડું આપણને આપે છે —

છીપોની વેલડીને જોડ્યા જળઘોડલા,
ફરીને બહેન જાય મુસાફરી.
બહેનબાની આંખડી નીંદરભરી
સાતે સાગરને તીર સફરો કીધી,
સૂરજ ઊગ્યો ન બહેન આવ્યાં ફરી
બહેનબાની આંખડી નીંદરભરી.

સાહિત્ય આમ બાળપણથી આપણને સ્પર્શે છે. એ સ્પર્શના પ્રકાર પણ અનેકવિધ અને અતિસૂક્ષ્મ હોય છે. 'સાહિત્યમાં અમને કશો રસ નથી.' 'સાહિત્ય સંબંધી અમે કશું જાણીએ નહી,' એમ ગૌરવ સાથે ભ્રમપૂર્વક કહેતો માનવી બહુ મોટી ભૂલ કરે છે. બાળપણથી માનવીને થયેલો સાહિત્યસ્પર્શ જીવનભર પહોંચ્યા જ કરે છે, એટલું જ નહી, માનવીના માનસઘડતરમાં તે બહુ મોટો ભાગ ભજવે છે. જૂનાં અને નવાં સંસ્કારી કુટુંબોમાં સાહિત્યનો પડઘો સતત પડેલો જ રહે છે. ગોપીગીત, નાગદમન, મુવાખ્યાન, દયારામની ગરબીઓ, સ્તોત્રો અને સ્તવનો, પ્રભાતિયાં એ સર્વ આપણાં જૂનાં કુટુંબોમાં ગુંજતું સાહિત્ય ઘરમાં હરતાંફરતાં બાળકો, કિશોરો અને યુવકયુવતીઓને સ્પર્શે નહી, એમ માનવું વધારે પડતું છે. પણ આખા રક્ષાનો સંસ્કાર તો આપણા પ્રત્યેક ઘરમાં ખીલેલો હતો જ કે જેને લીધે સંસ્કારી–અસંસ્કારી કુટુંબોના ભેદ ટળી જતા અને સાહિત્યનો અનુભવ લગભગ સર્વવ્યાપી બનતો. એ ભેદ ટાળનારાં સાહિત્યસ્વરૂપો ઘરની બહાર નીકળતાં ભાગ્યે જ આપણે નિહાળી શકીએ છીએ. લુપ્ત થતાંથતાં પણ એ સાહિત્યસ્વરૂપો આજ બહુ પ્રતિબિંબિત ન હોવા છતાં જીવી રહ્યાં છે અને સાહિત્યનું સામર્થ્ય દર્શાવે છે, એટલું જ નહી, એ સ્વરૂપો પુનઃ પ્રતિષ્ઠા પામી સહજ સુધારેલા પહેરવેશ પહેરી આપણી સમક્ષ નવજીવન પામી રહેલાં છે, એ પણ આપણે નોંધી શકીએ છીએ.

ગરબા એ આપણા ગુજરાતી સાહિત્યનું અત્યંત મહત્ત્વનું સાર્વજનિક સ્વરૂપ. આજ જૂના કાળમાં તેમ જ રંગભૂમિ ઉપર આવ્યા છતાં ગરબાએ શેરીઓ હજી છોડી નથી, અને છોડે નહીં એમ આપણે ઇચ્છીશું.

બીજો સાર્વજનિક સાહિત્યપ્રકાર તે કથા. આ કથાઓ પણ પર્વેપર્વે, શેરીએશેરીએ અને મંદિરેમંદિરે વ્યાપક સાહિત્યની પરબો બની હતી. કથામાં જવું એ આજની મોટાઈને—આજના સંસ્કારને જરા અપ્રતિષ્ઠિત લાગે છે. પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે એ કથાઓ

દ્વારા આપણા સાહિત્યની ઉત્તમોત્તમ કૃતિઓ અને આકૃતિઓ સાથે જનતા એકતા અનુભવી શકતી અને એ વહેતી સંસ્કારગંગામાં નાહી પવિત્ર બનતી હતી. કાળક્રમે સંપ્રદાય જેવાં ઓખાહરણ, મામેરું, સુદામાચરિત્ર જેવાં પ્રેમાનંદનાં ઉચ્ચ કોટીનાં આખ્યાનો પણ શહેર કે ગામડાની શેરીઓ અને વાડીઓમાં વંચાતાં-ગવાતાં મધ્યમ કોટીની નાનીમોટી આખ્યાયિકાઓ ગાગર વગાડી સંભળાવનાર કથાકારો હજી ગવાતાં જોવામાં આવે છે અને સાહિત્ય સભાઓમાં ભેગા થતા શ્રોતાઓ કરતાં વધારે મોટી સંખ્યામાં શ્રોતાઓને આકર્ષે છે. તુલસીકૃત રામાયણ જો કે હિંદી ભાષાનો ગ્રંથ છે છતાં ગામડેગામડે વસી રહેલા ગામઠી સાધુઓ એ મહાગ્રંથના સંસ્કારો ગામડેગામડે લઈ જતા, એ આપણે ભૂલવું ન જોઈએ. ગિરધરકૃત રામાયણ પણ એક સરસ કથાકારને મુખે એક મંડળીમાં ગવાતું મેં સાંભળ્યું છે. સાહિત્યની લહાણી કરવામાં, આપણા સંસ્કારને જીવન આપવામાં આવી કથાઓએ બહુ સરસ ફાળો આપ્યો છે. ધાર્મિક ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો crude મિશ્રિત ભાગ કથાઓમાં થતો, માનવભાવને આ કથાઓમાંથી શિક્ષણ મળતું અને તેનું સુંદર સંસ્કરણ પણ થતું. ઓખાહરણનો શૃંગાર, મહાભારતનો વીર, દશમસ્કંધનો કરુણ, સુદામાચરિત્રનો હાસ્ય અને શામળની કથનીઓનો અદ્ભુત રસ જનતાના એ સર્વ રસના પોષક નીવડતા અને આમ આપોઆપ જનતાને સાહિત્યનો સ્પર્શ થઈ જતો હતો.

ત્રીજો સાર્વજનિક સાહિત્યપ્રકાર તે ભવાઈ છે. ભવાઈમાં પછી નિંદ્ય વસ્તુઓ પ્રવેશ પામી ચૂકી છે, અને એ કારણે એની અશિષ્ટતા પણ ભવાઈ શબ્દને એક અશિષ્ટ દૃશ્યનો અર્થ અર્પે છે છતાં હરેક સાહિત્યના કેટકેટલા ભાગ અંશો ભવાઈમાં હતા અને છે એ 'ભવાઈ સંગ્રહ' જોવાથી આજ પણ આપણને અનુભવ થાય એમ છે.

ચોથો પ્રકાર ભાટચારણોની વાતમાં પૂરો પાડે છે. વાર્તા, આડવાર્તા, તેમાંથી ઊઠતી આવતી ત્રીજી વાર્તા દૃષ્ટાંતોનો સમૂહ અને સંક્ષુબ્ધ તથા રસ ભર્યા દુહા, સોરઠા, છપ્પા, સવૈયા અને કટાવથી માનવભાવના વિવિધ તત્ત્વો હલાવી નાખતી આ વાર્તાશૈલીને સાહિત્યના વિવેચકો સાહિત્યના ઇતિહાસમાં સ્થાન આપે કે ન આપે છતાં એણે જનસાહિત્યમાં પોતાનું અનોખું સ્થાન પ્રાપ્ત કરી લીધેલું હતું. આજના કવિ મિત્રશંકરને મુખે કહેવાતી વાર્તા સાંભળનાર શ્રોતા છપાયેલી શિષ્ટ નવલકથાનાં જડ પાનાં કરતાં જુદું જ અને વધારે જીવંત સૌંદર્ય અનુભવશે. આજ પણ દુલા કાગને સાંભળી એક વખત એમ તો જરૂર મન થાય કે છપાતી નવલકથાઓ આ ઢબે કહેવાતી હોય તો કેવું સારું! સારી અસર ઉપજાવવાની ભાટચારણોની તાકાત આજ પણ અનુભવી શકાય એમ છે. પચાતો જતો એ સાહિત્યપ્રકાર આપણા વ્યક્તિગત અને સામાજિક જીવનને સારી રીતે સ્પર્શી શકતો હતો.

એથી આગળ વધીએ તો આપણો ભજનો વર્ગ પાંચમો સાહિત્યપ્રકાર આપણી પાસે રજૂ કરે છે. એમાંથી સાત્ત્વિક અંતરસનું પાન કરી જનતા દિવસભરની જંજાળ, અશાંતિ, વગેરે વિસરી સાહિત્યદ્વારા પવિત્ર ભાવનાઓ અનુભવી શકે છે. એકતારો, દોકડ, ઝાંઝ અને મંજીરાના સાથમાં ગવાતાં ભજનો ગુર્જર ગ્રામજીવનનાં, ગુર્જર સામાન્ય જીવનનાં ભવ્ય પ્રેરણાસ્થાન છે, અને સાહિત્ય જેને અપનાવીને ગર્વ લે છે એવાં 'કબીર' કે 'મીરાં,' 'ધીરો' કે 'ભોજો,' 'નરસિંહ' કે 'દયારામ,' 'પ્રીતમ' કે 'અખિરામ' નામ સાથે જનતાને જોડી સાહિત્યની એક વૈજયંતીમાળા એ રચે છે.

સાહિત્યની વ્યાપકતા આપણા જીવનમાં કેટલી છે, એ સમજવા માટે આટલા આપણા સાહિત્યપ્રકારો બસ થઇ જશે. લોકગીતો, લગ્નગીતો, મૃત્યુગીતો અને કટાક્ષકાવ્યોમાં વેરાયેલું સાહિત્ય એ પ્રકારોમાં ઉમેરીએ તો આપણને સહજ સમજાશે કે આપણું જીવન સાહિત્યથી ભરપૂર ભરેલું છે ' સાહિત્યને અમે ઓળખતા નથી, ' ' સાહિત્ય સાથે અમને સ્નાનસૂતક પણ નથી', ' એમ કહેનાર કેવી ભારે ભૂલ કરે છે એ પણ આપણને સમજાઇ જશે. સાહિત્ય આપણે ન જાણીએ એમ આપણને આવરીને રહેલું છે અને આપણા ભાવ, ઊર્મિ, કલ્પના અને આદર્શોને સતત ઘડ્યે જ જાય છે. ઉપર દર્શાવેલા સાહિત્યપ્રકારો આજ પણ જીવંત છે. ગરબા અને રાસ તો ગુજરાતની ચિરંજીવી સંપત્તિ. ગઈ કાલ તે જીવતા હતા, આજે પણ તે જીવે છે, અને તેનું જીવન સતત રહે એટલું બળ પણ તેનામાં છે પરંતુ ગરબા ઉપરાંત કથા પણ આજ લખાય છે અને કહેવાય છે. ભવાઇ પણ હજુ નવરાત્રીમાં ભજવાય છે. ગરબાનો કે જૂના વેશ જમાનાના પ્રતિષ્ઠિત પુરુષોએ પણ કદાપિ જોઇ આવવા જેવો છે. બારમાસીઓની કહેણી પણ હજી છેક અટકી ગઇ નથી. વળી ગરબાની માફક ભજનો પણ કોઈ એવી તાકાત ધરાવે છે કે એ પ્રકાર આપણા જીવનમાંથી ત્વરાએ લુપ્ત થવો મુશ્કેલ છે. અલબત્ત, એ પ્રકારોમાંના કેટલાક શિષ્ટ ગણાતા બંધ થયા છે, આજના સાહિત્યકારો તેમના પ્રત્યે સહેજ સૂગ્નતાથી નિહાળે છે, તેમાં સમયાનુકૂળ ફેરફારો કરવાની જરૂર ઊભી થયેલી છે, અને એક પ્રકારનું જડ, વિકાસવિરોધી કે પરંપરાગત યાંત્રિક સ્વરૂપ તેણે ધારણ કરવા માંડ્યું છે એ બધું ખરું; છતાં એ પ્રકારોમાં રહેલી સમાજને સ્પર્શવાની મહાન શક્તિ એમનો અભ્યાસ, પરિચય અને પુનરુદ્ધાર માગે છે, એ સમજવાની આજના સાહિત્યને બહુ જરૂર છે.

આમ સાહિત્યની વ્યાપકતા હાલરડે ઝીલતા બાળકથી માંડી ઇશ્વરભજન કરતા વૃદ્ધ સુધી ફેલાયેલી છે કિશોર, યુવાન અને પ્રૌઢ વયને પણ તે પ્રેરણા આપે છે. આના કરતાં વધારે વ્યાપકતા કયા જીવનતત્ત્વની હશે ?

વળી તે સરકારને પાળી પ્રવૃત્તિ છે એટલે એને એક બળવાન સામાજિક સંગઠન માન્યા વગર ચાલે એમ નથી. ઓખા જેવાં સ્વપ્ન અનેક યુવતીઓને આવતાં હશે. ભીમ અને અર્જુનની કથા સાંભળી આવેલો યુવક નિશાન ચોઠી લાગ્યો માટે તો ટટાર બેઠવાનો ઉત્સાહ સેવશે જ કબીરની વાણીનું પાન કરનાર હિંદુ મુસ્લીમ ધર્મપરિવર્તન ભલે ન કરે; પરંતુ રામ અને રહીમની એકતા જોવા જેટલી ઉદારતા તરફ તો જરૂર વળશે. આમ આ વ્યાપક સાહિત્ય માત્ર રાગડા ખેંચાવતો વાણીવિલાસ નથી, પરંતુ નરનારીના માનસને ઘડ્યું, સમૂહો અને વર્ગોને સહકાર–ઐક્ય આપ્યું અને પ્રજાસમસ્તની ઊર્મિ, કલ્પના કે ચિંતનને સ્પષ્ટ આદર્શ આકાર આપી આગળ વધવા પ્રેર્યું બળ જ, એટલું તો આપણને સમજાય એમ છે

બીજી કોઇ પણ બુદ્ધિજન્ય કે ઊર્મિજન્ય પ્રવૃત્તિ કરતાં સાહિત્ય તરફ જનતા વધારે સરળતાથી, વધારે ઝડપથી વળે છે માટે એ પ્રજાપ્રિય પ્રવૃત્તિ છે, અને એ સમૂહમાં, પ્રજામાં, જનતામાં આકાર લઇને સામુદાયિક રીતે વ્યક્ત થાય છે, એ માટે એને પ્રગતિશીલ સંગઠન આપણે કહી શકીએ. આપણા ઉત્સવો માણ્યે કે દરેક સાહિત્યનાં જ વિભિન્ન સ્વરૂપો બંની જાય છે એક પાસ હાલરડાંથી શરૂ થયેલું સાહિત્ય બાલગીત, લગ્નગીત, લોકગીતમાંથી વિકસતું જઇ આખ્યાનનું અને અતિ મહાકાવ્યનું જટિલ સ્વરૂપ ધારણ કરી આખા સાહિત્યને આપણા

# પીંછીનાં કામાં



[ એક વર્ણનવિહોણી વાર્તા ]

ભરતરામ ભાનુસુખરામ મહેતા

(૧)

" મનોહર ! હું તને સાચા દિલથી ધન્યવાદ આપું છું. આ પ્રદર્શનમાંનું તારું 'ચંદ્રિકા'નું ચિત્ર સાચે જ અદ્ભુત છે."

" મને 'તું' કહેનાર તમે કોણ ?"

" યાર ! હજી પણ મને 'તમે' કહેનારો તું કેવો ! હવે તો મને ઓળખ ! આપણે રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં ફોર્થથી મૅટ્રિક સુધી સાથે હતા. હું 'હેડ પ્રીફેક્ટ' હતો ને 'આસિસ્ટન્ટ પ્રીફેક્ટ' હતો. હવે તને યાદ આવે છે ?"

" ઓહો ! ત્યારે તો તું અનુપમ ! દોસ્ત ! આપણે મળે છેક જ બહુ વરસ થયાં."

" મનોહર ! આપણે છૂટા પડ્યા તેને પાંત્રીસ વર્ષનાં વહાણાં વાઇ ગયાં. તે કાળની મૈત્રી. તેં ને મેં તોડેલી મૈત્રી. બહુ વર્ષે હું પરદેશથી હમણાં પાછો ફર્યો છું. મેં આ પ્રદર્શનનાં વખાણ સાંભળ્યાં, ને તેમાં તારા ચિત્રની ખૂબ જ તારીફ થતી સાંભળી, એટલે એ ચિત્ર જોવા ને સાથેસાથે તને મળવા હું આજે જ સવારની ગાડીએ આવ્યો છું."

" તું ઊતર્યો છે ક્યાં ?"

" ક્યાંઈ નહિ. સ્ટેશનથી અહીં જ સીધો આવ્યો છું."

" વાહ ! ત્યારે તું મારે ત્યાં ઊતરજે."

" સારું દોસ્ત ! તેં ખરેખર કમાલ કરી છે. 'ચંદ્રિકા'નું ચિત્ર ચીતરીને તેં હાથ ધોઇ નાખ્યા છે, એમ કહું તો ચાલે. શું એનું ઘાટીલું કપાળ ! શા એના મુલાયમ લટકતા વાળ ! શું એનું નમણું નાક ! શા એના કોમળ ને મજેદાર હોઠ ! શી એની અદ્ભુત આંખો ! મનોહર ! એ કુમારિકાની આંખોમાંથી જે અમી ઝરે છે તે પીતાં કોઇ પ્રેક્ષક ધરાતો નથી. હું તો..."

" બસ ! દોસ્ત ! બહુ વખાણ થયાં. હવે રહેવા દે."

" યાર ! પ્રદર્શનમાં કોઇ બીજાં ચિત્રો જોતાં વાતોના તડાકા મારતા હોય છે, પણ તારા ચિત્ર આગળ આવતાંની સાથે દરેક પ્રેક્ષક સ્તબ્ધ બનીને અવાક્ થઇ જાય છે. એમાં જ એ ચિત્રની અદ્વિતીયતાની કદર છે. દોસ્ત ! આ ઘડીએ મને એક પ્રસંગ યાદ આવે છે. તને યાદ હોય તો, ઇ. સ. ૧૯૦૫ માં રાજકોટમાં ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઇ હતી તે વખતે 'કૉનૉટ હૉલ'ની પાસેના મ્યુઝિયમમાં પ્રદર્શન ભરાયું હતું. એ જોવા જે દાદરે થઇને ઉપર જવાતું હતું તે દાદરની બરાબર સામેના ભાગની દીવાલ ઉપર એક માણસનું ચિત્ર લટકાવેલું હતું. જે કોઇ દાદરે ચડતો કે ચડતી તે દાદર ચડી રહેતાં પહેલાં જ એ ચિત્ર જોઇ પોતે ભમાવતું આવતો કે આવતી. એ દશ્ય જોવાની બહુ મજા પડતી. જાણે ચેપી રોગ જેવું છે, એ વાત એ રીતે સિદ્ધ થઇ હતી. એ ચિત્રે આખા પ્રદર્શનમાં સૌથી વખાણ મેળવ્યાં હતાં. આ પ્રદર્શનમાં તારા ચિત્રે એવાં જ વખાણ મેળવ્યાં છે, અને તે એની અપૂર્વતાને લીધે."

"અનુપમ ! કહ્યું પણ. જુવાનીની યાદ ફિર ડુબાવે છે. હવે આપણે આપણી વાત તો કરીએ ! સાંભળ. મારો વિવાહ થઈ ગયો છે, ને હું આવતા માગશરમાં પરણવાનો છું."

"એમ ! કોની સાથે ?"

"ચંદ્રબાળા સાથે."

"મને એની ઓળખાણ તો કરાવશે ને ?

"હા, હા. આપણે ઘેર જતાંજતાં રસ્તામાં એના બાગ આગળ રોકાઈશું. હું એને બહાર બોલાવીશ ને તને ઓળખાવીશ ચાલ, હવે જઈએ." × × ×

"ચન્દ્ર ! ઓ ચન્દ્રા !"

"કેમ ! આ આવી."

"લે આ તારા સોળિયાં ધોતાંવારથી એ નવાં જેવાં જ હવે લાગે છે ને ? વારુ. જો: આ ભાઈ મારા જૂના મિત્ર છે. પાંત્રીસ વર્ષે અમે પાછા મળ્યા છીએ"

"એમ કે ! એમનું નામ ?"

"અનુપમ. હવે અમે જઈએ."

"સારુ. આવજો, અનુપમભાઈ !"

(૨)

"મનોહર ! હું તને સાચેસાચું કહી દઉં તેથી ખોટું ન લગાડતો. તને આવી સ્ત્રી ક્યાંથી મળી ?"

"કેમ ! અનુપમ ! શું છે ?"

"મને તો એને મેળવીને તું જગ જીતી ગયો હોય એવું કશું જ ન લાગ્યું. તેં એના કુટુંબનો ઇતિહાસ મેળવીને પૂરી તપાસ તો કરી છે ને ?"

"યાર ! મારે એવી કશી તપાસ કરવી નથી. મને એ ગમી ને હું એને ગમ્યો, એટલે પત્યું. વધારામાં એટલું કે એને સામે બેસાડીને મેં મારું 'ચંદ્રિકા'નું ચિત્ર ચીતર્યું ને એ ચિત્ર સોળઆની નીવડ્યું, એટલે મારે મન તો એ જ ખરી છે"

"મનોહર ! તું તારા મનનો માલિક છે તને જે યોગ્ય લાગ્યું તે ખરું પરંતુ ઇ. સ. ૧૯૦૪માં કવિશ્રી લલિતજીએ કોલેજમાં આપણા ગુજરાતીના શિક્ષક તરીકે આપણને શીખવ્યું હતું તેમ, 'સો ગળણે ગાળીને પાણી પીવું.' સમજ્યો !"

"અનુપમ ! હું મારી જોખમદારી સમજું છું. જવા દે હવે એ વાત. સાંભળ કામાં પણે સઈ ભેળી આપણે આ પણ પી લીધી છે, એટલે હવે આપણે કાંઈક પ્રવૃત્તિ કરીએ"

"હા. શું કરીશું ?"

"સાંભળ અહીંથી થોડે દૂર ખૂબ જૂનું મકાન છે તેના ભોંયતળિયાની નીચેના ભંડારિયામાં જૂના સમયનાં અદ્ભુત ચિત્રો છે. અજંટાની ગુફાઓનાં ચિત્રોમાંથી ચિત્રકારને કાંઈક નવીન પ્રેરણા મળી રહે છે તેમ એ ચિત્રોમાંથી પણ પ્રેરણા મળે તે, એમ મારો ચિત્રકાર મિત્ર અનિલ કહેતો હતો. હજી સુધી હું ત્યાં ગયો નથી; પણ હાલમાં એક ચિત્રની કલ્પના

મારા મગજમાં ઘૂમી રહી છે તેના સંબંધમાં કંઈક નવી પ્રેરણા મેળવવા કુદરતમાં જવા માગું છું અનુપમ ! તું મારી સાથે આવશે ને ?"

"હા, વળી. હું ઘરમાં એકલો રહીને શું કરવાનો હતો !"

"ચાલ ત્યારે."

(૩)

"અરે ! આ તો દારૂનું પીઠું છે પેલાં ચિત્રો ક્યાં છે ?"

"અહીં આગલા ભાગમાં આ દારૂનું પીઠું છે, અને એની પાછળના ભાગમાં જોડાજોડ જૂનાં ચિત્રો છે."

"એમ ! અરે મનોહર ! અહીંનું દૃશ્ય તો જો ! શા રંગરાગ ઊડી રહ્યા છે ! તાડીની કેવી છોળો ઊડી રહી છે ! મરદ ઓરતનાં જોડકાં કેવાં ચકચૂર બન્યાં છે ! કોનો ધણી ને કોની ધણિયાણી ! કંઈ પત્તો ન મળે. શો કેવા ચેનચાળા કરે છે ! એ કોકને કશી યે લાજશરમ ? યાર ! આગળથી તો આ જોયું જતું નથી, તેમ અહીં ઊભું યે રહેવાતું નથી. મૂઆં તારાં અંદરનાં જૂનાં ચિત્રો અત્યારે ! ચાલ, બહાર નીકળી જઈએ. મારે અહીં મૂંઝાઈ મરવું નથી ને તને પણ મૂંઝાઈ મરવા દેવો નથી. કળાદેવીને હજી તારી સેવા જોઈએ છે."

"અનુપમ ! અહીં આપણે આવ્યા તે નકામું ગયું નથી. પેલાં જૂનાં ચિત્રો તો ફરી કોઈ વાર અહીં આવીને હું જોઈ જઈશ, પણ અત્યારનું દૃશ્ય કંઈ જેવું તેવું છે ! મેં તો એમાંથી યે પ્રેરણા મેળવી છે 'ધરતીનું નરક' નામનું મારું હવે પછીનું ચિત્ર આજના દૃશ્યના આધારે હું ખૂબ આકર્ષક કરી શકીશ. ચાલ. અરે ! જતાંજતાં છેલ્લી નજર ફેરવતાં આ હું શું જોઉં છું !"

"કેમ ? મનોહર ! છે શું ?"

"યાર ! જો તો ખરો ! પેલા ખૂણામાં બેઠી છે મારી ચંદ્રમાળા ! કહે. હું ભૂલતો તો નથી ને ?"

"મનોહર ! તેં એને બરાબર ઓળખી. એ ચંદ્રમાળા જ છે."

"હેં ! એ અહીં ! એ આવી ! હું ભૂલ્યો ! મેં ખતા ખાધી ! અરેરે ! અનુપમ ! આખરે તું સાચો ઠર્યો !"

"દોસ્ત ! અત્યારની એની આંખો તો જો ! ઓરતની આંખો એના દિલનાં દ્વાર હોય છે. પરણતાં પહેલાં તને સમજવાને ચેતવ્યો તે બાબતે એનો પાડ માન. ચાલ. આપણે બહાર નીકળી જઈએ. એ આપણને અહીં જોઈ જાય, એ ઠીક નહિ."

"હા, દોસ્ત ! ચાલ. મારું હૈયું ધડકે છે હું બાવરો બની ગયો છું મને કશુંક થાય છે !"

(૪)

"મનોહર ! હવે જરા ઠેકાણે આવ્યો ને ?"

"હા. હવે તો હું બરાબર ભાનમાં છું, અનુપમ !"

"યાર ! તું જે રીતે રંગફલક, રંગની પીંછી અને રંગ ભેગાં કરી રહ્યો છે તે જોતાં મને કશીક દહેશત રહે છે. તારે કરવું છે શું, એ કહેશે ?"

"દોસ્ત ! આજનું દૃશ્ય જોઈને મારી ઊંઘ ઊડી ગઈ છે અને આ ટાણે મોપાસાંના પેલા શબ્દો યાદ આવે છે – દેખાવડાપણા અને બેડોળપણા વચ્ચેની—પ્રેમ અને તિરસ્કાર–વચ્ચેની લકીર ખૂબ પાતળી હોય છે, અને તે માનવીએ પોતાના મગજમાંથી જ ઉપજાવેલી હોય છે. મેં ચંદ્રભાગાના નમૂના ઉપરથી 'ચંદ્રિકા' ચીતરીને એવી અસાધારણ નવીનતા ઉપજાવી. એ નિમિત્તે અમે બે એક થવા તૈયાર થયાં. પરંતુ હવે મને ખરી વસ્તુસ્થિતિ સમજાય છે. હવે હું કાંઈક નવું કરવા માગું છું. આ એની તૈયારી ચાલી રહી છે."

"મનોહર ! અત્યારે મધરાત થઈ ગઈ છે છતાં તું નવી પ્રવૃત્તિમાં પડવા ધારે છે, એ શું ? ઊંઘ ઘેરે છે ને તું જાગવા માગે છે ?"

"હા, યાર ! હું જાગ્યો છું ને મારી ભૂલ સુધારવા માગું છું. અનુપમ ! તું તારે સૂઈ જા. હું જરા જઈ આવું."

"ના. એ નહિ બને. તારા હાથના હાવભાવ જોઈ હું તને એક ઘડી માટે પણ છૂટો મૂકું તેમ નથી. તારે કરવું છે શું ?"

"એ હું તને કહી બતાવીશ નહિ પણ કરી બતાવીશ. ચાલ."

"ચાલ ત્યારે. મારી આંખો ખૂબ ઘેરાય છે ને બળે છે. પરંતુ હું આજે તને રેઢો મૂકું તેમ નથી. જોઉં છું તું શું કરવા માગે છે તે."

(૫)

"અલ્યા ! આપણે તો મસાણખંડ આગળ આવ્યા ! અત્યારે આટલી રાતે અહીં શું દાટવું છે ? ચાલ ને નદીકાંઠે ફરી બેસવા જઈએ !"

"ના, યાર ! મને તો અહીં જ કામ છે. જો, મારી પાસે આ ખંડની ચાવી છે. હું એનાથી તાળું ખોલું, ને આપણે બેઉ અંદર જઈએ."

"મનોહર ! મને તારું કશું સમજાતું નથી."

"અનુપમ ! ધીરજ રાખ. થોડી વારમાં બધું સમજાશે. પરંતુ, યાર ! તારી પાસે એક વચન પહેલેથી જ માગી લઉં !"

"શું ?"

"મારા કામની આડે તારે અત્યારે બિલકુલ આવવું નહિ."

"કબૂલ."

"આ તને જે વહાલામાં વહાલું હોય તેના સમ."

"મારી પત્નીના સમ. લે, હવે છે કાંઈ ?"

"બસ. હવે બેઠો બેઠો જોયા કર." × × ×

"મનોહર ! તેં તો ગજબ કર્યો ! જે ચિત્રે તને નામના અપાવી તે ચિત્રની આ દશા ? યાર ! તેં તો ચિત્રનું નામ પણ બદલી નાખ્યું ! 'ચંદ્રિકા'ની 'ચંડિકા' બની ! તેં આ શું કર્યું ?"

# 'ગોરાઓની' ચાંચિયાગીરી

મણિભાઈ દ્વિવેદી

ઇસુની પંદરમી સદીના અન્ત ભાગમા પશ્ચિમ યુરોપના દેશોને હિન્દનો કિનારો શોધવાના મનોરથ જાગ્યા. યુરોપના દેશોમાંથી સાથીઓ ઉભા કરી કોલંબસે સાગરસાહસ આદર્યું હિન્દને બદલે તે અમેરીકાના ટાપુ શોધી પાછો વળ્યો. એ સમયે પશ્ચિમ યુરોપના પ્રદેશમાં સ્પેન અને પોર્ટુગાલના દેશો સમૃદ્ધ હતા અને નવાં નવાં સાગરસાહસો ખેડી, દૂરની ધરતીની સંપત્તિઓ પોતાની ભૂમિમાં લાવવાના એ દેશોની રાજસત્તાઓના મનોરથ હતા. આમાં પૂર્વના પ્રદેશો શોધવાનું અને તેમાં સફળતા પામવાનું માન પોર્ટુગીઝોને પ્રાપ્ત થયું. એ દેશના રાજ્યાશ્રયે સન ૧૪૧૦ થી ૧૪૮૪ સુધીમાં આફ્રિકાના કોંગો સુધીના પ્રદેશો શોધ્યા. સન ૧૪૮૬ માં આફ્રિકાની દક્ષિણની ભૂશિરને કિનારે બાર્થોલોમ્યુ ડીઆઝનાં વહાણો લાગ્યાં. એ સ્થળના દરીઆનું તોફાની સ્વરૂપ જોઈ એને આ વહાણવટીએ "કેબો ટોરમેન્ટોસો"–તુફાન ભૂશિર–નામ આપવાનું દુરસ્ત માન્યું પણ પોર્ટુગીઝના રાજા બીજા જહોનને લાગ્યું કે એ જ વાટે હિન્દનો માર્ગ મળશે એટલે એણે તેનું નામ "કેબો ડલ બુએનો એસ્પેરેન્ઝા"–કેપ ઑફ ગુડ હોપ પાડ્યું.

આમ દરીઆમાર્ગે હિન્દનો કિનારો શોધવાના પ્રયાસો થતા હતા–એ જ સમયે જળ તથા સ્થળનો આશ્રય લઈને હિન્દનો કિનારો શોધી કાઢવા પોર્ટુગાલના રાજાએ "પેડ્રો ડી કોવેલીઓન" અને "આલ્ફોનઝો ડી પેવ્વા" નામના બે કુશળ માણસોને રવાના કર્યા. આ લોકો આફ્રિકાને ઉત્તર કિનારે થઈ સુએઝ ઓળંગી એડન બંદર સુધી આવ્યા. એડન તે જમાનામાં વેપારનું મોટું મથક હતું, અને સમૃદ્ધ નગરમાં તેની ગણના થતી હતી. એ સ્થળમાં એમને હિન્દના મુસ્લિમ સોદાગરોનો ભેટો થયો. આલ્ફોન્ઝો ત્યાં જ રહ્યો, અને ડોન પેડ્રો ત્યાંથી દરીઆમાર્ગે આગળ વધી ત્યારના ગુજરાતના બંદરોમાં ગણાતા "સોપારા" બંદર સુધી આવ્યો.[1] અહીં આવી તેણે જે જે જોયું તેની વિગતો તૈયાર કરી તથા પોતાના માર્ગના અને કાંઠાના નકશા તૈયાર કર્યા. આ પછી તે પાછો પોતાના સાથી સાથે જોડાવા એડન ગયો. પણ ત્યાં પહોંચ્યો ત્યારે એને ખબર પડી કે એના સાથીનું તો ખૂન થઈ ગયું હતું. આથી તે એકલો સ્વદેશ જવા રવાના થયો. માર્ગમાં તે એબીસીનીઆના રાજાનો મહેમાન બન્યો. ત્યાં એને "આવ ભગત ને પકડ ભગત" જેવો ઘાટ થયો. પાછળથી એને કેદમાં નાંખવામાં આવ્યો. તે ઉપરે સન ૧૫૨૦ માં ત્યાંથી એનો છુટકારો થયો. આમ સન ૧૪૮૭ માં બહારે નીકળેલો ડોન પેડ્રો તેત્રીસ વરસે સ્વદેશ પહોંચ્યો. તે પહેલાં એના બાંધવોને હિન્દનો દરીઆઈ માર્ગ હાથ લાગી ગયો હતો.

પોર્ટુગાલના રાજાની આજ્ઞાથી "વાસ્કો ડી ગામા" નામનો નાવિક ચાર વહાણ લઈ સન ૧૪૯૪ માં હિન્દનો કિનારો શોધવા નીકળ્યો. આ વહાણોમાં નાવિકો તથા સૈનિકો મળી કુલ માત્ર ૧૬૦ માણસો હતાં. લિસ્બનથી હંકારી તે આફ્રિકાના પૂર્વ કિનારાના પ્રદેશ મોઝામ્બિક, મોમ્બાસા સુધી આવ્યો તો ખરો પણ માર્ગમાં એ પ્રદેશના રાજાઓ તરફથી એને કીકીક હેરાનગતિ ભોગવવી પડી. એથી એ સ્થળોમાં રોકાયા વિના

1. Massooj, His. Indica, Chap. 19.

એ આગળ વધી મેલિન્દી બંદરે પહોંચ્યો. ત્યાંના શાસકે તેનો સારો આદરસત્કાર કર્યો આ સ્થળમાં એને કેટલાક ગુજરાતી ખારીઓ અને સોદાગરો મળ્યા આમાંનો એક ગુજરાતી તેનો સાથીદાર બન્યો અને તેને દોરવી હિન્દના કાલિકટ બંદરે લઇ આવ્યો અહીં વળી એક મુર સોદાગર મળી ગયો આ સોદાગર નવા આવનારા પોર્તુગીઝો છે એમ એમના પહેરવેશ પરથી સમજી ગયો અને તેણે જ કાલિકટના રાજા ઝામોરિનની મુલાકાત વાસ્કો ડી ગામાને કરાવી આપી. એ દિવસથી પશ્ચિમ યુરોપની પ્રજાના પગલાં હિન્દની ધરતી પર પડ્યાં અને ત્યારપછીના થોડાં જ વર્ષોમાં તેઓ કોચીન, ત્રાવણકોર વગેરે રાજ્યોના આશ્રયે મંડાવા લાગ્યા.

આ રીતે પોર્તુગીઝોને આશ્રય તો મળ્યો પણ તે સાથે એમણે એમની ખાનદાનીનું ખમીર દસ બાર વરસના ગાળામાં એમને પ્રથમ આશ્રયનું સ્થાન બનેલા કાલિકટને ભસ્મીભૂત કરીને બતાવ્યું ઉપકારિતાનો આવી જાતનો બદલો આપનાર હતો "ડોન આલ્ફોન્ઝો ડી આલ્બુકર્ક." આ કૃત્ય કરી તે ઓર્મઝનો ટાપુ સર કરવા જતો હતો ત્યાં એને બીજો એક હિન્દી મળી ગયો. એનું નામ હતું ટીમોજી [૨] મલબારના કિનારા પર એ ચાંચિયાનો ધંધો ચલાવતો. આલ્બુકર્કને તેણે ગોવા સર કરવા દોર્યો અને તે કામમાં સફળતા પણ મળી ત્યારથી ગોવા પોર્તુગીઝોનું મુખ્ય મથક બન્યું. સન ૧૫૧૦ નો આ બનાવ

આ રીતે પૂર્વના પ્રદેશમાં પોર્તુગીઝોનો પગદંડો જામેલો જોતાં હિન્દ સાથે વેપાર ખેડવાને અંગ્રેજ, ડચ, ફ્રેન્ચ, સ્વીડીશ, જર્મન વગેરે પ્રજાની પેઢીઓ ખડી થઇ અને હિન્દનાં બંદરોમાં તેમનાં વહાણો આવી ખડકાવા લાગ્યાં. દિલ્હીના તખ્ત પર ત્યારે મોગલ શહેનશાહ વિરાજતા તેમના દરબારમાં જઇ કુર્નિશ ભરી તેમણે વેપારના પરવાના મેળવ્યા, અને સુરત બંદરે બધાની વ્યાપારી કોઠીઓ નંખાઇ આ રીતે યુરોપિયન સોદાગરોની પેઢીઓ આવી તો ખરી પણ તે સાથે એ પ્રજાઓ પોતાની [illegible], ઝઘડાળુ અને પ્રપંચી નીતિ પણ લેતી આવી પ્રથમ તો તેઓ એકબીજાને ધક્કા મારી ટંટાફિસાદ વડે ભગાડી કાઢવાના ધંધા લેઈ બેઠા પણ ધીરે ધીરે કરતા હિંદ અને આફ્રિકાની વચ્ચેનાં સાગરપાણી પર ચાંચિયાગીરીનો ધંધો પણ શરૂ થઇ ગયો. આ દેશમાંથી માલ ભરીને જતાં એકબીજાના વહાણોને લૂંટતા, અને આવી લૂંટમાં સફળતા મેળવનારાઓને એમના ગવર્નર તરફથી માનઅકરામ મળતાં, પણ ધીરે ધીરે કરતાં તો તેમણે હિંદી વેપારીઓના વહાણો પણ લૂંટવા માંડ્યાં. સમય જતાં હિન્દી સાગરમાં અંગ્રેજોની ચાંચિયાગીરી ખૂબ વધી હતી. મોગલ સત્તા પાસે ખુશ્કીનાં બળવાન સૈન્યો હતાં પણ સાગરપારો સંભાળવા માટે નૌકાદળ ન હતું દરિયાઇ માર્ગે આ દેશનો વેપાર તો ખૂબ ચાલતો પણ તે વેપારને રક્ષવા નૌકાદળો રાખવાની જરૂરત તરફ છેક સત્તરમી સદીમાં શિવાજી મહારાજનું લક્ષ ગયું ત્યાં સુધી મોગલ સલ્તનત પાસે જંજીરા બંદરના કાફલા સિવાય બીજું કંઇ ન હતું. શિવાજી મહારાજે જે નૌકાસૈન્ય યોજેલું તેનો નાયક હતો તુકોજી આંગ્રે થોડા જ વખતમાં આંગ્રેની અપૂર્વ કુશળતાને કારણે તેની શક્તિની મજબૂતી થવા લાગી સન ૧૭૫૫માં અંગ્રેજોએ નાનાસાહેબ પેશ્વાની મદદથી [૩] આ દરીયાઇ હરીફનો કાંટો પણ કાઢી નાખ્યો.

---

૨. ટીમોજી ઓનોરના રાજાનો સેનાપતિ હતો, અને ગોવા સર કરવામાં એની જ મુખ્ય મદદ હતી એમ કોઇ ઇતિહાસકાર કહે છે. ગોવા એ વખતે બહુ સમૃદ્ધ શહેર હતું ને તેના જ શહેરોની વાર્ષિક આવક ૬૨૦૦૦ સુવર્ણમુદ્રા હતી. એની કોટવાલી મીર બહાદુર ખુરના હાથમાં હતી Universal History. Vol VIII p. 43-44. Edition 1781 A D.

૩. ગો. ન. ચિ. કેસર ૧૯ "મરાઠા ને અંગ્રેજ."

સત્તરમી સદીમાં હિન્દી અને અરબી સમુદ્રોમાં ચોરી ચાંચિયાગીરીનો ધંધો એટલો તો વધી પડયો હતો કે અંગ્રેજ પેઢીઓને આ દેશમાં પોતાના ધંધાની સલામતીનો ડર પેદા થયો, અને અંગ્રેજ પ્રજાનાં જહાજોમાં અવરજવર કરનાર માટે ખાસ પાસ આપવાની ગોઠવણ એટલા સારુ કરી કે રસ્તે અંગ્રેજ ચાંચિયા મળે તો એ વહાણને હેરો અડચણ ન આવે, જો કે આનો બરાબર અમલ થવા પામ્યો ન હતો.

આમ છતાં આવી દરીઆઈ લડાઈની ખબર મળતાં મોગલ સત્તાધીશો પણ હાથ જોડીને બેસી રહેતા નહીં. સુરતના બારેથી આ જહાજો હંકારાતાં, અને માર્ગમાં તે લૂંટાયાની રાવ થતાં સુરતની કોઠીના અંગ્રેજ પ્રમુખને પકડી કેદ કરવામાં આવતો તથા નુકસાનની ભરપાઈ કરવામાં આવતી. કેટલીકવાર તો કાઉન્સીલના સભ્યો સુદ્ધાંને પકડવામાં આવતા અને સુરત-અમદાવાદની કોઠીઓના માલને શાહી સીલ વાગતી.

સન ૧૬૩૫ માં મોગલનાં વહાણ ગતાં સમુદ્રના બારામાં કૉબ નામના એક અંગ્રેજ ચાંચિયા કપ્તાનના હાથે લૂંટાયાં. સન ૧૬૩૬માં "તૌફિકી" નામનું સુરતના વેપારીનું એક વહાણ લૂંટાયાની ખબર આવતાં અંગ્રેજ કોઠીના વડા તથા તેના સાથીદારોને ચાંચડ અને જૂઆઓથી ભરેલી કોટડીઓમાં કેદ પૂરવામાં આવ્યા. આ બનાવથી લોકોમાં પણ ભારે ઉશ્કેરાટ ફેલાયો. આ બનાવે એટલી તો સનસનાટી ફેલાવી હતી કે અમદાવાદની કોઠીએ ખરીદેલા કેટલાક માલને ટાંચ લગાડવામાં આવી. આખરે કંપનીએ રૂ. ૧,૧૦,૦૦૦ ( એક લાખ દસ હજાર ) વેપારીને નુકસાનીના ભર્યા ત્યારે બધું પતાવટ થયું.

આ બનાવ પછી થોડા જ વખત બાદ અંગ્રેજ ચાંચિયાઓએ દીવ બંદરના વહાણો લૂંટયાં. ત્યાંના વેપારીઓએ આ બીનાની ફરીઆદ કરતાં જ આગ્રા, અમદાવાદ અને ઠઠ્ઠાની કોઠીઓના માલ તેમ જ નાણાં જપ્ત કરવામાં આવ્યાં અને તેના આડતીઆઓને કેદમાં નાખવામાં આવ્યા.

સન ૧૬૩૮ માં અંગ્રેજ ચાંચિયાઓએ હિન્દી વહાણો લૂંટયાં તેના અવેજમાં સુરતની કોઠીએ રૂપીઆ એક લાખ સિત્તેર હજાર નુકસાનીના ભર્યાં ત્યારે કોઠીના નામવરોનો કેદખાનામાંથી છુટકારો થયો.

સન ૧૬૯૨ માં સુરતના વિખ્યાત સોદાગર અબ્દુલ ગફુરનાં વહાણ નવ લાખ રૂ. નગદી લઈ હિંદ આવતાં હતાં તે માર્ગમાં લૂંટાયાં.

વળી "ગંજ-ઇ-સવાઈ" નામનું એક શાહી જહાજ હજના યાત્રાળુને લઈને હિન્દ આવતું હતું. આ જહાજ પર બાવન લાખ તો સોનાચાંદીના સિક્કા હતા. મોચા અને જેદા ખાતે વેચાયલા માલનું આ નાણું હતું. ઉપરાંત જહાજમાં હજના યાત્રાળુઓ પણ હતા. હેન્રી બ્રિજમેન ઉર્ફે એવરી નામના અંગ્રેજ ચાંચિયાએ એના પર હાથ નાખ્યો, જહાજ લૂંટ્યું, કેટલાક પુરુષોને કેદ પકડયા અને સ્ત્રીઓની ઇજ્જત પર હાથ નાખ્યો. પોતાની ઇજ્જત સંભાળવા કેટલીક સ્ત્રીઓએ પેટમાં ખંજર ભોંકી આપઘાત કર્યો તો કોઈએ દરીઆમાં ઝંપલાવી દીધું [૪]

૪ Proceedings of the Indian History Congress —Seventh Session, p 385-386

# ★ ગેબી અસવાર ★



તું તો મારા આતમનો ગેબી અસવાર
પંથની પઠોણ પૂરી કરુ ત્યાં
મૂકે મલકનો ભાર :
નિત ને નિત હરિ, કેમ જ કાપવા
તૂટેલી વીણાના તાર ?

તું તો મારા આતમનો ગેબી અસવાર.
ધરતીને એક સપનું આવ્યું
આભ બન્યો વિકરાળ
માનવીને એણે માંડયો સતાડવા
ઓલીને દેયા—કમાડ.

તું તો મારા આતમનો ગેબી અસવાર.
ત્રાક તૂટી ને ચરખો તૂટયો
તૂટેલા સૂતરના તાર.
કતાયેલી મારી કાયા શે કાંતશે
સામે પડયો આ અવતાર ?

તું તો મારા આતમનો ગેબી અસવાર.



ઈન્દુલાલ ગાંધી.

# આળસુ અનો

ર. પ. મહેતા

અમારા મિત્રમંડળમાં એક વખતે પ્રશ્ન ઉદ્ભવ્યો કે "દુનિયાનું સૌથી મહાન પ્રેરક બળ કયું ?" પ્રેમ, ભક્તિ, મદન વગેરે ઘણાં બળોનો ઉલ્લેખ થયો. "ક્ષુધા મહાન પ્રેરક બળ છે" એ વિષે સચોટ દલીલો કરી મેં મિત્રોને વિચારવિમાસણમાં મૂક્યા હતા, પણ ફરીથી વિચારી જોતાં મને હવે સમજાય છે કે મારું કથન સત્યથી વેગળું હતું. આળસ જેવું મહાન પ્રેરક બળ બીજું કોઈ નથી.

લેખકોએ અને મુરબ્બીઓએ આળસની અતિ નિંદા કરી છે. આળસુને જે તે કોઈ ઠોરે છે, પણ આપણે તેની મહત્તા વિસારે મૂકી છે. આપણા શાસ્ત્રકારો આપણા જેવા મૂર્ખ ન હતા. તેમણે આળસને દેવસ્વરૂપે કલ્પી પૂજામાં પ્રથમ સ્થાને સ્થાપિત કર્યું છે જ; અને તે ગણપતિ. વિશાળ ઉદરવાળા ને મહાકાય એ દેવમાં ચપળતા હોવાનું કલ્પી જ ન શકાય. છતાં કોઈ ભૂલ ન કરે તેટલા માટે તેના આળસની વાત શાસ્ત્રકારોએ અતિ જાણીતી કરી મૂકી છે. પૃથ્વી-પ્રદક્ષિણા કરવાની આજ્ઞા થતાં ભોળો બિચારો કાર્તિકેય પૃથ્વી ફરવા દોટ મૂકે છે, પણ પોતાની નબળાઈના પૂરા પ્રમાણવાળા, આળસુ પણ ખંધા ગણપતિ, માતપિતાની ફરતે ફરી પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યાનું શિવપાર્વતી પાસે કબૂલ કરાવે છે.

આ ઉપરથી બીજી એક વાત સ્પષ્ટ થશે કે આળસુઓ મહા બુદ્ધિશાળી હોય છે. તેને કામ કરવાનું આળસ, એટલે ઓછી મહેનતે વધારે લાભ કેવી રીતે મેળવી શકાય તેની યુક્તિ તે શોધે છે. તેના આવા પ્રયત્નોથી દુનિયા ઘણાં ક્ષેત્રોમાં સુંદર પ્રગતિ સાધી શકી છે. દીવો, ફાનસ, વીજળીની બત્તી, ગાડું, બાઈસિકલ, મોટર, વિમાન, એંજિન, લિફ્ટ વગેરે સુખસાધનો આળસુઓએ જ બેઠાં બેઠાં તર્કવિતર્ક કરી શોધ્યાં છે. ઓછી મહેનત કરી વધારે સંપાદન કરવાના પ્રેમને લીધે તેઓ આવી શોધો માટે સતત પ્રયત્નો કરતા હોય છે. સાહિત્ય અને કળા પણ આળસુને જ આભારી છે. એના ઉત્પાદકમાં તેમ જ ભોક્તામાં, તમે વિચારી જોશો તો, આળસ માલૂમ પડશે. વળી જેલમાં જન્મેલા સાહિત્યનો અભ્યાસ કરો. એ આળસનો જ ફાળો ને ?

જો કોઈ માણસ પ્રયત્ન કરતો હોય તો તેને આળસુ કેમ કહી શકાય ? અહીં આપણે આળસની વ્યાખ્યા તપાસી જોઈએ. ખરા આળસુઓ કોણ છે, એ ઠરાવવા વિષેનો અકબર-બીરબલનો કિસ્સો અતિ જાણીતો છે. આળસુઓને ખાવાનું આપવાની જાહેરાત થતાં, ધર્મશાળા માણસોથી ભરાઈ જાય છે, પણ તેને આગ મૂકી બાળી મૂકવાની વાત, ધમકી અને શરૂઆત થતાં છેવટે બે સિવાયના ક્રમેક્રમે સર્વે પલાયન કરી જાય છે. આગ તદ્દન પાસે આવે છે ત્યારે પણ એ બે જણ ખસતા નથી. બીરબલ તેને ખરા આળસુ ઠરાવે છે. હવે અહીં આપણો વિરોધ છે. આગ મૂકવામાં આવી તે જોઈને ઉઠવા ચાલી ગયા તે જ ખરા આળસુ. તેમણે ખબર, ધમકીની પરવા ન કરી, પણ આગ જોઈ ત્યારે તો તેમને નિરુપાયે ત્યાંથી ખસવું જ રહ્યું. પેલા બે પડી રહ્યા તે તો એદી, ના, એદી પણ નહિ પરંતુ નિશ્ચેષ્ટ-શબો. બની શકે તેટલો ઓછો શ્રમ લે તે આળસુ કહેવાય; નહિ તો તો નિર્જીવ-મુડદું-બીજું શું ? થર્ડ ક્લાસમાં પાસ થઈ શકાય એટલું જ વાંચનાર ગોવર્ધનરામ ત્રિપાઠી આળસુનો આદર્શ નમૂનો કહી શકાય.

એ ચાર મિત્રોએ ભેગા મળી ટેલટપ્પાં મારવાં, કલબમાં જવું, બ્રિજ રમવી, બેઠાં બેઠાં કલાકો સુધી પેપર વાંચ્યાં કરવું યા તો ગૃહિણી સામે બેસી પ્રેમની કે પરાઈ વાતો કરવી : એવી પ્રવૃત્તિ માટે તો આળસુને હક છે. આટલો શ્રમ લેનારને કોઈ ઉદ્યમી ન જ કહે. બીજાઓની ભૂલોની ટકોર કર્યા કરવી, કોઈ કામ કરતું હોય તેમાં ખણખોદ કરવી, પારકાને વણમાગી સલાહ આપવી આ સર્વે 'આગળ તો' આળસુઓના વિશિષ્ટ ધર્મો છે. ભૂલતાને માર્ગસૂચન કરવું, એ ધાર્મિક, સુંદર કાર્ય નથી શું ? 'આંગળી દેખાડનારા' પુરુષનો સ્વાંગ આળસુઓ ઠીક પ્રમાણમાં કરે છે. લોકોને માટે વાતો મળવું, એ મારા મતે તેમને માટે મુશાયરો છે.

સતત મહેનત કરનાર માણસો મજૂર કે કારકુન જ રહે છે. તેઓ પ્રગતિ સાધી જ શકતા નથી. તેમ કરવા માટે તેમને અવકાશ જ રહેતો નથી. પ્રગતિ સાધવાના સ્વપ્નો કરતાં પુસ્તકોમાં વિચાર કરવાની ટેવ કેળવવી, એ પ્રાથમિક અને ખૂબ જરૂરી બાબત જણાતી છે, પણ રજનાગ વિચાર કરે જ ક્યારે ? એ ઉદ્યમીઓ તો ઊંધે માથે લાગી જ રહે છે. વિચાર કરનારાઓ અધિકારીઓ અને કારભારીઓ અમર માલિક થાય છે. એ બધાનો તો આળસુઓ માટે જ નિર્મિત હોય છે.

તમે ઉદ્યમીઓને એવી જગાએ નીમશો તો તેઓ નિષ્ફળ જશે. નોકરોને પણ આળસુ માલિકો કે ઉપરીઓ જ ગમે છે. પ્રવૃત્તિમાં સતત માથું માર્યા કરતા, નાનીનાની વિગતો ઝીણવટથી તપાસતા ઉપરીઓ સર્વદા નિષ્ફળ નીવડે છે. ઓછી મહેનત કરનારા ઉપરીઓ વિજયી બને છે ત્યારે નાની બાબતોમાં પડનારા ઉપરીઓ પરાજય પામે છે. બધામાં દખલ કરનારા ઉપરીઓ સરવાળે સત્યાનાશ વાળે છે. ફોર્ડને આઠ સિલિંડરની મોટરકાર બનાવવી હતી. તેને એ અશક્ય તો લાગ્યું, ફોર્ડને પોતાને પણ ખબર ન હતી કે ''તે કેમ બનાવી શકાય ?'' તેણે પોતાના એંજિનિયરોને બોલાવી એ બનાવી લાવવા કહ્યું. એંજિનિયરોએ પૂછ્યું, "કેવી રીતે બનાવવી ? કંઈ પ્લાન ? કંઈ સૂચના આપશો ?" ફોર્ડે કહ્યું, "તે હું ન જાણું. મારે તો આઠ સિલિંડરની મોટર જોઈએ. તે કેમ બનાવવી તેનો નિર્ણય કરવાનું તમારું કામ છે." બાર માસ પર્યંત એંજિનિયરોએ પ્રયત્નો કર્યા. વર્ષ પૂરું થતાં ફોર્ડને રિપોર્ટ મળ્યો કે "કંઈ થઈ શકતું નથી." ફોર્ડે બીજા વરસે પણ એ કામ જારી રાખવા હુકમ કર્યો. પૈસા કે વખત જાય તેની તેણે પરવા ન બતાવી. છેવટે પ્રખ્યાત, સસ્તી, આઠ સિલિંડરની મોટરકાર બજારમાં મુકાઈ. આળસુ ઉપરીઓએ તો આજ્ઞા જ કરવાની. વિગતો તો 'હાથ નીચેના માણસો' જાણે.

વળી ઉદ્યમીઓની મહેરબાની ઓછી હોતી નથી. કંઈ ને કંઈ ખટપટ કર્યા કરી તેઓ પોતાના સહચારીને—અને કોઈ તો દુનિયાના વ્યવસ્થિત વ્યવહારને—અસ્થિર કરી મૂકે છે. હંમેશ બેચેન રહેતા માણસો તમે નથી જોયા ? ટ્રેન પકડવા કે એવાં નજીવાં કામ માટેની ખરા વખત અગાઉની તેમની પૂર્વતૈયારી ખરેખર આપણને પણ ગભરાવી મૂકે છે. સામાન્ય ખબરઅંતરનું પોસ્ટકાર્ડ બીજા દિવસે લખવાનું હોય તે આગલી રાત્રે બાર વાગ્યે લખી રાખનારો ઉત્પાત કરતા મારા એક મિત્ર છે. આ સ્વભાવે તેમને 'ડિસ્પેપ્સિયા' જ થાય ને ? આળસુઓ સામાન્યતઃ આવી શારીરિક ઉપાધિઓથી મુક્ત રહે છે. વળી દુનિયાને અવ્યવસ્થિત કરનાર વ્યક્તિઓને કોણ ઓળખતું નથી ? હિટલર અને ચર્ચિલ ઘેર બેસતા હોત તો પૃથ્વી કેવા ભયંકર ઉલ્કાપાતમાંથી બચી જાત ! એવા અતિ-ઉદ્યમી માટે તો પીનલ કોડમાં શિક્ષા દાખલ કરવી જોઈએ.

ગીતાએ પ્રબોધેલો સમભાવ આળસુઓમાં દૃષ્ટિગોચર થાય છે. કોઈ પડકું, આખડકું, અગર બિમારીમાં સપડાયું હોય ત્યારે આળસુઓ જેવા શાંત રહી પીડિતો માટે બનતું કામ કરે છે અને ઉદ્યમીઓ દુઃખીને 'આ કર' 'તે કર' કરી દેવા ફરમાનો આપે છે! મોટી હાનિ થતાં પણ તે ખોટો આનંદી ઉદ્‌ગાર કાઢતો નથી. આળસુઓ આવેશમાં આવી જઈ મગજ ગુમાવે એ લગભગ અસંભવિત છે. એવા સદ્‌ગુણો આળસ સમર્પે છે, માટે આળસુ રહો.

ઈશ્વરમાં શ્રદ્ધા ટકાવવા કેને શાસ્ત્રો વાંચવાની કે ધર્માત્માનાં પ્રવચનો સાંભળવાની આવશ્યકતા નથી. ઓરડામાં પૂરેલા બે જણ—ઉદ્યમવાદી અને પ્રારબ્ધવાદીની વાત તો તમે જાણો છો. ઉદ્યમવાદી ખાવાનું શોધવા ઓરડો ખૂંદી વળે છે, પણ બીજો નિરાંતે સૂઈ રહે છે. ઉદ્યમવાદીને બે લાડુ મળે છે. ઉદ્યમનો મહિમા ગાઈ તે એક લાડુ પ્રારબ્ધવાદીને આપે છે. કર્મવાદી લાડુ ખાધા પછી નિરાંતે ઉદ્યમીને જણાવે છે કે તેના કર્મે તેને એક લાડુ પ્રાપ્ત થયો, એવી દલીલ કરી દાતારને અવાક્ કરી તે નસીબ પર આધાર રાખવા તેને સલાહ આપે છે. નસીબ, ઈશ્વર, જે કહો તેમાં આળસુઓ અનાયાસે શ્રદ્ધા રાખી શકે છે. આધ્યાત્મિક ઉન્નતિ માટે શ્રદ્ધાની જરૂર છે. આળસુઓ પ્રગતિ સહજ સાધી શકે છે.

ગીતા કર્મ માટે સદુપદેશ આપે છે એ ખરું છે, પણ શ્રી કૃષ્ણ ભગવાને બેત્રણ વાર કહ્યું છે કે કર્મયોગ કરતાં જ્ઞાનયોગ ચડે છે. કર્મ કરવા—નિષ્કામ કર્મ કરવાની માથાકૂટમાં પડવા કરતાં બેઠા રહી યોગ સાધવો શું ખોટો? આપણા પૂર્વજો મહાબુદ્ધિશાળી હતા. દુનિયાની કોઈ સંસ્કૃતિ 'યોગ' જેવું કંઈ આપી શકી નથી. બેસી રહી આપણા પૂર્વજો વિચારમગ્ન ન બન્યા હોત તો વેદ, વેદાંત, યોગ આવું કંઈ આપણને મળી શકત? ઠરી ઠામ બેસી યોગ સાધી મોક્ષ સંપાદન કરવાની કળા આપણા મહાપ્રતિભાશાળી આળસુ પૂર્વજો જ શોધી શક્યા. કર્મ કરતાં જ્ઞાન ચડે, જ્ઞાન વિના મુક્તિ નથી, એવું ભગવાને શ્રીમુખે ગાયું છે.

પ્રવૃત્તિશાળીઓએ આ દુનિયા કેવી કૃત્રિમ બનાવી મૂકી છે! તેનાં પરિણામ બિન-અપરાધી આળસુઓને પણ ભોગવવાં પડે છે. બાવા આદમ અને ઈવ ઉઘાડા શરીરે ફરતાં. ઉદ્યમીઓ આપણને કપડાં પહેરતા કર્યા છે. હવે 'Go back to nature'—કુદરતી જીવન જીવવાની પ્રવૃત્તિનો આરંભ થઈ નગ્નનિવાસો (Nudist colonies) કાઢવા પડે છે. ઋષિમુનિ કંદમૂળ ખાઈ રહેતા. અનાજ પણ ઘણાં જૂના વખતમાં વગર રાંધ્યે જ ખવાતું. હવે રાંધી વિટામિન્સ ને કોણ જાણે બીજા કયા આરોગ્યકારક તત્ત્વોનો ઉદ્યમીઓએ નાશ કરી જગતની તંદુરસ્તી બગાડી મૂકી છે.

ટેકરી પરનું સુંદર દૃશ્ય જોઈ જી. કે. ચેસ્ટર્ટન કહે છે: "હું મારી નજર ઊંચી કરીશ, પણ મારું શરીરનું ખોખું ઉપાડી ત્યાં નહીં જાઉં." પ્રખ્યાત ટીકાકાર જી. જે. નેથન કહે છે કે, "રસોડાનું દ્વાર ખોલી અંદર બેસવા જેટલી હું કસરત કરું છું, અને હું માનું છું કે એટલું બસ છે. ભવિષ્યમાં કસરતને પુરાણી પ્રથા ગણી કાઢી નાખવામાં આવશે, અને તે વાજબી જ થશે. આળસુ કાચબો ત્રણસો વર્ષ જીવે છે. કેટલાક હાથી ૧૫૦ કે ૨૦૦ વરસ જીવે છે, સુસ્ત હંસ ૧૦૦ વર્ષ જીવે છે, પણ ચપળ કૂતરો ૧૨ કે ૧૫ વર્ષ, બિલાડી ૧૦ કે ૧૨ વર્ષ, હરણ છ કે ૮ વર્ષ અને ઉંદર ૨ કે ૩ વર્ષ જ જીવે છે." જીવની પ્રાથમિક અવસ્થામાં જે કીડી, પથારીમાં, થઈ રહી

# વડોદરા રાજ્ય પ્રજામંડળનો વિકાસ 

**સુમંત મહેતા**

[ ગુજરાતના એક વખતના પીઢ કાર્યકરની સૂચનાઓ સર્વ પ્રજામંડળો, અને મહાસભા સમિતિઓને ઉપયોગી બનશે. —તંત્રી. ]

આ પ્રજામંડળનો જન્મ છેક ૧૯૧૬ ની સાલમાં થયો હતો. એટલે આખા હિંદ દેશના 'દેશી' રાજ્યોમાં જે બહુ થોડાં પ્રજામંડળો વહેલાં અસ્તિત્વમાં આવ્યાં હતાં તેમાંનું આ એક છે. જ્યારે વધારેમાં વધારે જાગૃતિ આ સંસ્થામાં હતી ત્યારે એમાં ૨૦,૦૦૦ સભ્યો થયેલાનું મને સાંભરે છે. જો એ ખરું હોય તો તે વખતની ૨૪ લાખની વસતિમાંથી ૪૦,૦૦૦ સભ્યો બહુ સારા કહેવાય. રાષ્ટ્રીય મહાસભામાં દર ૧૦૦૦ માંથી ૧૦ સભ્યો એટલે એક ટકો હોવાનું મને સાંભરે છે. વડોદરામાં વધારેમાં વધારે સંખ્યા દર ૮૦૦ એ ૧૦ ની થઈ હશે. પણ આ સરખામણીનો બહુ અર્થ નથી. પ્રજામંડળના સભ્યો પ્રજાના સંરક્ષણ માટે શું શું કરે છે, પ્રજાને રાજકીય હક્કો ભોગવવા મળે તે માટે કેટલી તૈયારી કરે છે, પ્રજાકીય સંસ્થાઓમાં સારા સેવાભાવી પ્રતિનિધિઓ ચૂંટાય છે કે માત્ર લાગવગવાળા ચૂંટાય છે, દરેક તાલુકામાં મંડળો વ્યવસ્થિત રીતે (એટલે જાહેર કાર્યાલય ખોલીને) બરાબર કામ કરે છે કે કેમ, તે કરવા માટે દરરોજ કામ કરતા હોય એવા કાર્યકરો છે કે કેમ? પ્રજાની ઉન્નતિ માટે રચનાત્મક કાર્યો થાય છે કે કેમ, પ્રજાના પછાત વર્ગો હજી પછાત જ રહ્યા છે કે આગળ આવીને હરોળમાં બેસી શકે એવા થયા છે. આ બધા પ્રશ્નોનો વિચાર કરવાનો છે, પણ સાથે સાથે એ જરૂર લક્ષમાં રાખવા જેવું છે કે જ્યાં સુધી સ્વરાજની સત્તા હાથમાં આવશે નહીં ત્યાં સુધી બહુ સારું રચનાત્મક કામ થઈ શકવાનું નથી. રચનાત્મક કાર્ય માટે પુષ્કળ નાણાંની આવશ્યકતા રહે છે, અને આજની સરકાર લખલૂટ ખર્ચ ખોટે માર્ગે કર્યે જાય છે, અને સારા-સારા માર્ગો માટે નાણાં મળી શકતાં નથી તેથી કોઈ પણ પ્રજામંડળ પાસે કે રાષ્ટ્રીય મહાસભા પાસે ઉત્તમ કામની આશા રાખવી એ વ્યર્થ તથા અન્યાયી છે. જે લોકો કેવળ નિષ્ક્રિય અને ટીકાખોર છે તે આ ચીજ સમજતા નથી.

## પ્રજામંડળોનું ધ્યેય.

સાદી અને સહેલી ભાષામાં કહીએ તો પ્રજામંડળનું ધ્યેય સ્વરાજ્ય સ્થાપવાનું છે. પ્રશ્ન ખડો થાય છે કે 'સ્વરાજ્ય એટલે શું?' વડોદરા રાજ્ય પ્રજામંડળના ધ્યેયમાં નીચે પ્રમાણે શબ્દો વપરાયા છે:—

"શ્રીમંત મહારાજા સાહેબની છત્રછાયા નીચે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર." આ શબ્દોનો અર્થ મોઘમ છે. મહારાજાની "છત્રછાયા" એટલે શું? અને "પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર" એ શબ્દોનો અર્થ એક કરતાં વધારે ઘટાવી શકાય. સ્વરાજ્ય અથવા સંપૂર્ણ સ્વરાજ્ય એ શબ્દો પણ તદ્દન સ્પષ્ટ નથી. તેથી આપણે એવું પણ કહીએ છીએ કે બ્રિટિશ સરકારના જેવું 'લોકશાસન' કે જેમાં સંપૂર્ણ સ્વરાજ્ય છે અને રાજા મુખ્ય પ્રધાનની સલાહ પ્રમાણે વર્તે છે તેવા રાજ્યની માગણી પ્રજામંડળો કરે છે. આ લેખ માટે આ વ્યાખ્યા કરતાં વધારે ઊંડાણમાં ઉતરવું આવશ્યક નથી. સાચી વાત તો એ છે કે પ્રજામાં જેટલું જોર હશે તેના પ્રમાણમાં રાજ્યતંત્ર પ્રજાનું

બનશે. પ્રજાના હાથમાં સત્તા આવે ત્યાર પછી પણ સતત, સાચવવાનું રહેશે કે એ સત્તા કોઈ મુઠીભર, કે કોઈ જુથ, કે કોઈ અમુક પાર્ટીના હાથમાં સરી પડે નહીં. સતત, જાગૃતિ વિના સ્વરાજ્ય અશક્ય છે.

## પ્રજામંડળોનું કામ.

આવા ઉંચા અને અમન ધ્યેયને પહોંચવા માટે પ્રજામંડળે અનેકવિધ કાર્યો કરવાનાં હોય છે, એવાં કાર્યોનું સ્વરૂપ વિગતવાર તપાસવાની જરૂર હોય છે. (૧) પ્રજામાં સ્વરાજ્યની ભાવના જાગૃત કરીને સ્વરાજ્યનાં તત્વોનું જ્ઞાન આપવું અને સ્વરાજ્યની સંસ્થાઓદ્વારા તાલીમ આપવી. (૨) સરકાર તથા સરકારી અમલદારોને પ્રજાના નિર્ણયની જાણ કરવી. એટલે સરકાર મત કેળવવો, પ્રજાના હક્કો માંગવા, અને તે મેળવવા માટે યોગ્ય પ્રચાર કરવો અને જરૂર પડે ત્યારે વધારે કડક પગલાં લેવાં, અને (૩) સક્રિય સતત, રચનાત્મક કાર્યો ઉપાડવાં આવા રચનાત્મક કાર્યોના બે ખાસ પ્રકાર છે – (૧) દરેક પ્રાંતમાં, દરેક તાલુકામાં, અને બની શકે તેટલાં ગામડાંઓમાં પ્રજામંડળની સમિતિઓ નીમવી, પ્રજા વર્ગની કોઈ પણ વ્યક્તિને અન્યાય થાય કે દુઃખ પડે, કે તેના, પર જુલમ ગુજરે, સરકારી અમલદાર ગેરવર્તન કરે કે લાંચ ખાય, તો તે વિષે યોગ્ય પગલાં લેવાં એ આવી સમિતિઓનું મુખ્ય કામ છે. આ વિષે હજી વધારે વિગતવાર ચર્ચા આગળ કરવામાં આવશે, અને (૨) બીજું રચનાત્મક કામ ગાંધીજીએ દર્શાવેલા ૧૮ મુદ્દાઓનું છે. આવાં કાર્ય માટે અનેક કાર્યકરોની જરૂર પડે છે અને તે કાર્યકરોને રીતસરની સારી તાલીમ આપવી એ પ્રજામંડળના મુખ્ય કાર્યોમાંની ફરજ છે. આવા રચનાત્મક કાર્યના ૧૮ મુદ્દાઓનો હેતુ પ્રબળ પ્રજાને સૌની સાથે આણવાનો છે. અને તે ઉપરાંત સમાનતા તથા ભ્રાતૃભાવની મુખ્ય સામગ્રી ખીલવવાનો છે. જ્યાં અત્યંત ગરીબી છે અને આર્થિક અસમાનતા છે ત્યાં નાગરિક અને રાજકીય હકો કે સામાજિક હકો તેવી સમાનતા કદી ખીલી શકતી નથી.

## વ્યવસ્થિત બંધારણ.

આ પ્રકારનું અનેકવિધ કામ કરવા માટે પ્રજામંડળનું રીતસરનું બંધારણ થવું જોઈએ અને દરેક દરેક ગામડે તેની શાખા પહોંચી જાય એવી વ્યવસ્થા થવી જોઈએ. આવી વ્યવસ્થા પાંચ પચીસ વર્ષમાં ન પણ થઈ જાય એ હકીકત લક્ષમાં રાખવા જેવી છે કે રાષ્ટ્રિય મહાસભા (કોંગ્રેસ) સ્થપાયાને લગભગ ૬૧ વર્ષ થયાં છે તે છતાં એ પ્રતિષ્ઠિત સંસ્થામાં આજ સુધી રાજકીય ગ્રામ સમિતિઓ સ્થપાઈ નથી. મારી દલીલ એવી નથી કે કોંગ્રેસથી ઝડપી પ્રગતિ થઈ નથી માટે આપણે પણ સંતોષ માનીને બેસી રહેવું, પણ (૧) વ્યવસ્થા કરનારની, (૨) દેખરેખ રાખનારની અને (૩) ગામડાંઓમાં સ્થાનિક કાર્યકરો મેળવવાની મુશ્કેલીને લીધે આ પ્રગતિ અટકી રહી છે એવું હું માનું છું. આપણા શરીરની અંદર જ્ઞાનતંતુઓ જેવો ભાગ ભજવે છે તેવો ભાગ પ્રજામંડળે ભજવવાનો છે. આપણા આખા શરીરના દરેક દરેક બારીક ભાગની અંદર જ્ઞાનતંતુઓની (આંખે જોઈ પણ ન શકાય એટલી ઝીણી) શાખાઓ હોય છે મારા શરીર પર એક માખી બેસે તો મને ખબર પડી જાય છે કે અમુક ઠેકાણે માખી બેઠી, એ ખબર ઉપર ઠેઠ મગજ સુધી તત્કાળ પહોંચી જાય છે, અને તરત જ મગજમાંથી હુકમ છૂટે છે કે પગ હલાવો એટલે માખી ઉડી જશે, પણ એમ ધારો કે એક ખુલ્લો મગરૂર થઈને માગ રાખી હાથ પર બેઠો

એ જતુ ડંખ્યો હોઇને અને તુર્ત ખબર ન પણ પડે કે એ બેઠો છે. મચ્છર સારી જગ્યા પસંદ કરીને એની સૂંઢ (કે ડંખ) મારીને લોહી ચુસવાની તૈયારી કરે છે, પણ ડંખ માર્યો તેની માહીતી મારા મગજને મળી જાય છે. મગજ કહે છે કે 'જમણો હાથ ઉપાડીને ઝડપથી મચ્છરપર ફટકો માર,' એટલે મચ્છર દબાઇને મરી જાય છે અને વખતે એના પેટમાં ગયેલા મારા લોહીના ડાઘા પણ પડે છે. પ્રજામંડળનું રાજકીય કામ આ પ્રકારનું છે જો આપણી વ્યવસ્થા ઘણીજ સારી હોય તો આપણાં ૩૦૦૦ ગામડાંઓની અંદર થી ગેરવ્યવસ્થા છે, કે અન્યાય થાય છે તે જણાય. પક્ષપાત અથવા અન્યાય કરનારો સરકારી નોકર હોય, કે જમીનદાર હોય, કે શાહુકાર હોય, કે વેપારી હોય, કે દારૂના પીઠાવાળો હોય, કે જમીનદાર હોય, કે શાહુકાર બદમાશ દેશસેવક હોય,' તો તેની માહિતી અચૂક અને બની શકે તેટલી ઝડપથી મુખ્ય થાણ, મુખ્ય સંચાલક (એટલે મગજ) ને પહોંચી જવી જોઇએ, અને જે તે દુ:ખના નિવારણ અર્થે અમુક પ્રવૃતિની સૂચનાને અર્થે શું શું કરવું તેની સૂચના મગજ તરફથી જે તે કાર્યકરોને પહોંચી જવી જોઇએ. આવું તંત્ર ગોઠવવા માટે પ્રજામંડળમાં ગામસમિતિઓ હોવી જોઇએ તે નથી, પણ આજે નાનો એકમ તાલુકાઓનો છે આપણા ૪૦ તાલુકાઓમાં પ્રજામંડળ સમિતિઓ છે, ચાર પ્રાંતમાં પ્રાંતિક-મંડળો છે આ લેખમાં મેં વડોદરા શહેર અને મુખ્ય નગર અમદાવાદની સમિતિઓનો સમાવેશ કર્યો નથી. જો વાચકને લાગે તો તેટલો સુધારો જરૂર કરી લે. હવે, જેટલી ઝડપથી ગામડાની કે વ્યક્તિની હકીકત તાલુકે, પ્રાંત થઇને મુખ્ય ઓફિસને મળે તેટલી એ વ્યવસ્થા સારી ગણાય. આપણે ત્યાં (વડોદરા રાજ્યમાં તેમજ આખા હિંદ દેશમાં) આવી વ્યવસ્થા ઝડપી નથી તે કબૂલ કરવું પડે છે તે છતાં મોટી આગ, કે રેલ, કે લૂંટ, કે ઝઘડો, કે મોટો અન્યાય થાય છે ત્યારે તેવી હકીકત મુખ્ય ઓફિસે તેમજ રાજ્યના તથા બહારના પેપરોમાં પ્રગટ થઇ જાય છે એ હકીકત આપણે ભૂલવી જોઇએ નહી.

પ્રજામંડળના તાલુકા મંડળો છે, પણ ઘણાં થોડાં એવાં છે કે જ્યાં એક ઓફિસ ખોલીને ખબર કાઢનાર, ખબર યોગ્ય સ્થળે મોકલનાર, પ્રજામંડળના કાર્યનું ધ્યેય સમજાવનાર, રાહત આપનાર અથવા "મગજ" માંથી નીકળેલા હુકમનો અમલ કરનાર કાર્યકર અથવા કાર્યકરોની ગોઠવણ આવા તાલુકા મંડળોમાં થઇ હોય. મને એમ લાગે છે કે હવે ગામ સમિતિઓ સ્થપાઇ જવી જોઇએ મને એમ પણ લાગે છે કે દરેક તાલુકાએ ચોક્કસ સ્થળે ઓફિસ રાખીને દરેક ગામડે (પોતાના તાલુકાના) તેના સમાચાર વારંવાર આપવા જોઇએ, એટલે કોઇને પણ રાહત જોઇતી હોય તો તે અથવા જાહેરાત કરનાર એ ઓફિસમાં દોડી જાય. હવે એક પ્રશ્નની ચોખવટ કરવી પડશે. જો દરેક તાલુકામાંથી સેવાભાવી કાર્યકરો મફત કામ કરવા તૈયાર ન થાય તો કોઇ પણ પ્રજામંડળનું કામ સારૂ થવાનું નથી (રાષ્ટ્રીય મહાસભાને પણ હુ પ્રજામંડળ જ ગણું છું) છતાં એમ ધારો કે આજની દેશભરની આર્થિક મુશ્કેલીને લીધે કાર્યકરોને થોડા ઘણા પૂરો પગાર આપવો પડે તો તેમ કરવુ જ જોઇએ. જે પ્રજા સેવા માગે છે, રાહત માગે છે, રક્ષણ માગે છે તેણે એવા ખર્ચ કરવા જ પડે. પ્રજા એવા ખર્ચ આપે તેમાં ઉલટો તો પોતાનો જ સ્વાર્થ સધાવાનો છે. ૧૯૩૮–૩૯ ની સાલમા પ્રજામંડળે જમીનમહેસૂલને અંગે તપાસ સમિતિ નીમી, સરકારે દર વર્ષે લગભગ ૨૦–૨૧ લાખ રૂપિયાનો ઘટાડો કર્યો. જો પ્રજામંડળના પ્રયાસથી આટલો મોટો લાભ પ્રજાને મળ્યો હોય તો તે રકમનો થોડો ભાગ પ્રજામંડળની પ્રવૃત્તિઓ માટે ખર્ચવો પડે તે યોગ્ય અને ન્યાયી નથી? તેથી સ્પષ્ટ ભાષામાં હું સૂચવુ છું કે, દરેક તાલુકામાં ચોક્કસ

કક્ષાઓ સુધી ખુલ્લી રહે એવી ઓફિસ હોવી જોઈએ, અને તે ઓફિસમાં કાયમી કાર્યકરો રોકાવા જોઈએ. જો બની શકે તો અનેક કાર્યકરો ત્યાં દરરોજ એકઠા થાય, અને એક કાર્યકર તો કાયમી જ હોવો જોઈએ. તેને પગાર આપવો કે નહીં તે દરેક તાલુકાની પ્રજાની ભાવના પર આધાર રાખે છે. તેવીજ રીતે પ્રાંતિક મંડળની ઓફિસે પણ ચાલુ કામ કરવું જોઈએ, અને વધારે મોટા પાયા પર વડોદરા શહેરની મુખ્ય ઓફિસે કામ કરવાનું હોય.

આવી બે પ્રકારના જ્ઞાનતંતુઓ ( ખબર લાવનાર અને અમલ કરનાર ) ની યોજના ઉપરાંત દરેક તાલુકાના પ્રતિષ્ઠિત, લોકપ્રિય, એટલે જેણે સેવા કરી છે તેવા કાર્યકરોએ ગામડાંના પ્રજાજનોને કોઈ મધ્યસ્થ સ્થળોએ એકઠા કરીને જાગૃત રહેવાનો અને પ્રજાધર્મ જાણવાનો પ્રચાર કરવો જોઈએ. આવા કામ માટે વખતે પ્રાંતના કે રાજ્યના કોઈ વધારે જાણકાર પ્રજાસેવકને પણ બોલાવવા પડે.

પ્રજાને પોતાનું કામ કરી લેવાની તાલીમ ગ્રામ પંચાયત, પ્રાંત પંચાયત, મ્યુનિસિપાલિટીઓ તથા ધારાસભાદ્વારા મળે છે. આ મંડળોમાં જઈને માત્ર સેવા કરવાની દાનત રાખવી જોઈએ. જો આવાં મંડળોમાં જવાથી કાંઈ પ્રતિષ્ઠા મળશે કે સીધી કે આડકતરી રીતે સ્વાર્થ સધાશે એવી દાનત હોય તો તે ચીજ દુષ્ટ છે. આવાં મંડળોમાં સભ્ય થવા માટે આગ્રહ રાખવો એ ખોટું નથી, પણ બનવા જોગ છે કે દરેક વ્યક્તિને એ લાભ તત્કાળ ન મળી શકે. જેને સેવા જ કરવી છે તેને માટે સેવાના માર્ગો ખૂટી પડ્યા છે શું ?

આ બધું લખવાનો હેતુ એ છે કે પ્રજામંડળનું કાર્ય ક્યારે શોભે કે જ્યારે તેના મુખ્ય કાર્યકરોમાં સાચી સેવાવૃત્તિ હોય, ખોટી સત્તાનો લોભ-મોહ ન હોય અને સ્વાર્થ સાધવાની વૃત્તિથી તે મુક્ત હોય. આવા કાર્યકરો તરફ બેદરકારી, અપ્રમાણિકતા માટે આંગળી ચીંધવાના પ્રસંગ ન આવે એટલી બધી દરકાર અને સાવચેતી રાખવી જોઈએ. આવા કાર્યકરો ઓછા જ હોય છે, તેથી આપણે બહુ સંભાળપૂર્વક કામ કરવાનું છે. કોંગ્રેસમાં તેમજ પ્રજામંડળોમાં એવી વ્યક્તિઓ ઘુસી ગઈ છે કે જેમણે આવી સંભાળ રાખી નથી, એવા પણ ઘુસી ગયા છે કે જેમણે સ્વાર્થ સાધ્યો છે. જો આવું બન્યું હોય તો તેમાં આપણે હતાશ થઈ જવાની જરાય જરૂર નથી. જે જાતનો સમાજ છે તેમાંથી થોડા વધારે સારા કાર્યકરો બહાર નીકળે છે એ વાત લક્ષમાં રાખવાની છે. "ટીકાખોરો" ( ટીકા ખાનારા=ટીકામાં મજા માણનારા ) તો એવા હલકા સ્વભાવના હોય છે કે જે દૂધમાંથી પોરા શોધ્યા કરે છે; તેમના ગંદા માનસમાં સ્વચ્છ વિચાર પેદા થતા નથી, એટલે એવી ટીકાઓથી આપણે ગભરાઈ જવાનું કારણ નથી. આપણે કોઈ સર્વગુણસંપન્ન તો નથી. છતાં સતત ચેતતા રહીને સ્વાર્થ, અર્ધસત્ય તથા અતિશયોક્તિથી દૂર રહેવાનો બધો બનતો પ્રયાસ પ્રજાસેવકે કરવાનો હોય. જો આપણી વચ્ચે સ્વાર્થસાધુ, કે જૂઠી, કે અતિશયોક્તિ કરનાર, ખોટા આક્ષેપો કરનાર, ખોટા અહેવાલો પેપરોમાં છપાવનાર પ્રજાસેવક પેસી ગયો હોય તો તે બાબતની તપાસ કરીને, તથા યોગ્ય ચેતવણી આપ્યા પછી એવા માણસોને પ્રજામંડળમાંથી છૂટા કરવા એ ઇષ્ટ છે. તેમ ન બનવાને લીધે પ્રજામંડળોએ પ્રતિષ્ઠા ગુમાવ્યાના દાખલા બન્યા છે અને હજી બની રહ્યા છે.

## વસ્તુસ્થિતિ શું છે ?

હવે જો એવો પ્રશ્ન પૂછવામાં આવે કે 'વડોદરા રાજ્યમાં આવા કાર્યકરો મળી શક્યા છે કે મળવા રહ્યા ?' આ પ્રશ્નનો ઉત્તર આપવો મારે માટે મુશ્કેલ છે, કારણ કે હું ઘણાં વર્ષોથી

વડોદરા રાજ્યમાં ક્યાં નથી, કેટલેક અંશે મે સંપર્ક ખોયો છે. ગુજરાતના પાંચે જિલ્લાઓમાં સર્વમાન્ય પાંચ આગેવાનો છે તેમના જેવા આપણે ત્યાં ચાર આગેવાનો છે ખરા ? કાનજીભાઈ દેસાઇ, ચંદુભાઈ ડાક્તર, લક્ષ્મીદાસ શ્રીકાન, રાવજીભાઇ મણિભાઈ ( પહેલા દરબાર ગોપાળદાસ હતા ) અને હરિપ્રસાદ મહેતા એમના જેવા કાર્યકરો આપણી પાસે છે ? ( એમનાથી વધારે ચઢિયાતા હોય તો વધારે સારું, અને જરા ઓછી પ્રતિભા હોય તો પણ ચાલે. ) આ પાંચે પોતાનું આખું જીવન પ્રજાકાર્યમાં વાપરે છે, પાંચે મિલનસાર છે, પાંચેએ ઘણો ભોગ આપ્યો છે, અનેકવાર જેલ જોઇ છે. આ બાબતને વિચાર કરીએ ત્યારે એ ભૂલી જવું ન જોઇએ કે તદ્દન સ્વાભાવિક રીતે આજનું વાતાવરણ એવું છે કે બધાં ગામડાંના બુદ્ધિવાન કે ચાલાક માણસો ગામ તરફ આકર્ષાઇ જાય છે, અને નાના ગામની પ્રજા મોટાં ગામોમાં જાય છે. એટલે વડોદરાની પ્રજાના વેપારીઓ, વિદ્વાન માણસો, સંચાલક શક્તિવાળા માણસો મુંબઈ જેવાં શહેરોમાં ચાલ્યા જાય છે ડા. જીવરાજ મહેતા અમરેલીમાં રહે નહી, કારણ કે એની શક્તિના પ્રમાણનું કામ અમરેલીમાં નથી આજે હવે વડોદરા રાજ્યની બધી સત્તા પ્રજાને મળવાનો સમય પાસે આવતો જાય છે ત્યારે અમુક સારા મનુષ્યો વડોદરા રાજ્યમાં રહી જશે. શક્તિના પ્રમાણમાં સમવકાશ ( Scope ) મળે નહી તો મનુષ્ય કટાઈ જાય, તેની શક્તિ દબાઈ જાય. જેમ જેમ પ્રજાને વ્યવસ્થા કરવાનું એટલે રાજકીય કારભારનું કામ વધારે પ્રમાણમાં મળશે તેમ તેમ વડોદરાના પ્રજાજનોને આત્મવિકાસ માટે વધારે સમવકાશ મળશે, સેવા મોટા પ્રમાણમાં થઈ શકશે, અને પ્રજા કલ્યાણ કરવાનો સંતોષ વધારે પ્રમાણમાં મળશે.

## નાગરિક જવાબદારી, નાગરિક હકકો, અને રાજકીય ભાન.

પ્રજાકલ્યાણનાં ઘણાં કામો ગામ પંચાયત તથા પ્રાંત પંચાયતો, મ્યુનિસિપાલિટીઓ તથા ધારાસભા દ્વારા કરવાનાં છે. દરેક વ્યક્તિને એમ થવું જોઇએ કે પોતે પોતાના પ્રતિનિધિ મારફત રાજ્ય ચલાવે છે તેથી દરેક પ્રજાજનને ભાન કરાવવું જોઇએ કે એને માથે રાજકીય ફરજો છે કે જે એણે ઉપાડવી જોઇએ, રાજકીય હકો છે કે જેને લીધે સ્વરાજ્ય ચલાવી શકાશે. પોતાના ગામમાં, પડોશી ગામડાંઓમાં, પોતાના તાલુકામાં, પ્રાંતમાં, તથા રાજ્યમાં જે જે રાજ્યકારભાર ચાલશે તેની માહીતી પ્રજાજનોને મળે એ બહુ જરૂરનું છે તેથી ગામ પંચાયતના, પ્રાંત પંચાયતના, મ્યુનિસિપાલિટીના તથા ધારાસભાના પ્રતિનિધિ-ઓએ પ્રજા સમક્ષ અનેકવાર જઇને પ્રજાહિતના પ્રશ્નોની ચર્ચા કરવી જોઇએ, પ્રજાના દુખો, અડચણો જાણી લેવાં જોઇએ, કોઇપણ સ્થાનિક વિચારશીલ વ્યક્તિની યોજના કે સૂચનાઓ સમજી લેવી જોઇએ. પ્રતિનિધિઓએ પ્રજા સમક્ષ હાજર થવું જ જોઇએ, અને દરેક મતદારને પોતાના પ્રતિનિધિને પત્રો લખવાનો, જવાબ મેળવવાનો હક છે. તેથી જ ઘણી સંસ્થાઓમાં એવો નિયમ છે કે પ્રતિનિધિઓએ મતદારો પર લખેલા કાગળો પર ટિકિટ ચોડવાની જરૂર રહેતી નથી—જો તે ધારાસભાની ટપાલ પેટીમાં નંખાયા હોય તો. બીજી રીતે એમ પણ કહેવાય કે મતદારોને પ્રતિનિધિઓના અભિપ્રાયો જાણવાનો, તેમણે સભામાં શું કર્યું તે જાણવાનો હક છે, અને જો પ્રતિનિધિનું મંતવ્ય અગર તેના અભિપ્રાય બદલાઇ જાય કે પ્રતિનિધિ બેકાળજી રહે તો તેની સામે ચર્ચા કર્યા બાદ યોગ્ય લાગે તો પ્રતિનિધિ વિશે અવિશ્વાસ વ્યક્ત કરવાનો હક મતદારોને છે આવો પ્રસંગ જવલ્લેજ, ક્વચિત બને છે, તે છતાં મતદારને કેટલી બધી

દારૂનિર્બંધ વિના પછાત પ્રજાનું રક્ષણ થઈ શકવાનું નથી. જો આપણી સરકાર એવી નમાલી અને નિસ્તેજ નીકળે કે દારૂબંધીના કાયદા ન કરે તો બીજા એવા માર્ગો છે કે જેનાથી આ દુ:ખ ઓછું થઇ શકે છે. પછાત વર્ગોની સંખ્યા ૨૦ થી ૪૦ ટકા જેટલી છે. આ પ્રજાની ઉન્નતિ વિના આપણા સમાજની ઉન્નતિ સંભવિત નથી, અશક્ય છે. તેવી જ રીતે સ્ત્રીઓનો પ્રશ્ન ગંભીર વિચારણા અને સંગીન કામ માગી લે છે. આ ૧૮ કામોને લીધે પ્રજામાં સ્વમાનની, સ્વાશ્રયની, સમાનતાની, ભાઇચારાની લાગણી પેદા થાય છે. સ્વરાજ્યની માહીતી સ્ત્રીઓ તથા છોકરાંઓને આપવાની જરૂર છે. રચનાત્મક કાર્ય, ગામના કાયદા, પ્રજાને મદદ કરવાના માર્ગો વગેરે શીખવવા માટે દરેક પ્રાંતના ત્રણ ચાર ભાગમાં દરેક વર્ષે તાલીમ–વર્ગો ખોલવાની ખાસ આવશ્યકતા છે. જોઉં છું પ્રજામંડળમાં નવા જુવાન ભાઇઓ દાખલ થયા છે. તેમનામાં છે ઉત્સાહ, ઉચ્ચ ભાવના અને કાર્યદક્ષતા જોઉં છું. હજી ઘણું સ્વરાજ્ય દૂર છે, એ સત્ય હકીકત સમજી જઇને જૂના આગેવાનો નવા કાર્યકરોને સંગઠિત કરીને તેમને કામ સોંપશે તો સ્વરાજ્ય દૂર નથી. "દેશી" રાજ્યોના કિલ્લા માટીથી ચણેલા હોય છે, એ હકીકત કદી ભૂલવી નહીં. જુવાનોને કામ સોંપાશે નહી તો સ્વાભાવિક રીતે તે ટીકા કરવામાં સમય અને શક્તિ ગાળશે. એ વાંક માત્ર મોટેરાઓનો ગણાશે એ નક્કી માનવું.

---

# દાંતની વાત

ગિરિકાન્ત ચતુર્વેદી.

આપણા મિત્ર ઇગ્નોરિમસને દાંતની પીડા શરૂ થઈ. કંઈ કારણથી તે પડવા લાગ્યા.

અલબત્ત, તે માટે કંઈ કરવું જોઈએ. આ શરીરનું યંત્ર ક્ષીણ થાય છે. હાડકાં ભરડ થાય અને દાંત પડવા લાગે છે.

દૃઢ કર્માં કદીએ નો વરસ દિવસથી અમારી ચાલમાં રહેવા આવેલા ઇગ્નોરિમસના દાંત પડવા લાગ્યા.

અલબત્ત, તેનો એક દાંત તો તે દહીંમાં સડેલો હતો, ત્યારે તોડી પાડવામાં આવ્યો હતો. પણ બીજા તો એવા બનાવોની ગરજ જોયા વિના પડવા માંડ્યા. ખોરાક ચાવતાં દાંત તૂટ્યા, મજૂરીના દરો વધારવાની વાતો કરતાં દાંત ભાંગ્યા, અગરતો કોઈ કારણ વિના પણ ક્યારેક ભૂકો થવા લાગ્યા નવાઈ જેવી વાત–દૃ ક મુદતમાં તેના ૭ દાંત પડી ગયા.

પણ ઇગ્નોરિમસને તે વિષે કંઈ ચિન્તા ન હતી. દાંત જાય તે માટે તે ડરતો નહિ તેણે વીમો લીધો હતો. જરૂર પડશે તેના દાંતો બેસાડી આપવા પડે એમ હતું. તે માટે ખરું પૂછો તો તે ખુશ હતો. તે સદાસર્વદા એમજ કહેતો

"હું દાત વિષયમાં કંજૂસ નથી કોઈ મુક્કી મારી મારા દાંત તોડે તેની મને પરવા નથી સિવાય કે મુખના બીજા ભાગ પર પ્રહાર ન કરવા દઉં. પણ દાંતની મને દરકાર નથી. તે વિષે મને લવલેશ ફિકર નથી. આ બાબતમાં અમે વીમાવાળા સુરક્ષિત છીએ."

અને તેથી તેના ૭ દાંત તૂટ્યા પછી ઇગ્નોરિમસે તે બેસાડવા માટે નિર્ણય કર્યો. તેના વીમાના કાગળિયાં લઈને તે દાંતના સરકારી દવાખાને ગયો.

દવાખાનામાં તેના આગમનથી હર્ષ પ્રસર્યો. "અલબત્ત" ડાક્તરે કહ્યું," અમે તમને દાંતનું ચોકઠું કરી આપીશું કેટલા દાતો ગયા છે ? અમારો કાયદો છે કે ઓછામાં ઓછા આઠ દાંતો પડેલા હોવા જોઈએ તેના કરતાં વધારે પડ્યા હોય તો તમારું સદ્‌ભાગ્ય અને અમારી કમનસીબી. પણ જો આઠ કરતાં ઓછા દાંત પડ્યા હોય તો અમે તમારા માટે કશું કરી શકીએ નહિ દવાખાનું નકામી બાબત પર વખત ગુમાવી શકે નહિ. વીમાની કલમો આમ સ્પષ્ટ છે."

"મારા ૭ દાંતો ગયા છે." ઇગ્નોરિમસે કહ્યું.

" અમે ઘણા દિલગીર છીએ "ડાક્તરે કહ્યું, " અમે તમારા માટે કશું ન કરી શકીએ. બિરાદર, તમારા આઠ દાંત પડે ત્યાં સુધી તમારે રાહ જોવી પડશે."

ઇગ્નોરિમસ આથી ઘણો ચિડાયો." શું તમારી એવી મરજી છે કે મારે હથોડો લઈ દાંત તોડી પાડવા ? "

" નહિ, એમ કરવા કશી જરૂર નથી " તેઓએ કહ્યું, " તમારે કુદરતી ક્રમમાં માથું મારવું નહિ તમારે રાહ જોવી જોઈએ જો તમે ભાગ્યશાળી હશો, તો તમારા બે ત્રણ દાંતો આપોઆપ જ પડી જશે. "

ક્રોધાવિષ્ટ બનેલો એમ્બ્રોસિયો પાછો ઘેર ફર્યો. દાંતની વાતમાં તેને સંપૂર્ણ ખાતરી હતી, ત્યારે તેમાં કંઇ ગુંચવણ ઉપસ્થિત થઇ.

એક દાંત તો તરત પડી ગયો. બીજા દાંત સાથે તેણે ઘણો સમય રમત કર્યા કરી. સુથારની છીણી લઇ તેણે કેટલાય વખત સુધી ધમપસ કર્યા કર્યું. અથાગત આખરે તે ઢીલો થયો અને બહાર નીકળી ગયો.

દોડતો એમ્બ્રોસિયો દવાખાને ગયો.

" હવે સઘળું કાયદાનુસાર છે "તેણે કહ્યું, " આઠ દાંત પડી ગયેલા છે.''

" ઘણું સારું" ડાક્તરે કહ્યું. " હવે અમે તમારું કામ હાથ પર લઇશું. એકજ જગ્યાએથી આઠ દાંત ગયેલા છે ને ! અમારા નિયમ પ્રમાણે એકજ હારમાં સામટા આઠ દાંત પડેલા હોવા જોઇએ. જો તે એક હારમાં ગયેલા ન હોય તો અમે તે વિષે કશું કરી ન શકીએ. જુદી જુદી જગ્યાએથી ગયેલા દાંતો વિષે અમે કશું કરતા નથી. જુદાં જુદાં સ્થળેથી દાંતો ગયા હોય તો પણ આવવું શક્ય હોય છે"

" એકજ હારમાં આઠ દાંત પડેલા નથી " એમ્બ્રોસિયે કહ્યું. " ત્યારે અમે દિલગીર છીએ અમે કંઇ ન કરી શકીએ " ડાક્તરે જણાવ્યું.

બિચારા એમ્બ્રોસિયોને કંઇ કહેવાનું રહ્યું નહિ. બાકી રહેલા દાંતો કચકચાવતો તે બહાર નીકળી ગયો

કેવું કમનસીબ નીવડ્યું ! ભવિષ્ય માટે તે કેટલો નિશ્ચિંત હતો ! અને હવે તેની સર્વે આશાઓ ભસ્મીભૂત થઇ.

તે વખતથી એમ્બ્રોસિયે જીવનનો ક્રમ તદ્દન બદલી કાઢ્યો. હવે તે શાંતિ રહે છે, માત્ર પ્રવાહી ખોરાક લે છે અને તેના દાંતો ત્રણ વાર રોજ બ્રશથી સાફ કરે છે.

કહેવું જોઇએ કે દાંતના કાયદાની આ અસર સારી થઇ

---

# હિન્દી કેળવણીનાં આધુનિક વલણો 

ટી. કે. એન. મેનન

[ મદ્રાસ એસ. ટી. ટી કૉલેજના પ્રિન્સિપાલ મેનને ખાસ આ માસિક માટે અંગ્રેજીમાં લખેલા લેખનું અહીં ગુજરાતી રૂપાન્તર આપ્યું છે. પ્રિન્સિપાલે કુમાર કેળવણી, અને નવી યોજનાઓ સંબંધી કેળવણીવિષયક શોધખોળો સૂચનાઓ કરી છે તે સર્વ કેળવણીકારોએ વિચારવી જરૂરી છે. તંત્રી ]

હિન્દી કેળવણી તેનો અંધકાર યુગ વટાવી ગઈ છે. તેનો શિયાળો પૂરો થયો છે અને વસન્ત બેઠી છે. દેશમાં કેળવણીવિષયક ઉત્સાહ અને પ્રયત્નોની સુગંધ પ્રસરી છે. કેળવણી માટેના અભૂતપૂર્વ પ્રયત્નો આપણે સર્વત્ર નિહાળીએ છીએ, તે રાજકીય ક્ષેત્રમાં થતા અતિ ઝડપી સુધારાને અને પ્રચંડ ગતિથી દેશ સ્વતંત્રતા નજીક કૂચ કરી રહ્યો તેને આભારી છે. રાજ્યક્રાન્તિ સમયે કેળવણીની ખરી કિંમત અંકાય છે, એમ દરેક દેશની કેળવણીના ઇતિહાસ પરથી જાણી શકાય છે. દેશોની રાજકીય સ્વાધીનતાના ઉષઃકાળે કેળવણીનો પણ અભ્યુદય થાય છે. આપણો દેશ એ નિયમને અપવાદરૂપ ન રહી શકે.

હવે તો સામાન્ય મત પ્રવર્તે છે કે કેળવણી એ મહાન શક્તિ છે. કેટલાકોની એ માન્યતા ધર્મશ્રદ્ધા જેટલી ચુસ્ત છે. હવે આધુનિક જનસમાજનો એવો મત છે કે ઓછામાં ઓછું એટલું તો મળવું જ જોઈએ કે ધર્મ કે ન્યાતજાતના ભેદ વિના દરેકને કેળવણી સંપાદન કરવાની તક મળવી જોઈએ. દેશની બે મુખ્ય રાજકીય સંસ્થા—હિન્દી મહાસભા અને મુસ્લીમ લીગે સ્પષ્ટ જણાવ્યું છે કે દેશભરમાં વહેલામાં વહેલી તકે ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરી, કેળવણીની પ્રત્યેક શાખામાં સાર્વત્રિક પ્રગતિ માટે યોજનાઓ હાથ ધરવી જરૂરી છે.

ત્રણેક વરસ ઉપર જ્યારે હજી દુનિયા પર વિશ્વવિગ્રહનાં વાદળ ઝઝૂમી રહ્યાં હતાં, ત્યારે સેન્ટ્રલ એડવાઇઝરી બોર્ડ ઓફ એજ્યુકેશને હિન્દમાં યુદ્ધોત્તર કેળવણી યોજનાનો મહત્ત્વનો રિપોર્ટ પ્રગટ કર્યો. અખિલ હિન્દના અગ્રગણ્ય કેળવણીકારો અને અમલદારોની બનેલી ચાલીસ સભ્યોની સમિતિએ એ તૈયાર કર્યો છે. કેળવણીક્ષેત્રના પ્રત્યેક વિભાગનું સમગ્ર અવલોકન કરી, એની પ્રગતિ માટે એ સૂચનાઓ કરે છે. રિપોર્ટ પ્રસિદ્ધ થતાં, દેશભરના સર્વ કેળવણીકારોનું તે પ્રત્યે લક્ષ ખેંચાયું. છતાં રિપોર્ટ અને તેની સૂચનાઓ માટેનો ઉત્સાહ અલ્પજીવી નીવડ્યો. હિન્દી કેળવણીના કમનસીબે, હિન્દી સરકારના તે વખતના કેળવણીવિષયક સલાહકાર સર જૉન સાર્જન્ટનું નામ તે રિપોર્ટ સાથે સંકળાયું છે, અને ઘણી પ્રાન્તિક સરકારોને સાર્જન્ટ રિપોર્ટની ભલામણ પ્રજાને કરવી ગમતી નથી. એ રિપોર્ટ અવગણવાની આજે ફેશન થઈ પડી છે. દેશના ઉત્તમ નિષ્ણાતોએ યોજેલો આ રિપોર્ટ કોરે મૂકવા માટે કેળવણીકારોને પસ્તાવું પડશે.

સઘળા પ્રાંતો અને દેશી રાજ્યોમાં કેળવણી માટે જોરશોરથી પ્રવૃત્તિઓ શરૂ થઈ છે. સંખ્યાબંધ શાળા પાઠશાળા ઉઘાડવામાં આવે છે, અને શિક્ષણમાં નવી પદ્ધતિ પર ભાર મૂકવામાં આવે છે. આ યોજનાઓ પ્રશંસનીય છે, પણ તેમાં એક અગત્યની ખામી રહેલી છે. મર્યાદિત સમયમાં સર્વ પ્રકારની કેળવણી વ્યાપક બને અને પાછળ આવનારી સરકારો એ યોજનાઓ આગળ જારી રાખે એવો નિશ્ચિત કાર્યક્રમ હજી કોઈ પણ પ્રાન્તે આપ્યો નથી. જે ઝડપથી

કેળવણીની પ્રગતિ થતી જોઈએ અને થઈ શકે તે પ્રાથમિક, માધ્યમિક, વિશ્વવિદ્યાલયની અને હુન્નરઉદ્યોગોની કેળવણીની તાત્કાલિક જરૂરિયાત,' અને પ્રમાણ પુરતા અગત્યના એ પ્રશ્નોનો કોઈપણ પ્રાન્તે કે દેશી રાજ્યે હજુ ઉકેલ કર્યો નથી. દા. ત. કેળવણીની વિવિધ શાખાઓ સંબંધી પોતાની નીતિ જણાવતી મુંબઈ સરકારે હમણાં જ એક સક્યુંલર કાઢ્યો છે, તે ઉપર્યુક્ત ઘણા પ્રશ્નો સંબંધી અસ્પષ્ટ છે. દશબાર વર્ષના ગાળામાં પ્રાથમિક કેળવણી ફરજિયાત દાખલ કરવા સંબંધી જ માત્ર તે સ્પષ્ટ છે. વર્ષની શરૂઆતમાં મુંબઈ યુનિવર્સિટીએ સાત આર્ટ્સ કોલેજોને મંજૂરી આપી, પણ ફરજિયાત પ્રાથમિક કેળવણીની યોજના અંગે સેંકડો નિશાળો ઉઘાડવી છે, તે માટે જોઈતા શિક્ષકોને શિક્ષણ પદ્ધતિની તાલીમ આપવા માટે એકપણ કોલેજનો ઉમેરો થયો નથી.' આથી સ્પષ્ટ દેખાય છે કે મોટી વસ્તુઓને મહત્વ આપવામાં આવે છે, અને બીજા પ્રાન્તો કે દેશી રાજ્યોમાં પણ કેળવણી વિકાસની આવી જ અર્ધક્રમજ વાળી સ્થિતિ પ્રવર્તે છે.

આધુનિક કેળવણીના સિદ્ધાંત અનુસાર શિક્ષણના માધ્યમ સંબંધી હવે પ્રશ્ન રહ્યો જ નથી. હિન્દમાં અંગ્રેજ કેળવણીકારો સુખ્યાત સર્વ કેળવણીકારો માને છે કે, આપણા વિચારો જે ભાષામાં ઘડાય છે, તે સિવાયની બીજી ભાષાદ્વારા આપેલાં શિક્ષણથી સર્વ પ્રકારનો બૌદ્ધિક વિકાસ કુંઠિત થાય છે છતાં સભા અને વર્તમાન પત્રોમાં એ સંબંધી વિવાદો ચાલુ જ છે. પ્રાથમિક અને માધ્યમિક શાળામાં શિક્ષણ આપવાની ભાષા તરીકે અંગ્રેજીને સ્થાન જ નથી—ભૂતકાળમાં અંગ્રેજી મારફત શિક્ષણ પ્રાપ્ત કરવામાં આપણા વિદ્યાર્થીઓની અગાધ અને અમાપ બૌદ્ધિક શક્તિઓ વેડફાઈ ગઈ છે. પણ કેટલાંક સ્થળે સ્કૂલોમાંથી અંગ્રેજીને સદંતર કાઢી નાખવાના પ્રયત્નો જોવામાં આવે છે, તે માટે દિલગીર થવા જેવું છે. અંગ્રેજીની ઉપયોગિતા અને ભવિષ્યની દુનિયામાં કદાચ તેની અનિવાર્યતાને લઈને, તેમજ લાખો લોકોએ વર્ષો સુધી તેનો અહીં અભ્યાસ કરી સુંદર પરિણામો પ્રાપ્ત કર્યાં છે તે નિષ્ફળ ન જાય, તેટલા માટેય, હિન્દી કેળવણીના તજ્જ્ઞોએ જેમ બને તેમ ઘણા માણસોએ મદાન ભાષા શીખે તેવી વ્યવસ્થા કરવી જોઈએ. વાસ્તવિકતાના જ્ઞાનની ખામી અગરતો ઐસ્માન્ની પૂર્વગ્રહને લઈને જ માધ્યમિકશાળામાં અને પ્રાથમિકશાળાના ત્રણ ઉપલા ધોરણોમાં બીજી ભાષા તરીકે અંગ્રેજીના અભ્યાસક્રમ ગોઠવવાની કોઈ આડે આવે. કેળવણી વિષયના માનસશાસ્ત્રીઓએ પુષ્કળ પ્રમાણો આપી સાબિત કર્યું છે કે દશ અગીયાર વર્ષનું બાળક 'બીજી ભાષા' શીખવાની શરૂઆત કરી શકે છે અને તેમ કરતાં તેના વિકાસને કોઈ વિરોધ નડતો નથી એટલું જ નહિ પણ તેની સુસંગત માનસિક પ્રગતિને મદદ મળે છે. હિન્દુસ્તાનમાં એક સામાન્ય ભાષા પ્રવર્તશે એમ કલ્પના કરવા માટે બદબદ કરતાં વધારે આશાવાદી બનવું પડે. હિન્દપર કોઈ ડીક્ટેટરની સત્તા આવે અને તે કેળવણીની નવીન રચના કરે તો કદાચ તેમ બને. એ બીજી ભાષા શીખવાની જ હોય, તો હિન્દી નહિ- જાણનારા લાખો ભાગો હિન્દીને બદલે બીજી ભાષા અંગ્રેજી શા માટે ન શીખે? કારણ કે અંગ્રેજીદ્વારા તે હિન્દમાંકેનાજ બીજા ભાગો જોડે નહિ પણ દેશ બહારની દુનિયા જોડે સંબંધ રાખી શકે છે. આ દૃષ્ટિથી વિચારી જોતાં ગયા જુલાઈમાં ઠામેઠામ પ્રાન્તના કેળવણી પ્રધાનો પુનામા મળ્યા, ત્યારે યોગ્ય ન્યાય ન આપ્યો. માતૃભાષાદ્વારા જ શિક્ષણ આપવું અનિવાર્ય છે એમ તેમણે નિર્ણય કર્યો- તે સર્વમત યથાર્થ જ છે. *

* મિડલ અભ્યાસક્રમમાં અંગ્રેજીને સ્થાન નથી, તેમજ યુનિવર્સિટી શિક્ષણની શરૂઆત થાય તે અભ્યાસના ચાર વરસ પહેલાં અંગ્રેજી શીખવવું નહિ એવો ઠરાવ કોન્ફરન્સે કર્યો છે.

કેળવણીના પ્રશ્નોના અભ્યાસ અને શોધખોળથી સહજ પરિણામો સાંપડે છે એવી સામગ્રીની અલ્પતાને લઈને શિક્ષણની ભાષા, કેળવણીમાં ધર્મશિક્ષણનું સ્થાન અને બીજી સંખ્યાબંધ બાબતો વિષે અચોક્કસ વિચારો પ્રવર્તે છે આધુનિક કેળવણીમાં રહેલી ખામી અને મર્યાદા સર્વ કોઈ જોઈ શકયા છે, અહીં કે અન્યત્ર થયેલી શોધો પર ભવિષ્યની યોજનાઓ રચવામાં આવી નથી. કેળવણી સંબંધની શોધખોળની જરૂરિયાત આજે અતિ અગત્યની છે કેળવણી પાછળ વિપુલ ધનનો વ્યય કરવામાં આવનાર છે, તો તેનો હિસાબ શોધખોળ જ સારી રીતે તપાસી અને ચકાસી શકે હિંદના વાતાવરણમાં, હિન્દી બાળક, હિન્દી સ્કૂલ, તેની વ્યવસ્થા, હિન્દી સંસ્કૃતિ, સંસ્કૃતિનો વારસો, સુધારા અને ચોકખી હિન્દી શિક્ષણ પદ્ધતિ અનુસરીને અભ્યાસ ક્રમ ઘડવા માટે શોધખોળ માટે પ્રયત્નો એકત્રિત કરવા જોઈએ. શોધખોળ કરવી અગત્યની બની છે, ત્યારે હિન્દી કે પ્રાંતિક સરકારે રચેલી પુનર્ઘટનામાં તેનો સમાવેશ કરવામાં આવ્યો નથી. શોધખોળના પરિણામોના અભાવને લીધે જવાબદાર આગેવાનો કેળવણી સંબંધી તેમના વિચારો જાહેર કરે છે, ત્યારે આધુનિક કેળવણીશાસ્ત્ર અને કળા તજજ્ઞો જાણનારા ચોંકી ઉઠે છે. મદ્રાસ સરકારના એક વખતના વડા પ્રધાન અને અત્યારની મધ્યસ્થ સરકારના માનનીય પ્રધાન શ્રી રાજગોપાલાચારીએ ગયા જુલાઈની ૧૬ મીએ મદ્રાસમાં ભાષણ કરતાં જણાવ્યું કે, "બાળક બાર વરસનું થાય ત્યાં સુધી લખતાં વાંચતાં શીખવ્યા વગર તેને ભણાવવું જોઈએ" સોમ્પ્રત કેળવણીશાસ્ત્ર અને કળા આ સૂચનથી આશ્ચર્યચકિત બને છે. પ્રાન્તિક સરકારો અને દેશી રાજ્યોની ફરજિયાત કેળવણીની પુનર્ઘટનામાં કુમારકુમારી શિક્ષણ માટે પ્રબંધ નથી તે જોઈને પણ તેટલું જ આશ્ચર્ય થાય છે આ યોજનામાં બાળક અગિયાર બાર વરસનું થાય ત્યારે તેની ફરજિયાત કેળવણી અટકે છે. આજે હિન્દમાં અગિયાર અને સોળ વરસ વચ્ચેની ઉમરનાં ત્રણ કરોડ કુમાર કુમારીઓ શિક્ષણ લીધા વિના વસે છે અને તેમનો બૌદ્ધિક, શારીરિક અને નૈતિક વિકાસ માત્ર નસીબ પર છોડી દેવામાં આવ્યો છે. કુમાર કુમારીની શિક્ષણ સગવડો માટે આજે જગતમાં ચિંતા જાગી છે, ત્યારે આધુનિક હિન્દી કેળવણીના વહેણોમાં એ સંબંધી કશી કાળજી રાખવામાં આવી નથી હિન્દી કેળવણી સામે ઘણા પ્રશ્નો ખડા છે, તેમા સૌથી વધારે વિચારણા માગતો આ પ્રશ્ન છે કારણ કે હાથવેંતમાં આવી રહેલી સ્વતંત્રતા સાચવવાનો આધાર સુવિકસિત, વ્યવસ્થિત, કેળવાયેલા ટૂંકમાં સુશિક્ષિત યુવાનો પર રહેલો છે

કેળવણી વિષેના આપણા પ્રયાસોના ઉપર્યુક્ત જ્વલંત ચિહ્નો અને ખામીઓ છે કેળવણીના ઇતિહાસમાં આ મહાન પ્રયાસો અદ્વિતીય છે, કારણ કે દુનિયાની ૨ વસતિવાળો જે દેશના ૮૫ ટકા લોકો નિરક્ષર છે, તેમની કેળવણીના પ્રશ્નની એ છણાવટ કરે છે. ભગીરથ પ્રયત્નથી યોજના ઘડવામાં અને તે સફળ કરવામાં ગૂંચવાડાઓ અવશ્ય રહેજ. એક દસકા પર્યંત મહેનત અને દ્રવ્યનો કેટલોક અપવ્યય થશે જ. આ દેશમાં કેળવણીની તજજ્ઞોની ખોટ નથી. એવા ગૃહસ્થો અન્ય દેશોની આધુનિક કેળવણીના શાસ્ત્ર અને તેની કળા સંબંધીના જ્ઞાનનો લાભ લઈ, અહીં શોધખોળ કરી કેળવણીપદ્ધતિ રચે તો ભગીરથ પ્રમાણમાં અનિવાર્યપણે વેડફાઈ જતી શક્તિ અને દ્રવ્યનો અપવ્યય મોટા ભાગે અટકાવી શકાય.

---

# આંતરરાષ્ટ્રીય ભાંજગડ 

વિ. પ. કોલ્હટકર

**નોર્વે**—લડાઈ પછી બનતા આવેલા બનાવો તરફ સંકલિત રૂપે નજર કરતાં ઇંગ્લાંડ અને અમેરિકા તથા સોવિયેટ વચ્ચે સતત વૈમનસ્ય વધતું ચાલ્યું છે એમ તદ્દન અજ્ઞાન માણસ પણ કહી શકે તેમ છે. સમાજવાદની વૃદ્ધિથી પોતાનો બચાવ કરવા સારૂ અને દુનિયામાં વધી રહેલા સમાજવાદનો નાશ કરવા સારું ઇંગ્લાંડ અને અમેરિકા એ બને રાષ્ટ્રોએ કેડ બાંધી હોય એમ લાગે છે. નોર્વે દેશ નાઝી અમલમાંથી મુક્ત થયો ત્યારથી ઇંગ્લાંડમાંના ઘણા લોકો 'પ્રવાસી' તરીકે નોર્વેમાં જઈ રહ્યા છે. લડાઈના સમયના નુકસાનને લીધે અવરજવર માટેનાં જહાજો પૂરતાં ન હોવાથી લડાઈ દરમિયાન નોર્વેમાંથી ઇંગ્લાંડ નાસી ગયેલા લોકો પોતાની માતૃભૂમિમાં પાછા ફરવાનું મુશ્કેલ થઈ પડતું હશે તો પણ અંગ્રેજ 'પ્રવાસી' લોકોને તો જહાજોમાં જગા મળી શકે છે. લડાઈ પહેલાં નોર્વે દેશમાં ઇંગ્લાંડમાંથી એટલા 'પ્રવાસી' કદી પણ જતા ન હતા. આમ હોઈ ગયા વર્ષમાં જ 'પ્રવાસી'ઓને નોર્વે જોવાની આટલી બધી હોંસ શાથી પેદા થઈ હશે એ સમજવું કંઈ ખાસ અઘરું નથી. હાલ નોર્વેમાં લડાઈ દરમિયાન થયેલા નુકસાનને લીધે ખાવાપીવાની ને બીજી સુખસગવડની બહુ જ ટાંચ પડે છે છતાં પણ ત્યાં 'પ્રવાસી'ઓની ગિરદી એટલી બધી થાય છે કે ન પૂછો વાત !

**પેરિસ પરિષદ**—સુલેહ પરિષદનું ગાડું હજી ગુંચવાયેલું ને અટકી પડ્યું જ રહ્યું છે. દુનિયામાંની શાંતિનો આધાર બળવાન રાષ્ટ્રોના એકમત ઉપર રહેલો છે એમ તો કોઈ નાનો છોકરો પણ કહી શકે તેમ છે. ત્રણ બળવાન રાષ્ટ્રો પૈકીનું એક રાષ્ટ્ર પણ મનથી ધારે તો લડાઈનો ભડકો ભભૂકી ઉઠયા વગર રહે તેમ નથી, અને તેથી જ એ રાષ્ટ્રોએ અંદરો અંદર એકમત સાધીને નાનાં રાષ્ટ્રોના સ્વાતંત્ર્યની રક્ષા કરવી એ જરૂરનું છે. આમ હોવાથી 'લોકશાહી'ના નામ નીચે પોતાની છાયા નીચેનાં રાષ્ટ્રોના પ્રતિનિધિની મદદ લઈને ઇંગ્લાંડ અને અમેરિકા પોતાનાં મંતવ્યો સોવિયેટ યુનિયન ઉપર ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ઇંગ્લાંડનો ને અમેરિકાનો જે વાંક કાઢવાનું કારણ એ છે કે સુલેહ પરિષદના નિર્ણયો ફક્ત મતથી કરવા, એવું પરદેશ મંત્રીઓની સભામાં ઠરાવવામાં આવ્યું તે વખતે એ જ નિયમ બદલ એ બને રાષ્ટ્રોએ વાંધો લીધો હતો, અને પોતાની છાયા નીચેનાં રાષ્ટ્રોની મદદથી મંત્રીઓની સભામાં નક્કી થયેલી ઘણીખરી સુલેહની શરતોના મુસદ્દામાં ફેરફાર કરાવવા બદલ એ બને રાષ્ટ્રો હજી પણ ખટપટ કરી રહ્યા છે. અત્યાર સુધીમાં ઇટાલી સાથે કરવાની સુલેહની શરતો જ સુલેહ પરિષદમાંથી પસાર થઈ છે. રશિયાએ ઇટાલી પાસેથી નુકસાનીનો ભરપાઈ મેળવવા બદલ જે માગણી કરી છે તે ઇંગ્લાંડે કરેલી તેવી માગણીના ૧/૪ જેટલી છે. ખરું જોતાં તમામ મિત્રરાજ્યો પૈકી રશિયાને જ ગઈ લડાઈમાં વધારે નુકસાન થયેલું છે. રશિયાને એ નુકસાનની ભરપાઈ મળવી જોઈએ, એવું મૂડીવાદી રાષ્ટ્રોને લાગતું નથી. ઉલટું પોતાને બહુ જ થોડું નુકસાન થયું હોવા છતાં વધારેમાં વધારે રકમ હારેલાં રાષ્ટ્ર તરફથી પોતાને મળે એ જાતની ખટપટ તેઓ કરી રહ્યા છે. કદાચ ને રશિયાની નુકસાનીની ભરપાઈ ઝટ થઈ જાય તો રશિયા વધારે બળવાન બની જાય એવી બીક તેમને લાગતી હશે, ને તેથી જ રશિયાને આપવાની ખંડણી હપ્તા રૂપે આપવી તે બદલ પણ પરિષદમાં ધમપછાડા કરવામાં આવે છે. પરિષદ સમક્ષ ચર્ચાતા પ્રશ્નો પરત્વે એટલી બધી કુસ્તીઓ સૂક્ષ્મ-

ચીન—ચીનમાંની યાદવાસ્થળી ફરી પાછી જોર પકડી રહી હોય એમ લાગે છે. ચીન અને જાપાન વચ્ચેની દશ વર્ષની યાદવાસ્થળીને લીધે ચીન દેશ હેરાનપરેશાન થઈ ગયો છે. લાખો માણસોના મરણ, ભૂખમરો વગેરે કારણે ચીન દેશ દુઃખમાંથી ઊકળે છે. ચીનની જનતા શાંતિ, ઐક્ય, લોકશાહી અને અર્થોત્પાદન ઝંખી રહી છે. પરંતુ કમનસીબે તેને હજી પણ શાંતિ મળે એમ લાગતું નથી. ચાંગ-કાઈ-શેકને લોકશાહી જોઈતી નથી. અમેરિકાના શસ્ત્રાસ્ત્રોની મદદથી ચીની કમ્યુનિસ્ટોનો નાશ કરવાનો તેનો વિચાર છે. સાચી બહાદુરીથી આઠ વર્ષ સુધી જાપાની રાક્ષસનો સામનો કરીને પોતાની સ્વતંત્રતા કાયમ રાખનાર એ લોકો અમેરિકાની મદદ લેતા ચાંગ-કાઈ-શેકથી ગાંજ્યા જાય એ બને તેમ નથી. અમેરિકાના સરકારી પ્રતિનિધિ ચીનમાં એક તરફથી સમજૂતી કરવાનો ડોળ ચાલે છે ત્યારે બીજી તરફથી 'કોમિંટાંગ' સરકારને મદદ કરે છે. એ સરકાર એમ ઇચ્છે છે કે રશિયા અને અમેરિકા વચ્ચે લડાઈ જાગે. અમેરિકાનો સત્તાધારી વર્ગ ચીનને તેમ જ જાપાનને સરકારની મદદ આપીને રશિયા વિરુદ્ધ તૈયાર કરી રાખવા માગે છે. આ બધી પરિસ્થિતિમાં ચીનની જનતાના કેવા હાલહવાલ થઈ રહ્યા છે તે તરફ સત્તાધારી વર્ગ ધ્યાન જ આપતો નથી. ચીનમાં સામાજિક, રાજકીય અને આર્થિક અસંતોષ સતત વધતો ચાલ્યો છે. આવી પરિસ્થિતિમાં ચીન સાથેનો અમેરિકાનો વેપાર પણ ખાસ વધે એ માનવા જેવું લાગતું નથી.

જાપાન—જાપાનનું સામ્રાજ્ય ધૂળ ચાટતું થઈ ગયું છે. અમેરિકાએ જાપાનમાં પોતાનો અડ્ડો જમાવ્યો છે. 'હુકમશાહીનો નાશ કરીને લોકશાહી સ્થાપવાનો પ્રયત્ન અમે કરીએ છીએ' એવું જનરલ મેક આર્થર જણાવે છે. તેમ છતાં પણ હુકમશાહોની જે મૂળ આર્થિક અનુકૂળતા છે તે તો જાપાનમાં હજી પણ ચાલુ છે. લડાઈ શરૂ કરનારા અનેક સેનાપતિઓના નામ હજી પણ ગુનેગારોની યાદીમાં દાખલ થયાં નથી. લડાઈના ગુનેગારોની જે યાદી તૈયાર કરવામાં આવી છે તેમાંના કેટલાક નામ ધીમે ધીમે ભૂંસાઈ ચાલ્યાં છે. રાજસત્તા પોતે પણ હજી કાયમ છે. જર્મનીના જે પ્રદેશમાં બ્રિટિશ અને અમેરિકન લોકો વ્યાપી ગયા છે તે પ્રદેશમાં નાઝીઓને આજે જેવું સંરક્ષણ મળે છે તેવું જ સંરક્ષણ જાપાનમાંના લડાઈ પહેલાંના સત્તાધારી વર્ગને મળી રહ્યું છે. આ બધાનો ભેટનો અર્થ શો, એ કહેવાની જરૂર રહેતી નથી.

અફઘાનિસ્તાન—વર્તમાનપત્રોમાં કુદરતી રીતે જેનો ઉલ્લેખ થતો નથી એવા અફઘાનિસ્તાનનો ઉલ્લેખ થોડા વખત પૂર્વે જ વર્તમાનપત્રોમાં થવા પામ્યો હતો. સોવિયેટ યુનિયન અને અફઘાનિસ્તાન વચ્ચે એક—બીજાની સરહદ સંબંધી સમજૂત થઈ છે, અને તેમાં અફઘાનિસ્તાનને પ્રદેશ પરત્વે થોડોક ફાયદો થયો છે. આ વાત જાણવામાં આવતાંની સાથે અમેરિકાએ આ પ્રદેશમાં પોતાનો પગપેસારો કરવા માંડ્યો છે. અફઘાનિસ્તાનને બારોબાર લોન આપીને ત્યાં આર્થિક સુધારા કરવાનો અમેરિકાનો વિચાર છે. એ બાબતમાં ચર્ચા ચાલતી હોય એમ લાગે છે. એ દેશ સોવિયેટ યુનિયનના નૈઋત્ય ખૂણે તેને લાગીને આવેલો છે. રશિયાની આસપાસ નખાનારી જાળના પડાવો પૈકી અફઘાનિસ્તાન એક પડાવ છે. નૉર્વેથી જાપાન સુધીના આખા પટ્ટા ઉપર વિમાની મથકો, લશ્કરી થાણાં, નૌકાસૈન્યનાં મથકો વગેરેની જે સાંકળ તૈયાર કરવાની તજવીજ અમેરિકા તરફથી થઈ રહી છે તેમનો આ એક અંકોડો છે. લડાઈ પછીના સમયમાં અમેરિકા સામ્રાજ્યવાદીને કેવી રીતે ઉત્તેજન આપે છે, એ આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

ફ્રાન્સ—ઉપર્યુક્ત સરકારી સાંકળના અંકોડાઓમાં ફ્રાન્સ દેશ બહુ મહત્ત્વનો છે. ફ્રાન્સમાં નવેસર ચૂંટણી થઇ છે, અને તેમાં જનરલ દ ગૉલેનો પક્ષ વધારે બળવાન બન્યો છે. લીઓં બ્લૂમનો વિશિષ્ટ સમાજવાદી પક્ષ બહુ પાછળ પડી ગયો છે, અને કૉમ્યુનિસ્ટ પક્ષની તથા દ ગૉલેના પક્ષની તરફેણમાં તે ઘણા મત ગુમાવી બેઠો છે. લીઓં બ્લૂમનું સર્વસાધારણ ધોરણ પ્રતિગામી છે તેથી નવી રાજવ્યવસ્થા પહેલાંના જેવી–કદાચ પહેલાંના કરતાં વધારે ઉતરતા પ્રકારની–નીવડશે, એવી સાધારણ બીક રહેતી હતી તેમ છતાં પણ ઉક્ત વિશિષ્ટ સમાજવાદી પક્ષમાં જ ગયા અઠવાડિયામાં પક્ષની પ્રતિગામી નીતિ પરત્વે ભારે વિરોધ જન્મ્યો, અને લીઓં બ્લૂમને ખરી થપ્પડ વાગી. આના પરિણામમાં એ વિશિષ્ટ સમાજવાદી પક્ષના મોટા ભાગના લોકો કૉમ્યુનિસ્ટ પક્ષમાં ભળી જશે એમ લાગે છે. અને બાકીના પ્રતિગામી નીતિવાળા લોકો દ ગૉલેના પક્ષમાં ભળી જશે. તેમ છતાં પણ ઉક્ત વિશિષ્ટ સમાજવાદી પક્ષ અને કૉમ્યુનિસ્ટ પક્ષ એક થઇ જાય તેમનું જ વર્ચસ્વ વધશે અને નવી રાજવ્યવસ્થા પ્રગતિસાધક નીવડશે. ફ્રાન્સનું પરરાષ્ટ્રીય ધોરણ પણ સોવિયેટ યુનિયનને અનુકૂળ નીવડશે. ઉપર જે સરકારી સાંકળનો ઉલ્લેખ કર્યો છે તેમાંના મોટામાં મોટા અંકોડાનું સ્થાન ફ્રાન્સ લેશે એ જ રીતે દુનિયાને શાંતિ મળશે



પ્રતિનિધિ તરીકે કામ કર્યું. હમણાં તેમણે લીગમાં પ્રવેશ કરવા ઇચ્છા બતાવેલી, પણ લીગી આગેવાનોએ તેમને ના પાડી, તેઓ ઇતિહાસના અભ્યાસી છે તેમણે એક નાનો હિંદુસ્તાનનો ઇતિહાસ લખ્યો છે અને 'ફેડરેશન" ઉપર, પ્રાંતિક નાણાવ્યવહાર–Provincial Finance ઉપર અને હિન્દના બ્રિટિશ સમયના ઇતિહાસના પરદેશી લેખકોના લખાણો ઉપર વિવેચનાત્મક પરિશીલન કર્યું છે, જે બહુ થોડા લોકોને જાણીતું છે. આ યોગ્યતા બહુ સારી કહેવાય પણ તેમની પાછળ કશું પીઠબળ નથી, તેઓ કોઈ મોટા પક્ષના આગેવાન નથી. મંત્રીમંડળમાં તો પક્ષના આગેવાનો આવવા જોઈએ; ત્યાં વિદ્વાનો હોય તે ઇચ્છવા જોગ છે, પણ અત્યારે આપણા દેશની સ્થિતિ એવી છે કે આ નવી સરકારના કોઈ પણ સભ્ય તરફ, અને ખાસ કરીને મુસ્લીમ સભ્ય તરફ, કોઈ આંગળી ચીંધી શકે નહીં કોઈ કહી શકે નહીં કે આ સભાસદ તો હોદ્દાઓ પાછળ ભમનાર છે, અને તેને કોઈ સારા પક્ષનું પીઠબળ નથી.

એ જ પ્રમાણે બીજા સભાસદ શ્રીયુત કુંવરજી ભાભા વિષે આપણે કહી શકીએ. દેશમાં ઘણા પારસી આગેવાનો છે જેઓ પારસી કોમના ખરા પ્રતિનિધિઓ તરીકે ખપી શકે અને ઉપરાંત દેશનો કારભાર ગંભીર રીતે ચલાવે તે બાબતની યોગ્યતા ધરાવી શકે.

મુસ્લીમ લીગે શીઆપંથના મુસ્લીમોને હંમેશાં તરછોડયા છે અને તેમની માગણીઓનો હંમેશા તિરસ્કાર કર્યો છે, તેથી કોંગ્રેસે તે કોમના આગેવાનને મંત્રીમંડળમાં લીધો છે તે યોગ્ય કર્યું છે. એ સભ્ય પાછળ મોટું પીઠબળ રહેલું છે તે તેમની ખરી યોગ્યતા છે.

હજુ આ મંત્રીમંડળમાં બે મુસ્લીમ જગ્યાઓ ભરવી બાકી રહે છે, જે હવે થોડા વખતમાં ભરાઈ જશે. આપણે ઇચ્છીએ કે આ કામ કરતી વખતે જવાહરલાલ નેહરુ અને વાઇસરોય ખરું પીઠબળ ધરાવતા મુસ્લીમોને દાખલ કરશે. આવું પીઠબળ ધરાવતા મુસ્લીમ પક્ષોમાં અત્યારે મુસ્લીમ લીગ બાદ કરતાં, ખાસ ત્રણ સંસ્થાઓ આપણા ધ્યાન ઉપર ચડે છે. (૧) ખાકસાર પક્ષ. (૨) અહરાર પક્ષ. (૩) જમિયતઉલ ઉલેમાનો પક્ષ. આ ત્રણ પક્ષોમાંથી ખાકસાર પક્ષનું રાજકારણ અ–સ્થિર છે અને તેના આગેવાન અલ્લામા મશરીકી ક્યારે કઈ તરફ ઢળી પડે તે કોઈ કહી શકે નહીં; એમણે અને એમના તરફદારોએ અનેક વાર "પાઘડી" ફેરવી નાખી છે. બીજા બે પક્ષો ખરા પીઠબળવાળા પક્ષો છે, તેમણે હિન્દની સ્વતંત્રતા માટે અનેક યાતનાઓ સહન કરી છે; તેમાં અદ્ભુત અને બાહોશ આગેવાનો છે; તેમની ખ્યાતિ હિન્દ બહાર મુસ્લીમ દુનિયામાં પ્રથમ પંક્તિની છે, એ કારણોથી એ પક્ષોના આગેવાનોમાંથી બાકી રહેલી બે જગ્યાઓને ભરવી જોઈએ. એક (૪) ચોથો પક્ષ બંગાળમાં છે, જે કૃષકપ્રજાપક્ષ કહેવાય છે અને જેની આગેવાની નવરીરમ્યથી જેવા મુસ્લીમો ધરાવે છે. ફઝ–લુલ–હક સાહેબ તો હવે અઢીસો નવસો મુસ્લીમ લીગી લોકોના એકીકૃત ઘરેલા હજારોને વશ થઈ જનાબ ઝીણાની પસંદગી મેળવી લીગમાં ફરી દાખલ થવાનું જાહેર કરી ચૂકયા છે એટલે તેમને હવે દિલ્હી જવાનો કશો અવકાશ રહ્યો નથી.

ઉકેલો જનાબ મુસ્લીમ લીગ હવે શું કરશે તે છે. જનાબ ઝીણા હજુ આગળના જેટલો જ અભિનિવેશ-દુરાગ્રહ ધરાવે છે કોંગ્રેસે ખુલાસાઓ એક પછી એક કર્યા, લેખો ખુલાસો હિન્દ સરકારના મહા અમાત્ય પંડિતજીએ કર્યો, વાઇસરોયે સીધો અને સહાનુભૂતિવાળો ખુલાસો કર્યો, પણ જનાબ ઝીણા હજુ વાદોન્મત્તના ભ્રમણામાં રહી પોતાનાં મંતવ્યો બહાર પાડ્યાં કરે છે, અને તેમાં હવે બંગાળના જાડે વઝીર શુહરાવર્દીએ સૂર પૂરાવ્યો છે, જે જાડે વઝીર કલકત્તાના માનવસંહારને જરા પણ ખાળી શક્યા નહીં, અને જેમના રાજ્યભારનું એક કલંક હિન્દનાં ઇતિહાસમાં નાદિરશાહીએ ચલાવેલી દિલ્હીની કત્લે-આમમાં કદાચ થોડું પણ ચડી જશે જનાબ ઝીણા હવે વાઇસરોયને અને કોંગ્રેસને તજી દેવા માગે છે, તેઓ હવે ઇંગ્લાંડ જઈને ત્યાં મસલતો કરવા ઉત્સુક જણાવે છે; તેઓ કહે છે કે મીઠી મીઠી વાણીથી તેને છેતરાઈ જશે નહીં, તેમના મત મુજબ જવાહરલાલે તેમને પીઠથી છુરી હુલાવી દીધી છે; (છુરી હુલાવવાના બનાવો તેમની સ્મૃતિમાંથી કેમ ચાલ્યા જાય !) તેઓ ઇંગ્લાંડના મંત્રીમંડળને અનુશાસ્ત વગરના, સમજ વગરના કહી તેના સભાસદોને નવા નિશાળીઆઓ જેવા જાહેર કરે છે; તેઓ કહે છે કે કોંગ્રેસે આ બ્રિટિશ પ્રધાનોને છેતરી દીધા છે; તેઓ જાહેર કરે છે કે જો કમનસીબે (!) નજીકના ભવિષ્યમાં મહાયુદ્ધ ફાટી નીકળે તો હિન્દના મુસ્લીમો ઈંગ્લાંડના દુશ્મન રશિયા સાથે મિત્રતા કરી લે, અને તેમાં તેઓ અમેરિકાને પણ ચેતવણી આપે છે ! તેઓ કહે છે કે ઇંગ્લાંડની સરકારે લીગને ઇ. સ. ૧૯૪૦-૪૨ માં આપેલાં વચનોના ઇરાદાપૂર્વક હવે ભંગ કર્યો છે ! ખરી વાત તો એ છે કે જનાબ ઝીણાએ પોતાની જાતને જ છેતરી છે, અને સાથે મુસ્લીમ જનતાને ખાડે માર્ગે + + ચડાવી છે. પાકીસ્તાન વિષે તેઓ અને તેમના સાથીદારો કોઈને ખરી સમજ આપી શક્યા નહીં, એટલે તેમને બ્રિટિશ મંત્રીમંડળના પ્રતિનિધિઓની જાહેરાતને કબૂલ કરવી પડી; તેઓ ૧૯૪૨ પછીનાં બ્રિટિશ સરકારનાં વચનોને ઇરાદાપૂર્વક ભૂલી જાય છે; પોતાનો પક્ષ હિન્દ પરત્વે અને બીજા પ્રાંતોમાં લઘુમતીમાં જ, એ પક્ષને બીજા કૃત્રિમ પક્ષોને સાથે જોડી કોંગ્રેસ વિરુદ્ધ કરી બહુમતીનો પક્ષ કરવો હતો, એ બાજીમાં તેઓ હારી ગયા છે તેઓ ગાંધીજી અને જવાહરલાલની બરોબરી કરવામાં નિષ્ફળ ગયા છે તેમના સાથીદારો બંગાળ અને સિંધના કારભારોથી લીગનું એકપક્ષી અને ઝનુની વલણ પૂરવાર થઇ ગયું છે મસલતોનો પણ અંત હોય છે. There is difference between time and eternity એ લોર્ડ મોર્લેનું સુંદર સૂત્ર તેઓ ઇરાદાપૂર્વક ભૂલી જાય છે; તેમને અનેકવાર તેમના જ ધર્મબાંધવો તરફથી વિનંતી કરવામાં આવી છે કે દેશના બીજા મુસ્લીમ પક્ષોના આગેવાનોને ભેગા લઇ સમસ્ત મુસ્લીમ જનતા માટે એકધારો કાર્યક્રમ નક્કી કરો, પણ એ વિનંતીનો તેમણે નિરંતર ઇનકાર કર્યો છે

હું કોલેજમાં હતો ત્યારે મેં એક વાર જનાબ ઝીણાનું નાનું જીવનચરિત્ર, મને યાદ છે ત પ્રમાણે, મદ્રાસની નટેસન કંપનીનું બહાર પાડેલું, વાંચેલું; તેમાં ટાંકવામાં આવેલું એક તેમનું મત, તેમની અભિલાષા, અને અત્યારે યાદ આવે છે. જનાબ ઝીણા તે વખતે સર ફિરોઝશાહની જાણ, તળે મુંબઇમાં વકીલાત કરતા હતા અને કોંગ્રેસની સાથે રહી કામ કરતા હતા, તેમનો તે વખતે એવો મનસુબો હતો કે જેવી રીતે ટિળક, ગોખલે વગેરે આગેવાનો હિન્દુ સમાજના આગેવાનો ગણાતા હતા તેવી રીતે ભવિષ્યમાં તેઓ મુસ્લીમોનાં આગેવાન ગણાય. ઇ. સ ૧૯૩૦ પછી તે મોકો તેમને મારે આવ્યો. ઇ સ ૧૯૪૩ના સપ્ટેમ્બર સુધી તે મોકાનો તેમણે પૂરો લાભ ઉઠાવ્યો છે માત્ર દુઃખ એટલું છે કે

## નાની બચત યોજના

## બચત મંડળો ( સેવિંગ ગ્રુપ્સ ) સ્થાપો.

# નેશનલ સેવિંગ્સ સર્ટીફીકેટ

ખરીદ કરો

અને

### ૪ા ટકા સંપુર્ણ આયપત વેરા મુક્ત વ્યાજ મેળવો

૧. દરેક તાલુકાના મુખ્ય સ્થળે અને મોટા શહેરોમાં દરેક વોર્ડ સેવિંગ્જ ગ્રુપ્સ તથા સેવિંગ્સ કમીટી જે તે સ્થળના રહેવાસીઓ, દરેક જાતના લોકો તથા દરેક ધંધાદારી માણસોના ખાસ સંસર્ગમાં આવતા લાગવગ ધરાવનાર ઇસમો નીમી, દરેક વ્યક્તિ તેના સભાસદ બને તેવો પ્રયત્ન કરો.

૨ સેવિંગ્સ ગ્રુપ્સ તથા સેવિંગ્સ કમિટી જેનો ઉદેશ સભાસદોના નામ નોંધવાનો તથા બીજા લોકોને સભાસદો તરીકે દાખલ કરવાનો હોવો જોઇએ. દરેક સભાસદે માસિક ઓછામા ઓછી ઇસમ દીઠ સાડા ત્રણ આના પ્રમાણે રકમ બચત કરવા નિશ્ચય કરવો દરેક સભાસદે પોતાની પ્રથમ બચત રકમ હોય તો તે તથા માસિક બચતની રકમ નેશનલ સેવિંગ્સ સર્ટીફીકેટસમા રોકવી.

૩. સેવિંગ્સ ગ્રુપ્સ તથા સેવિંગ્સ કમિટીના સભાસદોની નામનીશીવાર યાદી તે સ્થળ સિમા માટે નીમવામા આવેલા અધિકૃત આડતિયાને આપો.

૪ અધિકૃત આડતિયાએ નિયમિત દિવસોના અંતરે સભાસદોની પાસે જઈ બચત રકમોના બદલામા તેટલી જ રકમના નેશનલ સેવિંગ્સ સ્ટેમ્પ આપવા

૫ જે તે સભાસદ પાસે જ્યારે રૂા. ૫ કે તેથી વધુ રકમના ખરીદેલા નેશનલ સેવિંગ્સ સ્ટેમ્પ થાય ત્યારે તેના બદલામાં તેટલી રકમના નેશનલ સેવિંગ્સ સર્ટિફિકેટસ અધિકૃત આડતિયાએ મુકરર કરેલી પોસ્ટ ઓફિસમાંથી લાવી જે તે સભાસદને આપવાં, એટલે એ કરે અઢી ટકા પ્રમાણે આડતની રકમ મળવા પાત્ર થશે.

૬. કોઇ સભાસદ નીયમીત બચત કરવાનું ચુકે તો અધિકૃત આડતિયાએ તે હકીકત સેવિંગ્સ ગ્રુપ તથા સેવિંગ્સ કમિટીને જાહેર કરવી એટલે તેમના તરફથી તે સભાસદને નિયમિત બચત કરવા પ્રોત્સાહન આપવું.

૭. ગામડાઓમાં પણ સેવિંગ્સ ગ્રુપ્સ ગોઠવી ઉપર મુજબ તજવીજ કરવી

૮. સેવિંગ્સ ગ્રુપ મોટી સંસ્થાઓ માટે પણ ગોઠવી શકાય તેમ છે જેવી કે નિશાળો, કોલેજો, કારખાનાઓ, કચેરીઓ વિગેરે.

૯. એક વખત સેવિંગ્સ ગ્રુપ્સ તથા સેવિંગ્સ કમિટિ ગોઠવી શરૂઆત થયા બાદ તાલુકા અમલદારે ગ્રુપ્સ તથા કમિટીના સભાસદોની સંખ્યા તથા તેમના તરફથી થતી માસિક બચતો ધ્યાનમાં લઈ વખતો વખત પ્રોત્સાહન આપવું"

Purna Regd. No. B. 4913

# પૂર્ણા

॥ पूर्णा पूर्णकला समुद्रसहिता कुर्यात् सदा मंगलम ॥

નવી સીરીઝ પુસ્તક ૧ ] ઓકટોબર ૧૯૪૬ [ અંક ૩

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ॥

★

તંત્રી,
ર. પ. મહેતા

●

વાર્ષિક લવાજમ રૂ ૫-૦-૦
છૂટક પ્રતના રૂ. ૦-૮-૦
પરદેશ માટે શિલીંગ બાર.

★

આનંદપરા, વડોદરા.

અનુક્રમ

# 卐 સ્વાગત 卐

"પ્ર"

સ્વાગત શું આપું ખાલી હાથ આવો.
જેના સાધન જુવો છે ઉપજાવો નાથ–આવો.
પાનખરે સ્વડી ફૂલ લાવું
બાગી છાબ ભરી લઇ આવું
અડકટ એ વેરાય–આવો.
હિમટીપે અમરત સંભારું
ધૂમસ ધૂસર નીર મળાવું
ચટપટ એ ઢોળાય–આવો
આશા ઉરમંદિર શણગારૂં
આવડ ના પણ રહે ય બિચારૂં
છટપટ એ ગભરાય–આવો
ખોબે હાથ ફૂલાં ભરી લાવું
ના શું જાણું ! ચરણ ધરાવું
અટપટ ના સમજાય–આવો

---

## વિસ્મરણનો પ્રેમાર્થ : સનાતન સ્મૃતિ

ખંડ શિખરિણી

સ્વીકારીને હૈયે
મને ચાહે તોયે શબ્દ વદતી કેમ દયિતા
વિસારી દેવાના તુજ પ્રણયની ચારુ ઋજુતા ?
ચહે તારૂં હૈયું,
અને હું યે ચાહું
સખી, તુંને કેફે પ્રણયમદિરાનાં અતિશય
પછી તારા દિલે
રમે ખોટા ખ્યાલે શીદ પ્રણયિની, આમ પ્રણયી ?
વદે શબ્દો એ તું તુજ પ્રણયનાં શું પ્રતિક આ ?
વિસારી દેવાનું કહી નિકટતમ પ્રેમપગલાં
ઉરે મારા મૂકે પ્રીત શબ્દકોષે અવર શું
વિસારી દેવાનો અરથ નવલો થાય તુજના ?
'વિસારી' ને માને સ્મરણ કરવું એક ચિત્તથી
સદા પ્રીતિકેરૂં' હૃદય તુજનું કે પ્રણયીની ?

ભૂપેન્દ્ર ઠા૦ વકીલ

# મીલમાં જાજે !

મીલમા જાજે, મીલમાં જાજે મીલમાં જાજે રે,
અભાગી ! મીલમા જાજે રે

ત્હારા દેહ ને ગેહનું ભાન ભૂલીને
અભાગી ! મીલમાં જાજે રે ...૧

દુનિયામાં મોટા ચાલે વેપાર ને, મોટા પ્રપંચો રચાય,
રખે, ત્હારો દેશ રહી જાશે પાછો, એવો કરી વિચાર.
અભાગી ! મીલમા જાજે રે ...૨

દેશની સારે ઉન્નતિ કાજે, સ્થાપ્યા સંચા હજાર,
વણવા તેમાં તુજ દેહ–તન્તુને, પડતો ન પાછો લગાર,
અભાગી ! મીલમા જાજે રે....૩

મળશે, ના મળશે કે ઓછું મળશે નો, કરજે ના સ્હેજે વિચાર
નિષ્કામ–કર્મને વળગી રહીને, આળસી કરજે હડવાળ
અભાગી ! મીલમા જાજે રે....૪

સંચા વિદેશથી લાવવા અર્થે, વાપ્યો કરોડોનો લાખ,
ચાલશે જો એને ઝાટ તો સાંધે શેઠને લારે લાખ
અભાગી ! મીલમાં જાજે રે....૫

સંચા વડે તુ જીવતો રહ્યો છે, નહિ તો તારૂં શું થાત !
છો તું ના દેખે સેલ ટીપું, પણ સંચાને દેજે સ્નાન
અભાગી ! મીલમાં જાજે રે. .૬

પત્ની કે પુત્રનો જાન જતો હોય, મનમાં થતું ધમસાણ
છો, તુ વિચારી સંચાનો વેગ 'ને એક હિં' નુ નુકશાન
અભાગી ! મીલમા જાજે રે. ..૭

મીલની પીજ્તી લહી સાથે તુજ, દેહ–લહી પીએ, રોજ,
તે વડે સંચા ચાલે ઉત્સાહે; તો ત્હારા સંચા કેમ હોય !
અભાગી ! મીલમાં જાતાં રે. ..૮

જાત ઘસી ત્હારી જાણી ઘસાતી, સૌકૂને થાતું દુઃખ,
તેથી જ આવા કર્કશ સાદે કરતો રુદન ખૂબ,
અભાગી ! મીલમા જાજે રે... ૯

ત્હારા જેવા રોજ લાખો મરતા, ત્હારી છે શું વિસાત !
સ્વાર્પણની આવી તક મળી માટે; માની લે મોટો પાડ
અભાગી ! મીલમાં જાતા રે... ૧૦

મીલમાં જાજે, મીલમાં જાજે રે મીલમા જાજે રે
અભાગી ! મીલમાં જાજે રે

ઇન્દુમતી સુરજરામ ત્રિવેદી

# વિદાય વેળા.

## વિનંતિ

પીછાન્યો તે પ્રેમી, હૃદય હૃદયે ઓળખી લીધો,
પૂરા પ્રીતિ ભાવે જીગર પરખી કોલજ દીધો,
મીઠાં, મોંઘાં, ઘેલાં, જીવનભરનાં સ્વપ્ન રચતો;
પ્રિયા ઠામી તેને, અપ્રતિપણું કૈં ન કરશો. ૧

બધું મારૂં જે તે અવનિ ઉપરે માલકીતણું
પળે ઓવારીને પ્રિયશિર પરે ફેંકુ જ બધું,
જરૂરી લાગે તો, જીવન જીવનો અર્પણ કરૂં,
પ્રિયા એવો પ્રેમી, નિરસ કરતાં ધ્યાન કરજે ૨

## અભિલાષા

પ્રભુના આશિષે પ્રિયતમ સદા રાખી હૃદયે,
મહા કાર્યે પ્રેરી અભિનવ સુખે રાખીશ તને,
પ્રતિ કાંટો વાગે, હૃદય ધરીને રક્ષીશ તને,
પ્રિયા તારા પ્રેમે રસ, બળ વધી જીવન ચઢે. ૩

## ખુલાસો

નહિ ઇચ્છા મારી ગમન અહિંથી આજ કરવા,
તને છોડી જાતાં દુઃખ અનુભવું સરખું મરવા,
પછાડા મારીને મરણ સમયે પ્રાણ છૂટતા,
પ્રિયા માની લેજે, મન અનુભવુ, એવી જ વ્યથા. ૪

## પાપી

ઘણા ભારે મેઘો ગગન પ્રભુના આવી ગજવે,
ભલી વૃષ્ટિ સાથે જળમય ભૂમિ સત્વર કરે,
અને શોકે ગાઢી પૂર નરમદા તોડી ઉમણા,
સખી જાણું મારે હૃદયરમણી છોડી મરીયા. ૫

—શશિકાંત ચતુર્વેદી.

# સાહિત્ય—સામાન્ય દૃષ્ટિએ

[૩]

રમણલાલ વસંતલાલ દેસાઈ

સાહિત્યના સાર્વજનિક સ્વરૂપ ઉપર ભાર મૂકવાનાં એક બે કારણો છે એક કારણ તો એ કે સાહિત્યને અને જનતાને કશો સીધો સંબંધ ન હોય એવી એક મોટાઈ સાહિત્યને અંગે પ્રવેશ પામી ગઈ હતી અગર પામી ગઈ છે. દલપત અને નર્મદ સુધી સાહિત્યનું સાર્વજનિકપણું અમુક અંશે સચવાયું. પણ પછી તો સંસ્કૃત અંગ્રેજી અને ફારસી ભાષાના યુનિવર્સિટીના અભ્યાસે જે સાહિત્યશૈલી ઉતારી એની નૂતનતા અને એના વૈવિધ્ય સ્વીકારવા છતાં એમાં એક સ્પષ્ટ વલણ એ ખીલતું ગયું કે સાહિત્યે અપૌરુષ ધારણ કરી સામાન્ય જનતાના સ્પર્શથી વેગળા રહેવા માંડ્યું. નરસિંહરાવે આપણી કવિતાશૈલીના બે પ્રકાર પાડ્યા એક સભારંજની અને બીજી ભરત. કવિતા અને સાહિત્ય એ બન્નેએ સભારંજની શૈલીને એક અછૂત સરખી ગણી બાજુએ નાખી દીધી, અને સાહિત્યકારોનો દૃષ્ટિકોણ એટલો બધો બદલાઈ ગયો કે શિષ્ટતાની છાપ વાળી એક ઊંચી ન્યાત જ સાહિત્યમાં ઉદ્ભવી.

હિંદમાં આવીને ઇસ્લામી અને ખ્રિસ્તી ધર્મ પણ ન્યાત જાતના વાડા બાંધતા થઈ જાય છે, તો અમે સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્ય અભ્યાસીઓ આગળ જઈ શકું? એટલે પ્રબળ સ્વીકારેલા પ્રાચીન ઢબના સાહિત્યવ્યાપાર અને સાહિત્ય આકાર જ બહુ મૂલ્યવાળા ગણવા માંડ્યા. એનું એક પરિણામ એ આવ્યું કે સાહિત્ય સાર્વજનિક મટતું અટકી ગયું અને સાહિત્યનો ઉદ્દેશ રંજન કરવાનો પણ છે એ તત્ત્વનો સમૂળ બહિષ્કાર કરવામાં આવ્યો. કવિ, નવલકથાકાર, નિબંધલેખક એ સર્વ જાણે એક બ્રાહ્મણની—અને તેમાં એ નાગર કે શ્રીમાળીની સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણત્વના ઘમંડવાળી કોમ બની ગયા અને સામાન્યતાનો જાણે સાહિત્યમાં પ્રવેશ હોઈ જ શકે નહિ એવી રીતે સાહિત્યને ન જોઈતું રક્ષણ આપવા લાગ્યા. ઓગણીસમી સદીના લગભગ પાછલાં ત્રીસ ચાળીસ વર્ષો અને વીસમી સદીના ગાંધીયુગ સુધી સાહિત્યકારોનું બ્રાહ્મણત્વ—શ્રેષ્ઠત્વ—ચાલુ રહ્યું, અને હજી પણ તે ચાલુ રહ્યું છે એમાં જરાય શક નથી. સાહિત્યની સમજ માટે પાત્રતા જોઈએ એવો અતિઆગ્રહ ઉત્પન્ન થયો, અને અમુક ભણતર, અમુક અંતર અપેક્ષા, અમુક પ્રકારનો સંસ્કાર મેળવી શકેલા, અમુક વર્ગમાં જ નિવાસ કરનારાઓ માટે સાહિત્ય લખવાનું હોય એવો એક ભ્રમ ઉત્પન્ન થયો.

કુસુમમાળા, સ્નેહમુદ્રા કે કલાપીના કરતાં સુદામા ચરિત્ર, મામેરું કે પદબંધ કાવ્ય સાહિત્યમાં ચડે કે ઊતરે? એની ચર્ચા રમણભાઈએ કરી છે અને એ ચર્ચાઓના અભ્યાસ પણ બેઠકોમાં થતા હશે. સાહિત્ય વિવેચકોએ કરી ચૂકવું જ જોઈએ, એમાં પણ વિકાસને સ્થાન છે, મતાંતર એમાં થાય છે એટલું જ નહિ પણ સ્થાપેલા—સિદ્ધ મનાઈ ચૂકેલા—સિદ્ધાંતોના ગર્ભાર્થ—અર્થને બદલવામાં—પણ મતભેદ સ્થાન કરે છે, અને પુરીપૂરી અર્થરચનાઓ તેમાંથી ઊભી થતી સંભવિત છે. એ ચર્ચિત વાતનું સત્ય કદી વિસરવું જોઈએ નહિ. સામાન્ય જનતાને અને સાહિત્યને ગાઢ સંબંધ છે એવો સિદ્ધાંત અંશત પણ આપણે માન્ય કરીએ તો હવે આપણે સ્વીકારવું જ પડશે કે એ દૃષ્ટિએ સ્નેહમુદ્રા કરતાં સુદામા ચરિત્ર જરૂર ચઢિયાતું છે અને સરસ્વતીચંદ્ર કરતાં સદેવંત—સાવળિંગાની વાર્તા વધારે આકર્ષક છે. કુસુમમાળાનાં કાવ્યો ગીતોની વાણી-

એ ચડ્યાં છે એના કરતાં દયારામની ગરબીઓ વધારે પ્રમાણમાં ચઢી છે. જો હૃદય છૂને એજ વાણીમાં ઉતરે. હૃદય છૂવાની શક્તિ નરસિંહરાવ કરતા દયારામમાં જરૂર વધારે છે એમ આ દૃષ્ટિએ આપણે કહેવું જ પડશે. સાહિત્યને અને સામાન્યતાને, ઊર્મિમય ઉચ્ચારને અને જનતાને, ગગનચુંબી ભાવનાને અને પગે ચાલતી સાર્વજનિક વસ્તીને કાંઈ પણ સંબંધ છે કે નહી એ મહત્ત્વનો પ્રશ્ન જ બાજુ ઉપર રહી ગયો, અને ઈંગ્રેજી બોલ્યા, ઈંગ્રેજી પહેરવેશ પહેરનાર અગર કહો કે જૂની ઢબે સાળુ પહેરી અગોચરીઓની મર્યાદામાં રહેનાર જેમ સામાન્યતા પ્રત્યે એક પ્રકારનો તુચ્છકાર અનુભવે છે તેવો તુચ્છકાર સાહિત્યે સામાન્યતા પ્રત્યે અનુભવ્યો. સાહિત્ય સામાન્ય હોય જ નહી એવી ભાવના સાહિત્યકારોમાં જ નહીં પરંતુ સામાન્ય જનતામાં પણ ઉદ્ભવી અને બન્ને વર્ગો સમાન્તર લીટીએ અલગ વહતા ચાલ્યા. આજ સુધી એ ભેદ આપણા સાહિત્યમાં ચાલુ છે નવીનતાના પ્રલોભનમાં, જૂનવાણીને વોસરાવવાના આવેશમાં, ઊર્મિલતાને બદલે પૌરુષભર્યાં ચિંતનની લાલસામાં જે અણઘડ (clumsy) અસ્પષ્ટ, કથનમાં 'જગાય જાય બેસતા ન આવે એવા, અર્થઘન બનવાના મોહમાં અર્થહીન બનતા અનેક કાવ્યપ્રયોગો આજે પણ આપણા સારા સારા સાહિત્યકારોને હાથે થયે જાય છે એમાં સામાન્યતાના તિરસ્કારની છૂપીછૂપી, હૃદયમાં સંતાયેલી પેઠી જાત ભાવના જ કારણરૂપ છે. એનું એક અત્યંત ઘન બનતું દૃષ્ટાંત તે આપણો પૃથ્વીછંદ. હાલ્યો છે એમ હું કહું તે વખતે આપણા માન્ય સાહિત્યકારો અને કવિઓની માફી પણ સાથે સાથે માગી લઉં છું. એ પ્રયોગશીલ કવિઓની શક્તિ માટે મને જરૂર માન છે, પરંતુ સામાન્યતાથી અળગા રહેવાની હૃદયમાં વસી ગયેલી ગુપ્ત ભાવના સાચી કવિતાને પણ ક્યાં ઘસડી જાય છે એ દર્શાવવાની જરૂર હવે ઊભી થઈ છે. પૃથ્વી છંદ અને તેમાંયે સોનેટ ઉતારવાની ઘેલછા પાછળ કાંઈક અસામાન્યતા–વિશિષ્ટતાને ઊભા કરેલા ભ્રમને જરા સમજી લઈએ

એક ભ્રમ એવો છે કે જાણે પૃથ્વી છંદ એ કવિતાને કોઈ નવો જ છંદ મળી ગયો છે! લગભગ કાવતરું કહી શકીએ એવી ઢબે આ ભ્રમને ઉત્તેજન અપાય છે પરંતુ સાચી વાતતો એ છે કે પૃથ્વી છંદ સંસ્કૃત ભાષામાં બહુ સારા પ્રમાણમાં વપરાઈ ચૂકેલો છંદ છે, અને આપણા પિંગળે એનાં હાથપગસળાં ગણી વીણીને આપણા હાથમાં આપેલાં છે. શાર્દૂલ, શિખરિણી, વસંત-તિલકા અને મન્દાક્રાન્તા જો નવીન છંદો હોય તો પૃથ્વી છંદ નવીન છે. વળી એનો એટલો વપરાશ વધી ગયો છે કે એની નવીનતા ઘસાઈ ગઈ છે અને રઢીની માફક સામાન્યતા એને વળગવા લાગી છે. કવિ કોણ? પૃથ્વી છંદમાં થોડી પણ કવિતાઓ લખે તે! આવી રૂઢ થતી જતી માન્યતા ભાટચારણોના એક સમર્થ પણ બહુ વપરાશમાં અણગમતા થઈ પડેલા સોરઠા-છપ્પાની હારમાં પૃથ્વી છંદની નવીનતાને બેસાડી દેશે એવો ભય ઉત્પન્ન થયો છે.

કાવ્ય એ કાંઈ ગાવા માટેની–રાગડા તાણવા માટેની કૃતિ નથી, એવી ગઈ સદીથી આજ સુધી પોષાતી આવેલી માન્યતાને પૃથ્વી છંદમાં એવો ટેકો મળી ગયો છે કે જાણે એ છંદ ગાવા માટે નહીં પરંતુ ન ગવાતાં–ન ગાવાં જોઈએ એવાં–વાંચ્યાં કાવ્યો માટે મળી આવેલું ઈશ્વરદત્ત કે બ. ક. ઠા. દત્ત વાહન છે. આ પણ ભ્રમ જ છે. ઈશ્વરે કે બ. ક. ઠા. એ નહી પરંતુ આપણી સંસ્કાર માતા સંસ્કૃત ભાષાએ એ છંદ આપણને આપ્યો છે. આમ છતાં બળવંતરાય ઠાકોરે ગુજરાતી ભાષાના એના સ્વીકારમાં અને પ્રચારમાં બહુ મહત્ત્વનો ઐતિહાસિક ભાગ ભજવ્યો છે, એમાં ના કહેવાય એમ નથી.

કુમારી સુરસુંદરીને વગાડો છો ? એ કવિતાનું ભૂત તમારા કોઈ શીશામાં પાછું ઉતારી લો !' સંગીતમાંથી કવિતાને દૂર કરવાની ફરમાયશ જેવી બેહુદી લાગે છે એવી જ બેહુદી ફરમાયશ એ છે કે 'કવિતામાંથી સંગીતને સર્વથા દૂર કરો !''

કવિતા એક વાણીની અસામાન્ય ઢાળની રચના છે. ગુજરાતી કે સંસ્કૃત, અંગ્રેજી કે લેટીન,' સંગીત સાથે સાંકળેલી કે સંગીતવિરહિણી સર્વ પ્રકારની કવિતા-ડોલન અને પૃથ્વીના પ્રસયનરુદ- એક એવી ઢબનું ઉચ્ચારણ માગે છે કે જેને સ્વાભાવિક વાણી કહી શકાય જ નહિં. એ ઉચ્ચારણ બહુ ઝડપથી એને સંગીત કે રાગડાની પાસે લાવી મૂકે છે, અને જો સંગીતરહિત વાક્યાવલિમાં કવિતા વસી શકતી હોય તો સંગીતમય વાક્યાવલિમાં ને શા માટે નજ આવી શકે એ સમજી શકાતું નથી

સંગીતનો સંબંધ ગુમાવતી આપણી વર્તમાન ગુર્જર કવિતાએ ઘણું ઘણું ગુમાવ્યું છે તેમાં મુખ્યત્વે કરી પ્રજાના હૃદયને સ્પર્શ કરવાની તાકાત અને શબ્દોમાં રહેલી શક્તિનો સાચો પરિચય એ બન્ને ગુમાવી આપણી કવિતા મોટાઈ અને શિષ્ટતાનો મુરબ્બો ઓઢી બેસી ગઈ છે. એમાં તેણે પ્રજાકીય સંપત્ત તરીકેનું ભાન ખોઈ નાખી પોતાની જ કિંમત ઘટાડી દીધી. 'વિશ્વ-શાન્તિ' એ આજનું ભવ્ય કાવ્ય પરંતુ 'ગુજરાત મોરી મોરી રે' એ ગુજરાતને કંઈ ઘેલું કાવ્ય છે. કયું વધારે વ્યાપક ? બેમાંથી કયું કાવ્ય વધારે જીવશે ?

કાવ્યમાંથી ગેયત્વનો બહિષ્કાર કરવાની ઓગણીસમી સદીથી આપણને લાગેલી ધૂન પૃથ્વી છંદના સોનેટમાં પરિણામ પામી છે. પૃથ્વી છંદમાં ગેયત્વ નથી એવો ભ્રમ સાથે ઉત્પન્ન થયો, પોષાયો, અને કાવ્યમાં ગેયત્વ ન હોવું જોઈએ એ ભ્રમ સાથે અનુકૂળતા મળતાં બેસી ગયો. પૃથ્વી છંદમાં ન લખે એ કવિ જ નહીં, એવી ભ્રામક માન્યતાએ આપણે પહોંચી ગયા છીએ.

આપણી એક એવી પણ માન્યતા છે કે બહુ ઊર્મિલતામાંથી સારી કવિતા ઉત્પન્ન થતી નથી, પરંતુ ચિંતનમાંથી તે વધારે સમ્યાપ્ત ભરેલી હમે મળ્ય છે—જાણે ઊર્મિ અને ચિંતન એ બન્ને સામ સામે મોરચે ઊભેલાં માનસ વલણો ન હોય ! ઊર્મિ અને ચિંતનની કવિતા વિશે શાસ્ત્ર સંબંધી ચર્ચામાં અત્યારે ન ઉતરતાં આપણે એટલું સ્વીકારી લઈએ કે ઊર્મિની અતિશયતા પોકળ પ્રલાપમાં ઉતરી પડે અને ચિંતનની કઠોરતા Deccan trap સરખી પથ્થરિયા આમતાની નિરાનંદતામાં કે વિચારજડતામાં ઉતરી પડે ત્યારે બન્ને વલણો ફેરફાર માગે અને કવિતાનો મોહ ઓસરી બીજી બાજુ વળવા મથે એ સ્વાભાવિક છે, પરંતુ ચોખ્ખું ચિંતન જ જોઈતું હોય તો ગીતા મૂકો સ્વતરામાં શી હરકત છે ? ચિંતન જ જોઈતું હોય તો અને કવિતા વગર તે સિદ્ધ ન જ થાય એમ હોય તો પૃથ્વી છંદની એવી કઈ વિશિષ્ટતા છે કે જે એ સિવાયના બીજા કોઈ છંદમાં આવી જ ન શકે ? પૃથ્વી છંદના અતિ ઉપયોગથી એનામાં જે કંઈ ઓછીવત્તું ચિંતન ધારણ કરવાની શક્તિ હશે તે પણ અગમ્યતી બની ગઈ છે. ગુજરાતી ભાષાનું સર્વશ્રેષ્ઠ ચિંતન કાવ્ય ઝૂલણા સરખા સરળ અને ગેય છંદમાં નરસિંહ મહેતાએ જેવું ઉતાર્યું છે તેવું બીજા કોઈપણ છંદમાં ઉતરી શક્યું નથી

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ
જૂજવે રૂપે અનંત ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

અખાએ ચોપાઈ કે છપ્પામાં જે ચીમટાભરતું ચિંતન આપ્યું છે તે પૃથ્વીમાં હજી મળી શક્યું નથી.

આભા એ આધારો કૂવો,
ઉપરો લાગી મોહ ના નમો

એક પદમાં દયારામે જે ચિંતન આપ્યું છે તે ખરેખર બેનમૂન છે:

ચિત્ત તું શીદને ચિંતા ધરે
કૃષ્ણને કરવું હોય તે કરે.
દોરી સર્વની એના હાથમાં
ભરાવ્યું ડગલું ભરે,
જેવો જંત્ર બજાવે જંત્રી
તેવો સ્વર નીસરે.

ભોળાનાથની પ્રાર્થનામાળા પૃથ્વી સિવાયના કે છંદોમાં સુંદર ચિંતન વિકસાવી શકે છે.

તારો અપાર મહિમા નહીં કોઈ પામે,
વાણી સહિત મનવેગ રહે વિરામે.
તારા અસીમ પદમાં નહીં કલ્પનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ ! નિત્ય પ્રસન્ન થાઓ.

ચિંતનના સાગર સરખી ગીતાનો મોટો ભાગ સાદા અનુષ્ટુપમાં ઉતરી શક્યો છે એટલે ચિંતનભાર વગર કવિતા હોય જ શકે નહીં અને ચિંતન પૃથ્વી છંદ વગર કાવ્યમાં લાવી શકાય જ નહીં એવી ઘેરી બનતી જતી માન્યતા સહજ ચિંતનમય પરીક્ષા માગે છે. આપણાં કંઈક ભજનો પૃથ્વી છંદ કરતા વધારે સમર્થ ચિંતન આપે છે.

વળી પૃથ્વી છંદ ઉપર સોનેટનું એક પીછું લટકાવવામાં આવ્યું છે. સોનેટ એક વિશિષ્ટ નામ પામેલો અંગ્રેજી ભાષાનો કવિતા ટુકડો છે, જેમાં પ્રાસનું અમુક આવર્તન થાય છે, ચૌદ લીટીમાં તેની કાયા ઘડાઈ જાય છે, અમુક ચરણની વચમાં યતિ–વિસામો ખાવાનું સ્થાન મળી જાય છે. વિચારના આરોહ–અવરોહને તેમાં અવકાશ મળે છે એમ કહેવાય છે, અને આયંબિક પેન્ટામીટરની લઢણ કે આઘાત રચના તેમાં હોય છે. નવા નવા છંદપ્રયોગો કરવાની આપણી સાહિત્યપ્રવૃત્તિ ખૂબ આવકારપાત્ર છે; એવા પ્રયોગો ઠીક ઠીક પ્રમાણમાં આપણા સાહિત્યે કર્યો પણ છે, કાવ્યરચનાને નવા, જૂના કે મિશ્ર આકાર આપવામાં આવ્યા છે. પરંતુ સોનેટ રચના એક સામાન્ય પ્રયોગ કરતાં વધારે શું સાધી શકી છે એ મારી સમજમાં હજી ઉતરી શક્યું નથી. આયંબિક પેન્ટામીટર જેવી accent ઉપર આધાર રાખનારી અન્ય ભાષાની તસ્વીર તો ગુજરાતીમાં ઉતરી શકે એમ નથી. રહ્યાં માત્ર ચૌદ ચરણ સોળ ચરણને બદલે, ચૌદ ચરણ કરવામાં કશી ખાસ ખૂબી હોય તો તે મને હજી સમજાય નથી. માત્ર સોનેટની ચૌદ લીટીને લીધે ચૌદ લીટીમાં લખાયેલા ગમે તે લખાણને સોનેટ કહેવાનો મોહ હોય તો જુદી વાત,'

નવમી લીટીએ પહેલા જ accent (આઘાત) આગળ પૂર્ણ વિરામ કે અર્ધવિરામ લાવવાની સરણુ એ બીજું સૉનેટનું લક્ષણ આપણાં સૉનેટોમાં લાવવામાં આવે છે. ઉચ્ચાર અને વિચારવિભાગને માટે આપણામાં ચરણચરણના છેડા બહુ પ્રયોગોને અતિ સ્થિર કરવામાં આવ્યા છે, અને તે પણ એવા જડ નથી કે જેમાં કશો ફેરફાર થઈ જ ન શકે. વિચાર ચરણને છેડે પૂરો ન થતો હોય તો તેને આગળ લંબાવવામાં ખાસ પ્રતિબંધ દેખાતો નથી. નવમી લીટીના પહેલા જ શબ્દ આગળ યતિ લાવવામાં ખાસ મહત્ત્વ સૉનેટમાં પણ શું છે એ સમજવું મુશ્કેલ છે. કરેલા યતિને બદલે નવો યતિ કરાવ્યો એટલી જ નવીનતા, અને તે પણ ચરણની વચમાં જ. વિચારની પૂર્ણતા ચરણને છેડે આવવાને બદલે એક શબ્દ પછી જ આવી શકે એવું વિચારનિયંત્રણ સંયમી માનસને જ મળે એ કંઈ બહુ મોટી સિદ્ધિ હોય તો તે હજી શોધી કાઢવાનું રહે છે. એક બીજાને બદલે જરા બદલીને બોલું બીજું ઊલટું કર્યું એ સિવાય કશું વધારે મહત્ત્વ સૉનેટમાં દેખાતું નથી.

અને વિચારનો આરોહ-અવરોહ ' સૉનેટ નામ ન પાડયું હોય તો, આરોહ-અવરોહ વિચારમાં પ્રવેશી જ ન શકે એટલો બધો જુદો પ્રયોગ એ સૉનેટ હોય તો એનાથી જેટલા વહેલા છૂટીએ એટલું વધારે સારું !

પૃથ્વી છંદનો હું દુશ્મન નથી. સૉનેટ સાથે મને વેર નથી. કવિતા અનેકવિધ પ્રયોગો માગે છે એ સ્વીકારવા હું તૈયાર છું. ઊર્મિની પ્રેરણા કે ઊર્મિનો અખંડીત ઉભરો કવિતાના સ્વરૂપમાં-બંધારણમાં-બાહ્ય અને આંતર રચનામાં-સહજ સાત્ત્વ રેખાઓ ઉપજાવે એ પ્રત્યે મને સહાનુભૂતિ છે. 'ર' અને લોસ'માં જ સહેલાઈથી સરતી કવિતા વધારે રંગીનતા ભર્યું ઉચ્ચારણ મેળવે એ હું સ્વીકાર કરું છું પરંતુ પૃથ્વીપૂજા અને સૉનેટસ્તુતિ ધર્માંધતા બની જાય એ તો ખરેખર કમનસીબ ન જ કહેવાય. પૃથ્વી છંદમાં ન લખે એ કવિ જ નહીં અને સૉનેટની ચૌદ લીટીઓ ન સમજાય એવી ભેજાંકી શકાતી વાણીમાં ઉતરે નહીં ત્યાં સુધી ચિંતનનો આત્મા કવિતા-આકાર ધારણ કરી શકે જ નહીં એવી માન્યતા પાછળ આપણે સહુએ કરેલી કેટલી સદીઓ સાથી આવતી સાહિત્યભૂખો અને સાહિત્યભમણાનો લાંબો ઇતિહાસ રહેલો છે એ સ્પષ્ટ કરવા ખાતર જ સૉનેટ અને પૃથ્વી છંદ એ તાત્ત્વિક રીતે કશી જ નવીનતા કે ચમત્કાર બની શક્યાં નથી એવી ચર્ચા લંબાણથી કરી છે.

---

મુંબઈની સભામાં ભાષણ કર્યાં બાદ ઉમેદવારે શ્રોતાઓને પ્રશ્ન કર્યો, "આ લોકોને અવળ વાળવાને શું પણ પગલું ભર્યું છે?"

એક જવાબ— "એમાંનો કોઈક ચોકનારે!"

"તમારો મુખ્ય ટેકેદાર પણો પૈસાદાર છે ને?"

"હા, પણ તે એમ માને છે કે તેની આશા કરવી હું ખાતર ખર્ચું છું."

"ખરું છે. વારુ ત્રીજી બહેને તને શું જણાવ્યું ?"

"ત્રીજી બહેને મને આમ જણાવ્યું —' મારો જન્મ સાડત્રીસ વર્ષો પૂર્વે ગુજરાતમાં થયો હતો. હું પણ મારી મોટી બહેનોનાં મોં જોઈ શકી ન હતી. મારું આયુષ્ય પણ ટૂંકું હતું. મારું નામ "અંબાબાઈ" હતું. મારી ટૂંકી જીંદગીમાં મારા કમનસીબે મને પ્રથમનાં નહિ એવા ને ગુજરાતી પદ્યનીધરોના પિતા સમા પતિ મળ્યા હતા. "સાહિત્યક્ષેત્રમાં પ્રેમાનંદના નામે ચઢેલાં નાટકો પ્રેમાનંદનાં નથી પણ કોઈ 'નવીન નામધારી પ્રેમાનંદ' ના છે." એવો ધડાકો મારી ટૂંકી જીંદગીમાં થયેલો, એવું મને ચોક્કસ યાદ છે. હું તો તરત જ મૃત થઈ. મારી પાછળ પાંચ વર્ષે મારા સ્વદેશી હિમાયતી પતિ પણ દેવલોક પામ્યા, એવા ખબર મને મળ્યા છે."

"ખરી વાત છે વારુ, ચોથી બહેન શું બોલી ?"

"ચોથી બહેન આમ બોલી —' મારો જન્મ ચોત્રીસ વર્ષો પૂર્વે વડોદરામાં થયો હતો. હું પણ મારી મોટી બહેનોને મળી શકી ન હતી. મેં પણ ટૂંકી જીંદગી ભોગવી હતી. મારું નામ "રૂપવતી" હતું. મને ઠીકઠીક વિદ્વાન પતિ મળ્યા હતા. તેમણે ઘરમાં સંતોષ–સુગંધ ઉગાડ્યું હતું. તેની નીચે સરસ્વતી–મંદિરની સ્થાપના કરી હતી. તેઓ દરરોજ વહેલી સવારે ત્રણ વાગ્યાથી સાત વાગતાં સુધી એ મંદિરમાં પૂજન કરતા. સરસ્વતી દેવીએ પ્રસન્ન થઈ તેમને ૮૩ પુસ્તકોનો સમૂહ પાછળથી ભેટરૂપે અર્પ્યો હતો, એવું મારા જાણવામાં આવ્યું છે. હું તો તરત જ મૃત થઈ. મેં સાંભળ્યું છે કે મારા નાટકકાર પતિ પણ મારી પાછળ અગિયાર વર્ષે મૃત થયા."

"બરાબર છે. વારુ પાંચમી બહેને તને શું કહ્યું ?"

"પાંચમી બહેને મને આમ કહ્યું —' મારો જન્મ એકત્રીસ વર્ષો પૂર્વે સુરતમાં થયો હતો. મેં પણ મારી કોઈ પણ મોટી બહેનનાં દર્શન કર્યાં ન હતાં. મારું આયુષ્ય પણ ટૂંકું હતું. મારું નામ "નસીબમુખી" હતું. મને તો ખરેખર સાક્ષર પતિ મળ્યા હતા. એ નવા જમાનાની કવિતા લખવાની પહેલ કરનારા હતા તેમ જોડણીના આગ્રહી પણ હતા. તેઓ પોતાના જ્ઞાનના પ્રભાવથી તે કાળના લોકોને આંજી દેતા; પણ, મેં સાંભળ્યું છે તેમ, જિંદગીના ઉત્તરના ભાગમાં એમણે કબૂલ કરેલું કે 'મારી જિંદગીમાં મારા વાંકિયા મારા જ ગળામાં નાખનાર કોઈ મને મળ્યો હોવ તો તે મો. ભરતરામ ભાનુસુખરામ મહેતા, અને તે એક વાર નહિ પણ બે વાર" મારા પતિ કામદેવીના પૂજારી હતા. કુસુમોની માળા ગૂંથીને એને પહેરાવવાનો, એના હૃદયની વીણાના તારનું સંગીત સાંભળ્યા કરવાનો, એનાં નૂપુરના ઝંકાર સાંભળીને રાચવાનો, એના મનના મુકુરમાં દૃષ્ટિ કરી પ્રેરણા મેળવવાનો અને એના સ્મરણને માટે એના મુકુરમાં દૃષ્ટિપાત કરી રાહ્યિતા રમવાનો એમનો શોખ અપૂર્વ હતો. હું તો એમની જાહોજલાલી જોવા જીવી નહિ, પણ, મને માહિતી મળી છે તેમ, તેમણે મારી પાછળ અગિયાર વર્ષે વિવર્ત જગત છોડી લીલા કરી હતી."

"સાચી વાત છે. વારુ, છઠ્ઠી બહેને શી વાત કરી ?"

"છઠ્ઠી બહેને આ વાત કરી — ' મારો જન્મ છવ્વીસ વર્ષો પૂર્વે અમદાવાદમાં થયો હતો. મારાથી તેર વર્ષે મોટી આપણી ત્રીજી બહેન ત્યાં જ જન્મી હતી, એ તો તને યાદ છે ના !

મેં પણ ટૂંકી જિંદગી ભોગવી હતી એટલે મારી કોઈ બહેનને હું મળી શકી ન હતી. મારું નામ “ હેમામતી ” હતું. મારો જમાનો ભાષાના, નવજીવનનો હતો. ટચુકડી વાતોનો હતો, પ્રાચીન કાવ્યોનાં પ્રકાશનનો હતો, સાહિત્યમાં છીતરપંડીનો સ્વતનો હતો. મારા પતિ પણ ઠીકઠીક વિદ્વાન હતા અને પ્રાચીન સાહિત્યના રંગથી રંગાયેલા હતા. એમનામાં એટલી ખામી હતી કે કાંટા વડે તોળીને સાહિત્યનો માલ આપતાં એમને આવડતું ન હતું. હું ગત થઈ ત્યારપછી અગિયાર વર્ષે તેઓ હરિદ્વારના માર્ગે સંચર્યા હતા, એમ મેં સાંભળ્યું છે ”

“ સાચું છે. વારુ, સાતમી બહેને તને શી હકીકત કહી ? ”

“ સાતમી બહેને મને આ હકીકત કહી :— ‘મારો જન્મ બાવીસ વર્ષો પૂર્વે ભાવનગરમાં થયો હતો, હું પણ મારી કોઈ પણ મોટી બહેનનાં દર્શન કરવા ભાગ્યશાળી થઈ ન હતી. મેં પણ ટૂંકું આયુષ્ય ભોગવ્યું હતું. મારું નામ “ કમળાકુમારી ” હતું. મને જે પતિ મળ્યા હતા તે કેળવણીકાર હતા તેમ સાક્ષર પણ હતા. એમણે પોતાના નાનામોટા વ્યાકરણગ્રંથોનો અભ્યાસ મને કરાવવા માંડ્યો, પણ એમાં વિષયની ચર્ચા બહુ જ ટૂંકાણથી કરવામાં આવેલી હોવાથી મને કે અન્ય કોઈને એ વાંચવામાં રસ પડતો નહિ. મેં સાંભળ્યું છે કે હું ગત થઈ ત્યારપછી શામ-નામે પુષ્કર તરીકે તેમ ને ઉમરેઠ ગામમાં એરંડા પ્રધાન બને તેમ એ પુસ્તકો નિશાળોમાં સૌને મનેકમને ભણવાભણાવવાં પડતાં. મારો જમાનો “શારદા” ના જન્મનો હતો. મારી પાછળ ત્રીજા જ વર્ષે એમનું પ્રાણકમળ વિલાઈ ગયું હતું, એવા સમાચાર મને મળ્યા છે.”

“ ખરું છે વારુ, આઠમી બહેને તને શું જણાવ્યું ? ”

“ આઠમી બહેને મને આમ જણાવ્યું — ‘મારો જન્મ વીસ વર્ષો પૂર્વે મુંબઈમાં થયો હતો. આપણી સૌથી મોટી બહેન પ્રથમ ત્યાં જ જન્મી હતી, એ તું ભૂલી ગઈ નહિ હોય. મારી નાનકડી જિંદગીમાં મને પણ મારી કોઈ બહેનનો ભેટો થયો ન હતો. મારું નામ “ રમણી ” હતું અને “ સત્ય બંદરના વેપારી ” જેવા વિદ્વાન પતિ મળ્યા હતા. એઓ હાસ્યના ઇજારદાર હતા. એમણે હાસ્યનું મંદિર સ્થાપ્યું હતું તેમાં તેઓ મને રોજ અધ્યર્ધપંચચતુષ્ક કાચમસ્થાક્ષપાદાચ્છાદન સમેતરથમાં બેસાડીને દર્શને લઈ જતા. એ મંદિરની ખાસિયત એ હતી કે તેમણે તેમાં કોઈ મૂર્તિ ન સ્થાપતાં રાઈનો લાંબોપહોળો પર્વત બનાવી સ્થાપ્યો હતો, અને તેથી જ એ હાસ્ય ઉત્પન્ન કરતું હતું. મારી પહેલાંની સાતે બહેનો ભિન્નવિગતી અંધારયુગના તોફાનોથી દૂર થઈ સ્વતંત્રતાના વાતાવરણમાં વિહરી હતી, પણ મારા સમયથી તત્કાલીન રાજકીય રંગે રંગાયેલા અંધારયુગની બેડી પહેરવાના ચિહ્ન દેખાવા માંડ્યા ત્યાં નસીબે હું પોતે તેમાંથી છૂટી ગઈ. મને યાદ છે કે મારા વખતમાં “ ઠકમાનો કોરડો ” વર્ણવાની શરૂઆત મુંબઈમાં થઈ હતી. હું ગત થઈ ત્યારપછી બે વર્ષે જ મારા પતિએ નીલકંઠ મહાદેવના ચરણે પોતાના આત્માને ભેટ ધર્યો હતો, એવી વાત મારા કાને આવી છે.’

“ ખરી વાત છે. વારુ, નવમી બહેને તને શું કહ્યું ? ”

“ નવમી બહેને મને આમ કહ્યું :– ‘ મારો જન્મ અઢાર વર્ષો પૂર્વે નડિયાદમાં થયો હતો. મેં પણ મારી કોઈ બહેનને જોઈ ન હતી. મારું આવરદા પણ ટૂંકું હતું. મારું નામ “ આબાબાઈ ” હતું. મને પણ મારે વિદ્વાન પતિ મળ્યા હતા. એઓ “ ધરમનું ઢીંગલું ” ઓળખાતા. એમના કપાળ ઉપરનો મોટો ચાંલ્લો સૌનું ધ્યાન ખેંચતો. એ અંધારયુગનો જમાનો હતો, મારી પહેલાંની બહેન જે જંજીરમાંથી છૂટી ગઈ હતી તે જ જંજીર મારા પગમાં જકડાવાની શરૂઆત

## "નારદ"

એકેક પા દુગ્ધ મહીં ધરી,
બચાવની લાલ નિશાનીઓ કરી,
ઊભી વીરે નીરખવા તમાસો,
એવા તટસ્થોથી ન છેતરાશો. ૧

કાચા મણે કાકડુઓ ન સાંપડે,
રાખ્યા મણેથી નકલી જુદા પડે;
કિન્તુ દ્વિમુખા કપટી ખરેખરા,
છેલ્લે સુધી એ પકડાય ન જરા. ૨

જહાલમાં અંબાલને કમાલ,
સભા ભરી ત્રાડત સિંહબાળ;
હા, એજ જેહાદહિને નહિ જડે,
મવાલ મોટો ઘરમાં જઈ રડે. ૩

એ ઠાઠ રાખે વિસમારખાંના,
આપે ન મોકા પણ પારખાંના,
ઉસ્તાદ મોટો સહુ દાવ જાણે,
પછી અખાડે પણ ના પ્રમાણે. ૪

શત્રુ તથા, મિત્ર ન, કોઈ ત્રીજો.
લાકડચો નારદ એ છ બીજો,
દીવાસળી દારૂ ભણે અડાડતો,
આઘે ઊભી આતશબાજી ભાળતે. ૫

— "પ્ર"

## મેં

ઉપજાતિ

આકાશના ઘુમ્મટને ભજાવતાં
ગાયા નહી મે જયગીત મ્હોટાં,
ને કીર્તિકેરા ધ્વજ ના ઉડાવ્યો
આ વિશ્વના મંદિર હર્મ્ય શૃંગે;
અને પ્રતાપી રવિરાય પેઠે
મે શક્તિનો ધાખ નહી વહાવ્યો;
કે વીજ શો ના ચમકાર કીધો
તમિસ્રનાં રાજ ઝુલાવનારો.
મેં તો સદા સ્ત્રોતસમા મધુરાં
ગાનો વડે ત્રાસિતને ફુલાવ્યા;
ને ચન્દ્ર શા શીતળ 'રશ્મિસ્પર્શે'
કૈંકનાં અંતરને જ ઠાર્યાં.
અને બન્યો હું ધ્રુવતારલા શો
અજાણનો દર્શક પથ કેરો.

ભુપેન્દ્ર ડા. વકીલ

# થાકવું શાને?

ગીતધારા, તારે થાકવું શાને?
મત્ત બની મલયાનિલ આવે,
સાગર વેધૂર સાદ ભળાવે:
મૃગલાંફાળ ભરી ભોળાંઓ!

રીઝવે એને સુગન્ધધરાને—
ગીતધારા, તારે થાકવું શાને?

卐

અંચળમાં જેમ દૂધ સમાય ના,
ધાવતું છોરું જેમ ધરાય ના

નિત્ય તૃષાતુર ગીત તું ગાને
ગીતધારા, તારે થાકવું શાને?

卐

શ્વાસ તણી શબ્દભૂમિ બેસીને
શબ્દમહીં જેમ મૌન સરે:
તેજ તણા ચળકાટથી મૌક્તિક
જેમ કવિતાનો દેહ ધરે—

એમ આભેટવા સુરભિઓને
ગીતધારા, તારે થાકવું શાને?

ઇન્દુલાલ ગાંધી

卐

# ભૂલ

[એક રશિયન નવલિકા] શશિકાન્ત ચતુર્વેદી

મારે રજા હોય ત્યારે હું શહેર બહાર ગામડામાં દિવસ ગાળવા ચાલી જાઉં છું. ગામડાની ખુલ્લી હવા તંદુરસ્તી માટે લાભદાયક છે. પાઈનના વૃક્ષ નીચેની હવા તો ફેફસાં માટે ઘણી આરોગ્યકારક હોય છે. ડાક્તરો એમ કહે છે. મને તો કશી ખબર નથી. ખરું પૂછો, તો મને તો એ કથનમાં વિશ્વાસ નથી.

શહેરમાંથી બહાર જવામાં જ મોટી મુશ્કેલી રહી છે. ગાડીમાં ઉતારુઓની ભીડ હોય છે. તેઓ તમને ધક્કા મારે છે. માફી માગ્યા વિના તમારા પર બેસે છે, તેમનાં પોટલાં પડીકાં તમારા માથા પર અગર પગ પર નાંખે છે. અને તે તમને ગામડાની ચોકખી હવાથી ફાયદો તો થાય પણ રસ્તે તમને કંઈને કંઈનો જરૂર ચેપ લાગે.

છેલ્લી વખત જ્યારે હું ગામડામાં ગયો ત્યારે ઉપડવાના ટાઈમ પહેલાં ટ્રેનમાં ચીકાર ગીર્દી થઈ હતી. છેલ્લી પળે ટ્રેનમાં એક માણસ અને એક ડોસી ચઢ્યાં. પુરુષ જરા ભભકાદાર પોશાકમાં ઉમરાઉ જેવો લાગતો હતો. તેણે સ્હેજ મૂછ પણ રાખી હતી. ડોસી સાધારણ ડોસી જેવી લાગતી હતી, તે બે પોટલાં અને એક કરંડીયો લઈ ટ્રેનમાં દાખલ થઈ.

ડોસી સામાન લઈ ડબ્બામાં પહેલી દાખલ થઈ. મૂછવાળો પુરુષ પાછળથી અંદર આવ્યો. સામાન લઈ ગડમથલ કરતી ડોસી દાખલ થઈ અને બેદરકારી બતાવતો, ડોશીને હુકમ કરતો, પેલો ઉમરાઉ પાછળ હતો.

“ જો, જો ! ” તેણે બૂમ મારી, ‘ કરંડીયો સીધો પકડ. તું બધું વેરી નાંખશે. પાટીયાં નીચે બરાબર મૂક. મૂરખી–ડુક્કર ! સાંભળે છે કે ? ઉતારુના ખોળામાં કરંડીયો મૂક નહિ. ઉપર પાટીયાં પર હું મૂકું ત્યાં સુધી તું તે ઉંચકી રાખ. શયતાન ! સમજી નહિ ? ”

ઉતારુઓને તરત જ લાગ્યું કે આ માણસનું વર્તન બેમર્યાદ હતું. મજૂરી કાયદાનું ઉલ્લંઘન થતું હતું. એક જૂની ઘરની નોકરડી પર તેનો માલીક અસહ્ય ત્રાસ ગુજારતો હતો.

ઉતારુઓએ અણગમો પ્રદર્શિત કરી માણસને કંઈ કહેવું જોઈએ એમ ગણગણવા લાગ્યા. એક નોકર પ્રત્યે તેનું આવું ક્રૂર વર્તન કેમ સહન થઈ શકે ! મજૂરીના કાયદાની મહત્ત્વની કલમોનો ભંગ થતો હતો.

મારી પાસે બેઠેલા ઉતારુઓ વધારે ને વધારે બેચેની બતાવવા લાગ્યા. “ આ તો ” તેઓએ કહ્યું, “ વૃદ્ધ અશક્ત માણસના કાયદાનો ભંગ થતો હતો. ગમે સ્થળે તે આમ નોકર પર ઘુરકી ન શકે કે તેના પર આમ હુકમ ન કરી શકે. મજૂરી તરીકેનું તેનું સ્વમાન આમ ભંગ ન કરી શકાય ”

એક આકળા સ્વભાવનો પુરુષ એકદમ ઉઠ્યો અને પેલા મૂછવાળા પાસે ગયો અને તેને કહ્યું, “ તમારી આવી વર્તણૂક સાંખી ન શકાય. સ્વતંત્ર વ્યક્તિને તમે ગુલામગીરીનાં બંધનમાં જકડી લો છો. સમાજવાદી રાજ્યમાં આવું ન ચાલે. ”

# ગુજરાતી સાહિત્ય સંમેલનને મહત્ત્વની સુચનાઓ

પ્રફુલ્લચંદ્ર શાહ.

૧ ગુજરાતી સાહિત્યમાં અર્થ વગરનાં સંખ્યાબંધ જોડકણાં રાસ તરીકે પ્રગટ થાય છે. એ મહાવ્યથા અંકુશમાં લાવવા સંમેલને રાસ પર પાંચ રૂપિયાનો કર મુકવો. પાંચ રૂપિયા ભર્યા હોય તેજ રાસ પ્રગટ થઈ શકે. આથી આ રોગ નાબુદ થશે એમ માનવા કારણ નથી, પણ તે પ્રસંગતો અટકશે અને સંમેલન સંસ્થાને સારી વાર્ષિક આવક થશે.

૨ પૃથ્વી છંદ લખવા પર પ્રતિબંધ મુકવો. છતાં કોઈએ તે છંદમાં કાવ્ય પ્રગટ જ કરવું હોય તો બ. ક. ઠા. ના વિવરણ સહિત તેમ કરવું. કારણ કે કવિ પોતે પણ પોતાનાં કાવ્યનો અર્થ સમજતો ન હોય તો પણ બ. ક. ઠા. તેમાંથી સુંદર અર્થો ઉપજાવી શકે છે. પછી કોઈને કાવ્યમાં સમજ પડતી નથી એમ ફરિયાદ કરવા કારણ ન રહેશે.

૩ મૌલિક પુસ્તક પ્રગટ કરવાનો હક કરનારે સંસ્થાને ૫૦૦ રૂપિયા ડીપોઝીટ આપવા. બાર માસમાં તે પુસ્તક મૌલિક નથી એમ કોઈ સાબિત ન કરે તો ડીપોઝીટ પરત કરવી.

૪ સામયિકનાં તંત્રીઓ માટે સંસ્થાએ પરીક્ષા રાખવી. પાસ થયેલા જ તંત્રી બની શકે. મને ડર રહે છે કે પૃથ્વીના તંત્રી આ સૂચના કાતર ચલાવી કાઢી નાખશે. [ આવા કાયદાઓ અમલમાં આવે તે વખતે ચાલુ ધંધાદારીઓને નભાવી લેવામાં આવે છે એટલે મારે કશો વિરોધ કરવા જેવું રહેતું નથી. પરીક્ષા જેવું કાંઈ મારા માથે હોય તો આ સૂચના મને અપ્રાસંગિક લાગત. ત. પ. ]

૫ હ્રસ્વ, દીર્ઘનો ભેદ ટાળી હવે એકજ પ્રયોગ રાખવો—હ્રસ્વ કે દીર્ઘ. એ જોડણીની શીખવામાં ગુજરાતીઓની અમાપ શક્તિ વેડફાઈ જાય છે અને મોટી આર્થિક હાનિ પણ થાય છે. અમેરિકાએ સરળ જોડણીનો પ્રયોગ કરી જોયો તેમ અહીં પણ કરી જોવું. સંગીતમાં જરૂર હોય તો ત્યાં હ્રસ્વ-દીર્ઘનાં ચિન્હો બતાવવાં. ગદ્યમાંથી આ તરખડ ટાળી દેવી. આ સૂચના હાસ્યજનક લાગે તેને હું એમ પૂછું કે આજે ગુજરાતના સર્વશ્રેષ્ઠ સાહિત્યકારો ક. મા. મુનશી અને ર. વ. દેસાઈ પાંચ લીટી શુદ્ધ જોડણી સાથે લખી શકે છે? છતાં તેમની સાહિત્ય વિષયક પ્રગતિને કંઈ અડચણ આવી નથી તો આખી જીંદગીમાં સાહિત્યમાં બે લીટી લખવાના નથી તેવા સામાન્ય માણસો પર જોડણીના આ શું અત્યાચાર!

૬ કુંવારી વહુ અને કુંવારા બાપ એવા પુસ્તકાભિધાનો સેન્સર કરી કાઢી નાખવા.

૭ ગુજરાતમાંથી એક સુંદર અંગ્રેજી માસિક કાઢવું. સ્વાભાવિક રીતેજ ગુજરાતી લેખકોને તેમાં પ્રાધાન્ય મળતું રહેશે. ગુજરાતી ઉત્તમ કૃતિઓ અંગ્રેજી વાચકો સમક્ષ રજુ થશે. આમ થાય તો દશ વરસમાં જ કોઈ ગુજરાતી લેખકને નોબલ પ્રાઈઝ મળશે તેની હું ખાતરી આપું છું.

૮ ધનિકો સાહિત્ય રસિક થઈ ગયા છે એવો પ્રચાર કરવો. ધનિકોના બંગલા દિવાનખાના ઉત્તમ ગુજરાતી લેખકોનાં પુસ્તકોથી ભરેલા વર્ણવવા. નવલકથામાં તેમને સાહિત્યરસી કરી બતાવવા. આવા પ્રચારથી ધનિકોને લાગશે કે પુસ્તકો ભલે વાંચવા નહિ પણ શણગાર ખાતર પણ

# ઇમાનને ખાતર

પોપટલાલ પુ. શાહ

પાણીપતનું પ્રસિદ્ધ મેદાન ખૂનખાર યુદ્ધોને માટે પ્રખ્યાત છે. એ મેદાન પર જ વિધાતાએ જમાને જમાને ભારતના ઇતિહાસના લેખ લખ્યા છે.

વિદેશીઓને, વિધર્મીઓને, ભારતનો રાજમુકુટ પહેરાવનાર અને સ્વદેશીઓ–સ્વધર્મીઓને, પરાજય, નિરાશા અને નાશ વહોરાવનાર એ કારમી ભૂમિમાં ત્રીજું યુદ્ધ લડાઈ ચૂક્યું છે અને અફઘાનોનો વિજય ડંકો વાગી ચૂક્યો છે. એ જ વિજય ડંકો મરાઠાની પ્રગતિનો મૃત્યુઘંટ બની ગયો છે.

એક બાજુના મેદાનમાં દૂર દૂર સુધી લાશોના ઢગલા પડ્યા છે, દુર્ગંધ પ્રસરી રહી છે અને કાગડા ગીધ આદિ હિંસક પંખીઓ અને વરુ અને શિયાળવાં વગેરે હિંસક પશુઓ ઉજાણી કરી રહ્યાં છે. કોઈ કોઈ અધમુઆ મુસલમાન સિપાઈઓ–મરણ આરે બેઠા બેઠા માતૃદ્રોહી સુજાઉદ્દૌલાને અને નિમકહરામ નજીબુદ્દૌલાને લાનત વરસાવતા, ગાળો ભાંડતા કારમી વેદનાની દયામણી ચીસો પાડી રહ્યા છે, તો કોઈ કોઈ ઘાયલ થઈને મોતને માટે વલખાં મારતા હિંદુ સૈનિકો પડ્યા પડ્યા હોલકર, ગાયકવાડ વગેરે નિમકહરામ સરદારોને શાપ આપતાં કરુણાના સ્વરે દુઃખનાં રોદણાં રોઈ રહ્યા છે.

બીજી બાજુએ તેથી ખૂબ દૂર દૂર એક સુંદર સપાટ મેદાનમાં તંબુઓ ખડા છે. વચમાં દુર્રાની એક મોટા તંબુમાં પોતાની કચેરી ભરીને બેઠો છે. એક તરફ ડાબી બાજુએ સુજાઉદ્દૌલા નજીબુદ્દૌલા વગેરે માતૃદ્રોહી સરદારો નીચે મોઢે બેઠા છે. બીજી બાજુ અબ્દાલીના સરદારોની હાર ગોઠવાઈ ગઈ છે.

અબ્દાલી પોતાની સામે જંગ ખેલનાર અને જીવતા પકડાઈ જનાર કેદીઓને પોતાની હજુર હાજર કરવા હુકમ કરી રહ્યો છે.

હાથ પગથી બાંધેલો એક કેદી, આગળ પોતે અને પાછળ પહેરેગીરો એમ હાજર થાય છે.

અબ્દાલી—તેના હાથ પગ છોડી નાખો. તેની કમરે દોરડું બાંધી રાખો. (પહેરેગીરો એમ કરે છે.)

અબ્દાલી—ઇબ્રાહીમ ગાર્દી તું જ કે ને [illegible]

ઇબ્રાહીમ—જી, હા. નામવર !

અબ્દાલી—ઇબ્રાહીમ ! ઇબ્રાહીમ ! છેવટ કેદી બન્યો ને ?

ઇબ્રાહીમ—શું ? ઇબ્રાહીમ કેદી ? ના, હું કેદી નથી.

અબ્દાલી—અરે ! આવી તોછડાઈ ? હજી તારો રોફ માતો નથી. તારા ચહેરા પર હજી ખુમારી ભરી છે, તારી અક્કડાઈ હજી એવીને એવી છે, તારી આંખોની રોશનીમાં હજી પણ નથી દેખાતી રહમની અરજ કે નથી જણાતી મોતની પરવાહ. કેદી થઈને પણ ..

ઇબ્રાહીમ—મેં કહ્યું ને કે હું કેદી નથી. કેદી તો આ બધા આપની ડાબી બાજુએ બેઠેલા ગુલામો છે.

અબદાલી—શું તને મોતનો ડર નથી ?

ઇબ્રાહીમ—મર્દો મોતથી બીતા નથી.

અબદાલી—તને અમારો પયગામ પહોંચ્યો હતો ?

ઇબ્રાહીમ—જી, હા. નામવર

અબદાલી—છે તે શા માટે નકાર્યો ?

ઇબ્રાહીમ—એવી બેઇમાની મને ગમી નહિ માટે.

અબદાલી—પણ તને પંજાબનું રાજ્ય આપવાનું કહ્યું હતું ને ? પંજાબની સુબાગીરી તારી નજરમાં ન આવી ?

ઇબ્રાહીમ—પંજાબની સુબાગીરીનો શું પણ સારા હિંદુસ્તાનનો સ્વતંત્ર તાજ ઇબ્રાહીમને માથે પહેરાવવામાં આવે તો પણ ઇબ્રાહીમ એવી બેઇમાની નજ કરે.

અબદાલી—આ તે તારું ઇમાન તો એકજ ને ?

ઇબ્રાહીમ—ના, શું

અબદાલી—અરે નાદાન ! તું શું બોલે છે ? આ, તે તું બોલે છે કે બકે છે ?

કાફર હિંદુઓને પડખે રહીને તેં દીન સામે જંગ મચાવ્યો. તારા તોપના ગોળાથી તેં તારાજ ધર્મભાઇનો પ્રાણ કાઢી નાખ્યો અને એમ તેં તારા મઝહબ સામે તોફાન મચાવ્યું એ તારો ગુન્હો ઓછો છે તે હજી આવું બોલીને તેમાં વધારો કરે છે ?

ઇબ્રાહીમ—મેં જે કર્યું છે તે બરાબર કર્યું છે. એક સાચા મુસલમાનને છાજે તેમજ હું વર્ત્યો છું.

અબદાલી—તું શું કહે છે આ ?

ઇબ્રાહીમ—જેની નોકરી સ્વીકારી તેને બેવફા ન થવું એ મારો ઠરાવ હતો.

અબદાલી—પણ એ તારી વફાદારી કેવી ? કાફરોને પડખે રહીને દીન સામે જંગ મચાવવામાં સાચી વફાદારી કે ઇસ્લામી જન્મીને ઇસ્લામને વફાદાર રહીને કાફરોનો નાશ કરવામાં ખરી વફાદારી ?

ઇબ્રાહીમ—શાહ ! એ વાત તમને સમજાય એવી નથી. હું જેની સાથે રહીને લડ્યો, તેનાથી હું જુદો નહોતો—નથી. અમે એકજ ભૂમિનાં ફરજંદ, એકજ વતનના વતની. અમારી માતૃ વતની માતાને કેમ તજી શકે ?

મરાઠાઓ હિંદુ ખરા, પણ હિંદનાજ વતની અમે પણ હિંદનાજ વતની, શાહ ! અમે સૌ હિંદમાતાને ખોળે રમેલા અને ઉછરેલા. હિંદમાતાનાં અન્નપાણીથી અમારાં પંડ પોષાયાં છે. શાહ ! કઇ બીજી મોટી આશાએ હું એ વતનનાં સ્વાર્થ છોડું અને માતૃદ્રોહી બનું ?

અબદાલી—પંજાબની સુબાગીરી માટે.

ઇબ્રાહીમ—એ તો આપને મેં પ્રથમથીજ કહી દીધું ને કે સારી જહાંનો તાજ પણ મને મારે વતનની માતાનો દ્રોહી ન બનાવી શકે.

અબદાલી—તો તારા મઝહબ ખાતર, દીનને ખાતર તો—

ઇબ્રાહીમ—મઝહબ અને દીનને ખાતર ? તેને માટે તો ઇન્સાન જીવ આપે. મઝહબને માટે, દીનને વાસ્તે તો હું મારા પ્રાણ આપું.

અબદાલી—એટલે જ તું અમારી સામે લડ્યો કે ?

ઇબ્રાહીમ—હા. નામવર આ જંગ દીનને માટે મજહબને ખાતર ન હોતો—નથી, સાચી હકીકત તો એ છે કે મજહબને માટે જંગ હોયજ નહિ—પણ ઇન્સાનને એ વાત સમજવાને હજી વાર છે

શાહ ! શયાતાનો મજહબને નામે, ખુદાને નામે, એક્જ માદરે વતનનાં ફરજંદોને લડાવી મારી પોતાની મતલબ સાધી જાય છે અને મૂર્ખાઓ એ જંગમાં ખતમીમાં ખપીને પડે છે.

આપે પણ હિંદના મુસલમાનોને આબાદ છેતર્યા.

અબદાલી—અને તારા ભાઇએ શું કર્યું ?

ઇબ્રાહીમ—ભાઇએ પણ મૂર્ખાઇ તો કરીજ અને આપે એનો લાભ લીધો. ખરી રીતે આ જંગ તો દેશી પરદેશી વચ્ચે હતો. તમે આપ પરદેશી અને અમે સૌ દેશી.

અબદાલી—ત્યારે તો તારે મન આ નજીબખાંના વજીર સાહેબ અને એવા બધા મૂરખ કાં ?

ઇબ્રાહીમ—જી નામવર ! મૂરખ નહિ તો સ્વાર્થીઓ તો ખરાજ આપે તેને આબાદ છેતર્યા અને હિંદીઓને હાથે હિંદીઓનો નાશ કરાવ્યો, હિંદના કમનસીબે જ્યારે ને ત્યારે પરદેશીઓની આ નીતિ ફાવી જ ગઇ છે,

અબદાલી—આ બધું જ્ઞાન તને કોણે દીધું ?

ઇબ્રાહીમ—મારા ઉસ્તાદ બુસ્સી સાહેબે, એમના આચરણ પરથી હું વતનપ્રેમ શીખ્યો. અને એમણે મને માદરે વતનની માયાની પહેલી ઓળખ આપી. ત્યાર પછીજ હું મરાઠાનો નોકર થયો.

એમણે જ મને કહ્યું હતું કે 'તમારો દેશ પરદેશીઓના હાથમાં જશે. તમે જ મહિ‍ા મહિ લઇને તમારો દેશ પારકાના હાથમાં સોંપશો."

શાહ ! આ વાત મને આજ દીવા જેવી દેખાય છે નથી હિંદોસ્તાં હિંદુઓના હાથમાં આવવાનું કે નથી મુસલમાનોના હાથમાં રહેવાનું. આજનો જંગ એ વાતની સીધી ગવાહી પૂરી રહ્યો છે.

અબદાલી—એ તારી વાતો ખ્યાલી છે, એ ખોટા ખ્યાલ પાછળ તેં પંજાબ ખોયો.

ઇબ્રાહીમ—શાહ ! એ વાત આપને ખ્યાલી લાગે છે, પણ મારે મન એજ હકીકત છે અમારા બાપ દાદાએ અહીંજ લોહી રેડ્યાં છે, અહીંજ એમની કબરો છે, અમારાં બાળબચ્ચાં, જાનમાલ આ વતનમાં જ છે, અને અહીં જ રહેવાનાં, અમારે જીવવું મરવું પણ અહીં જ. શાહ ! 'જ્યાં જન્મ્યા તેની માયા કેમ છોડાય ! અમારા બાપદાદા અમારી સોંપણ આ ઝમીને અને આ ઝમીંની સોંપણ અમને કરતા ગયા છે હવે તો આ વતન એજ અમારો મજહબ. આ ઝમીમાં તેને માટે જીવવું મરવું એજ હવે અમારો સાચો રાહ છે

શાહ ! એનો દ્રોહ એ અમારે માટે તો દોઝખના દરવાજા જ ઉઘાડે.

અબદાલી—એય જવાન ! હવે તારે જીવવું છે કે મરવાની જ તમન્ના છે

ઇબ્રાહીમ—એનો જવાબ હું આપને શા માટે આપું ! આપને તો જાણવાની શી જરૂર પડી છે ?

અબદાલી—ઇબ્રાહીમ ! ઇબ્રાહીમ ! તારી અકડાઇ, તારી બેપરવાઇ તો તારે માટે મોતજ માગી લે છે પણ તારા ખ્યાલો, તારી હિમ્મત અને વફાદારીથી ખુશ થઇ હજી પણ તને મારી આપીને પંજાબનો સુબો બનાવું તો તું મારો હુકમ માનીને મારા તાબામાં રહીશ ?

ઇબ્રાહીમ—શાહ ! આપની રહમ માટે અહેસાન. પણ મારાથી એ બને તેમ નથી.

# ખુરમાની પેસી પર

## કસીદા

ઓ ખજૂરની પાકી પેશલી, શાહ ઓપ મે તારી કેટલી!
આવી હાથ ના આજ દિન સુધી, આવડી સરસ, મિષ્ટ આટલી!
ખાઉં આખી કે ચાખું સ્હેજ સ્હેજ, ચીજ ઓ મહા, ચીજ ઓ ભલી!
કોણ તાહરો મોહતાજ ના? હોય તે ભલે મોલવી, વલી!
કોઇ યાચતા પાછલે કરે, કો હરોતમાં બેસી આગલી.
જાય તે તરફ ઝુંડ લોકના, તારી બાતમી જે સ્થળે મળી.
માંગી ના તને મુખે તે રહ્યો, ખોઇ ગોઠડી તેમ બાદલી.
જેહ હસ્ત તું શોભતી સદા, દોસ્ત તેહના જ્યાં ય જ્યાં ગલી.
માણી જેહણે તારી ના મઝા, લેખી તેહની જાત જંગલી.
મોહિની સૂરત, કામની સુરત, જોઉં જ્યાયથી ત્યાંય ચાંગલી!
દિલ્સુફી બધી તાહરે વિશે ગાહ છે ખરી, ગાહ છે જલી.
દેશ દેશની શોધખોળમાં કામયાબ છે તું જ એકલી,
તારી પેર હું વિશ્વમાં વસ્યો આસમાનમાં બાંધી બંગલી
તારલા તણી ટોળીમાં રમું, સિંધુમાં મરું, છૂપી અંજલી.
કલ્પના તણા બાગમાહીંથી છાબડી ભરું આભ જેટલી:
ના જતન સુધી કે જતન ખપી પ્રાપ્તિઓ કરું થાય તેટલી.
સર્વ સ્વાદ છે પ્રેમ ખાદ્યમાં, આમ કો કહે, કોઇ આમલી!
ઇશ્કના જુમ્મે બિસ્ત કે બિછાત, ત્યાંય ખ્વાબ લે આંખ જ્યા મલી.
રાતમાં રચે દૂબદૂ અપોર, ને અપોરમાં સત પાછલી,
ખ્વાબની મહી પ્રેમી જનોના ના જુદું નગર, ના વનસ્થલી,
મૂર્તનું કિરણ ખાકને મળે, બેઠી મશક્કત લાંબી કેટલી!
દિન ઉપર દિનો આથમ્યા પાછી આજ વર્ષતી આશ આભલી.
ના પતીલથી વેગળાં રહો, મારી આજિજી માત્ર એટલી!

પતીલ

“ હા, તારી વાત ખરી છે, એ શિયાળાનો રંગ છે, ત્યારે વસંતનો રંગ કેવો ? પીળો ! ”

“ અરે વ્હાલા એ શું કહો ! ”

“ વારુ, ત્યારે સફેદ. ”

“ અહા, સફેદ કરતાં શું મધુતર હોય શકે ? ”

“ વારુ, ત્યારે નક્કી થયું,” સફેદ સાડી લઇશું. “ પણ કાન્તાએ કહ્યું,” સફેદ સાડી તરતજ મેલી થઇ જાય છે. એકવાર પહેરીએ એટલે ધોબીને ત્યાં આપવા જેવી થઇ જાય છે.”

“ એ તો ખોટું. !” મધુએ કહ્યું, “ ઉપર સ્ટેજ ઘેરા રંગની–સ્ટેજ ઝાંખા રંગની–સ્ટેજ ઉપર કાળાશ હોય તો !”

“ એક જાતની આસમાની ! ” કાન્તા બોલી. “ બરાબર એમજ. ”

“ હા વ્હાલા, તમારી સલાહ હમેશા ઉત્તમ જ હોય છે. તમારું કહેવું મને ગમે છે. આજે સાંજના તમે મારી સાથે બજારમાં આવજો, અને આપણે સ્ટોરમાંથી આસમાની સાડી લઇશું.”

# ભગવાનની ભૂલો

પ્રકાશમાં લાવનાર — શાન્તિકુમાર જ. ભટ્ટ

આ લેખ લખવાનો પ્રસંગ નીચે પ્રમાણે બન્યો :—

મારે લાયક કોઈ નોકરી ન હોવાને કારણે અથવા કોઈ નોકરીને લાયક હું ન હોવાને કારણે મારા નસીબમાં રખડપટ્ટી લખાઈ હતી અથવા રખડપટ્ટીના નસીબમાં મારા જેવા રીક્રુટને દાખલ કરવાનું સરજ્યું હતું.

મારે હું રખડતો હતો. કલ્પનાએ કવિતા સાથે લગ્ન કર્યાં, શ્રીમંતાઈ મોટરોમાં મહાલવા લાગી અને રાજકારણની રમણીને પૃથ્વીરાજે હરી ગયા. પરિણામે ન તો હું મોટો કવિ થઈ શક્યો, ન શ્રીમંત બની શક્યો. કે ન કોઈ મોટો દેશનેતા બની શક્યો.

એટલે હું રખડતો હતો. એક દિવસ હું એક પુસ્તકવાળાની દુકાનમાં પેઠો. એક પુસ્તક પર મારી નજર જ ઠરી ગઈ. એ પુસ્તકનું નામ હતું: 'ઈશ્વરનું ખૂન'. ખૂન તો ગુનો કે ભૂલ કરનારનું જ થાય ને ! એટલે ઈશ્વરે ભૂલો કરી જ હશે. એ મારી માન્યતાને મજબૂત ટેકો મળ્યો.

કોઈ એક લેખકે લખ્યું છે કે ટીકારૂપી આરસીમાં જોઈને સહુએ પોતાના દોષ ધોઈ નાખવા. એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં ઈશ્વર જ્યાં હોય ત્યાંથી એણે આ લેખ વાંચી પોતાની ભૂલો સુધારી લેવી જોઈએ.

મને લાગે છે કે ઈશ્વરે એટલી બધી ભૂલો કરી છે કે સાગર જેટલી શાહી હોય અને પૃથ્વી જેવડો કાગળ હોય અને કીડીના પગ જેવડા ઝીણા અક્ષરથી કોઈ અનંત વર્ષો સુધી લખ્યા જ કરે તો પણ ઈશ્વરના અવગુણોનો પાર કોઈથી પણ પામી શકાય તેમ નથી. પણ જેમ બાળકોના લાભાર્થે ચાર શ્લોકનું ભાગવત કે ચાર શ્લોકની ગીતા હોય છે તેમ ઈશ્વરના અવગુણોનું એક સંક્ષિપ્ત બયાન અહીં રજૂ કરવામાં આવશે, ઇતિ પ્રસ્તાવના.

ઈશ્વરે એક ભૂલ તો એ કરી છે કે મારા જેવા મનુષ્ય બનાવી પણ એની ભૂલો શોધી શકે એવા ચાર ક્વોલીટી માણસો આ દુનિયામાં ઉત્પન્ન કર્યા. ભૂલનો ભોગ ઈશ્વરને પણ શા માટે છોડે ?

ઈશ્વરે બીજી મોટી ભૂલ એ કરી છે કે હિંદુસ્તાન જેવા ફળદ્રુપ દેશમાં દેશનેતાઓની ફળદ્રુપતા ખૂબ જ વધારી દીધી છે એટલે ચાર હાથના ચીભડાને તેર હાથનું બી હોય એમ, કમભાગ્યે આ દેશમાં માણસોની સંખ્યા કરતા દેશનેતાઓની સંખ્યા વધારે છે ! ભૂલની હદ ત્યાં જ આવતી નથી. જેમ કોઈ ચોર ચોરી કરે અને ઉપરથી ખૂન પણ કરે એમ ઈશ્વરે હિંદુસ્તાનમાં બીજી ભયાનક ભૂલ કરી છે કે પૂજ્ય ગાંધીજી અને જનાબ ઝીણાને એક જ સમયમાં અને એક જ સ્થળમાં આ પૃથ્વીમાં અવતાર આપ્યો છે. પૂજ્ય ગાંધીજી અને જનાબ ઝીણા—એકને ઉત્તર ધ્રુવ પર અને બીજાને દક્ષિણ ધ્રુવ પર જન્મ આપ્યો હોત તો હિંદુસ્તાનમાં આપસમાં ઝઘડા જ ન થાત.

ભગવાનની ત્રીજી ભૂલ એ છે કે એનું કોઈ નિશ્ચિત નામ નથી. નથી એના નામના વીઝીટીંગ કાર્ડ કોઈને મળ્યાં કે જેના પરથી એનું નામ જાણી શકાય. કોઈ એને અલ્લાહ કહે છે.

કોઈ એને રામ કહે છે. ભગવાને જો એકાદ વાર પણ હાજર થઈને કહ્યું હોત કે મારૂં નામ ફલાણું છે તો પછી દુનિયામાં મઝહબને નામ ઝગડા જ ન થાત, કારણ કે પછી તો એક જ ધર્મ હોત.

ભગવાનને નામ નથી એટલુંજ નહિ પણ એનું કોઈ નક્કી ઠામ પણ નથી કોઈ કહે છે કે એ આકાશમાં રહે છે કોઈ કહે છે કે બધી વસ્તુઓમાં રહ્યો છે. કોઈ કહે છે કે પથ્થરમાં, માટીમાં કે ધાતુમાં રહ્યો છે. નથી એનું સરનામું, નથી એનો ટેલીફોન નંબર.

જેમ એને નામ નથી અને ઠામ નથી એમ એનું કોઈ માપ નથી. કોઈ કહે છે એ વિરાટ છે કોઈ કહે છે કે એ વામન છે. કોઈ કહે છે કે એ બધા જ માપનો બહુરૂપી છે.!

ભગવાનની બીજી ભૂલ એ છે કે એણે દુશ્મનોને જન્મ આપ્યો છે, એની આખી સૃષ્ટિમાં ગમે ત્યાં નજર નાખો. એકબીજાની અદેખાઈ, એક બીજાને ખાઈ જવાની વૃત્તિ જગતમાં, જ્યાં અને ત્યાં નજરે પડે છે. આ ભૂલ નથી ત્યારે શું ડહાપણ છે!

ભગવાનની ત્રીજી ભૂલ એ છે કે એ સાવ ભૂલકણો છે. એને મેમરી પીલ્સ ખાવાની ખાસ જરૂર છે એમ મને લાગે છે" એક ભક્ત પાસેથી એક ભજન સાંભળ્યું હતું કે હે ભગવાન, પૂતનાનું પયપાન કરતાં તું માશીનો સંબંધ ભૂલી ગયો, કંસનો વધ કરતાં મામાનો સંબંધ ભૂલી ગયો, અર્જુનના સારથિ તરીકે તારૂં સત્ય વચન ભૂલી ગયો. આમ તું સાવ ભૂલકણો છે પણ હે ભગવાન, હવે તો તને સાચો ભૂલકણો તો ત્યારે જ જાણું કે તું મોરા ગુન્હા ભૂલી જાય" ભગવાનની આ ભૂલને લીધે જ આ લેખ લખવાની હિમ્મત કરી છે.

આમ ભગવાન ભૂલોનો સાગર છે આથી એના વિશે જે સ્તોત્રો લખાયાં છે એમાં પણ ફેરફાર કરવાની ખાસ જરૂર છે. એનાં વખાણના જે શ્લોકો હોય તેનો અર્થ જુદો જ કરવો. મારા એક પરમ મિત્રે એવી શુભ શરૂઆત પણ કરી છે એ દાખલો રસદાયક હોવાથી અહીં ટાંકું છું.

મૂળ શ્લોક :—

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ।
लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥

ભગવાનનું સાચું વર્ણન કરવા માટે આ શ્લોકનો અર્થ નીચે પ્રમાણે થાય,—

જે ભગવાનની પાસે શાન્તા નામની નાર છે, જેના શયનની પાસે પાણીનો ઘડો (ભુ=પાણી, જગ-ઘડો) છે, જેની પત્નીનું નામ પદ્મા છે, જે ભમ એવો અવાજ કરીને પરી જાય છે જે દારૂડીઓ છે (સુરાનો ઈશ), જેનો વિશ્વાસ ગગન જેવો પોલો છે, જે મેઘના જેવો ગરજે પણ આપે નહિ એવો લોભિયો છે, જે ખૂબ ભાંગ પીએ છે, જે લક્ષ્મીનો પતિ એટલે કે લોભિયો છે, જેનાં નયનોમાં કમળો થયો છે, જે યોગીઓ જેવો એકલપેટો છે, જે વિષ્ણુ વંદામાં પણ ભય જુએ છે તે ભગવાન કોઈ લોકનો થતો નથી.

પછી પાછા ફરી જવાય તેવી ધારણીય સ્થિતિ નથી અને જોડાવામાં કંઇ નથી. છૂટી ટીપેલ દો સિવાયના બીજા કેટલાક ધારણીય દો સિવાયના રાજાઓના હાથમાં કંઈ રહેતું નથી. જકાત અને વેરાના લાભો હવે રાજ્યો પાસેથી ખસી જવા લાગ્યા છે. સમવાયતંત્રના નિભાવ અર્થે તેમણે ખંડણી જતી કરવાની છે. આ બધી ઓછેવત્તી મૂડી જેવો વેપાર આજે રાજાઓના વિમાસણને મુખ્ય રાજકીય પ્રશ્ન છે, સંયુક્ત ધારાસભા નક્કી કરે તે કાયદાનું ધોરણ ચોક્કસ દેખાડે તેટલી રહેમીયત, અને પ્રજા આપે તે સવલતો, આ સર્વે જોતાં રાજાઓ તેમને વીસ વર્ષ સુધી સમવાયતંત્રમાં જોડાવા માટે આપેલી મુદતમાંથી કયે વર્ષે જોડાવું તે નક્કી કરવા સલાહો મેળવી રહ્યા છે.

## પ્રતિનિધિ સભાનું ભાવિ

રાજાઓ જે ઉત્સાહથી પ્રતિનિધિસભામાં જોડાય છે. તે ઉત્સાહ કાયમ દિવસો જતાં રહેશે નહિ. ધોરણાસન આપવાના બદલાના હેઠળ તેઓ કાયમ કરવાઈ જાય. અમલમાં આવેલી નવી હિંદી સરકાર રાજાઓને પ્રતિનિધિ સભામાં તેમના સત્તા નહિવત કરશે, કારણ હિંદી હિંદ અને રાજ્યોનું હિંદ એવા કૃત્રિમ ભાગલાઓ પાછળની ફૂટ પછી મળેલી રાજનીતિ હવે નભી શકશે નહિ. સામાન્ય થતાં જીવન અને રાજકીય ધોરણને લીધે પ્રજાઓ, ભૌગોલિક અને, પ્રાંતિય સીમાઓ સુધી, એક થશે, અને તેમ થતાં, રાજાઓના હાથની સત્તા પ્રજાના હાથમાં જશે. રાજાઓ માત્ર નામધારી અધિપતિઓ રહેશે અને પ્રજામાંથી મેળવેલી લક્ષ્મી પાછી પ્રજાના હાથમાં જશે. પણ આ પરિવર્તન વર્ષો પછી થશે.

નાની બચત યોજના

# બચત મંડળો (સેવિંગ ગ્રુપ્સ) સ્થાપો.

# નેશનલ સેવિંગ્સ સર્ટીફીકેટ

ખરીદ કરો

અને

## ૪½ ટકા સંપુર્ણ આયપત વેરા મુક્ત વ્યાજ મેળવો

૧. દરેક તાલુકાના મુખ્ય સ્થળે અને મોટા શહેરોમા દરેક વોર્ડ સેવિંગ્જ ગ્રુપ તથા સેવિંગ્જ કમીટીજ જે તે સ્થળના રહેવાસીઓ, દરેક જાતના લોકો તથા દરેક ધંધાદારી માણસોના ખાસ સંસર્ગમાં આવતા લાગવગ ધરાવનાર વ્યક્તિઓની નીમો. દરેક વ્યક્તિ તેના સભાસદ બને તેવો પ્રયત્ન કરો.

૨. સેવિંગ્જ ગ્રુપ્સ તથા સેવિંગ્જ કમિટીજનો ઉદ્દેશ સભાસદના નામ નોંધવાનો તથા બીજા લોકોને સભાસદો તરીકે દાખલ કરવાનો હોવો જોઈએ. દરેક સભાસદે માસિક ઓછામાં ઓછી ઈસમ દીઠ સાડા ત્રણ આના પ્રમાણે રકમ બચત કરવા નિશ્ચય કરવો, દરેક સભાસદે પોતાની પ્રથમની બચત રકમ હોય તો તે તથા માસિક બચતની રકમ નેશનલ સેવિંગ્જ સર્ટીફિકેટસમાં રોકવી.

૩. સેવિંગ્જ ગ્રુપ્સ તથા સેવિંગ્જ કમિટીના સભાસદોની નામની યાદી તે સ્થળસીમા માટે નીમવામાં આવેલા અધિકૃત આડતિયાને આપો.

૪ અધિકૃત આડતિયાએ નિયમીત દિવસોના અંતરે સભાસદની પાસે જઈ બચત રકમોના બદલામા તેટલીજ રકમના નેશનલ સેવિંગ્જ સ્ટેમ્પસ આપવા.

૫. જે તે સભાસદ પાસે જ્યારે રૂ. ૫ કે તેથી વધુ રકમના ખરીદેલા નેશનલ સેવિંગ્જ થાય ત્યારે તેના બદલામા તેટલી રકમના નેશનલ સેવિંગ્જ સર્ટીફિકેટસ અધિકૃત આડતિયાએ મુકરર કરેલી પોસ્ટ ઓફીસમાંથી લાવી જે તે સભાસદને આપવા, એટલે સેંકડે અઢી ટકા પ્રમાણે આડતની રકમ મળવા પાત્ર થશે.

૬. કોઈ સભાસદ નીયમીત બચત કરવાનું ચુકે તો અધિકૃત આડતિયાએ તે હકીકત સેવિંગ્જ ગ્રુપ્સ તથા સેવિંગ્જ કમિટિને જાહેર કરવી. એટલે તેમના તરફથી તે સભાસદને નિયમીત બચત કરવા પ્રોત્સાહન આપવું.

૭ ગામડાઓમાં પણ સેવિંગ્જ ગ્રુપ્સ ગોઠવી ઉપર મુજબ તજવીજ કરવી.

૮. સેવિંગ્જ ગ્રુપ્સ મોટી સંસ્થાઓ માટે પણ ગોઠવી શકાય તેમ છે જેવી કે નિશાળો, કોલેજો, કારખાનાઓ, કચેરીઓ વિગેરે.

૯. એક વખત સેવિંગ્જ ગ્રુપ્સ તથા સેવિંગ્જ કમિટીઝ ગોઠવી શરૂઆત થયા બાદ તાલુકા અમલદારે ગ્રુપ તથા કમિટિના સભાસદોની સંખ્યા તથા તેમના તરફથી થતી માસિક બચત ધ્યાનમાં લઈ વખતો વખત પ્રોત્સાહન આપવું.

 પૂર્ણા 

॥ पूर्णा पूर्णफला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

નવી સીરીઝ પુસ્તક ૧ ] નવેમ્બર, ૧૯૪૬ [ અંક ૪

# દેવનો દેવ

એબિસિનીયા–ઇટાલિ વિગ્રહમાં, ફાસિસ્ટ સૈનિકો નીતિ વિચારે મુકી, દેશવાસીઓ પર નિર્દય અનાચાર ગુજારતા, ત્રાસ વર્તાવી આગળ વધતા હતા. ત્યારે એક વાર એબિસિનિયન મેરા બરકરની ટુકડી દુશ્મનના પંજામાંથી મહામહેનતે છટકી ગઇ ફાસિસ્ટોએ તેની પૂઠ પકડી. ટુકડીની શોધમાં ઇટાલિયનોએ એક ઝૂંપડી આગળ આવી એક યુવાન મીઠી છોકરીને પૂછ્યું, "ઓરિયા ક્યા માર્ગે ગયા ?"

છોકરી વિમાસણમાં પડી. શું કરવું ? જો તે ખરો જવાબ આપે, તો તેના દેશબંધુઓને પકડાવી આપવાનો ગુન્હો થાય. ખોટું કહે તો ઇટાલિયન સૈનિકો પાસથી જુલ્મ થશે. ક્ષણભર વિચાર કરી છોકરીએ માર્ગ કાઢ્યો. પોતાની જીભ બહાર કાઢી, એક હાથે પકડી, બીજા હાથે છરીથી પ્રહાર કરી તે કાપી નાંખી અને જમ જેવા દેખાતા તે સૈનિકો પર ફેંકી.

અને એ અસભ્ય અને પાષાણહૃદયી ઇટાલિયન સૈનિકો પણ આ ત્યાગશીલ, સહનશીલ, સ્વદેશપ્રેમી કૃત્યથી સ્તબ્ધ બન્યા, આ વીરતાથી તેમના જંગલી અને હૃદયમાં પણ છોકરી માટે સન્માનવૃત્તિ જાગી અને તેને જરા પણ પજવ્યા વિના, ઊંડા વિચારમાં ગરક દેખાતા, ત્યાંથી ચાલી ગયા. સહમત ભાઇ 'મ' એ સાચું જ છે ને ?

"એ દેવનો એ દેવ છે,
એ દેવ મારો દેશ છે
દેવો જશે, ધર્મો જશે, શાસ્ત્રો જશે, સંતો જશે,
ને દેવના પણ દેવની ત્યારે પૂજા થવતી હશે"

એના મુક્તિયજ્ઞમાં દરેક સર્વ પ્રકારની આહુતિ આપવા તત્પર રહે, ત્યારે સ્વાધીનતાની સવાર અને સાચી સવાર.

ર. પ. મ.

## વાનપ્રસ્થ આર્ય-દેશ

"મંત્રોને જોરે મુનિઓ સૂર્યને થંભાવે,
ઉન્નત પર્વત નત કરે, ભૂ કંપાવે"
દસ્યુ કાળી નાગ જેવા નાથી દાસ કીધા,
અનાર્યોનાં લોહી રેડી ભોંને ભોગ દીધા
રાજાઓએ" વેદે વેદે ઇત્યાસે પુરાણે
વાતો વાચી. સાચી એ જો આવ્યાં ટોળે ટોળાં
દુશ્મનોનાં દેશે દોડયાં ભૂખ્યા વરૂ જેવાં
ત્યારે ક્યાં'તા એના પુત્રો? શું એ ભારતશ્રી
ત્યારે જર્જરી વાર્ધક્યે 'વાનપ્રસ્થે ગે'તી?
સાતે નદી, સાતે નિધિ સાતે સમુદ્રોના
દેવે દીધા રખેવાળો દિક્પાળો એ ક્યાં'તા?
સોનું સાચું, પાકું જોએ કસોટીએ ન તો
મોટી મોટી વાતો ખોટી 'ભવ્ય દિવ્ય ભૂત'
હિન્દનો અહિન્દનો વા-મોટાઇનાં તૂત.
"મ"

## ઉપેક્ષિતા માનવતા

વેદ, વાર્તા ને પુરાણો, કાવ્ય, ચંપૂ-પાનાં
બ્રાહ્મણ રાજા ધનીની પ્રશંસાના ગાણાં.
બાકી આખી પોણી પ્રજા ઉપેક્ષિતા રહેતી
કોઢ ભાખી આયો જેવી નારી આખો દહોતી
ગંદા ગંધાતા વાડામાં શૂદ્રો મેલું પીતા
આદિ દેશના વાસીઓ હડસાયાં ઢોરો શા.
વિશ્વપ્રેમીઓને દેશે પશુ—પંખી કીડા
અહિંસા ધર્મે પળાતા પણ ગુલામી પીડા
એના એ દેશે અસંખ્યો વર્ણ વ્યવસ્થાએ
પામેલા તેને મંજૂરી આપી'તી શાસ્ત્રોએ.
કામે, દામે, ને આરામે મસ્ત રહેતા મોટા
દિવા-સ્વપ્નોના નશાએ નો'તા દો દિ જોતા
પાનીએ ઉંડા સોનાની બળી ખાખ થાતી
ને ધુમાડે મૂંઝાઓની હ્હાયોની લૂ વ્હેતી.
"મ"

# આર્ય કન્યા

જૂના લોકો પ્રીતે ગત દિવસની વાત કરતા,
બધા જૂના દિનો સકળ રીતના સુખી ગણતા;
"ભૂલ્યા લોકો સર્વે, પ્રગતિ બદલે પાછળ હઠયા,
"ત્યજી રૂઢી વાતો, કમનસીબ તે દુઃખીજ થયા. ૧
"વધી સુધારામાં અવર જનમાં પત્ની ફરતી,
"હસી આનંદે છે નીરખી રહીને ગર્વ ધરતા!
"કદિ ખીજાયે તે, પતિ મૂક રહી સાર દીસતો!
"કરે સામો ગુસ્સો, અભણ જડમાં ધુર્ત ખપતો! ૨
સુણી આવી વાતો ચતુર બનીને હાસ્ય કરતો,
ગમારો વૃદ્ધોને મતલબી કહી મૂઢ ગણતો,
બધા શિષ્ટાચારો પ્રિય મતુ મહી, વિસરી ગયો.
થયો ઈર્ષાળુ ને જરઠ જનને યાદ કરતો. ૩
હસે કોની સાથે અગર કદિ વાતે વળગવી,
અરે ઈર્ષા અગ્નિ, મગજ ફરતું, બુદ્ધિ બગડી,
રહું વિશ્વાસે હું, શક નહિ જરા, સાન સઘળી,
છતા માલિકી હું પ્રિયકથન હાસ્યે ચહું સદા. ૪
જૂના લોકો સારા, છુપવી ઘરમા દાર રહતા,
લઈ પત્ની ઋષિ વન જઈ વસે નિર્જન સ્થળે,
વળી બુરખો નાખે જગતનયનો આવરી લઈ,
સદા પૂરે મ્હેલે ભૂપતિ લલિના દૃષ્ટ જગતે. ૫
કવિ કો અલીજી મધુર મધુરા ગાવન લખી,
પ્રિયા સાથે ચાહે દૂર સુદૂર એકાંત વસવા,
રચી ઊંચા કોટો ઘર નવ પડે કોની નજરે,
ન કો પ્રિયા દેખે કથન કવિનું, કોણુ છું તદા! ૬
સુધારા વેળીલા વિષમય દીસે હાનિ કરતા,
અતિ ઊંડા પ્રેમો ડગમગી ઉઠે શંકિત થતા,
અભિલાષા જાગે હૃદયરમણી એકલી લઈ,
જઈને એકાંતે હિમગીરી પરે વાસ કરું હું. ૭
વિચારી વિચારી ગડમથલ તો મે ઘણી કરી,
રચો ગ્હેલો જેલો છુપવી લલના કાપડ મહીં,
કહો કેવા પ્રેમો! નજર ફરતા ના ટકી શકે!
નહિ એ તો પ્રેમો ધડ્ડકતી ગુલામગીરી એ. ૮
નહિ હું રાજા છું, કવિવર નહિ, શ્રેષ્ઠ જન ના,
હજારો ને લાખો સરસ નબળા લોક વસતા,
હજારો તેવી યે સરસ નબળી નાર વસવી,
વિશિષ્ટે તત્ત્વે કૈં પ્રણયી ઝુમલો આપ નીરખે,

જૂની નારી સર્વે રમણીય ઘણી, એક જ ચડું,
ન જાણું કે મેં શું પરમ અતિ તત્ત્વ દીઠું પ્રિયે,
કદિ પ્રેમે તત્ત્વે અવર જનથી જુદા જ પડતાં
ટકે એ પ્રીતિ ના, ઘટિત ન મને પ્રેમ મનુનો. ૧૦
ઊંડા છે વિશ્વાસો મનુ પ્રીતિના, ના શક મને,
મનુ આર્યા કન્યા કદિ નવ ઠગે રાજરમણી;
સુકન્યા, સાવિત્રી, પદ્મિની, જશમા, સીત સરખી,
નહિ અત્રિવનો એ ઠગવી શકતા એ સતી જરી. ૧૧
પધારે યુવાનો રમણીય અને ચારુ દીસતા,
વારી એ મિટિંગે મનુ નવ ડરે ચારુ ચપળા;
મૂકી વાણીકાપો, ઘણુઘણી કહે ઉત્તર ઘણા,
હૃદે રુને રાખે, છૂટ નહિ કદિ કો લઈ શકે. ૧૨
ઊગ્યા એ સંસ્કારો અગણિત વર્ષોથી ઉતરીને
થયા હિન્દી હૃદે દઢતમ બધા કાળ ન ભૂંસે,
સુધારાની સારી સમજ પકડી મેળવી જૂની
રીતિ ઊંચી હિન્દી મિશ્રણ કરીને ઉત્તમ કરી. ૧૩
અમારા સંસ્કારો યુગયુગ વીતી સાબુત ટક્યા,
નહિ કાળાગ્નિમા ભડભડ બળી ઓગળી ગયા,
કસોટીએ પૂરી વિમળ બનતા શુદ્ધ નીવડ્યા,
અતિ ઉચ્ચાદર્શો ન પલટી શકે પશ્ચિમ રીતો. ૧૪
ગણી લોળી વાતો જગત હસતુ, ઉત્તર કહું,
ઊંડા વિશ્વાસે ને હૃદયની પ્રીતિ દિવ્ય જ છતાં
ટકાઉ ના પ્રીતિ, મનુતણી પ્રીતિ ખોટી સમજો,
જૂઠી જાતિપ્રીતિ ટકી નવ ટકી તો રુદન શાં?
હૃદે છે વિશ્વાસો પૂરણ પ્રીતિના, ના શક જતો,
રહું રાચી રાચે મનુ મનુ સદા માળ જપતો,
દગો ના દીધો છે કદિ મમ હૃદે રાગ નીરખી,
સદા સાચુ જૂઠું નિર્ણય કરતું શલ્ય પરખી. ૧૬
સુકાની સાચું છે હૃદય જગતે દોરતું ખરું,
બતાવી રસ્તો તે વિપથગમને રોકતું સદા,
ખરી પૂરી શ્રદ્ધા શક પરહરી રાહ પકડું,
જહીં તું લઈ જાયે પૂરણ પ્રીતથી ત્યાં પરવરું. ૧૭

શશિકાંત ચતુર્વેદી.

# સાહિત્ય-સામાન્ય દૃષ્ટિએ



## (૪)

રમણલાલ વસંતલાલ દેસાઈ.

સોનેટ અને પૃથ્વીછંદ એ તાત્ત્વિક રીતે કશી જ નવી વસ્તુ નથી. સામાન્ય દૃષ્ટિએ જ આપણે સાહિત્યને જોવાનું છે. ત્યાં અસામાન્ય શાસ્ત્રીય સ્વરૂપ જેવી લાગતી પૃથ્વીછંદ-સોનેટની ચર્ચામાંથી આપણે સામાન્ય તારવણી નીચે પ્રમાણે કરી શકીએ એમ લાગે.

૧ પૃથ્વીછંદ એ આપણી નૂતન ગુજરાતી કવિતાએ રચેલો છંદ છે જ નહિ. એની ઉત્પત્તિ સંસ્કૃતમાં છે, એ નવીન શોધ નથી જ. નવીન શોધને ઓથે કીર્તિ મેળવતી જૂન-વાણીને સત્ય ખાતર-અભ્યાસ ખાતર આપણે ઓળખવી તો જોઈએ જ.

૨ સોળને બદલે ચૌદ જ લીટીઓમાં કાવ્ય પતાવવાથી, ચરણને છેડે વિશ્રામ લેવાને બદલે એક કરતાં વધારે કડી વિશ્રામસ્થાન નિયત કરવાથી, અને સ્પષ્ટ પ્રવાહી અર્થ અને ખંડ રચનાને બદલે ઈંગ્લેંડ કહાડી તાકાત મેળવી કાવ્ય સમજવાની જરૂર ઊભી કરી ચિંતનના આરોહ-અવરોહની ભ્રમણા ઊભી કરવાથી નવીન સિદ્ધિ મળતી નથી. પ્રયોગ ઇષ્ટ છે. પ્રયોગપૂજન એ માત્ર મૂર્તિપૂજન છે.

૩ સંગીતને અને સાહિત્યને-કાવ્યને તાત્ત્વિક સંબંધ હશે ન હોય એ વચ્ચે વિરોધ જ હોવો જોઈએ, અને, ન હોય તો તે ઊભો કરવો જોઈએ એવી કાવ્ય પુષ્ટ તીવ્ર બનતી જતી માન્યતાએ અનેક સ્વરૂપો ધારણ કરી અને પૃથ્વીછંદી સોનેટનું સ્વરૂપ લીધું છે.

૪ સંગીતનો સંબંધ અળગો કરતાં સાહિત્યે-ખાસ કરીને કવિતાએ પોતાનું સાર્વજનિક સ્વરૂપ ગુમાવ્યું છે—જનતાને અસર કરવાની શક્તિ ઠીક પ્રમાણમાં ખોઈ દીધી છે. કવિતા અને સાહિત્ય જો શબ્દશક્તિ અને તાલ-લય ઉપર અવલંબન રાખતી હોય તો સ્વાભાવિક રીતે જ તે પ્રેરણા અને સંગીત પાસે આવીને ઊભી રહે. પણ આધાર. સંગીતનો ઘવાયેલો દાવ તરછોડવાની જરૂર કોઈ પણ ભાષામાં-કોઈ પણ સાહિત્યમાં ઊભી થઈ નથી.

૫ ત્યાં ગુર્જર કવિતાએ ઘડ સદીથી આજ સુધી ખાસી પ્રગતિમાં પડી સાહિત્યને-ખાસ કરીને કાવ્યને એવું સ્વરૂપ આપી દીધું કે જેથી સાહિત્ય અને સામાન્ય જનતા વચ્ચેનું અંતર વધતું જ જાય છે. પ્રાચીન ક્લિષ્ટ ગણાતા સાહિત્યે જેટલે અંશે સામાન્ય જનતાના હૃદય ઉપર સ્વામીત્વ મેળવ્યું છે તેટલે અંશે આપણા નવા શિષ્ટ સાહિત્યે મેળવ્યું નથી, એમ આપણે કબૂલી લેવું જોઈએ. કવિઓ પણ સમજે અને ગુણગાન કરી લે એવી કવિતા રચવાની મર્યાદાની સૂચના આપણા સાહિત્યની આ ખામી ઉપર જ સહેજ લક્ષ ખેંચે છે.

1 Poets are born, not made; જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ; જેવા સિદ્ધિ; દિગન્તે સૂકાર્થે જેવા સંસ્કૃત કાવ્યબાધાઓ: રસાત્મકં વાક્યં કાવ્યં જેવા કાવ્યસાહિત્ય અને કવિમાનસની વિશિષ્ટતા ઉપર ભાર મૂકતાં વાક્યોને આધાર

સાહિત્ય પ્રજાજીવ અને પ્રજાપ્રિય બનતું અટકી ગયું અને સામાન્યતા જેની સામે પણ ન જુવે એવું મિથ્યાભિમાની શિષ્ટ કહેવાતું સાહિત્ય સર્જી ઉપજાવી બેઠા. એટલું જ નહીં; વિદ્વાનોની વિચિત્રતાઓ, સાહિત્યકારોના ફાંટા, અને કવિઓના ધમકને આપણે પોષતા આવ્યા. અમુક જાતની ઘેલછા વગર પ્રતિભા જન્મે જ નહીં એવો સ્વિકાર કરી લેઈ આપણે જનતા અને સાહિત્યકારો વચ્ચે પડેલું અંતર વધવા જ દીધું.

૭ સાહિત્ય એ વ્યક્તિવિશેષ દ્વારા પ્રગટ થતો કલાપ્રકાર ભલે હોય પરંતુ એની સાચી ઉત્પત્તિ પ્રજાને ધબકતાં જ્વલોમાંથી જ થાય છે એ વાત વીસરાતી ચાલી; અને સાહિત્યના સાર્વજનિક પ્રકારો પણ લુપ્ત થવાનો ભય ઊભો થયો. છાપકામને લીધે વળી સાહિત્યનું અતડાપણું વધી ગયું. સાહિત્ય એ એકાંતમાં કોઈ દેખે નહીં એવી રીતે આપણે એકલા જ વાંચનાર એનો રસ લઈએ એવી સ્વાર્થી વૃત્તિને પોષનારું આનંદતત્ત્વ બની ગયું.

૮ 'કવિતા કહીએ કલ્પના જનમન રંજન જાણ' એ દલપતરામની વ્યાખ્યા પૂરેપૂરી સાચી ભલે ન હોય, પરંતુ સાહિત્યમાં રંજનતત્ત્વ જાણે હોવું જ ન જોઈએ એવી પ્રગટ કે અપ્રગટ માન્યતા સ્થિર થતી ચાલી સાહિત્યકારોની અંગત ઊર્મિઓ, અંગત રોદણાં, અંગત વિચિત્રતાઓ સાહિત્યમાં ઉતરી આવ્યાં અને જનસમાજના માનસ સાથેનો મેળ (corelation) એમાંથી લુપ્ત થતો ચાલ્યો. એ રંજનતત્ત્વ પ્રત્યેના તિરસ્કારમાં આપણી નવી કવિતા કેટકેટલા દસકા સુધી હસીહસાવી પણ શકી નથી—જાણે હાસ્ય એ રસ જ ન હોય, અને રસ હોય તો પણ તે કવિતા જેવા શિષ્ટ આકારમાં ઉતરવાનો અધિકારી પણ ન હોય.'

સાથે સાથે આપણે સ્વિકારવું જોઈએ કે સાહિત્યનું અતડાપણું ધીમે ધીમે દૂર થતું ચાલ્યું છે. સમયનાં બળ સાહિત્યને જનતા પાસે ઘસડી લાવતાં થયાં છે. મહાત્મા ગાંધીએ ઉપજાવેલું પ્રજાજીવ બળ સાહિત્યના શિષ્ટ કોટલાને તોડી તેને સામાન્યતાની હવામાં ફરતું કરી રહ્યું છે, અને વિશિષ્ટ અમલ કરતાં સામાન્ય જનતાની વચ્ચે ધક્કામુક્કી કરતાં ઉપજતી ઊર્મિઓ અને સંવેદનોમાં ઓછી કવિતા નથી—ઓછું સાહિત્યઅંશ નથી એમ સાબીત કરતું ચાલ્યું છે. લોકગીતોનો પુનરુદ્ધાર, ભજન કે રાસ જેવાં ગેયકાવ્યોનું વધતું જતું સામાજિક સ્વરૂપ, મુશાયરા અને લોકકવિઓ, રેડિયો—આકાશવાણી—આ સર્વ પુરવાર કરે છે કે સાહિત્યનું સામાજિક, સાર્વજનિક અને સામાન્યતા સાથે સંપર્ક સાધતું બળ હવે સ્વિકારાતું ચાલ્યું છે.

વિદ્વદ્ભોગ્ય અને લોકભોગ્ય સાહિત્ય વચ્ચે પડી જતા અંતરને દૂર કરતાં તત્ત્વોના પરચા હવે સર્વત્ર દેખી શકાય છે. સને ૧૯૫૨ની વડોદરાની સાહિત્ય પરિષદનો પ્રસંગ સૂચક છે. વિદ્વાનોનાં વ્યાખ્યાનો કરતાં લલિતકળાનાં સાહિત્ય સ્વિકારે એવાં જે કાવ્યો વધારે આકર્ષક બન્યાં હતાં—જો કે 'મંઝર' લેઈ મંચ ઉપર આવી શ્રોતાઓની તાળીઓ ઝીલતા લલિતકળા મહાસાક્ષરોની પસંદગી ભાગ્યે પામતા ન હતા.

એ જ પરિષદમાં ગુર્જર કવિતા પહેલવહેલી જાહેરમાં હસી. 'ગાંધીની બકરે બરાડી ચરિતા ને આ મુશાયરી ફેરી' એ પદ્યપૂર્તિના આખા પ્રસંગને હસી કઢાવાની શિષ્ટ વૃત્તિમાં સર

# ગોરાઓ આવ્યા ત્યારે



મણિભાઇ દ્વિવેદી.

ભારતીય ઇતિહાસમાં અઢારમી સદીના અંતકાળથી અંધકારયુગની શરૂઆત થઇ. કે ખરૂ છે કે, એ સમયે મોગલ મહારાજાનો યશ ઝળહળતો હતો, પણ અતિ વિસ્તરેલા સામ્રાજ્ય -ઇર દૂરના પ્રાંતોનાં સુબાનો આવતા અંધકારની આગાહી કરતાં હતા. એ પછી તો અંધાધુંધ એજ. એ યુગમાં પણ કાળાકોલસાની કાળરાત્રિએ નભોમંડળમાં કોઇ કોઇ અસાધારણ 'તેજસ્વી તારાઓ ચમકી અંધકારના ગર્ભ વિલીન થઇ જાય છે એમ હિન્દના રાજકારણના તખ્તા પર નાના સાહેબ કે ટીપુ, મીર કાસમ કે મહાદજી, અહલ્યાબાઇ કે લક્ષ્મીબાઇ જેવાં વિરલ રત્નો ચમકી ગયાં. પણ એ બધાં સ્વાધીનતાના બુઝાતા દીપકના પ્રકાશ જણાય. દેશભરમાં ગેરવ્યવસ્થા, દૂરદેશીનો અભાવ, સત્તાની લોલુપતા વ્યાપક બની ગઇ હતી. એ અંધાધુનીનો સમય એવો હતો જ્યારે ઠગોએ પણ પોતાનાં પ્રેમ બાંધ્યા અને પીંઢારાઓ "અખંડ પ્રતાપી" બિરદાવલિઓ પામી રાજા બન્યા.

એ સમયમાં પશ્ચિમને કિનારેથી સાગરો ખેડી ગોરાઓના જે વેપારી ટોળાં ઉતર્યાં એમની પાસે આ દેશને નવાજવાની ન તો કોઇ સંસ્કૃતિ હતી, ન દોલત હતી, ન હતી શરાફતની મીરાસ. એમની પાસે એક વસ્તુ હતી અને તે આ દેશનો વેપાર હાથ કરવાની પ્રપંચ નીતિ. એ પાર લાવવા એમણે ન કરવાના કૃત્યો કર્યાં અને તેમ છતાં શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર કહે છે તેમ "જેમને ખાતર ચોરી કરી તેણે જેમને ચોર કહ્યો"ની નવાજેશ મળી. ગોરાઓ વડે અહીં અંગ્રેજોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે એ આવ્યા ત્યારે તેમની પાસે શું સાધનો હતાં વિ. જોઇએ ત્યાર પહેલાં શ્રી અવનીન્દ્રનાથ બાબુનું કથન કેટલી હદે ખરું છે એ નીચેના ઉતારા પરથી જોઇ શકાશે એ પરથી જોઇ શકાશે કે અંગ્રેજોના પગ આ ધરતી પર જામતાં જ એમણે હિન્દીઓનું વગોવણું કરવામાં જરા મણા રાખી નથી. નીતિમત્તાના એ પુત્રો થોડી પણ ધનની લાલસા સિવાય આ દેશનો ઉદ્ધાર કરવા જ જાણે આવી ચઢ્યા ન હોય એવી ગુલબાંગો એમણે પાર્લામેન્ટમાં હાંકવા માંડી. આ રહ્યો તેનો નમૂનો —

" × × હિન્દીઓમાં પ્રમાણિકપણાનું તો નામ નથી અને એઇમાની એ શબ્દ લેખાતુ નથી. × × ટીપુએ લોર્ડ કોર્નવોલિસ તરફ જે કમહિત વર્તન ચલાવ્યુ તે આ દેશના રીતરીવાજ અને નેમતનો એક નમૂનો છે. × × એક વાક્યમાં કહીએ તો હિન્દુ અને મુસલમાનો બન્નેમા કોઇ પણ પ્રકારના સિદ્ધાન્ત વિનાની સ્વાર્થપરાયણતા એકસરખી રીતે ચારે તરફ પથરી ગયેલી છે. × × પૈસો એ એમના સંતોષનું એકમાત્ર સાધન છે. × હિન્દુ અને મુસલમાનો પૈસાને ખાતર કોઇપણ ગુન્હો કરતા અચકાતા નથી. × ×" [1] આ વખતી વખતે એમના વડવાઓએ પૈસાને ખાતર આ દેશની કેવી ખાનાખરાબી કરી એ બીના સાથ સાથે બાજુએ જ મુકાઇ ગઇ લાગે છે

ઈ. સ. ૮૮૨ મા એક અંગ્રેજ પાદરી પોપની પાસેથી દક્ષિણ હિન્દમાં આવેલો અને પાછા ફરતી વખતે એ પોતાની સાથે જાતજાતના તેજાના અને હીરા-મોતી વિ પુષ્કળ જવાહીર લઇ ગયો. તેણે પોતાને દેશ જઇને હિન્દની અઢળક સંપત્તિનો ભારે મહિમા ગાયો [2] ત્યારે એ

ટાપુની પ્રજાને આ દેશનો પરિચય થયો, પણ તેમ છતાં આ દેશ સાથે સીધો વ્યાપારી સંબંધ તો ત્યાર પછી લગભગ સાતસો વરસ બાદ બંધાયો. એ રીતે હિન્દનો કિનારો જોનાર અંગ્રેજ પાદરીનું નામ હતું સી ઘેલમસ. આ રીતે હિન્દની દોલત અને હિન્દી વસ્તુઓ અંગ્રેજી પ્રજાના જોવા જાણવામાં આવવા છતાં એની સાથેનો વેપારી સંબંધ તો રાણી ઇલિઝાબેથના સમયમાં સ્થપાયો. એ પહેલાં ઇટલીના વેનિસ, પીસા વ. સ્થળના સોદાગરો ઇજીપ્તને રસ્તેથી હિન્દી માલ યુરોપમાં લઇ જતા. વેનિસના કેટલાક સોદાગરો ઇંગ્લાંડમાં વેચવાનો માલ અંગ્રેજી ખાડીના બારા આગળ આવેલા વાઇટ ટાપુમાં ઉતારતા અને ત્યાંથી ઇંગ્લાંડના જુદા જુદા બજારોમાં એ માલ જતો. આ રીતે તેઓ હિન્દની બનાવટનો માલ મેળવતા હતા. ૩ આમ હિન્દી બનાવટનો માલ ખરીદતો જોઇ અંગ્રેજ વેપારીઓને હિન્દ સાથે વેપાર કરવાના મનોરથ જાગ્યા. પ્રથમ તો તુર્ક અને ઇરાન સાથે કરાર કરી પગ રસ્તે તેમણે હિન્દનો માલ મેળવવાની અને પૂર્વના દેશો સાથે વેપાર કરવાની શરૂઆત કરી. આ પછી સન ૧૫૮૦ સર ફ્રાન્સીસ ડ્રેકે હિંદ સાથે પહેલો વેપારી સંબંધ શરૂ કર્યો, પણ તે પહેલાં સન ૧૫૭૯ મા થોમસ સ્ટીવન્સ નામનો એક અંગ્રેજ પાદરી હિન્દમાં સૌથી પ્રથમ આવી વસનારમાં હતો. સાષ્ટીની ખ્રિસ્તી પાઠશાળામાં તે જેસ્યુઇટ સમ્પ્રદાયનો રેક્ટર બન્યો હતો. મરાઠી ભાષા તેણે સારી રીતે શીખી લીધી હતી ૪ એટલું જ નહીં પણ તે મરાઠી ભાષામાં કવિતાઓ ઘણી લખતો હતો. ૫

સન ૧૫૮૧ માં રાણી ઇલિઝાબેથની આજ્ઞા મેળવી લંડનના ચાર વેપારીઓએ એશિયા મધ્ય પૂર્વના દેશો સાથે વેપાર કરવાની પેઢી સ્થાપી અને એ પેઢી તરફથી લીડ્સ નામનો એક ઝવેરી, સ્ટોરી નામનો એક ચિતારો, ન્યુબેરી નામનો એક સફરી અને ફિચ નામનો એક વેપારી એ ચાર જણને હિન્દ તરફ રવાના કરવામાં આવ્યા. રાણી ઇલિઝાબેથે તેમને ખંભાતના હાકેમ વ. પર ભલામણપત્રો લખી આપ્યા. તેઓ પ્રથમ ગોવે આવી ત્યાંથી આગ્રા ગયા. ત્યાં ઝવેરી લિડ્સ તો શહેનશાહ અકબરની સેવામાં રહી ગયા. ન્યુબેરીએ ગોવામાંજ દુકાન કાઢી, અને એક હિન્દુ સ્ત્રી સાથે લગ્ન કરી ત્યાં જ રહ્યો. ફિચ દેશાટન કરી સન ૧૫૯૧ માં લંડન પાછો ગયો અને ચિતારાભાઈ મોગલ દરબારમાં જ રહી ગયા. આમ આ વ્યાપારી સાહસનો કંઈ ખાસ નતીજો ન આવ્યો. પણ દરીઆઈ ચાંચીઆગીરીથી દોલત લુંટી ઇંગ્લેન્ડના કિનારે ઠાલવનાર ફ્રાન્સીસ ડ્રેક સાગરસાહસિકમાં ખપતો હતો અને એમના આ ફતેહમંદી ભર્યા પરાક્રમોથી ઇંગ્લેન્ડની સરકારે આ ઉમદા સાહસો બદલ તેમને "સર" બનાવ્યો હતો. એ સર ફ્રાન્સીસ ડ્રેક પોર્ટુગીઝોનું, હિન્દથી જતું એક વહાણ સન ૧૫૮૭ માં લુંટ્યું, તેમાં બીજી વ્યાપારી ચીજો ઉપરાંત મહત્ત્વના દસ્તાવેજો હતા, તે પણ હાથ લાગ્યા, એ સાધન પરથી તેની હિન્દ સાથે વેપાર કરવાની રૂપરેખા મળી આવી.

સન ૧૫૯૭ માં હિન્દનો માલ લઇને અંગ્રેજી વહાણો ઇંગ્લેન્ડ પહોંચ્યા ત્યારે ત્યાંના બજારમાં હિન્દી મરી આઠ શિલિંગે એક રતલના ભાવે વેચાયાં.

---

૩ Extracts. Parliamentary Papers relating to the affairs of India General. Appendix L. p 20-23 1832.

૪ મેક ફિરસનો હિન્દ સાથે સંબંધ. પ્ર. ૧ લો

૫ A Tract upon Trade addressed to Lord Halifax. – 1751 A. D.

૬ Surat. P. 21.

આ પછી સન ૧૬૦૦ માં હિન્દ સાથે વેપાર કરવાની રીતસરની કંપની સ્થાપવામાં આવી. એ વેપારી પેઢી ઈસ્ટ-ઇન્ડીઆ કંપનીના નામથી પ્રસિદ્ધ થઈ, એનાં બંધારણ ઘડાયાં અને પાર્લામેન્ટમાં તે અંગેના કરાર નોંધાયા તથા રાણી ઈલિઝાબેથે તેમને ખરીતો આપ્યો, એ બધી બીના જાણીતી છે. આ રીતે પૂર્વના દેશો સાથે વેપાર કરનારી પ્રથમ પેઢી ઉભી થયા પછી સન ૧૬૩૫, ૧૬૬૦, ૧૬૬૫ અને ૧૬૯૮ મા અંગ્રેજ સોદાગરોની બીજી પેઢીઓ પણ ઉભી થઈ. આખરે સન ૧૭૦૯ માં આ બધી હરીફ પેઢીઓનુ જોડાણ થઇ ગયુ.

આ રીતે તેઓએ હિન્દ સાથે વેપાર કરવાની શરૂઆત કરી. સને ૧૬૦૮ માં કેપ્ટન હૉકિન્સના વહાણો તાપીના બારામાં આવી પહોંચ્યાં, પણ એ વખતે પશ્ચિમના કિનારે અને સુરતમા પોર્ટુગીઝો સારો પગદંડો જમાવી બેઠા હતા. તેમને આ હરિફો પાલવે એમ ન હતુ, એટલે તેમણે સુરતના તે સમયના હાકેમ મકરબખાનને કહેવરાવ્યુ કે આ અંગ્રેજોને જો સુરતમાં પેસવા દીધા તો અમે શહેર સળગાવી મુકીશુ. આ ધમકીથી ગભરાઇ જઇ જ્યારે અંગ્રેજો શહેરમાં દાખલ થવા આવ્યા ત્યારે એમને પેસવા ન દીધા. આથી તેઓ પાસેના ગામડાંમાં વિખેરાઇ ગયા અને સિપાહીગીરીની નોકરી કરવા લાગ્યા.

સુરત પાસેનુ સુવાલી ગામ એ તાપીનુ બારૂ હતુ. દેશાવર જતાં આવતાં વહાણો ત્યારે ત્યાં લંગરાતા અને માલ ત્યાં ભરાતો અગર ઉતારાતો. પછી નાની હોડીઓ વાટે તેને સુરત લાવવા લઇ જવામા આવતો.

કેપ્ટન હૉકિન્સ આગ્રા પહોંચ્યો ત્યારે એને ખબર પડી કે બાદશાહની પરવાનગી સિવાય કોઇ પરદેશીઓ કોઠી નાંખી શકાતી નથી. બાદશાહે આગ્રે તેનો સારો સત્કાર કર્યો અને પોતાની નોકરીમાં રાખી લીધો. તેણે એક આર્મીનિયન બાનુ સાથે લગ્ન કરી લીધુ.

ખંભાતમાં પણ આ કામે કેટલાક અંગ્રેજ સોદાગરો આવી લાગ્યા હતા. સને ૧૬૧૦ મા કેપ્ટન મિડલટન વેપારી વહાણો લઇ સુરત આવ્યો. એ આવતાં જ ફિરંગીઓ સાથે ઝગડા સરૂ થયા. પણ આખરે તે સુરતમાં દાખલ થયો, પણ એવામા શાહી હૂકમ આવ્યો કે અંગ્રેજોને સુરતમા વેપાર કરવા દેવો નહી કે કોઠી નાંખવા દેવી નહીં. આથી મિડલટન સુવાલી આવી ત્યાંથી દાભોલ ચાલી ગયો. તે વખતે તે વિજયનગરના રાજાના તાબામાં હતુ અને એક સીદી તેનો વહીવટ ચલાવતો હતો. [૧]

આમ સુરત, ખંભાત, અમદાવાદ કે ગોઘામાં કોઠીઓ નાખવાનું તો ન બન્યું પણ કેપ્ટન સારેસ અને તેમના કેમી ભાઇઓ દરીઆઇ લુંટફાટ ચલાવવાના નવા ધંધામાં સાર્જ થતા હતા ખરા.

આ પછી સન ૧૬૧૨ માં કેપ્ટન બેસ્ટ એક કાફલા સાથે સુરત આવ્યો અને સુંવાલીના બારામાં પડાવ નાખ્યો. અહીં આવતાં માર્ગમાં તેણે એક મોટું ગુજરાતી વહાણ કબજે કરી તેના મુસાફરોને કેદ કર્યા તથા સુરતના નવાબને તેની ખબર આપવામાં આવી, અને કેદીઓના છુટકારા માટે તેણે કેટલીક શરતો નવાબને મોકલી. અન્યકાર યુગની દુરની સત્તાએ એ શરતો સ્વીકારી. એ શરતો કેવી હતી તે આપણે હવે પછી જોઇશું. પણ સન ૧૬૧૨ ના સપ્ટેમ્બર માસ પછી અંગ્રેજ સોદાગરોની કોઠીઓ ગુજરાતનાં વ્યાપારી કેન્દ્રમાં નખાઇ.

---

૧ Purchas, His. of his Voyage. Vol. I.

આ ગોરાઓ અને આવ્યા ત્યારે હિન્દીઓનાં બારસો બારસો અને પંદરસો ટન વજનના વહાણો સાગર ખેડતાં હતા. તેવાં વહાણોમાં રહેમી અને મહમુદી નામનાં બે જહાજ મશહૂર હતાં. એ સમયે અંગ્રેજો પાસે આખા દેશના મળીને ૧૫૦ કરતા વધારે વહાણો ન હતાં અને તેમનું સરેરાશ વજન ૨૫૦ ટન કરતા વધારે ન હતું આમાંથી માત્ર ત્રણ કે ચાર જ જહાજ ૪૦૦ ટન વજનનાં હતાં ૭

આમ એ અરસામાં હિન્દી વહાણો અંગ્રેજી વહાણો કરતાં ઘણાં મોટાં અને મોટી સંખ્યામાં હોવા છતાં હિન્દ પાસે દરીઆઈ કાફલાનો અભાવ હતો. આખા હિન્દમાં માત્ર વિજયનગરના મહારાજાએ જ દરીઆઈ શક્તિના વિકાસ તરફ પુરતું ધ્યાન આપ્યું હતું, અને એની એ શક્તિના કારણે જ તે પોર્ટુગીઝોને શિકસ્ત આપી હંફાવી શક્યું. ૮ પણ અંગ્રેજોના આગમન પછી એ સામ્રાજ્ય તુટી ગયું. મોગલોની સઘળી શક્તિ જમીન પર લડાઈઓ લડવામાં રોકાઈ ગઈ હતી એટલે સાગરના ક્ષેત્ર પર આવી સત્તાનો સામનો કરવાની કેરી ગેરજ પ્રપંચી સોદાગરો ગોઠવતા હતા એ જોવા વિચારવાનો તેને સમય ન હતો, અને જે સોદાગરોએ અહીંની ધરતી પર પગ મૂક્યો તેઓ તો આ દેશની અઢળક સંપત્તિ જોઈ એવા તો અંજાઈ ગયા હતા કે ક્યારે અને કયે રસ્તે આ દોલત એમને વતન ઘસડી જવાય એની જ ઝંખના લાગી હતી. એમના એ મનોરથ બર લાવવા એમને કેટલીક કસોટી અને ઇન્દ્રજાળના અખતરા કરવા પડયા તે બીના પણ હવે પછી જોઈશું

---

નાદિરશાહના લશ્કરમાં શિયા સુન્ની માણસોમાં ઘણા ઝગડા થવા લાગ્યા હતા. કોમ સ્વરૂપ પકડતાં લશ્કરી શિસ્તમાં ખામી આવે તેથી નાદિરશાહે એક વખતે લશ્કરી કવાયત કરી. કવાયત માટે ફોજ ભેગી થઈ ત્યારે ત્યાં જઈ એક ટુકડીના માણસને આગળ બોલાવી પૂછ્યું, "તું કોણ? શિયા કે સુન્ની?" જવાબ મળ્યો, "શિયા" નાદિરશાહે તેને ગરદન મારવા હુકમ ફરમાવ્યો. વળી બીજી ટુકડીના એક માણસને આગળ બોલાવી પૂછ્યું, "શિયા કે સુન્ની?" તેણે કહ્યું, "સુન્ની" તેને ય તેવા જ દંડની શિક્ષા થઈ. એ પ્રમાણે બારેક માણસોને ગરદન મારવામાં આવ્યા, ત્યાર પછી પાંચમા સૈનિકને આ જ પ્રશ્ન પૂછવામાં આવ્યો. તે ચતુર હતો. તેણે કહ્યું, "હું નહિ શિયા કે નહિ સુન્ની હું તો દુન્ની છું" નાદિરશાહ ખૂશ થયો અને તેની પીઠ થાબડી. પછી તો બધાને જ દુન્ની થવામાં લાભ દેખાયો અને આ અંતર ઝઘડાનો અંત આવ્યો.

× × × ×

તાનસેનના ગુરૂનું ગાયન સાંભળીને શહેનશાહ અકબર ઘણો જ ખુશ થયો અને તાનસેનને પૂછ્યું, "તાનસેન! તું તારા ગુરૂ જેવું કેમ ગાઈ શકતો નથી? તારા કરતાં તે અનેરગણું સારું ગાય છે, એનું શું કારણ?"

તાનસેને જવાબ આપ્યો, "શહેનશાહ, હું આપ રાજા માટે ગાઉં છું, પણ મારા ગુરુ તો તેના ઈશ્વર માટે જ ગાય છે."

× × × ×

---

૭ મેકફર્સનનો હિન્દ સાથે સંબંધ. ખં ૧ પૃ. ૨૮.

૮. વિજયનગર સામ્રાજ્ય ઇતિહાસ.

# પાગલ કોણ ?

પંકજ

સમસ્ત રાત્રિના ઘનઘોર વરસાદે સર્વત્ર જળમયતા કરી દીધી હતી. નદી, નાળાં અને તળાવો ઉભરાઈ રહ્યાં હતાં પરંતુ એ સમય પણ એક શિલ્પીને માટે આરામનો નથી. પોતાના બનાવેલા પુલો કે નહેરોની સૃષ્ટિને કંઈ પ્રશ્ન તો નથી થતો એ જોવાની આતુરતા એમના બીજા વિચારોને દબાવી દે છે, અને જો એની સૃષ્ટિ સ્થિર રહી વરસાદની અવજ્ઞા કરતી હોય તો એને મોટો સંતોષ થાય છે. પગલે એને પોતાના કામની તરફ ગર્વ થઈ આવે તો એમાં નવાઈ શી!

નાગનદીના ત્રણ પુલો મેં પોતે બનાવ્યા હતા, અને જ્યારે મેં સાંભળ્યું કે રાત્રિની ઘનઘોર વૃષ્ટિ પછી નાગનદી અમે બાંધેલા પાકા પુલ નીચેથી ભીમવેગથી વહી રહી હતી ત્યારે એ દૃશ્ય જોવાનો લોભ હું અટકાવી ન શક્યો. ચાલુ વરસાદે હું જવા તૈયાર થયો. મારા એક શિલ્પી બનેવીએ એ પ્રમાણે અમદાવાદમાં નાળાં આગળ પાંચ વરસ આગળ જીવ ગુમાવેલો હોવાથી મારી પત્નીએ મારા જવા પ્રત્યે સખત વાંધો ઉઠાવ્યો અને લગભગ મને જતો અટકાવી દીધો.

થોડી વારે મારો એક વિશ્વાસુ નોકર આવ્યો ત્યારે મેં અનેક પ્રતિજ્ઞાઓ તૂટેલા કામ પાસે જવાના પાણી પાસે ન જવાની લીધી અને પત્નીને સમજાવી બહાર નીકળ્યો. પ્રથમ પુલ પાસે આવીને ઊભો રહ્યો. ખરેખર નાગ ભીમવેગથી વહી રહી હતી અને એમાં તણાઈને આવતાં લાકડાં, વાંસ, તૂટેલાં ઝાડો વગેરે જોતાં પુષ્કળ લોકો ત્યાં ઊભા હતા.

હું થોડી વાર ત્યાં ઊભો રહ્યો. થોડી વારે એક વૃદ્ધ અને એક યુવક ત્યાં આવ્યા. પુલના કઠેરા પાસે ઊભો રહી તે યુવક એક લાકડીને નદીમાંથી પકડવાનો પ્રયાસ કરવા લાગ્યો. એ કાર્ય જરા અટપટું અને જોખમકારક હતું "જો સમતોલપણું ગુમાવે તો તે અંદર જાય એમ હતું, અને એ જોઈ મેં કહ્યું, 'અરે, તુમકો તેરના આતા હૈ? યહ ક્યા કર રહે હો?"

તે બોલ્યો, "સાહેબ, હમારી ઝૂંપડી બહ ગઈ ઉસકી લકડી નીકાલતા હૂં."

'અરે, દુસરી લકડી મીલ જાયેગી. યહ છોડો.'

'સાહેબ, યહ લકડી સાધારણ લકડી નહીં હૈ ઉસ પર હમારે પિતાજી અપને કપડે રખતે થે'

હું ચુપ રહ્યો. મૃત પિતાની એ સ્મૃતિ પાછળ એ યુવક ઉન્મત્ત હતો. એના પ્રયાસથી લાકડું બહાર તો ન આવ્યું પણ પુલના જે ખૂણામાં અટક્યું હતું ત્યાંથી પ્રવાહમાં આગળ ચાલ્યું. અમે જોયું કે ૫૦૦ વાર દૂર બીજા પુલના એક સ્તંભ આગળ એ અટક્યું. યુવક અને વૃદ્ધ તે તરફ દોડ્યા. હું પણ એ પુલનું નિરીક્ષણ કરીને તે પુલની હાલત જોવા ગયો. યુવકે ત્યાં પણ એ બીજો પ્રયાસ ચાલુ કરી દીધો અને વૃદ્ધ એકીટશે તેને જોઈ રહી હતી. થોડી વારે આ પુલ પર પણ પ્રથમ પુલની માફક થયું અને એ લાકડું ૧૦૦૦ વાર દૂરના પુલ તરફ ચાલ્યું અને મેં મારા દૂરબીનથી જોયું કે ત્રીજા પુલના સ્તંભ પાસે અટક્યું. એ પુલ આગળ નદીનો પટ સંજોગોને લીધે સાંકડો કરવામાં આવ્યો હતો અને એને લઈને પાણીનો પ્રવાહ વધારે તીવ્ર થયો હતો. તે યુવક અને વૃદ્ધ તે પુલ તરફ ચાલ્યાં અને હું પણ તે પુલ જોવા ચાલ્યો.

યુવક અને વૃદ્ધા મારા કરતાં વહેલાં પહોંચ્યાં કારણ કે રસ્તામાં એક સજ્જને મને રોકી લીધો. હું પુલ પાસે ગયો ત્યાં તો, 'બચા......દુમ બચા' નો અવાજ સાંભળ્યો. અને જોયું તો પેલો યુવક પાણીમાં હતો અને વૃદ્ધા તથા પાસે ઊભેલી ભીડ ચીત્કાર કરતી હતી. સર્વત્ર કોલાહલ થઈ રહ્યો એક મંદિરના બુરજ પાસેથી એક ભાઈએ દોરડું ફેંક્યું. પરંતુ તે યુવકના હાથમાં ન આવ્યું. યુવક પ્રવાહમાં આગળ ધસડાયો. રેલવેના પુલ પાસે એને બચાવી શકાય તેમ હતું, અને ત્યાર પછી તો સ્મશાન અને નિર્જન સ્થાન હતું. હું રેલવેના પુલ તરફ દોડ્યો અને બે ત્રણ સાઈકલવાળાઓ ઝપાટાબંધ તે તરફ દોડયા. રેલવેના પુલ પાસે સાઈકલવાળાઓ પહોંચે તે પહેલાં તે યુવક પ્રવાહમાં આગળ ચાલ્યો ગયો. લોકો સ્મશાન તરફ દોડયા. એક મૃતકની નનામી સાથે આવેલા માણસોમાંથી એકે એક વાંસ ફેંક્યો. મહામહેનતે તેને અટકાવી કિનારે લાવ્યો. યુવક મૂર્છિત હતો પણ એક હાથે પેલું લાકડું મજબૂત પકડી રાખ્યું હતું.

થોડા ઉપચાર પછી તે ભાનમાં આવ્યો, અને અમે સંતોષ પામ્યા. વૃદ્ધા બોલી, "બેટા, તેરે બાપને તુમકો મરઘટ (સ્મશાન) સે જીતા વાપસ ભેજા હૈ, ઓર તુ લકડી ભી લાયા ઇસસે હમારી આત્મા સંતુષ્ટ હો ગઈ હૈ."

વૃદ્ધાના આ શબ્દોએ સ્મશાનના વાતાવરણમાં એક વિચિત્ર વાતાવરણ ઉત્પન્ન કર્યું. એક માણસ બોલી ઊઠ્યો, "બુઢ્ઢી પાગલ હૈ, લકડી કે લિયે લડકા ભી જાતી થી"

વૃદ્ધા આ સાંભળી જોરથી બોલી, 'તુમ ક્યા જાનો હમારી બાત ! ' અને ખડખડાટ હસી પડી.

એ હાસ્ય ખરેખર સૂચક હતું. હું વિમાસણમાં પડ્યો પાગલ કોણ ?

---

[illegible] વખત નહોતો, તેથી વગર ટિકિટ પંડિત મદનમોહન માલવિયા બનારસથી ફરતી ટ્રેનમાં અલ્લાહાબાદ જવા બેસી ગયા. અલ્લાહાબાદ આવી તેમણે ટિકિટ કલેક્ટરને ભાડાના પૈસા આપવા જણાવ્યું. ટિકિટ કલેક્ટરે કહ્યું, "મારે દંડ સાથે ભાડું વસૂલ કરવું પડશે અગર તમે કંઈ પણ આપ્યા વિના ચાલી જાઓ." પંડિત દંડ આપવાની વિરુદ્ધ હતા, છતાં ભાડું તો આપવું જ હતું. તેથી તે કંઈ પણ આપ્યા વિના ઘેર ચાલી ગયા. પછી તેમના પુત્રને સ્ટેશને મોકલી અલ્લાહાબાદથી બનારસની એક ફર્સ્ટ ક્લાસની ટિકિટ વેચાતી મંગાવી. પછી તે ટિકિટ લઈ તેમણે ફાડી નાંખી તેમના પંડિત અંતઃકરણને સાંત્વન આપ્યું..

× × × ×

જો માણસ પૈસાની પાછળ પડે તો લોકો તેને લોભિયો કહે, જો તે પૈસા સાચવે તો ભિખારી કહેવાય, જો તે પૈસા ખર્ચ કરે તો ઉડાઉ કહેવાય, જો તે પૈસા ન કમાય, તો તે નમાલો ગણાય, તે કમાવા કોશિશ ન કરે તો આળસુ ભારરૂપ ગણાય, જો તેને વગર મહેનતે પૈસા મળે તો તે [illegible] જેવો પરોપજીવી ગણાય, જો તે આખી જિંદગી ગાળીને પૈસા ભેગા કરે તો લોકો તેને મૂરખ ગણી કહે કે "તેણે જિંદગીમાં પૈસા સિવાય બીજું કંઈ ન મેળવ્યું."

× × × ×

# ઉછીનું લેવાની તરફેણમાં



છોટાલાલ માનસિંગ કામદાર

શરૂઆતમાં જ મારા વહાલા વાચકોના મનમાંથી મારે એક ગેરસમજૂત દૂર કરવી જોઈએ. આ લેખનું મથાળું 'મારા પોતાના બચાવમાં' નો પર્યાય નથી.

હું એવો મત ધરાવું છું કે મહાન આંગ્લકવિ શેક્સપીઅરે અમુક બાબતો કહેવી જોઈતી ન હતી. તે પૈકી એક તો એ કે 'ઉછીનું આપનાર કે ઉછીનું લેનાર બનો નહિ' તે છે. શેક્સપીઅર આ લખી ગયો એટલે પણ મનુષ્યો ઉછીનું આપવાની અગર લેવાની શક્તિપૂર્વક ના પાડે છે અને એ રીતે કરકસરના છેડાને બુઠ્ઠા બનાવી દે છે। ઇલિઝાબેથના સમયમાં જ્યારે લોકોને પોતાના પૈસાની ખાતરી જોઈતી હતી ત્યારે આવા કોઈ સિદ્ધાંતની જરૂર હતી. પરંતુ આજે જો તમે ઉછીનું લેવાની ને તેને અંગે ઉછીનું આપવાની વિરુદ્ધમાં હો તો તમે સમયાતીત છો। ઉછીનું લેવાના સિદ્ધાંતની શાશ્વતતાને અંગે જ જનહિતકારી અને દિનપ્રતિદિન વધતી જતી બેંકો અને તેને લગતી સંસ્થાઓનું અસ્તિત્વ ન હોત તેનો તમે એક ઘડી પણ વિચાર કર્યો છે ખરો?

મારું કહેવું માનો. જે ઉછીનું લેવાની વિરુદ્ધમાં છે તે તમારું ખરાબ ઇચ્છનારા છે ઉછીનું લેવું તે તમારા જીવનનો એક મહત્ત્વનો ભાગ છે. તમે શહેરોમાં વસો છો. તમારે તમારું પોતાનું અને તમારા કુટુંબનું–ઉપરાંત તમારા શેઠનું તથા મોટા સાહેબનું ધ્યાન રાખવાનું છે ખાસ કરીને મુંબઈ જેવા શહેરમાં તમે બ્લોકમાં રહીને મરી જાઓ તો પણ તમારી પાસેના બ્લોકમાં રહેતા માણસને તેની ખબર પણ ન પડે એવું કે તમારે તમારા નાના ઘરને સંભાળીને પકડી રહેવાની ફરજ હોય.

હું એમ પૂછું છું કે જો તમે તમારા અર્ધા ડઝન મિત્રો પાસેથી પૈસા ઉછીના લીધા હોય તો તમારા પર જે ધ્યાન રાખવાની ખાસ જરૂર છે તેટલું તમારા પર ધ્યાન નહિ અપાય? તેઓ અવારનવાર તમને મળવા નહિ આવે? ખાસ કરીને તમે મહિનાના પહેલા અઠવાડિયામાં પૈસા પાછા આપવાનું કહ્યું હોય અને તેઓએ ઉતાવળ ન કરવાનું કહ્યું હોય અને તે વખતે સંતોષ માન્યો હોય તો તેઓ તમારા તરફ માનની દૃષ્ટિથી જોશે. તેમાં ભૂલ તમારી નથી. જે લોકોને એકાંત સાલતું હોય અને જેમને મોજમજાની જરૂર હોય તેમના માટે ઉછીના પૈસા લેવા સિવાય વધારે સારો રામબાણ ઇલાજ મને વિચાર આવતો નથી.

ઉછીનું લેવાની પણ સુંદર કળા છે ઉછીનું આપનાર કરતાં ઉછીનું લેનાર તે વધારે પ્રમાણમાં બનાવે છે પણ તે માટે જુદા વિવેચનની જરૂર છે, અને અહીં તો જો, ઉછીનું લેવાની મારી અને તમારી જરૂરિયાત સમજાવી શકું તો હું સંતોષ માનીશ.

તમારાં સહીસલામતી અને આરામનો વીમો ઉતરાવવાનો એક નિશ્ચિત માર્ગ ઉછીનું લેવાનો છે. જો તમે મારા જેવા રૂઢિચુસ્ત–ઉછીનું લેનારા કે દેનારા નહિ–એ શેક્સપીઅરના સિદ્ધાંતને વળગી રહેનારાઓ હો–તો તમે તમને પોતાને જ અન્યાય કરો છો. જો [illegible] તમે માંદા પડો તેમ હું ઇચ્છતો નથી અને માનતો પણ નથી છતાં–તમે માંદા પડો–અને તમે કુંવારા હો, અને તમે તમારી મેળે ડોક્ટર પાસે જઈ શકતા ન હો, તમારે ત્યાં ટેલિફોન ન હોય તેમજ પાડોશીઓને ત્યાં

પણ ન હોય, તમે બારીમાંથી ડોકું કાઢી રસ્તે આવનારને ડૉક્ટરને બોલાવવાનું દવા લાવવાનું કે કંઈ ખોરાક લાવવાનું કહી શકો તેમ ન હો પણ ધારો કે તમારા વધારે નહિ પણ બેજ લેણદારો હોય તો તમે તેમની શુભેચ્છા પર મદાર બાંધી શકો છો

તેમના પોતાના હિત માટે જ તેઓ તમારી યોગ્ય સારવાર કરશે એટલું જ નહિ પણ તે માટે તમારા વતી તેમના ખિસ્સામાંથી પૈસા ખરચતાં તેઓ અચકાશે નહિ. તમારી સહીસલામતી-માં જ તેમણે ઉછીના આપેલ પૈસાની સલામતી છે. આ સિદ્ધાંત આપણે વ્યક્તિઓ સમજતા નથી પરંતુ મહાન રાષ્ટ્રો સમજે છે, અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ પ મેથી ઉછીની લોન લઈને બ્રિટને ડહાપણભર્યું પગલું ભર્યું છે યુનાઇટેડ સ્ટેટ્સને સમજાઈ ગયું કે બ્રિટન સહીસલામત રહેશે તોજ આપણી મબલખ રકમની લોન આપણને પાછી મળશે તેથી તેણે બ્રિટનનો જ પક્ષ લીધો, પોતાના મિત્ર હોવા‌ની જાહેરાત કરી અને તેની સાથે લોહીનો સંબંધ શોધી કાઢ્યો. બે મહિના વીત્યા છે ભવિષ્યવેત્તાઓ કહે છે કે (કદાચ નવા વર્ષનું ભવિષ્ય કહી) દુશ્મનો હારી ગયા ન હોત અને ઉછીનું આપવાનો સિદ્ધાંત યોગ્ય અંકાયો હોત તો તમારો 'કરજદાર' મિત્ર તમને મદદ કરવાને તમારો પક્ષ લેવાને ગમે તે કરત.

એક વખત ફરીથી હું ઉછીનું લેવાની બાબતનો ઉલ્લેખ કરું છું પોતાના દેવાદારની ખાતર આજે અમેરિકા પ્રજાસત્તાવાદ અને સ્વતંત્રતા સાથેના પોતાના બધા સંબંધોની ના પાડવા તૈયાર છે, અને તે આત્માની પણ લાગણી આધ્યાત્મિક જગતમાં મહાન ગણતા તમને વિદ્વાનોને પણ કહેવાની જરૂર છે ખરી ? મારા કહેવાનો અર્થ એ છે કે તમારા પક્ષને મજબૂત કરવા માટે અને તમારા અસ્તિત્વની ખાતરી માટે સારામાં સારી વસ્તુ એ છે કે તમારી પીઠ થાબડવા જે જે લોકોની જરૂર હોય તે બધા પાસેથી ઉછીનું લેવું

ઉછીના લેવાનું માત્ર પૈસા પૂરતુંજ મર્યાદિત રાખવાનું નથી. જીવન અને સાહિત્ય-રિવાજ અને રીતભાત જુઓ-ક્યાં ઉછીનું નથી લેવાતું ? આખું કલ્પનાશીલ સાહિત્ય લો અને આપણે ( મને આમાંથી બાદ કરજો) બધા ઉછીનું લેનારા છીએ. 'શોધખોળ, તેનો ઉપયોગ અથવા સૌંદર્ય અથવા સ્વરૂપને લગતી દરેક બાબતમાં આપણે ઉછીનું લેનારા છીએ,' અહીં પણ તમે જુઓ છો તેમ વેન્ડલ વીલ્કી પાસેથી ઉછીનું લઈ રહ્યો છું. અકસ્માત અજાણપણે તથા અનિચ્છાપૂર્વક ઉછીનું લેવું કેવું કુદરતી તથા જરૂરી છે તે તે સાબિત કરે છે.

એક જૂની કહેવત છે કે આ જગતમાં તમારે બની શકે તેટલા મનુષ્યો સાથે ઓળખાણ કરવી. હું પૂછું છું કે આ માટે ઉછીનું લેવા કરતાં વધારે સારો અને વધારે ખાતરીભર્યો રસ્તો કયો હોય શકે ! એક દિવસ તમે બસમાં ઝોકાં ખાતા ઓળખીતાને મળો છો તમે તેને કહો છો કે 'હું મારું પાકીટ ઘેર ભૂલી ગયો છું, મને જરા ચાર આના આપશો ?' તમે તેને તમારી ઓરડી પર આવવા વિનંતિ કરો છો. એક દિવસ તે ઘેર આવે છે તમે તેને ગરમાગરમ ચાનો પ્યાલો આપો છો. બસ, તમે ઓળખાણ પૂરી કરી અને આ રીતે તમે 'શુભેચ્છામય ઝાઝના સભ્ય થવાની લાયકાત મેળવી લીધી.

અથવા તમને તમારી ચીજોની કિંમત હોય તો, ખરીદ કરેલ ચીજ મીઠી મધુર છે પણ ઉછીની લીધેલ તેથી વધારે મીઠી મધુર છે. ખાસ કરીને જ્યારે તમે તે પાછી આપવા જાઓ ત્યારે

(નેપથ્યે ) ખુદાના બંદા ! આ હજનું જહાજ ઉપડે છે. ઝટ કર. ચાલ્યો આવ મોદી.પર. ખુદાના ઘરનો દરવાજો મક્કા શરીફમાં છે.

(તીર્થયાત્રી પૂર્વવત્ પુન : પ્રવેશે છે.)

તી૦—(એક સાંઈમૌલા પ્રવેશે છે તેને) આ કોનો અવાજ છે સાંઈ સાહેબ !

સાં૦—એ એંજિન છે પીર મૌલાનું. મને તને તેડવા મોકલ્યો છે ? ચાલ. બંનેના (પ્રસ્થાન)

(નેપથ્યે અવિરત ઘંટનાદ થાય છે. અને તીર્થયાત્રી પૂર્વવત્ પુન : પ્રવેશે છે.)

તી૦—(એક દેશી ખ્રિસ્તી પ્રવેશે છે તેને) ક્યાં વાગે છે આ ઘંટનાદ ?

ખ્રિ૦—પ્રભુના દેવળમાં

તી૦—પ્રભુના દેવળમાં !

ખ્રિ૦—હા.

તી૦—શા માટે ?

ખ્રિ૦—પ્રભુ પિતાજી તેના ઘેટાં જેવા પુત્રોને ઘરમાં બોલાવે છે તે દર્શાવવા.

તી૦—હું ત્યાં દાખલ થઈ શકીશ ?

ખ્રિ૦—જરૂર. પાદરી સાહેબ કોઈને જાકારો દેતા નથી.

(બંનેનાં પ્રસ્થાન. થોડીવારે વિહ્વળ દેખાતો તીર્થયાત્રી ગાતો ગાતો પુનઃ પ્રવેશે છે.)

(સખિ મને શ્યામ બોલાવે—એ રાહ)

તી૦—ક્યાં રે જવું રે મારે ક્યાં રે જવું ?
લાખ લાખ દેવો બોલાવે,
દેવો બોલાવે
મને દહેરાં બોલાવે—ક્યાં૦—
જમના વને મને મોહન બોલાવે,
વનવાસી રામ ને સીતા બોલાવે,
ગોપી બોલાવે,
મને ગીતા બોલાવે.—ક્યાં૦—
તીર્થંકરે ક્યાં તીરથ બોલાવે,
બોધિ સત્વોને બુદ્ધ પોતે બોલાવે,
સંઘ બોલાવે,
મને ધ્યાને બોલાવે.—ક્યાં૦—
મક્કા, કુરાન ને કાબા બોલાવે,
સૂફીઓ, સાંઈને, શાયર બોલાવે,
સુરતાં બોલાવે,
મને અલ્લાહ બોલાવે ક્યાં૦—
ઈશુના સાથવાળી ઘેટાં બોલાવે,
દેવળના તોરે ઘંટ ઘેરા બોલાવે,
ઈશા બોલાવે,
મને મૂસા બોલાવે ક્યાં૦—

હું તે ક્યાં ક્યાં જાઉં ? હું એકલો અને એઓ અગણિત. સૌની ખેંચતાણ વચ્ચે હું રેંટિયા જેમ ઘૂમું છું ! એક ચોટલી રખાવે, બીજો તેને કપાવે, ત્રીજો તો વળી ટાલકું જ મુંડાવી નાખે અને ચોથો ! તે આવીને મોટો ટોપો પહેરાવી દે. માથું તે શું સરાણિયાની સરાણ છે કે જે આવે તે ઉપર છરી ઘસે ! મને તો હસવું આવે છે. ખરું એક કહે રોજા રાખ, બીજો કહે અનશન આરંભ, ત્રીજો કહે છપ્પન ભોગ આરોગ, ને ચોથો તો વળી માંસ માછલી ખવરાવે. અને મેં તેમ ન કર્યું ત્યારે એકે મહાદેવનું ત્રિશૂળ ઉગામ્યું, બીજાએ પીરનો પંજો ઉગામ્યો, ત્રીજાએ ઈસુનો ક્રોસ આડો ધર્યો તથા ચોથાએ જતિની ચામર

હું તે કોને માનું ને કોને અવમાનું ! બોલો કોઈ બોલો. પૃથ્વી મરી પરવારી નથી. સદ્ગુરુઓનો વેલો વાંઝિયો થયો નથી, મહાત્માઓનાં મૂળ ઊખડી ગયાં નથી.

(એક ખાદીધારી પ્રવેશે છે)

ખા૦—તમારે મહાત્માજીને મળવું છે ?

તી૦—હા ભાઈ ! મહાત્માજી અહીં વસે છે ?

ખા૦—વાહ ! એટલુંય જાણતા નથી. આ પેલો દેખાય છે તે એમનો જ આશ્રમ છે.

તી૦—(ચોથી દિશામાં પગ ઉપાડી) હું અંદર જઈ શકીશ ?

ખા૦—જરૂર. બાપુજીના આશ્રમનાં બારણાં બધા માટે ઉઘાડાં છે. ચાલો, હું તમને રસ્તો બતાવું.

(બન્નેનાં પ્રસ્થાન પછી નદીએથી સ્નાન કરી આવતા વિદ્યાર્થીઓ વારા ફરતી પ્રવેશે છે ને પ્રસ્થાન કરે છે).

૧ લો વિ૦—
રામ કહો, રહમાન કહો, કોઉ,
કાન કહો મહાદેવ રી
પારસનાથ કહો કોઉ બ્રહ્મા,
સકલ બ્રહ્મ સ્વયમેવરી. (આનંદઘન)

૨ જો વિ૦—
ન ધર્મ છે જુદા જુદા,
નથી ખુદા જુદા જુદા
ન રામ, કૃષ્ણ, ઈસુ, બુદ્ધ કે રહીમ છે જુદા.

૩ જો વિ૦—
ન સત્ય છે જુદું જુદું,
ન પુણ્ય છે જુદું જુદું,
ન ધર્મ બોધ છે જુદા,
ન શાસ્ત્રસાર છે જુદા.

૪ થો વિ૦—
ન ધર્મ તો કહે તમે અસત્ય વાક્ય બોલજો,
ન શાસ્ત્ર તો લખે તમે અધર્મ કાર્ય આચરો,

૫ મો વિ૦—
બધા કહે,
બધાય ધર્મમાં કહે—

મહંત, સંત, પીર, પાદરી, મુનિ મુનીવરો—
બધા કહે :
સદાય સત્ય ઓચરો,
પવિત્ર કાર્ય આચરો,
ન દ્રોહ કોઈનો કરો,
ન પાપનો ઘડો ભરો.

૬ ઠો વિ૦— દરિદ્રની દયા કરો,
દુઃખી તણી દવા કરો,
પરાર્થ અર્થ વાપરો,
ન અર્થ ગેરવ કરો.

૭ મો વિ૦— નદી વહી જુદી જુદી,
દિશા જુદી, દશા જુદી,
છતાં બધી સમુદ્રમાં
સમાય એક કેન્દ્રમાં;

૮ મો વિ૦— ઘણી વરાળ આવશે
ઘણા સમુદ્રથી ચડે,
પરંતુ વાદળે મળે
બધીય એકઠી વળે.

૯ મો વિ૦— તથા મતાંતરો મતો-
સમસ્ત શાસ્ત્રીના મતો
સમાય પુરુષાર્થમાં
મહાન મૂળ ધર્મમાં.

૧૦ મો વિ૦— બધા સુધર્મ સત્ય છે,
અધર્મ એ અસત્ય છે,
વિકાર સર્વ વ્યર્થ છે,
વિકારમાં અનર્થ છે

( તીર્થયાત્રી પ્રવેશે છે. તેની મુખમુદ્રા પ્રસન્ન છે. તેણે ખાદી પહેરી છે. તેના હાથમાં તંબૂરાને બદલે ધનુષ-તકલી છે. તે ગાય છે.

તી૦— ( કુટુંબ તજી શરણ રામ તેરી આયો- એ ઢાળ )

દરિદ્રનારાયણ દેવોનાં દર્શન કરી ધરાયો
હું તો દર્શન કરી ધરાયો.

હાલી હાલી રાજા દેખ્યા તોય નહિં હખાયો,
અંતરની આંખો ઉઘડતાં નજરે એ ભટકાયો—હું૦—

દેવળમાં દરગામાં ઢુંઢ્યો, દેરાસરમાં ઢુંઢ્યો,
પાછીને ઘર આવ્યો ત્યારે ઝુંપડીમાં અથડાયો —હું—

ધૂપ ચડાવ્યા, ધાન્ય ચડાવ્યાં બ્રાહ્મણભોજ ચડાવ્યો,
બધું ધૂળ મેં, મારો દરિદ્ર ભૂખ્યો ડાંસ જણાયો—હું —

# ટેલીફોન



શશીકાંત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

સ્વદેશપ્રેમી બાન્ધવો, તમને જાણવા મળશે કે થોડા દિવસ પહેલાં મેં ટેલિફોનનું જોડાણ લીધું, કારણ કે આ વેપારના ધમાલીયા જમાનામાં તમે ટેલિફોન વિના અપંગ જેવા છો.

ટેલિફોનથી તમે કેટલીય વસ્તુઓ કરી શકો છો. દા. ત. તમે મિત્ર સાથે વાત કરી શકો છો અગર એક કે બીજી જગ્યાએ ટેલિફોન કરી શકો છો.

અલબત્ત ખરું છે કે ટેલિફોન કરી શકાય એવી ઘણી જગ્યાઓ આપણે જાણતા નથી. બીજી બાજુએ આપણી વધેલી પ્રગતિ ઇત્યાદિ......અમે તે હો પણ હવે આપણે. ઇ. સ. ૧૯૧૯ માં જીવતા નથી એ સમજવું જોઇએ.

૧૯૧૯ માં તો આપણને ઓરડો ન મળતો ત્યાં ટેલિફોનની વાત શી ? તેનો વિચાર સરખોય ન આવતો.

અને હવે તો એક નજીવી રકમ આપી–માત્ર પાંચ રૂબલમાં તમે તમારા રૂમમાં ટેલિફોન રાખી શકો છો અદ્ભુત પ્રગતિ ! તમે જોઇએ તો વાપરો અગર નહિ–જેવી તમારી મરજી. કોઇને તેની પરવા નથી. માત્ર ભાડું આપતા રહો.

મેં ટેલિફોન લીધો ત્યારે મારા પડોશીઓ નાખુશ થયા "મધરાતે ટેલિફોનની ઘંટડી વાગે તો શું ?"

પણ તેઓ થોડા સમયમાં જ શાન્ત થયા કારણ કે સાચું કહું તો રાતે તો શું પણ દિવસે પણ તેમણે ટેલિફોનની ઘંટડી વાગતી સાંભળી જ નહિ. અલબત્ત મેં મારા બધા ઓળખીતાઓને મારો નંબર આપ્યો અને મને ટેલિફોન કરવા કહ્યું. પણ મારા મિત્રો કોઈ રાજકીય પક્ષમાં ભળેલા નથી અને તેઓ ભાગ્યે જ ટેલિફોન કરે છે ને તેને અડકે છે

ટેલિફોન જોડાણનો અને ભાડાનો નકામો ખર્ચ કર્યો એમ કહી શકાય નહિ થોડા જ દિવસ પર એક ઘણા અગત્યના કામ માટે મારે ટેલિફોન વાપરવો પડ્યો

રવિવાર હતો. હું મારા રૂમમાં બેસી ટેલિફોન જોયા કરતો હતો મને વિચાર આવ્યો કે "ટેબલ પર તે કેવો ભવ્ય લાગે છે !" એકાએક ઘંટડી વાગી. હું સમજ્યો. ઘંટડી વાગવાનું ક્યો કરી. જાણે અટકવાની જ નહિ "હાશ, આ ખર્ચું મારા પૈસાને જ લાગશે ને ?"

મેં સાવચેતીથી ભૂંગળું ઉપાડ્યું ને કહ્યું, "હલો કોણ ?"

"આ" એક અવાજ સંભળાયો.

“ શું થયું છે ?” મેં પૂછ્યું, “ માફ કરો, પણ કહેશો કે તમે કોણ છો ?” “ તમે જેને સારી રીતે ઓળખો છો તે,” અવાજે જવાબ આપ્યો, “ તમારી સાથે અગત્યની વાત કરવી છે તો પેલ્સાડમાસ સ્ટ્રીટના નાકે આવેલી બીયરની દુકાનમાં આવશો ?”

“ આવું તો કદિ સાંભળ્યું છે ?” મને વિચારો આવ્યા, “ કેવું મઝાનું ! ધારો કે મારી પાસે રેડિયોફોન ન હોત તો આ ઓળખીતો શું કરત ? કામમાં અથડાતા તેને અહીં આવવું પડત ને ?”

“ હલો ” ફરીથી મેં રેડિયોફોનમાં કહ્યું. “ તમે કોણ છો ? અને તમારે મારી સાથે શું કામ છે ?”

પણ આનો કશો જવાબ ન મળ્યો. રેડિયોફોન તદ્દન ચૂપ થઇ ગયો હતો.

“ અગત્યનું બધું બીયરની દુકાને જણાશે ” મેં વિચાર્યું.

ઉતાવળે કોટ પહેરી ઝડપે દાદર ઉતરી આખા રસ્તે દોડતો હું બીયરની દુકાને પહોંચ્યો

અલબત હજી વહેલું હતું, છતાં બીયરની દુકાને ભીડ જામી હતી, પણ ત્યાં કોઇ મારું ઓળખીતું દેખાયું નહિ.

દુકાનના મધ્ય ભાગમાં ઉભા રહી મેં બૂમ મારી “ બિરાદરો, હમણા મને કોણે રેડિયોફોન કર્યો અને શા માટે ?”

ઘરાકો ચુપ રહ્યા અને કોઇએ જવાબ આપ્યો નહિ. “ કેટલું ખરાબ ?” મેં વિચાર્યું “ રેડિયોફોનની મશ્કરી નાહક વાગી કોઇ દા પાડતું નથી ”

મારે શું કરવું ? હું બેઠો અને એક પીન્ટ બીયર મંગાવ્યો. કદાચ કોઇ આવશે ધારી રાહ જોવા લાગ્યો. કોઇએ મશ્કરી કરી હોય તો કેટલું ખોટું !”

મેં પીન્ટ પીધું, જરા ખાધું અને પછી ઘરે આવ્યો.

પણ ઘરમાં સર્વ અસ્તવ્યસ્ત પડયું હતું અને મારો નવો બ્લુ સુટ અને બે ચાદરો ચોરાઇ ગઇ હતી.

હું સીધો રેડિયોફોન પાસે ગયો અને ઉતાવળમાં ઘંટડી વગાડી.

“હલો, મહેરબાની કરી મને સી. આઇ. ડી. ઓફિસ સાથે જોડી આપશો ?” મારી આખીય માલમિલકત લુટાઇ ગઇ છે.

પણ રેડિયોફોન એક્ષચેન્જથી યુવાન બાઇએ જવાબ આપ્યો “દિલગીર છું, નંબર એન્ગે-જ્ડ છે.”

થોડીવાર પછી પાછો રેડિયોફોન કીધો. આ વખતે યુવતીએ જવાબ આપ્યો. “લાઇન કામ નથી કરતી, દિલગીર છું.”

તેથી મેં ઉતાવળે કોટ પહેરી દોડતાં દાદર ઉતરી ટ્રામમાં ચઢી જઇ સી. આઈ. ડી. ઓફિસમાં હું ગયો.

આખા બનાવનું મારે ત્યાં સવિસ્તર બયાન કરવું પડ્યું. તેઓ સાંભળી રહ્યા અને મને પછી કહ્યું, "વારુ, અમે તપાસ કરીશું."

"તપાસ કરી મને ટેલિફોન પર જણાવજો" મેં કહ્યું. "અમે તપાસ કરીશું" તેમણે કહ્યું, "પણ ટેલિફોન પર અમે વખત બગાડીએ નહિ. વ્હાલા બિરાદર, એમ ટેલિફોન પર નકામો વખત ગાળવા સિવાય અમે અમારૂં કામ સારી રીતે કરી શકીએ છીએ."

આનું છેવટ કેમ આવશે તેની મને ખબર નથી. ત્યાર પછી હજી કોઈએ મને ટેલિફોન કર્યો નથી. હજી મારે ત્યાં ટેલિફોન છે જ.



# સ્મૃતિની ઉપાધી કે કર્તવ્ય ?



ઊર્મિલા દેસાઈ.

ફ્રન્ટિયરમેલનો મુંબાઈથી ઉપડવાનો નિત્યક્રમ એક સાધારણ મુંબાઈવાસીને માટે સામાન્ય વસ્તુ છે પરંતુ એ મેલના ભરતિયામાં સુખદુઃખ, આધિવ્યાધિ-ઉપાધિ મૂર્ખતાને ચિંતા, પ્રેમ ને દ્વેષ વિગેરેનો મેળો સમૂહ હોય છે. એ વિચિત્ર પ્રકારનો બોજો લઈને જતો ફ્રન્ટિયરમેલ એના બોજાની જવાબદારીઓ તરફ નિરાસક્તરૂપે પોતાની ગતિનો જ ખ્યાલ રાખીને નિત્ય દોડતો હોય છે

આજના મેલના સમયે ઇન્ટરક્લાસ એકદમ ખાલી હતો પરંતુ મેલના ઉપડવાના સમયે બે યાત્રાળુઓ જુદી જુદી દિશાઓથી આવીને ગોઠવાઈ ગયા. ગાડી ઉપડી. મુંબાઈના ઘોંઘાટને ચીરતી એ ગાડી દાદર, માટુંગા ઇત્યાદિ સ્ટેશનો વટાવી આગળ વધવા લાગી. ઇન્ટરક્લાસમાં બેઠેલી વ્યક્તિઓએ એક બીજાની ઓળખાણ કરવા માંડી.

"આપ ક્યાં જાવ છો ?"

"દિલ્લી, આપ ?"

"હું તો નાગદા સ્ટેશને ઉતરી જઈશ."

"ગામ જાઓ છો ?"

"ના, મારા સાસરાના ગામે જાઉં છું."

"બાળકોને લેવા જાવ છો ?"

"ના રે, મારી પત્ની તો ગુજરી ગઈ છે. કાલે તેની મરણતિથિ છે. મારે ત્યાં જવું આવશ્યક છે. મારી પત્નીનું મૃત્યુ એજ ગામમાં થયું હતું."

"તમે ઘણાં ભાવુક લાગો છો." બીજાએ જણાવ્યું.

"ભાવુક તો હું ન કહી શકું પણ મારી પત્નીના તરફ એક કર્તવ્ય તરીકે ત્યાં વર્ષમાં એકવાર જવું યોગ્ય સમજુ છું."

"તમારી વાત ઉપરથી એમ લાગે છે કે કંઈક બનાવોથી તમે એ કર્તવ્ય તરફ દોરવાયા હોય એમ લાગે છે."

"તમારું કહેવું કંઈક અંશે ખરું છે. મારી પ્રથમ પત્નીના મૃત્યુ પછી બે ત્રણ વર્ષ સુધી બેદરકાર રહ્યો. મારી પ્રથમ પત્ની સ્વભાવમાં શાંત હતી પરંતુ કોઈક વખતે તેનામાં અદેખાઈ અજબ રીતે આવી જતી. મારા દ્વિતિય લગ્ન પછી એક રાત્રીએ મને સ્વપ્ન આવ્યું. તેમાં મારી પ્રથમ પત્નીએ જણાવ્યું કે તમે મને તદ્દન ભૂલી ગયા છો ? વર્ષમાં એક દિવસ તો યાદ કરો. તેની આંખોમાં અજબ રુદન હતું. અને પુનઃ બોલી, "જો મારી મરણતિથિના દિવસે મારા ગામ ઉપર નહિ જશો તો હું કદિ પણ તમને જંપવા દઈશ નહિ."

"તમે ફક્ત એક સ્વપ્નથી જ ગભરાઈ ગયા !"

" ના, એવું તો કાંઇ નહિ પરંતુ મારી ધર્મપત્નીના મરણદિને હું ફરવા નીકળ્યો હતો. ત્યારે એકાએક પોઇંની આગળ ગાડી આવતાં સામેથી આવતી મોટર સાથે અથડાઇ. અને મારી ગાડી ઉંધી વળી અને હું મરતાં મરતાં બચી ગયો. "

" પરંતુ એ તો અકસ્માત હતો. એ કારણે તમે ગભરાઇ ગયા ? "

" ના, ના, પણ તેજ રાત્રીએ સ્વપ્નમાં મારી પ્રથમ પત્નીએ દર્શન આપ્યું અને જણાવ્યું કે જ્યારે હું જીવિત હતી ત્યારે મારી અને તમારી વચ્ચે કેટલો બધો પ્રેમ હતો અને તમે જણાવ્યું પણ હતું કે તારા મરણ પછી હું બીજું લગ્ન પણ કરીશ નહિ હશે. એ ભૂલ તો કરી કારણ કે તમે સંસારમાં રહ્યા છો માટે હું તમને ક્ષમા આપુ છુ. પણ શું તમે મને વર્ષમા એક વખત પણ યાદ કરી શકતા નથી ?"

બીજે વર્ષે પણ એજ પ્રમાણે બન્યું અને મારા મનમાં જરાક વહેમ આવ્યો કે હવે આવતે વર્ષેથી જરૂર જઇશ. "

" ત્યારથી શુ દરવર્ષે તમે જાવ છો ?"

" ના, ના, ત્યાર બાદ પણ એક વર્ષ કાઢી નાખ્યુ અને મને મોટર અકસ્માત નડયો અને મે નક્કી કર્યું કે હવે હું કદી ત્યાં જવાનું ભુલીશ નહિ. "

" તમે ત્યાં જઇને શું કરો છો ?"

" ફક્ત જરા સ્મશાનભૂમિ ઉપર એની યાદ કરીશ, અને મારી આ સ્મૃતિના કારણે તેના આત્માને શાંત વળશે. "

" પરંતુ આ તો તમારા મનનો વહેમ છે. આ વર્ષે તમે ન જાવ અને ફરીથી જુઓ કે કે કાંઇ થાય છે ?"

" ના, ના ભાઇ હું મારી જિંદગીમા કદી એવુ કામ નહિ કરુ "

" ત્યારે એક વાત સાંભળો. આજે તમે નહિ જાઓ અને એનો દોષ મારે માથે નાખજો. "

" જેવી તમારી મરજી. પરંતુ મને એ ઠીક લાગતું નથી પણ આપણે સ્ટેશન પર તો જરૂર બેસી રહીશું. "

આ પ્રમાણે બન્ને મુસાફરો વચ્ચે વાત ચાલતી હતી ત્યાં તો જંકશન આવતા ટ્રેન અટકી. બેઘમાંથી પેસેન્જરમાં મુસાફરો બેઠા. સ્ટેશન આવ્યુ ગાડીમાંથી ઉતરી–સ્ટેશન ઉપર બેઠાં ત્યાં બીજો મુસાફર બોલ્યો, " હું જરા નળે પાણી પી આવું, પછી આપણે શુ કરવું તેનો વિચાર કરીશુ " થોડી વારે કાંઇક બૂમ સાંભળી પ્રથમ મુસાફર તે તરફ દોડયો અને જોયું કે તેનો મિત્ર પગ લપસવાથી પડી ગયો હતો અને સખત વાગ્યુ હતું પ્રથમ મુસાફર તેને મહામુશીબતે ઊભો કરી બોલ્યો, " ભાઇ મારે તો સ્મશાનભૂમિ ઉપર ગયા વગર ચાલશે નહિ. " કહી દોડતો સ્મશાન તરફ દોડયો. બીજો મુસાફર પણ મહામુશીબતે ચાલવાની કોશિષ કરવા લાગ્યો

નવો આવેલો સ્ટેશનમાસ્તર આ બે યાત્રીઓની વિચિત્ર ચેષ્ટા નિહાળતો પોતાના ચોપડા ઉથાપવા લાગ્યો.

# પ્રિયવરને —

માઈકેલ મધુસૂદન દત્ત

અનુવાદક : દામોદરભાઈ ભાણાભાઈ-નાયક.

[વિદર્ભ-કુમારી રુક્મિણી ભગવાન કૃષ્ણને હૃદયાવર માની બેઠી છે. રાજકુલની ખટપટ રહી; મનનું ધાર્યું 'થશે નહીં' એમ કુમારીને લાગે છે એટલે એ પ્રિયવરને એક પત્ર લખે છે અને કહે છે : "મારું હરણ કરી લઈ જાઓ" મધુસૂદન દત્તે "વીરાંગના" કાવ્યમાં એ પત્ર મૂક્યો છે. એનો અનુવાદ નીચે આપવામાં આવે છે : સં.]

દ્વારિકેશ, પિતાજીના દરબારમાં સૌ ઋષિઓને મોઢે સાંભળ્યું છે કે તમો પાપી-જનોને હણીને પૃથ્વીનો ભાર ઓછો કરવા જન્મ્યા છો. હું તમારા રાજીવ-પદમાં નમસ્કાર કરું છું અને એનો આશ્રય માગું છું.

હું કે ? રુક્મિણી ભીષ્મકની પુત્રી આજે તમારી ચિરદાસી.
હે તારક ! આ વિપત્તિકાળમાં મને ઉગારો.

મારા મનની વાત કેમ કરીને કહું ? એક અબળા નારી હું કયા સાહસથી છાની દઢ કરું ? લજ્જાનીયે જલાંજલિ પણ કેમ દઉં ? શરમથી માગી તો આંખો બંધ થઈ જાય છે. આંગળીઓ કલમ પકડતાં પણ અચકાય છે, અને શરીર બળ્યું થર થર કાંપે છે ! શું કરું સૂઝ પડતી નથી. આ દુઃખની વાત હે દયાસિંધુ તમારા વિના કોણ સાંભળશે ? તમારા વિના, હાય, આ સંસારમાં આ અભાગણીનું કોઈ રહ્યું નથી.

નિશાના સ્વપ્નમાં એક પુરુષરત્નને મેં દીઠા, હું ભોળી દેવની સાક્ષીમાં એમને શરીરમન સોંપી બેઠી, અને એમને વરભાવે વરી પણ ચૂકી. પ્રભુ, દાસી છે સ્વામીનું નામ કેમ ઉચ્ચારી શકે ? પણ જગતનું સુધાલહરી જેવું એ મધુર નામ તો પંચમુખ પણ સતત જપ્યા કરે છે.

એ તે કોણ હશે, તમે કહેશો, અને કયા કુળના ? જરા સાવધાન થઈને સાંભળો. સંક્ષેપમાં જ કહીશ. જેમ માલણ કુસુમના ઢગલામાંથી કુસુમ વીણીવીણીને માળા ગૂંથે છે તેમ હું પણ ઋષિ-મુખોના વાક્યોનું ચયન કરીને એક માળા ગૂંથું છું. એને સ્વીકારજો.

એ પુરુષોત્તમનો જન્મ કારાગારમાં, માતપિતા રાજદ્રોહે બંદી હતાં, ત્યારે મારા વહાલાનો જન્મ આમ કુસમયે થયો કહેવાય. પણ મણિ ખનિગર્ભમાંથી અને મુક્તા શુક્તિધામમાંથી જ મળે છે ને ! તે શુભ રાત્રે પૃથ્વી હસી ઉલ્લાસથી અને શોભી ઊઠી વિભાવરી એ સો શરદના શશી જેવી ! જન્મમોદથી મત્ત બનીને પવન ગૂંજવા મંડ્યો, નદનદીઓએ કંપી પગલે સિન્ધુપદે એ સુખવાત કલકલરવે કહી; મયૂરે ગર્જીને 'મેઘનાદે' કલ્લોલ કર્યો, સ્વર્ગમાં ગંધર્વ અપ્સરાઓ નાચ્યાં અને પૃથ્વી ઉપર નરનારી ચારે દિશામાં સંગીતતરંગ રસભરભર વહ્યાં, દેવોએ પુષ્પવૃષ્ટિ કરી, ગરીબને જાણે રત્ન મળ્યું, જીવશૂન્યને જાણે પુનર્જીવન—અખિલ વિશ્વમાં જયનાદ થયો.

પિતાએ મહાયત્ને ઘોર નિશાની આડમાં ગોપરાજને ઘેર એમને રાખ્યા. ગોકુળના આ ગોપદંપતી દરિદ્રને મહારત્ન મળ્યે જેટલો આનંદ થાય એટલા આનંદથી પ્લાવિત થયાં.

ગોપકુમારાઓએ આદરથી એમને ઉછેર્યા. ગોવાળ બનીને, ભગવન્ એમણે જે જે રમતો કરી એને હું વર્ણવી શકુ ખરી કે 'હાય–હાય માયાવી પૂતનાને આ બાળકે કેમ કરી મારી હશે ? કાલીયનું મર્દન કેમ થયુ હશે ! વાસવતી વૃષ્ટિ વખતે ગોવર્ધન નીચે પ્રબળ પ્લાવિત એવા ગોકુળની રક્ષા આ બાળકે કેમ કરી હશે ?

યૌવનમાં ગોપીદલમાં એમની કેલિક્રીડા, બંસીધ્વનિથી ગોપવધુ અને મનને ગાંડાં ગાંડાં બનાવ્યાં, તમાલ નીચે નાચ્યા અને યમુનાતીરે ગાયોની સાથે ભમ્યા. આમ સુખમાં ગોપધામે ઘણા દિવસો ગાળ્યા પછી, પિતાના શત્રુઓને સંહારીને દૂર સિન્ધુતીરે એક રળિયામણી નગરી સ્થાપી ત્યાં રહ્યા. હવે વધારે વર્ણનની જરૂર છે કે ? પડે ન ઓળખાણ ? વિચાર કરી જુઓ. હે ચિન્તામણિ. નજર પડતી હોય તો પીતાંબર, આજ્ઞા આપો તો એમની રૂપમાધુરીનુ વર્ણન કરવા પ્રયત્ન કરી જોઉં એ મૂર્તિ તો ચિરકાળથી મારા હૃદયમાં અંકિત થઈ રહેલ છે નવીન મેઘ શો રંગ, માથે મોરપીચ્છ, ત્રિભંગકટિ વરદ ગુંજમાળા, મધુર હોઠો પે બંસી, વસો તો પીત રેશમી, ચમ્પકવિદે ધ્વજ, વજ્ર અને અંકુશના ચિહ્ન યોગીન્દ્રમાનસનુ જાણે પદ્મ, માની લો સાક્ષાત્ મોક્ષધામ !!

હે દેવ' જ્યારે જ્યારે આકાશમાં ઘનરવ થાય, સાથે સુરૂપ ઇન્દ્રધનુ હોય અને વીજળી ચમકે ત્યારે ભક્તિભાવે પ્રણમીને એને હું પૂછું છું. પ્રેમમાં ને પ્રેમમા હું મસ્ત બનીને એને કહુ છું 'મારા પ્રાણનાથની શ્યામરૂપે આવ્યા છે મને સંતોષવાને'

ચાતક ઉડે છે તો ખીજાઉં છું, મયૂરી નાચે છે તો એને મારુ છું; મન્દસ્વરે કદી મેઘ ગર્જતા હોય છે ત્યારે આંખો બંધ કરીને હું માની લઉં છું. 'હું' તો ગોપકુળની બાળા છુ. બંસી સ્વરે જમનાપુલિને મને કોઈ બોલાવી ગયું છે.' મોરને કહુ છું. 'હે શિખંડી, પક્ષીજાતમા તું એક ધન્ય છે કારણ કે તારાં પીછાં જેના મસ્તકને શોભાવે છે તેના તો ચરણોની પૂજા ધૂર્જટિ કરે છે.

આથીય વધારે પરિચયની જરૂર છે કે !

મારી દુ ખ કથા સાંભળશો ? એ સુશ્યામ મૂર્તિને હૃદયમંદિરમાં સ્થાપીને, સંન્યાસિની મીરા વનમાં પોતાના ઇષ્ટદેવને પૂજે છે એ રીતે, હું એની પૂજા કર્યા કરું છું. માગ બાપ્લોએ ચેદીશ્વર શિશુપાલ–લોકોને મોંએ વાત સાંભળી છે તે કહું છું, અહીં વરરાજ બનીને મને પરણવા આવશે. દ્વારકાનાથ, કેટલી શરમ આવશે ! રૂકમણી એવું અધમ કર્મ શે કરશે ? એકને તો સ્વપ્નમાં હરીગમન સોંપી બેઠી છું તો હવે બીજાને એ આપવાં કેમ બની શકે ! આ વાતના દુઃખો કપાળમા વિધિએ મારા કયા પાપે લખી હશે ?

પાંચજન્ય વગાડતા ગરુડે બેસીને આવો નાથ. હું કહીશ, 'આવો મુરારિ, આવો, તમારા ગરુડે ચદ્રલોકમાં પેસીને અમૃત હર્યુ હતુ તેમ આ દેશમાં આવીને આ અબળા મણીને હરી જાઓ. 'પણ મારામાં રૂપગુણ તો છે નહી તો મારી જાતને અમૃત સાથે કયાં સરખાવી શકુ ? હે દીનબંધુ રૂક્મિણીને વિધાતાએ તમારા માટેજ સર્જી છે તો એને સ્વીકારો.

ભાઈ રુક્મિ જરા દુરાચારી છે. શિશુપાળ એને બહુજ ગમે છે. આ બન્ને દ્વયની કથા શરમાતાં શરમાતાં મે માને કહી છે. આથી ગદ્ગદ્‌ધાને ગળે લગાવીને ગતદિવસ રહું છું અને કોઈ હોતું નથી ત્યારે અમે બન્ને ડુસકાં ભર્યા કરીએ છીએ. આજે તો તમારા ચરણમાં શરણ લેવા આવી છે.

ક્યા ક્યા બ્હાનાથી મનને મનાવી રાખું ? રાજભવનમાંથી એક નદી વહી નીકળે છે. એને પ્રેમભાવે હુ યમુના કહુ છુ. એને કાંઠે મે કેટલાં તમાલ અને કદમ્બ રોપી દીધા છે, જાઓ, આ સાંભળીને હસશો મા. કુંજભવનમાં મેના, પોપટ, મધુરમધુરી પાળ્યા છે ભમરાઓ સતત ગૂંજ્યા કરે છે, ડાળીઓમાં કોયલ કૂક્યા કરે છે અને કુંજ રોજ ફુરે છે! ક્યારે કુંજવિહારી અહીં આવશો?

રાજગોત્રમાં ઘણી ગાયો છે. સર્વની હુ મારા હાથે સેવા કરૂં છુ. આ ગાયોને ચરે, હે યદુમણિ, આવશો? હરરોજ ફુલની માળા ગુંથ્યા કરું છુ, મોર કદી એકાદ પાંખ ભોંય ઉપર પાડે તો એને સાચવી ગમું છું, હું શું શું નથી કરતી? હુ તો ગાંડી થઈ ગઈ છુ.

હે મધુસૂદન ભવાનિ ઉચ્ચાર્યા તો મનેય હવે ઉગારો. નિશાના સ્વપ્નમાં મારું મન લઈ ગયા છો તો હવે આવીને મને પણ હરી લઈ જાઓ. તમારી ચિરદાસી. રૂક્ષ્મણી.

---

# ગરીબ હિન્દુસ્તાન



પ્રફુલ્લચંદ્ર શાહ.

હિંદુસ્તાનના લોકોની માણસદીઠ સરેરાસ આવક સબંધીના આંકડાઓ કાઢવામાં આવ્યા છે, તેમાં તફાવત માલમ પડે છે, પણ દરેક આંકડા એટલી નજીવી આવક દર્શાવે છે કે તે ઉપરથી- સહજ સમજી શકાય કે દેશમાં કરોડો લોકો ભૂખે મરે છે. લોર્ડ કર્ઝનના સમયમાં હિન્દીની માણસ દીઠ-સરેરાશ વાર્ષિક આવક રૂપિયા ૩૦ ની આંકવામાં આવી હતી, દાદાભાઈ નવરોજીએ એ આવક રૂપિયા વીસની ગણી છે, અને ઇ સ. ૧૯૩૨ માં પ્રો. શાહે ગણતરી કરી એ આવક રૂપિયા ૬૨ ની કહી છે છેલ્લા પંદર વરસમા એ આવકમાં કશો વધારો થયો હોય એવા કોઇ ચિન્હો માલમ પડતા નથી, દરેક અંગ્રેજની સરાસરી વાર્ષિક આવક ૬૪ પૌંડની છે એ હિંદની આવક કરતા ત્રેવીસગણી છે.

દેશની વસ્તીનો ⅔ ભાગ ખેતી કરે છે અને ઉદ્યોગમાં માત્ર ૪½ ટકા લોકોજ રોકાયેલા છે, ખેતીના કામમાં સ્ત્રીઓ ભાગ્યેજ મદદ કરે છે અને ઉદ્યોગમાં પણ માત્ર અતિ અલ્પ પ્રમાણમાંજ સ્ત્રી કામદારો પ્રવૃત્ત છે. માત્ર ૨૬ વર્ગની સ્ત્રીઓજ ખેતીનું કામકાજ કે બીજી મજૂરી કરે છે. મધ્યમ અને ઉપલા વર્ગની સ્ત્રીઓ આળસમાં જ જીવન વ્યતીત કરે છે. અરે, એ સ્ત્રીઓ ખેતરમા.કામે ગયેલા તેના ધણી માટે ભાથુ લઈ જવાનું કામ પણ કરતી નથી. આ નિષ્ક્રિયતા માટે પરદા પદ્ધતિ પણ કેટલેક અંશે જવાબદાર છે

હિંદીનુ સરેરાશ આયુષ્ય ૨૩½ વરસનું ગણવામા આવ્યું છે, પણ અંગ્રેજનું સરેરાશ આયુષ્ય ૫૪ વરસનું છે, પશ્ચિમના બીજા દેશોમાં તો એથીયે વધારે પ્રમાણ મળે છે આ અવદશા માટે ગરીબાઇ, ભૂખમરો, નિસ્સત્વ ખોરાક વગેરે કારણો છે એ ખરૂં છે, તથાપિ કેટલાક અટકાવી શકાય એવા રોગોથી ઘણા મરણ પામે છે એ માટે હિન્દી સરકારે ખાસ કશુ કર્યું નથી. વૈદકિય શોધખોળ કરનાર નિષ્ણાતોની સમિતિએ તપાસ કરી એવુ ઠરાવ્યું છે કે અટકાવી શકાય એવા રોગોથી દર વરસે હિંદમા ૬૦ લાખ મરણ નીપજે છે, માત્ર મેલેરીઆથીજ દર વરસે દસ લાખ માણસો મરે છે અને બીજા વીસ લાખ માણસો એમેરિઆથી પીડાય તેમની અરોગ્ય-વધતાં -આખી 'જિંદગી અર્ધ અશક્ત બને છે પાંડુરોગના ભોગ પણ સખ્યાબંધ હિન્દીઓ દર વરસે થાય છે

ઈંગ્લેંડમાં દર હજારે દર વરસે બાર માણસોના મરણ થાય છે, ત્યારે હિંદમા એ મરણનુ પ્રમાણ ત્રણગણું છે. હિન્દના એક શહેરમાં મરણનુ એ પ્રમાણ દર હજારે ૬૬ નુ માલમ પડ્યુ, ત્યારે તેજ શહેરના કેમ્પ વિસ્તારનુ એ પ્રમાણ માત્ર ૧૨ નુ હતુ હિંદુસ્તાનમાં શહેરમાં દર હજારે દર વરસે ૨૪૦ બાળકોનુ મૃત્યુ થાય છે, પણ લંડન જેવા ગીચ શહેરમાં એનું પ્રમાણ માત્ર ૭૦ છે. અનાજનુ ઉત્પન્ન ગણી સાબીત કરવામા આવ્યુ છે કે આ દેશમાં કરોડો લોક અર્ધ ભૂખે મરે છે, મજૂરોને પુરતુ ખાવા મળતુ નથી અને મધ્યમ વર્ગના લોકો નિસ્સત્વ ખોરાક ખાઈ જિંદગી કાઢે છે.

હિન્દમાં ભણેલા પુરુષો ૧૮ ટકા છે, પણ માત્ર ૨ ટકા સ્ત્રીઓ શિક્ષિત છે. કુલ વસ્તીનો માત્ર નવ ટકાજ ભાગ ભણેલો છે દેશમાં-ખેતી જુના પુરાણા ઓજારોથીજ થાય

કરવામાં આવે છે. ખેડૂતો વરસનો મોટો ભાગ આળસમાં ગાળે છે. વળી ખેડૂતો પાસે ખેતી માટે પુરતી જમીન પણ નથી. એક કુટુંબના નિભાવ માટે ૩૦ વીઘા સુધી જમીન અગર ૧૦ વીઘા વાડીની જમીન જરૂરી છે, એ પ્રમાણે ખેડૂત કુટુંબોને જમીન આપવામાં આવે તો આજના ખેડૂતોમાંથી અધા વગર જમીનના બને અને તેમને બીજા વ્યવસાયમાં રોકવા પડે. દક્ષિણમાં ખેડૂત પાસે સરાસરી ૯ વીઘા, બંગાળામાં ૪½ વીઘા અને યુક્ત પ્રાંતમાં માત્ર ૪ વીઘા જમીન છે. આ દેશમાં નહેરો માટે જોઈતી જોગવાઈ કરવામાં આવી નથી. સરકારે બાંધેલી નહેરો પર જે પૈસા ખર્ચ્યા છે તે ઉપર સરકારને ૭½ ટકાનું ઉત્પન્ન દર વરસે મળે છે છતાં સરકાર આજ પર્યંત આવા પ્રશ્નો પ્રત્યે શિથિલ રહી છે.

આ દેશમાં ખેડૂતો બીજા દેશની ખેતીની સરખામણીમાં માત્ર ૩ પાક ઉત્પન્ન કરી શકે છે, મરઘાના ઉછેર માટે, પશુની ઓલાદની સુધારણા માટે અને દુધ માટેની યોજનાઓ માટે જોઈતા પ્રયાસો હજુ આદર્યા નથી, ગ્રામ ઉદ્યોગોને કશું ઉત્તેજન આપ્યું નથી, જંગલમાં લાખ, ગુંદર, કાથો વગેરેના નિકાશ સંબંધી યોજનાઓ હાથ ધરી નથી.

મહાસભાની ચરખા અને ગ્રામ પ્રવૃત્તિથી કાપડની ઉત્પત્તિમાં નજીવો વધારો થયો છે. મહાયુદ્ધ પછી બીજા દેશોમાં ગરીબો માટે ઘરો બાંધવાની યોજના ત્યાંની સરકારોએ સત્વર હાથ ધરી છે પણ આ દેશમાં સરકારનું એ પ્રત્યે હજી લક્ષ ખેંચાયું નથી. એજ પ્રમાણે વિદ્યુત બળ સંબંધી સરકાર હજી ઉદાસીન રહી છે. અન્ય દેશોમાં ઉદ્યોગો માટે નજીવી કિંમતે વીજળી બળ પુરૂં પાડવામાં આવે છે, ત્યારે આપણા દેશમાં એ સંબંધી ખાસ યોજનાઓ અમલમાં નથી અને કોઈ સ્થળે વીજળી પુરી પાડવામાં આવે છે ત્યાં હજી તેના ભાવ જોઈતા સસ્તા નથી.

હિન્દુસ્તાનનો હાથવણાટનો ઉદ્યોગ બ્રિટિશ સરકારે ૭૮ ટકા કર નાખી નાશ કર્યો અને માંચેસ્ટરનું કાપડ હિન્દી બજારોમાં ઉભરાવા માંડ્યું. અદ્યાપિ હિન્દી સરકારે જકાતની રક્ષણ નિતિ જોઈતા પ્રમાણમાં અખત્યાર કરી નથી. નજીવા માત્ર ફેરફારથી છેલ્લા દાયકામાં ઈંગ્લાંડથી હિન્દમાં કાપડ અને લોખંડની આયાત કમી થઈ છે એ ખરું છે પણ એ સંબંધી સરકારે હજી જોઈતો ઉત્સાહ બતાવ્યો નથી. તેમજ બીજા ખનીજો માટે કાંઈ કર્યું નથી.

ખેડૂતો માટે સહકારી પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી છે પણ ખેડૂતો તેનો જોઈતા પ્રમાણમાં લાભ ઉઠાવતા નથી. દેશના માત્ર આઠ ટકા ખેડૂતોજ આવી મંડળીના સભ્યો બન્યા છે. સહકારી મંડળીમાં ૬ થી ૨૫ ટકા સુધી વ્યાજ લે છે અને શાહુકારોને હજી નાબુદ કરી શકી નથી. આ દેશમાં દસ હજાર ખેડૂતે સરકાર માત્ર ૬૦ રૂપીઆ ખર્ચ કરે છે, પરંતુ ઈંગ્લેંડમાં એ ખરચ રૂપીઆ નવસો કરતાં વધારે છે. અહીંના કરતા ત્યાંની સરકાર ખેડૂત ઉપર ૧૮ ગણો ખર્ચ કરે છે.

ખેડૂતોને મજૂરોને ધીરધાર શાહુકાર ૨૫ થી ૭૫ ટકા જેટલું વ્યાજ લે છે. ખેડૂતોને માથે હાલ ૧૮ અબજ રૂપીઆનું દેવું છે પ્રો. રાવના કહેવા પ્રમાણે એ ખેતીવાડીની વાર્ષિક નીપજની કિંમત કરતાં બમણું છે. ઇ. સ. ૧૯૩૭ માં કોંગ્રેસ સરકારે કેટલાક પ્રાંતોમાં એ દેવાનો થોડો ભાગ રદ કર્યો અને વ્યાજ પર અંકુશ મુક્યો અને વ્યાજનો દર ૬ થી ૯ ટકા મુકરર કર્યો. પરંતુ ૧૯૩૯ મા કોંગ્રેસ સરકારે સત્તા છોડયા પછી એ ફેરફાર કાયમ રહ્યો નથી.

અફગાન, જર્મન લડાઈ વડી બ્રિટિશ સરકારે હિન્દ પર મોટું દેવું લાદ્યું પણ એ વિગ્રહો માંથી હિન્દને કશો ફાયદો મળ્યો નથી. બર્માને હિન્દથી અલગ કરવામાં આવ્યું, એડનને જુદું પાડયું, સીલોન તો જુદું જ છે અને દેશી રાજ્યોને હિન્દ સાથે જોડયું જ ન હતું. નિવૃત્ત થયેલા અંગ્રેજ ઓફિસરોને હિન્દ દર વરસે કરોડો રૂપીઆ પેન્શન તરીકે મોકલે છે, મોટી રેલ્વે કંપનીઓ અને જ્યુટ મીલો અંગ્રેજ વેપારીઓની માલકીની છે અને દર વરસે કરોડો રૂપીઆ શેરના વ્યાજમાં તેઓ અહીંથી ઘસડી જાય છે, મજૂરોને અપાતી મજૂરી કરતાં અનેકગણા પ્રમાણમાં ડીવીડંડો આ કંપનીઓ આપે છે અને લગભગ બધા શેરો અંગ્રેજોના હાથમાં છે. વળી આ મોટી કંપનીઓ લંડનમાં રજીસ્ટર થયેલી છે અને તેથી આ દેશની કમાણીનો આવકવેરો પણ ઇંગ્લીશ સરકારને મળે છે.

પણ આ બીજા વિશ્વ યુદ્ધના સમયમાં આ સ્થિતિ પરિવર્તન પામી છે, સરકારી ખર્ચ માટે હિન્દુસ્તાનથી કાચો માલ ઇંગ્લાંડમા આયાત કરવામાં આવ્યો, હિન્દમાં રાખેલા પરદેશી લશ્કરનો ખર્ચ અંગ્રેજ સરકારે મોટા ભાગે આપ્યો તેથી હિન્દ ઇંગ્લાંડના દેવામાંથી મુક્ત થયુ એટલુ જ નહિ પણ હિન્દુસ્તાન આજે ઇંગ્લંડનુ શાહુકાર બન્યુ છે એ સ્ટર્લીંગ બેલેન્સ અને અમેરીકાની ઇંગ્લાંડને લોન સબંધી તો એક આખા લેખની જરૂર રહે છે તેથી અહીં માત્ર તેનો ઉલ્લેખજ કર્યો છે, કેટલીક રેલ્વે કંપનીઓ બ્રિટિશરોનાં કબજામાંથી મુક્ત થઇ હિન્દી સરકારના હાથમાં આવી છે. હવે ક્રમશ ઇંગ્લાંડનુ રાજકીય માત્ર નહી પણ આર્થિક સામ્રાજ્ય પણ અસ્તકાળ અનુભવે છે.

હવે વચગાળાની સરકાર અસ્તિત્વમાં આવવાથી દેશ છૂટકારાનો દમ ખેંચી ઉજ્જવળ ભવિષ્યની આશા સેવે છે. આ દેશમાં ખનીજો પુષ્કળ પ્રમાણમાં મળે છે ને ઉદ્યોગો ખીલશે. લોખંડ, મેંગેનીઝ અબરખ, અને કોલસાના ઉદ્યોગો અભિવૃધ્ધ થશે. કપાસની ઉત્પત્તિ વધી, કાપડનો વિકાસ કરી શકાશે. ખેડૂતો માટે કાયદાઓ ઘડાય છે, ખેતીવાડીના ઉત્તેજન માટે કેળવણીના પ્રચાર માટે, મજુરોના હિત અર્થે અને સામાજીક લાભાર્થે કાયદાઓ વિચારાઇ રહ્યા છે, હુન્નર ઉદ્યોગો અને વીજળીક શક્તિ માટે યોજનાઓ રચવામાં આવે છે, રસ્તા અને નહેરોના વિસ્તાર સંબંધી પ્રવૃત્તિઓ શરૂ થશે. માત્ર આંતર કલહજ અંતરાયરૂપ છે. એનુ નિવારણ થતાં હિન્દમા સોનાનો સૂરજ ઉગશે અને સુવર્ણયુગ પ્રવર્તશે.

---

# વર્તમાન રાજકારણ



વાસુદેવ યશવંત ઠોસકર

સુલેહ પરિષદ—સુલેહ પરિષદનું કામ હાલ તો પુરું થયું છે. હંગેરી, ઇટાલી, રૂમાનિયા, બલ્ગેરિયા અને ફિનલાંડ સાથે થનારી સુલેહના મુસદા પરિષદમાં પસાર થયા છે. તેમ છતાં પણ ટ્રીએસ્ટ બાબતે છેવટનો નિર્ણય તો હજી થવાનો બાકી જ છે. રશિયાના અને બાલ્કન રાજ્યોના મત પ્રમાણે એ બંદર તમામ બાલ્કન રાજ્યોના વેપાર માટેનું પશ્ચિમ દિશાનું એક જ એક દ્વાર છે, તેથી તે યુગોસ્લાવિયામાં સામેલ થવું જોઇએ. ખૂબ ચર્ચાને અંતે એમ ઠર્યું છે કે એ બંદરનો રાજ્યકારભાર આંતરરાષ્ટ્રીય સંસ્થાને સોંપવો. પરંતુ રશિયાનું કહેવું એવું છે કે તેનો પ્રત્યક્ષ કારભાર લોકમતને અનુસરીને ચલાવવો જોઇએ અને આંતરરાષ્ટ્રીય સંસ્થા તરફથી નીમાનાર મુખ્ય અધિકારીએ ટ્રીએસ્ટની જનતાના મત પ્રમાણે વર્તવું જોઇએ. એથી ઉલટું એંગ્લો-અમેરિકન પ્રતિનિધિઓનું કહેવું એમ થયું છે કે એ મુખ્ય અધિકારીને ઘણા વિશેષ અધિકાર આપવા જોઇએ. આખરે અંગ્રેજ અને અમેરિકન પ્રતિનિધિઓના અભિપ્રાય પરિષદમાં બહુમત પ્રમાણે સ્વીકારાયા છે. પરંતુ ટ્રીએસ્ટમાં જે મુખ્ય રાષ્ટ્રનો હિતસંબંધ બંધાયેલો છે એવા યુગોસ્લાવિયાએ એ નિર્ણય સામે વાંધો ઉઠાવ્યો ને કરાર ઉપર સહી કરવાની ના પાડી. સુલેહ પરિષદના તમામ નિર્ણય માત્ર સલાહમણ રૂપે હોય છે તેથી એ તમામ નિર્ણય પાંચ મોટાં રાષ્ટ્રોના પરદેશ મંત્રીઓની સભામાં નક્કી થવાના છે આથી કરીને સુલેહ પરિષદ પૂરી થઇ છે છતાં હજી પણ એ તમામ નિર્ણયોનું ભાવિ તોળાઇ રહ્યું છે એમ લાગે છે.

દરમિયાન રશિયામાં સ્થિર થયેલી સમાજવાદી લોકશાહીનો પ્રસારો એડ્રિયાટિક સમુદ્ર સુધી વધ્યો હોવાથી મૂડીવાદી રાષ્ટ્રોના પેટમાં ભારે તેલ રેડાયા જેવું થયું છે. એ સમુદ્રમાં પોતાનું દરિયાઇ વર્ચસ્વ કાયમ રાખવા સારુ ઇંગ્લાંડ અને અમેરિકા સતત ખટપટ કરી રહ્યાં છે. યુગોસ્લાવિયાની દક્ષિણે આવેલો આલ્બેનિયા નામનો નાનકડો દેશ પૂરેપૂરો સમાજવાદી બની ગયો છે. એ દેશના પશ્ચિમ દિશાના સમુદ્ર કિનારા આગળ થોડા વખત પૂર્વે બ્રિટિશ લડાયક જહાજો ગયાં હતાં. આલ્બેનિયન સરકારના સાર્વભૌમત્વને અંગ્રેજોના આ પગલાથી બાધ આવે છે એવી તકરાર એ સરકારે બ્રિટન સમક્ષ સ્પષ્ટ રીતે રજૂ કરી. બ્રિટિશ સરકારે એ પ્રકરણ ઉપર ઢાંકપિછોડો કરીને પોતે કાંઇ એવું કર્યું નથી એવો જવાબ દીધો. જર્મનીમાં એલ્બ નદીના કાંઠાથી માંડીને આલ્બેનિયાના દક્ષિણ બિંદુ સુધી—અરે ! ડાર્ડેનલ્સની સામુદ્રધુની સુધી—લશ્કરી તૈયારી રાખીને પૂર્વે રશિયા વગેરે રાષ્ટ્રોએ સ્વસંરક્ષણ માટે કરેલી વ્યવસ્થાની સતત તપાસ રાખવાનો પ્રયત્ન ઇંગ્લાંડ અને અમેરિકા કરી રહ્યાં છે. લડાઇ પહેલાં મૂડીવાદી રાષ્ટ્રોએ પોતાની પૂર્વ સરહદ સુધી પ્રસારો કર્યો હતો. હવે એ પ્રસારો પશ્ચિમે સેંકડો માઇલ સુધી આગળ પ્રસરેલો છે. મૂડીવાદી રાષ્ટ્રોને 'કોમ્યુનિઝમ' નો જે 'ભય' લાગે છે તે ઉત્તરોત્તર વધતો જ રહ્યો છે, લશ્કરી તૈયારીથી ને બહાદુરીને લીધે એ 'ભય' નષ્ટ ન થતાં ઉલટો વધવાનો જ છે. બાલ્કન રાજ્યોમાંની નષ્ટ થયેલી પોતાની ઇજ્જત અને સત્તા ફરી પાછી મેળવવા માટે ઇંગ્લાંડ અને અમેરિકા ભારે જહેમત ઉઠાવી રહ્યાં છે. ડેન્યુબ નદી ઉપરની

અવરજવરના પ્રશ્નની ચર્ચા કરવા સારુ એ બંને રાષ્ટ્રોએ પરિષદ બોલાવવાનું ઠરાવ્યું છે. પરંતુ એ પરિષદમાં પોતાનાથી હાજર રહી શકાશે નહિ એવું રશિયાએ, યુગોસ્લાવિયાએ અને ચેકોસ્લોવેકિયાએ જાહેર કર્યું છે બાલ્કન રાજ્યોની સંમતિ હોય તો જ પોતે એ પરિષદમાં ભાગ લઈ શકે, એમ ફ્રાન્સે જણાવી દીધું છે. આથી એ પરિષદનું કોઈ જ પરિણામ આવશે નહિ, એ દેખીતું છે.

ગ્રીસ—ગ્રીસ દેશના માજી રાજા બ્રિટિશોની મદદથી ગ્રીસ ગયા છતાં પણ એ દેશની પરિસ્થિતિ બગડતી ચાલી છે. જનતાને અવગણીને અધિકાર ઉપર ચડી બેઠેલા પ્રતિગામી રાજાની સામે જનતા બંડ ઉઠાવે એ દેખીતું છે ગ્રીસમાં આ રીતે અંદરઅંદરની મારામારી શરૂ થઈ છે. બહાર આવેલી હકીકતો ઉપરથી, હાલની રાજસત્તાના હીમાયતીઓની જીત એ મારામારીમાં થઈ રહી છે એમ કહેવામાં આવે છે તો પણ, ખરેખરી વસ્તુસ્થિતિ તદ્દન જુદી છે. યુદ્ધ કરનારી જનતા જર્મની સામે સામનો કરીને ' ગેરિલા યુદ્ધ ' માં નિષ્ણાત થયેલી છે તેથી તે યુદ્ધમાં પાછી પડે એ બનવાજોગ નથી. આથી કરીને ગ્રીસના રાજાને બહારથી મદદ મેળવવી પડે છે. થોડા વખત ઉપર જ બ્રિટન તરફથી શસ્ત્રો મેળવવાની તજવીજ થઈ હતી. એ બાબતમાં સ્પષ્ટ ખુલાસો માગવામાં આવ્યો ત્યારે સરકારે એવું આશ્વાસન આપ્યું કે એવી મદદ આપવામાં આવશે નહિ તેમ છતાં પણ એક બ્રિટિશ અમલદારે એવા પણ ઉદ્ગાર કાઢેલા સાંભળ્યા છે કે ' અમે ગ્રીસ સાથે કદિ પણ જુદાઈ રાખવાના નથી. ' આ પરસ્પરવિરોધી ધોરણનો ખરો અર્થ શો, એ સમજવું ખૂબ અઘરું થઈ પડે છે

સંયુક્ત રાષ્ટ્રસંઘ પરિષદ—સુલેહ પરિષદ પછી આ સંઘની પરિષદ ભરવાનું ઠર્યું હતું તે પ્રમાણે એ પરિષદ થોડા વખત પૂર્વે ન્યૂયોર્ક શહેરમાં શરૂ થઈ પરિષદમાં કયા કયા, વિષયો બાબત ચર્ચા કરવી, એ બાબતમાં તૈયાર થયેલો મુસદ્દો સર્વાનુમતે મંજૂર થયો એ મુસદ્દામાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓના પ્રશ્નની ચર્ચાનો સમાવેશ થયેલો છે પ્રથમ આ પ્રશ્ન સ્વીકારવો કે નહિ એ વિષે પરિષદમાં ચર્ચા થઈ અને જનરલ સ્મટ્સે દક્ષિણ આફ્રિકાના હિંદવાસીઓનો પ્રશ્ન ખાનગી સ્વરૂપનો હોવાથી તેની ચર્ચા કરવી નહિ એવું, પ્રતિપાદન કર્યું. તેની સામે મિસિસ વિજ્યાલક્ષ્મી પંડિતે એવી સૂચના કરી કે એ પ્રશ્નની ચર્ચા કરવી કેમ કે એ ખાનગી સ્વરૂપનો નથી. રશિયાના પરદેશ મંત્રી મિ. મૉલોટોવે પોતાનો મત હિંદી લોકોની તરફેણમાં આપ્યો અને એવું પ્રતિપાદન કર્યું, કે એ પ્રશ્નની ચર્ચા જરૂર કરવી ઇંગ્લંડના પ્રતિનિધિએ પણ હિંદુસ્તાનની તરફેણમાં પોતાનો અભિપ્રાય આપ્યો. આખર ઉપર ચર્ચાની વેળાએ આ પ્રશ્ન નીકળી જવા છતાં પણ થયેલી ચર્ચા ઉપરથી ઉચિત ગણ્ય મદદની રશિયાની સહાનુભૂતિ વ્યક્ત થઈ, અને તે માટે બે ગામવાળાએ મિ. મોલોટોવનો આભાર માન્યો.

પેલેસ્ટાઇન—આંતરરાષ્ટ્રિય રાજકારણમાં અણઉકેલ રહેતા જોખમી અને સતત પીડાકારક બનતા પ્રશ્નો પૈકીનો પેલેસ્ટાઇનનો પ્રશ્ન સૌને મૂંઝવી રહ્યો છે. સામ્રાજ્યવાદીની વહારી દૃષ્ટિએ મહત્ત્વના ગણાતા એ પ્રદેશમાં એક જાતનો બિરંગી સામનો ચાલી રહ્યો છે પોતાનું-સરકારી વર્ચસ્વ કાયમ રાખવા સારુ બ્રિટિશ સરકાર ત્યાંના યહુદી તેમજ આરબ લોકોનું પરસ્પર વિરોધી વલણ કાયમ રાખવાનો પ્રયત્ન કરે છે. આ તરકીબ સામે થઈ શકે એવી એ બંને જાતિઓની એકતા હજી પણ ત્યાં સ્થપાઈ નથી તેમ છતાં પણ તેમની વચ્ચેનો અણબનાવ પણ કંઈ ખાસ સાંભળવામાં આવતો નથી થોડા મહિના પૂર્વે પેલેસ્ટાઇનમાંના યહુદી વર્ગ વિરુદ્ધ

અમલ ચલાવવી પડી. આમ સાં અને 'કોમ્યુનીસ્ટ' પક્ષ વચ્ચે અણબનાવ ઉભો થયો એટલે ત્યાં બ્રિટીશ સામ્રાજ્યશાહીનો હાલ તુર્ત તો વિજય થયો છે - હવે પછી આમ સાં ની સરકાર બીજા દેશોની માફક કોમ્યુનીસ્ટ લોકો સામે ઉપાય લેશેજ. આગળ ઉપરના ઇતિહાસમાં 'કોમ્યુનિસ્ટ' પક્ષના ધોરણ બદલનો ઇતિહાસ જોવો રહી આપશેજ.

હિંદુસ્તાન — બ્રિટિશ સામ્રાજ્યશાહીનો મોટામાં મોટો વિજય હિંદુસ્તાનમાંજ થયો છે લડાઈ પૂરી થઈ ત્યાર પછી આ દેશમાં અસંતોષ સતત વધતો રહ્યો હતો. મજૂર-કિસાનોની હડતાળો મોટા પ્રમાણમાં શરૂ થઈ હતી. રેલવેઓ ઉપર આખા દેશમાં હડતાલ પડવાનાં ચિન્હો દેખાતાં હતાં. આવા જોરદાર બનેલા અસંતોષનાં વાવટોળમાં હિંદી નૌકા સૈન્યના કામદારોએ હડતાળ જાહેર કરી તે હિંદુસ્તાનના ઇતિહાસમાં અભૂતપૂર્વ હોઇ અમર થઇ ગઇ. આવી એકંદર પરિસ્થિતિમાં બ્રિટિશ સરકાર પોતે કાંઇ પણ પગલાં લે છે એમ બતાવવાની તેને જરૂર પડી. નૌકા સૈન્યના નાવિકોની હડતાલ દરમિયાન જ બ્રિટિશ સરકારે ત્રણ મંત્રીઓના શિષ્ટ મંડળને હિંદ મોકલવાની પોતાની ઇચ્છા જાહેર કરી અને હિંદમાંના આગેવાન પક્ષોનો ટેકો પોતાને મળે તે બદલ પ્રયત્ન કર્યો. બ્રિટિશ સરકારે પાથરેલી એ જાળમાં કોંગ્રેસ તેમજ મુસ્લીમ લીગ સપડાયાં. મંત્રીમંડળની જાહેરાતને લીધે કોઇ પણ પ્રશ્નનો નિકાલ કરવાનું અલબત્ત શક્ય ન હતું, પરંતુ કોંગ્રેસ તેમજ લીગ વચ્ચેનું અંતર તેથી વધે તેમ હતું, અને તે તેમ વધે એવી બ્રિટિશ સરકારની ઇચ્છા હતી. મંત્રીમંડળની યોજના સ્વીકારવી એટલે દેશમાંના પક્ષો વચ્ચેનું અંતર વધારવું, એવું સમીકરણ માંડીએ તો તેમાં કાંઇ ખોટું નથી. પરિણામ પણ કાંઇક આવું જ 'આવેલું' આપણી નજરે પડે છે. આ બાબતમાં આપણા દેશમાં કોંગ્રેસનું તેમજ મુસ્લીમ લીગનું શું સ્થાન છે તે ધ્યાનમાં લેવાની જરૂર રહે છે. કોંગ્રેસ આપણા દેશમાંના તમામ વર્ગોની સ્વતંત્રતા સિદ્ધ કરવા માટે આગળ આવેલી સંસ્થા છે. કોંગ્રેસમાં સમયને અનુસરીને આપણા દેશમાંના પૈસાદાર અને સામાજિક નજરે વજનદાર થઈ પડેલા વર્ગોનું પ્રાબલ્ય હોય એ કુદરતી છે. તેમ છતાં પણ આપણા દેશમાં જે અસંતોષ વધી રહ્યો છે તેને લીધે તમામ દલિત જનતાના નેતાઓ કોંગ્રેસમાં જ સામેલ થયા, અને એ સંસ્થામાં નરમ તેમજ ગરમ વિચારવાળા એ પક્ષો ઉભા થયા. ગરમ વિચારવાળા પક્ષમાં પણ સુધારણાવાદી તેમજ ક્રાંતિવાદી લોકોના પક્ષો એક હમણાં સુધી ચાલુ હતા. ક્રાંતિવાદી પક્ષના નેતાઓ કોંગ્રેસમાંના પૈસાદાર અને વજનદાર વર્ગોના કંદામાં દબાય તેવા ન હતા, અને યુદ્ધકાળ દરમ્યાનમાં કેટલાક બનાવોને લીધે એ પક્ષના લોકો કોંગ્રેસમાંથી ખસી ગયા છે.

વારૂ, આપણે ત્યાં કોંગ્રેસ ઉપરાંત ચાર જાતના જાતીય પક્ષો ઉભા થયેલા છે — મુસ્લીમ લીગ, વર્ગીકૃત જ્ઞાતિઓનો પક્ષ, શીખ-અકાલી પક્ષ, અને હિંદુ મહાસભા. એ તમામ પક્ષો જાતીય સ્વરૂપના અગર ધાર્મિક સ્વરૂપના છે. જુની કોંગ્રેસ પ્રમાણે એ પક્ષો પણ સરકારની તરફેણથી ઉભા થયેલા છે. ખરું જોતાં યુરોપમાં ફક્ત ખ્રિસ્તિ ધર્મ પળાય છે છતાં અનેક રાષ્ટ્રો સ્થપાયાં છે એ આપણે જોઇએ છીએ. તેજ પ્રમાણે મધ્ય એશિયામાં પણ ફક્ત મુસલમાન ધર્મ પળાતો હોવા છતાં ઇરાન, અરબસ્તાન, તુર્કસ્તાન, ઇરાક વિગેરે રાષ્ટ્રો સ્થપાયાં છે. ભૌગોલિક પરિસ્થિતિ, ભાષા, ઇતિહાસ, આર્થિક જીવન વગેરેની સમાન પરિસ્થિતિને લીધે એ રાષ્ટ્રો ઉભાં થયાં છે. યુરોપમાં મૂડીવાદનો ઉદય ચાર સૈકા પૂર્વે થયો હતો, તેથી ત્યાં રાષ્ટ્રો વહેલાં ઉભાં થયાં. આપણા દેશમાં મૂડીવાદનો ઉદય છેલ્લાં સો વર્ષોમાં જ થયેલો છે, એટલે આપણે ત્યાં રાષ્ટ્રોની સ્થાપના થતાં વાર લાગી, એટલું જ. ભાષાની, સંસ્કૃતિની, ઐતિહાસિક, આર્થિક અને ભૌગોલિક નજરે વિચાર કરતાં એમ જણાઇ આવે છે કે આપણા દેશમાં કેટલાક નવાં રાષ્ટ્રોનો ઉદય

# તમો જાણો છો?

બચત મંડળો અને અધિકૃત આડતીયાઓજ નાની બચત
યોજનાના આધાર સ્તંભો છે.

## તેમના

કામકાજ તથા સુધારવણીથીજ યોજનાનો બહોળો લાભ આમ જનતા લઇ શકશે અને યોજનાના મુળ સિદ્ધાંત પ્રમાણે યોજના સફળ થઇ શકશે. ગામેગામ અને મહોલ્લે મહોલ્લે આમજનતાને બચતની સુટેવ લગાડવા માટે; અવરુંબી અને સ્વાશ્રયી બનાવવા માટે ગામના નગરશેઠ અગર તો પંચાયતના અધ્યક્ષના પ્રમુખપણા નીચે બચત મંડળો સ્થાપો અને ગામવાસીઓને મંડળના સભાસદ બનાવો

સમયાનુસાર નિયમિત કાંઇક રોકડ બચત કરો અને બીજાઓને તેમ કરવા સમજાવો અને દોરો.

## તેમાં

દિનપ્રતિદિન ઉમેરો કરો પોતાના તથા દેશના હુન્નરઉદ્યોગોની ખીલવણીમાં સહસ્તે મદદ કરો. નજીવી બાબતથીજ મોટી રકમ ભેગી થઇ શકશે.

## માટે

કરેલી બચતના બચત મંડળ મારફતે ૦-૪-૦ ૦-૮-૦ અગર ૧-૦-૦ ની કિંમતના નેશનલ સેવિંગ્સ સ્ટાંપ ખરીદો અને મફત મળતા બચત કાર્ડ (પત્ર) ઉપર ચોટાડો. બચતપત્ર ઉપર રૂા. ૫-૦-૦ ભેગા થયે બદલામાં બચત મંડળના અધિકૃત આડતિયા મારફતે નેશનલ સેવિંગ્સ સર્ટીફીકેટ ખરીદો અને એકના દોઢ બનાવો

(બચતમંડળો કેવી રીતે સ્થાપવા તે સંબંધી વધુ હકીકત માટે પ્રકાશન કચેરી વડોદરા તરફ લખો).



સ્વ. ભારતભૂષણ પંડિત માલવીયાજી.

" હિંમત ન હારશો, માનવની જેમ ઊભા થઈને વટથી કામ કરો, ઐક્ય મેળવો, યાતના સહન કરતાં કરતાં યાતનામાં આનંદ માનો વધારો ધર્મ જતો ન કરશો, હિંદુસ્તાનને ચાહજો, મુક્તિને ચાહજો, અને મેળવજો "

ભારતભૂષણ પંડિત માલવીયાજીએ હિંદુસ્તાનને આપેલો અંતિમ સંદેશો

 **પૂર્ણા** 

॥ पूर्णा पूर्णजला समुद्रसरिता कुर्यात् सदा मंगलम् ॥

નવી સીરીઝ પુસ્તક ૧ ] ડિસેમ્બર, ૧૯૪૬ [ અંક ૫

# અમારો હક

વૉરન હેસ્ટિંગ્સ પરના આરોપના મુકદ્દમા વખતે લૉર્ડ એર્સ્કિને પોતાના ભાષણમાં એક જંગલી રાજા વિષે રસદાયક વાત જણાવી હતી. એક બ્રિટિશ સંસ્થાના ગવર્નરને ઉદ્દેશીને, નગ્નાવસ્થામાં રહેતી એક જંગલી જાતના સરદારે પોતાની ડાંગ ભારપૂર્વક જમીન પર પછાડી કહ્યું, 'આ ઉન્નત ગિરિશૃંગોમાંથી નદી કોણ ઉત્પન્ન કરી દરિયામાં વહાવે છે? શિયાળામાં પવનનાં ભયંકર તુફાનો ઉત્પન્ન કરી, ઉનાળામાં તેનું કોણ શમન કરે છે? આ વિશાળ જંગલનાં ઉન્નત ઝાડોનો ઘાટો પડછાયો કોણ નાખે છે? એક પળમાં વીજળી પતનથી આગ મૂકી એ જંગલનો કોણ નાશ કરે છે? જે શક્તિએ સમુદ્રની પેલે પાર તમને તમારો દેશ આપ્યો છે, તે જ શક્તિએ સમુદ્રને આ પાર અમને અમારો દેશ અર્પ્યો છે અને એ હકથી અમે પરદેશી આક્રમણનો સામનો કરી અમારી પ્યારી માતૃભૂમિનું સંરક્ષણ કરીશું." આમ કહી ઘનઘોર નિનાદથી રણશિંગું ફૂંકી લડાઈની પ્રચંડ ઘોષણા કરી.

૨. પ. મ.

# લોખંડની કાયા

લોખંડની રચી કાયા, પ્રભુએ લોખંડની રચી કાયા.
જેના બૂજવાં મૂલ અંકાયાં, મ્હેલ વિશાળ અને બાગ ફુવારા,
રોશનીનાં અજવાળાં, ત્હારે ખુણાની ઘોર અંધારી
ઝુંપડીનાં જ વિસામા, દુઃખી, ઝુંપડીનાં જ વિસામા, ત્હારી. ૧

મ્હેલ માંહિ રોજ દિવસ ઉગ્યે, પૈસાના જંગ રમાતા;
ઝુંપડીમાં કિંતુ ભાણુ જણાતાં, 'હાય' પુકાર સુણાતા, ત્હારા
'હાય' પુકાર સુણાતા, ત્હારી. ૨

મીલના ગંભીર નાદથી ગર્વે, શેઠનાં નાક ફૂલાતાં,
તુજને એ સૂર સાંભળી થાતા કાળ તણા ભણકારા, નજીકના
કાળ તણા ભણકારા ત્હારી. ૩

મીલ વડે થાતા સોદા લાખોના, લાખોનાં દાન દેવાતાં;
એ દાનવીરના દાનમાં ત્હારા હાડને ચામ ચુસાતાં, દરોજે
હાડને ચામ ચુસાતા, તારી. ૪

મ્હેલથી મીલમાં જાવા માટે રોજ મોટરની શીળી છાયા,
ઝુંપડીથી મીલ જાવા સ્હેવાના રેતીને લૂના ધખારા, ઉની
રેતીને લૂના ધખારા, ત્હારી ૫

શાને રચી ત્હારી કાયા લોઢાની? શાને ત્હારાં મૂલ આછાં?
સાચવવા સાચા 'હીર હૈયાને' લોખંડની રચી કાયા, ત્હારી
લોખંડની રચી કાયા જેથી બૂજવાં મૂલ અંકાયાં. ૬

લોખંડની રચી કાયા, પ્રભુએ લોખંડની રચી કાયા,
જેનાં બૂજવાં મૂલ અંકાયા.

ઈન્દુપ્રભા ત્રિવેદી

# હું ને મીરાં

એકવાર હું ને મીરાં મથુરામાં આ'તાં,
ઘૂઘરીને ધમકારે ઘેલાં ઘેલાં થા'તાં:
એકવાર હું ને મીરાં મથુરામાં આ'તાં.

હાથમાં લાકડીઓ હતી,
પગમાં ચાખડીઓ હતી.
મંદિરની ઓસરીમાં રાત અમે રહ્યા'તાં
એકવાર હું ને મીરાં મથુરામાં આ'તાં.

કાળા કાળા કૃષ્ણ હતા,
પીળી પીળી ગોપીઓ,
ઓરિયાળી બંડી ને
માથે કાન-ટોપીઓ:
રાસની રંગતમાં અમે કાનગોપી થા'તા,
એકવાર હું ને મીરાં મથુરામાં આ'તાં.

ભજનોની ધૂન હતી
હું ગોથોતો ગીતમાં,
મીરાં તો ભેવી હતી
માધવને પ્રીતમાં
ભમરા પણ મીરાંને સાદ પાડી રહ્યા'તાં,
એકવાર હું ને મીરાં મથુરામાં આ'તા.

ઈન્દુલાલ ગાંધી

## માસિકના તંત્રીને—

( પૃથ્વી )

ફૂટેલ ઝરણું સ્વયં અવનવીન રેખા કરી
ઉમંગભર દોડતું ખડક ભેખડો કોતરી
તણી કટુતા નરી અવનિ પીઇ સાથે બળી
અસિદ્ધ જગમાં થવા જતું પટે ધરી માધુરી
થતા મધુર હર્ષનો જીવનના અને સ્નેહના
રહી નિજ ઉરે ઘઇ, સુભગ માધુરી ઊર્મિલા
ધરી ત્યમ નવીન રૂપ કવિતાનું દોડી જતી
થવા પ્રગટ એઇ માસિકમહીં ધરી ભાવના
છતાં ન નજરે ચડે મધુર કાવ્ય એ આપની
'નવીન ઉગતા કદી ચરણ ઠોકરે મારતા!
અને તમ દઇ જતા હરી બધાં જ કાવ્યો સદા
અવાચકતણાં, તદાપિ અટકી જવાનું નથી
ઝરેલ ઝરણું સ્વયં કવિતનું જતા સાગરે
'અયોગ્ય સુજ કાવ્ય' એ ન કદી સાંભળે ઊર્મિલા!

રમણ પટેલ.



## નિરાશામાં આશા

અવ્યવસ્ત શિખરિણી

નિરાશામાં આશા,
નિશીથે છે ઉષા,
અમાવાસ્યા રાત્રે ઝગમગ થતાં તારકગણો,
છુપાયા મોતી છે ઉદધિતળીએ છીપ મહીં આ
કુહન સરમાં હાસ્યકુમુદ,
કુસુમ હસે છે કાનન વિષે,
બધેને વેરાતા દુખ ઘન હશે જીવન મહીં,
ઝબૂકી જાશે ને કિનાર મને કોઇક ક્ષણે!

ભૂપેન્દ્ર હા. વકીલ

# સાહિત્ય—સામાન્ય દૃષ્ટિએ



(૫)

રમણલાલ વસંતલાલ દેસાઈ

આ ચર્ચા પછી સ્વાભાવિક રીતે જ કોઈ પ્રશ્ન કરે કે આ અપવાદને અને સામાન્ય દૃષ્ટિએ દેખાતા સાહિત્યને સંબંધ શો ? સાહિત્ય આવી ચર્ચા પછી ઉલટ અસામાન્ય દેખાય છે. સાહિત્ય એ સામાન્ય દૃષ્ટિએ શું છે ? આપણે સામાન્ય દૃષ્ટિએ સાહિત્યને ઓળખવાનું હજી બાકી છે તે આપણે ઝડપથી જોઈ લઈએ

જ્ઞાત ઉપરથી અજ્ઞાત From the known to the unknown. એ શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર આપણે સાહિત્યકારો ઉપરથી આપણા સાહિત્યને ઓળખવા મથીએ. સાહિત્ય એ જેને બહુ વિકટ વિષય લાગતો હોય તેને પણ એટલી તો ખબર જરૂર હશે કે સહજ નજર ફેરવતાં આપણે સાહિત્યકારોને નામથી તો ઓળખી કાઢીશું ઝડપથી નજરે ચઢતા આપણા સાહિત્યકારો એટલે નાનાલાલ, બળવંતરાય, મુનશી, રામનારાયણ, ધૂમકેતુ, મેઘાણી, સુંદરમ્ ઉમાશંકર. આટલેથી આપણે યાદી અટકાવી દઈએ અને યાદીમાં ન જણાવાયેલા સાહિત્યકારોની માફી માગીએ આપણો ઉદ્દેશ સંપૂર્ણ યાદી બનાવવાનો નથી, પરંતુ સાહિત્યકારો ઉપરથી સાહિત્યને ઓળખવાનો છે.

સાહિત્યકારો લખે એ સાહિત્ય એમ આપણે પ્રથમ દર્શને માનીને ચાલીએ

ન્હાનાલાલ શું લખે છે ? કવિતા, રાસ, નાટક '

બળવંતરાય ? કવિતા, વિવેચન...

મુનશી ? વાર્તા, ખાસ કરીને લાંબી

રામનારાયણ ? ટૂંકી વાર્તા અને વિવેચન

ધૂમકેતુ ? ખાસ ટૂંકી વાર્તા જેને સાહિત્યે હવે નવલિકા નામ આપ્યું છે તે અને લાંબી વાર્તાઓ પણ.

મેઘાણી ? ટૂંકી પણ જોરદાર વાર્તાઓ—ખાસ કરીને બહારવટીઆઓની અને ગીતો.

બીજાઓ શું લખે છે એ આપણે જતું કરીએ અને ગણાવેલા લખો. આ સિવાય પણ બીજું ઘણું ઘણું લખે છે. એ વાત પણ બાજુએ ગણતાં એટલું તો આપણે જોઈ શકશું કે સાહિત્યકારો કવિતા લખે છે, નાટકો લખે છે, વાર્તાઓ લખે છે, અને તેમાં પાછી લાંબી વાર્તાઓ પણ હોય છે અને ટૂંકી વાર્તાઓ પણ હોય છે. વળી વિવેચનો પણ એમાં આવી જાય છે.

એક વસ્તુ એમાંથી સ્પષ્ટ થાય છે સાહિત્ય એ વાણીની રમત છે, વાણીનો વિલાસ છે, કહો કે વાણીની કલા છે.

પરંતુ બધીજ વાણી સાહિત્ય ન બની શકે. કચેરીઓમાં ચાલતા ઠરાવો, વકીલોના ઝગડાને સતત ટકવતા રાખતા અને ધન આપતા કાગળોની કલમો કે , સંસ્થાઓનાં નિવેદનો સાહિત્ય બની શકતાં નથી હૃદયના ભાવ, ઊર્મિ, કલ્પના, ચિંતન, આદર્શ અને એ સર્વના મિશ્રણમાંથી ઉપજતી મૂર્તિઓ અને મૂર્તિઓની પરંપરાને જીવંત સૃષ્ટિ સરખી સાચી અને ઉન્નત અમર ઉપજાવતા બનાવવા મથતી વાણીમાંથી સાહિત્ય ઉત્પન્ન થાય છે.

વાણીને આપણે ત્રણ સ્વરૂપમાં જોઈ શકીએ, વાણીનું સહુથી સ્થૂલ સ્વરૂપ તે શબ્દ અને શબ્દમાં રહેલું સામર્થ્ય સાહિત્યને અન્ય પ્રકારની વાણીથી અલગ પાડી દે છે. શબ્દ સામર્થ્ય ઉપર, શબ્દ સંકલન ઉપર, શબ્દની સુશ્રાવ્યતા નાજુકી ઉપર સાહિત્યની અસરનો બહુ મોટો આધાર રહેલો છે એ વાત ઘણી વખત વિસરાઈ જાય છે. પરંતુ શબ્દોની પસંદગી, ગૂંથણી, ગૂંથણી ઉપર સાહિત્ય કેટલો આધાર રાખી રહ્યું છે તે આપણે થોડા દ્રષ્ટાન્તોથી જોઈ જઈએ.

જલધિજલદલ ઉપર દામિની દમકતી
યામિની વ્યોમસરમાંહી સરતી,
કામિની કોકિલા કેલી કૂજન કરે
સાગરે ભાસતી ભવ્ય ભરતી.

નાજુકી ભરેલા શબ્દ અને શબ્દમાં સમાયેલા સ્વર વ્યંજનની આવૃત્તિ પુનરાવૃત્તિમાંથી ઉપજતી કર્ણપ્રિય અસર ખરેખર આ અર્થને હૃદયપાસે લાવવામાં બહુ સહાય આપે છે

સ્નાન કરી નર્મદા નીરમાં ધીરનર
એક કૌપીન અંગે ધરીને
નર્મદે નર્મદે એમ ઉચ્ચારતો
હર્ષથી રોમ ઉભાં કરીને
સંગ નથી કોઈનો નિસ્પૃહીનિષ્કુળે
જગત જંજાળને શૂન્ય લેખે,
ધન્ય સંન્યાસને ! વાસના ઉઘડે
આશના પાશ વણલગ્ન પેખે.

આ સ્મરણની શબ્દાંજલિ આપણા હૃદયને કોઈ શાંતિપ્રેરક વાતાવરણમાં લઈ જતી હોય એમ સહજ દેખાય છે

હિંદી ભાષાએ ગુજરાતી ભાષા કરતાં પણ વધારે શબ્દશક્તિની સાધના કરેલી છે. એક બે હિંદી ભાષાનાં ઉદાહરણો આપણને શબ્દસામર્થ્યનો સારો પરિચય કરાવી શકશે.

પ્રેતની પિશાચ નિશાચર નિશાચરીની
મીલી મીલી આપસમેં ગાવત બધાઈ હૈ;
ભૈરો ભૂત પ્રેત ભૂરી ભૂધર ભયંકરસે
જુથ્થ જુથ્થ જોગીની જમાત જૂરી આઈ હૈ
કીલક કીલક કે કુતૂહલ કરત કાલી
ડીમ ડીમ ડમરૂ દિગંબર બજાઈ હૈ
શિવા પૂછે શિવસે સમાજ આજ કહાં ચલી
કાહૂ પૈ શિવા નરેન્દ્ર ભૃકુટી ચઢાઈ હૈ

ભૂષણ કવિની શિવા બાવનીનો પ્રથમ જ શ્લોક આપણને એક એવા શબ્દ ઘોરની પાસે લાવી મૂકે છે કે જેમાંથી [illegible] ભાવ ઉપજાવતા પ્રસંગનું વર્ણન આવી રહ્યું છે એમ આપણને લાગ્યા વગર રહેતું નથી.

જ્વાળામાંથી ફાનસ કે સીગારેટ કાંઈ પણ સળગાવી શકાય એમ નથી. અહીં તો શબ્દની વ્યંજના શક્તિ પ્રેમ નામના સર્વાનુભવી ભાવનો ધ્વનિ ઉપજાવી રહી છે. આવા સર્વાનુભવથી સ્થિર કે સ્થાયી ભાવનું સૂજન કરતી વાણી શક્તિમાંથી નવ કે દસ રસનું પ્રાગટ્ય થાય છે અને સાહિત્યની રસશાસ્ત્રને નામે ઓળખાતી ભવ્ય રચના ઉભી થાય છે

શબ્દનું ઉચ્ચારણ, શબ્દનો અર્થ અને શબ્દનો ધ્વનિ-વ્યંજના એ આખા સાહિત્યનો ત્રિકોણ. એની રેખાઓ સમાન રહે એ સાચામાં સાચું સાહિત્ય એ રેખાઓ ઉપર જ અવલંબીને સાહિત્ય પોતાના વિવિધ આકારો ધારણ કરે છે શબ્દ, અર્થ અને ધ્વનિ ત્રણે ભેગા મળીને કોઈ કવિતાનું સ્વરૂપ ધારણ કરે, કોઈ નવલિકામાં ગુંથાઈ જાય, કોઈ નવલકથા કે નાટકમાં પ્રસ્તાર પામે અગર કોઈ મહાકાવ્ય કે પુરાણમાં વિસ્તરી રહે સાહિત્યના આ સર્વ આકારો સ્થળ કાળની અસર નીચે સ્પષ્ટતા અને વિવિધતા પ્રાપ્ત કરે છે, તથા પરસ્પર મિશ્રિત થઈ વળી પાછાં એક બીજાની અસર થઈ છૂટાં પણ પડે છે. સાહિત્યને, સાહિત્યના સ્વરૂપોને સામાન્ય પરિપાટી સાથે બહુ જ ગાઢ સબંધ છે. પતંગ ઉંચે આકાશમાં મોકલી શકાય. પરંતુ પતંગના ચગાવનારે પૃથ્વીનો પટ ભૂલવો ન જોઈએ સામાન્યતા અને વિશિષ્ટતા વચ્ચે ઓળંગી ન શકાય એવું અંતર રહે તો એ સંસ્કૃતિ, એ સંસ્કાર, એ સાહિત્ય ઉખડી પડે અને એનાં સંભારણાં પણ ન સચવાય.

કેટલીક પ્રાથમિક ભાષાઓમાં સાહિત્ય જ હોતું નથી. કેટલીક ભાષાઓનું સાહિત્ય નિર્માલ્ય હોય છે, અને કેટલીક ભાષાઓનું સાહિત્ય અન્ય ભાષાઓને પડે એવું સામર્થ્યસંપન્ન હોય છે ભાષા એ ઉચ્ચારણ કરનાર પ્રજાના સામર્થ્ય અને વિકાસ ઉપર આધાર રાખે છે. જે પ્રજામાં ઉચ્ચારણ કરવાની તાકાત ન હોય, જેના શબ્દનો અર્થ સ્થિર થતો ન હોય, જેની ઊર્મિ કે કલ્પના કે ચિંતન જાગે ઉંચે કે ઉંડે જઈ શકે એમ ન હોય એ પ્રજા નિર્જીવ છે સાહિત્યની લાંબી લાંબી કે ગુંચવનારી વ્યાખ્યાઓથી કોઈએ ગભરાવાની જરૂર નથી. સામાન્ય રીતે સમજીએ તો સાહિત્ય એટલે વાણીની કળા, ભાષાનો શુદ્ધ અને સામર્થ્યમય ઉચ્ચાર, પ્રજાની ઊર્મિ, કલ્પના અને ચિંતનનો સાચામાં સાચો અને સારામાં સારો વાગ્આકાર સામર્થ્ય સંપન્ન દેહ ન હોય તો ઉચ્ચારમાં સામર્થ્ય ક્યાંથી જ આવશે. મન બેસુરું હશે તો શબ્દના અર્થ ધુમ્મસ જેવા ન સમજાય એવા, ક્લિષ્ટ અને પોકળ બનશે. સંસ્કાર અને આદર્શમાં હલકાઈ, નીચતા, અનુદારતા અને સ્વાર્થનો અંશ પણ ભળેલા હશે તો આપણી લાગણીઓ, ઊર્મિઓ અને કલ્પનાઓ કદરૂપાં, વામણાં અને જરાય ઉંચે ન ઉડે એવાં બની જશે. સામાન્યતાથી દૂર રહીને નહીં પરંતુ સામાન્યતાને ઉંચી સપાટીએ લઈ જવામાં સાચી મહત્તા રહી છે, અને સાહિત્યમાં પણ મહત્તા તો ત્યારે જ પ્રાપ્ત થાય કે જ્યારે સામાન્યતાને સ્પર્શીને સાહિત્ય રચાય.

સાહિત્ય એ અતિ ત્યાં તપમય છે પ્રજાને અધિકારી બનાવવાની મોટાઈ ન સેવતાં સાહિત્યકારો પ્રજા સાથે એક બનવાની તત્પરતા સેવશે, શબ્દ, અર્થ, દર્શનની સાચી સાધના સાધશે અને સામાન્યતાને તિરસ્કારશે નહીં તો સાહિત્ય એ પ્રજાને ઉંચે લઈ જતું બળ બનશે સાહિત્ય એ શોખ ભલે હોય પરંતુ એ સાધના અને ત્યારે એનામાં પ્રજાને ઉંચકવાની, પ્રજાના જીવનને ફેરવી નાખવાની ક્રાન્તિ ઉપજાવવાની શક્તિ આવશે. (સમાપ્ત)

———

# અંગ્રેજોએ કોઠી નાંખી ત્યારે [૧]

મણિભાઈ દ્વિવેદી

અંગ્રેજોએ જ્યારે પૂર્વના દેશો સાથે વેપાર કરવા કંપની સ્થાપી ત્યારે તેમની પાસે ૪૫૦ ટન કરતાં વધારે વજનનાં જહાજ ન હતાં એ બીના આપણે જાણી ગયા છીએ. આ વેપારની શરૂઆત એટલે સરકારી રીતે કરતાં ભરદરીએ પારકાં વહાણો પર તૂટી પડી માલમતા લૂંટી જવી એ વધારે હતી. અંગ્રેજ પ્રજામાં તેની કદર થતી અને વાહવાહ બોલાતી. એ સમયે હિન્દીઓનાં ૧૨૦૦ થી ૧૫૦૦ ટનનાં વહાણો સાગર સફરો કરતાં હતાં. તેમજ હિન્દના પશ્ચિમ કાંઠાના બંદરો પરથી પોર્ટુગીઝોના વેપારી કાફલાઓની ભારે અવરજવર થતી. કેપ્ટન મીડલટને હિન્દી સાગરમાં બે સફરો કરી આ વહાણો સારી સંખ્યામાં લૂંટ્યાં હતાં. એથી કંપનીને તો લૂંટની સોદાગરીમાં સારો લાભ જ થયો પણ તે સાથે આ કેપ્ટન સાહેબની સાહસિકતાનાં પણ અંગ્રેજ પ્રજામાં ભારે વખાણ થવા લાગ્યાં.

આ જાતના લાભથી ગ્રેટ ઇંગ્લન્ડમાં કેટલાક નાના વેપારી વહાણો સાથે પ્રથમવાર જ એક વાણીઆબારનું ૧૨૦૦ ટન વજનનું વહાણ બાંધવામાં આવ્યું અને સન ૧૬૦૯ માં ઇંગ્લન્ડના રાજાને હાથે મોટી ધામધૂમથી તે તરતું મુકવામાં આવ્યું. એ સમયે આખા દેશમાં એ સફળ અને અપૂર્વ બાંધકામની નામના થઈ કે એ જહાજનું નામ રાજાને હાથે પાડવામાં આવ્યું અને એ પ્રસંગે રાજા, યુવરાજ તથા ઉમરાવોને જે કિંમતી વાસણોમાં ખાણું આપવામાં આવેલું તે બધાં વાસણો કંઈ એકઠાં થયેલાં માણસોમાં લૂંટાવી દેવામાં આવ્યાં.

આ પછી કેપ્ટન બેસ્ટની સરદારી નીચે એક વેપારી કાફલો સુરત આવી પહોંચ્યો. પણ અહીં તો તેમના પ્રતિસ્પર્ધી પોર્ટુગીઝો સામે ખડા જ હતા, તાપીના બારા આગળ સુવાળી ગામ નજીક પોર્ટુગીઝોના મોટા દરીઆઈ કાફલા સાથે બે બે વાર લડાઈ ખેલાઈ. આ અસમાન શક્તિ વચ્ચે ટક્કર જંગ હતો અને એથી તે જોવાને પણ સુરતીઓ સુંવાળી નામને કાંઠે પહોંચી ગયેલા. અંગ્રેજોને માટે પણ આ એક વિકટ પ્રસંગ હતો. સુરત અને હિન્દની અઢળક દોલત તેમની નજર સામે તરવરતી હતી. એ દોલતનો હિસ્સો પોતાને દેશ એમને લઈ જવાના મનોરથ હતા અને પોર્ટુગીઝોના સામનાથી ડરી જઈ પાછા ભાગે તો હિન્દના દરીઆકાંઠા પર પગ મુકવાનું એમને ન રહે એવી પરિસ્થિતિ હતી. આ સંજોગમાં તેઓ મજબૂત દીલ કરી દરીઆઈ લડાઈ લડ્યા અને એમાં ફાવ્યા. મોટી શક્તિ સામે નાનકડી ટોળીએ મેળવેલા વિજયથી એમની વાહ વાહ બોલાવા લાગી. તેમજ પોર્ટુગીઝોની કેટલીક અનુચિત ધર્માંધતાએ પણ એમને થોડા આશરા કરી મુક્યા હતા. કેપ્ટન બેસ્ટે આ સંજોગનો લાભ લીધો. સુરતનો નવાબ તેને સામો મળવા ગયો અને પોશાક આપ્યો. શહેરના નગર શેઠે પણ અંગ્રેજોની આ બહાદુરી જોઈ નમતું આપવાનું કર્યું. અને કેપ્ટન બેસ્ટ શહેરમાં આવ્યો તથા તેણે શહેનશાહ પાસે મંજૂર કરાવવા માટે તેર શરતો તૈયાર કરી નવાબને આપી એમાં કેપ્ટન મિડલટને કરેલાં અપકૃત્યો વિસારી

---

૧ Ladiards National History P 417

દેવાનું તેમજ વેપારની સગવડો વિ. મેળવવા શાહી ફરમાન તાકીદે મેળવી આપવાની ભલામણો હતી. આ પ્રમાણે સન ૧૬૧૨ માં અંગ્રેજોની કોઠી સુરતમાં નંખાઈ અને એમના આડતીઆ બજારની રૂખ જોવા ભરૂચ, જંબુસર, વડોદરા, નડીઆદ અને અમદાવાદ એ શહેરોમાં ફરી વળ્યા. ૨

અંગ્રેજોને સુરતમાં કોઠી નાંખવાની શાહી સનદ મળી ત્યારે સુરત દુનીઆનું એક સમૃધ્ધ શહેર ગણાતું એ બીના સૌને જાણીતી છે પણ તે ઉપરાંત ત્યારે ગુજરાતમાં ભરૂચ, જંબુસર, વડોદરા, નડીઆદ, અમદાવાદ, આમોદ, સરખેજ, ધોળકા, પાટણ, રાધનપુર એ બધાં સ્થળો પણ ધીકતા વેપારનાં કેન્દ્ર હતાં અને સુરતની આસપાસ આવેલાં પરગણાનાં સ્થળો પણ આબાદ હતાં. તાપી તટના આડવી અને કોરનાં મજીઠના રંગના છાપકામો, જંબુસરનો પીળો રંગાટ અજોડ ગણાતો. નવસારી, ગણદેવી, ચીખલી અને વલસાડના શાળવીઓનો માલ પરદેશ ચડતો અને ગણદેવી-નવસારીના છીપાઓ ધોળધરાની માટી-કે જે રંગીન માલ કાપડ પર જમાવતા એ જોવા પરદેશી મુસાફરો અહીં આવતા. નવસારી મારકપાટ માટે સુરતની વખાણ ગણાતું. કામેલ-સીમલક, ખારા આબામાં અને પનાગની દાવ શાળોનો જાડો માલ તો આજ દિન સુધી કહેવત રૂપે જળવાઈ રહ્યો છે. સરખેજ, કોરની ગળી અને દક્ષિણ ગુજરાતમાંથી સુરોખાર તથા પારો મોટા પ્રમાણમાં પરદેશ જતો.

પટોળાં, મલમલ, કેલીકો, કિનખાબ, અતલસ, રેશમ અને જરીકામના ઉદ્યોગ ગુજરાતમાં ધમધોકાર ચાલતા અને ભરૂચના શાળવીઓની સુંદર બનાવટ એક ખાસિયત ગણાતી. સુરતને સાગરબારેથી પરદેશની પ્રજાઓને હાંકવા દક્ષિણ ગુજરાતના સાહસિક નાવિકો વહાણોમાં માલ ભરી ભરીને દૂર દૂરના દેશોના પ્રવાસો ખેડતા.

અંગ્રેજોની કોઠી નખાતાં આ ધનના ઢગલા એમની નજરે ચડ્યા. પ્રજાની સમૃધ્ધિ જોઈ તેઓ ચકિત થવા લાગ્યા. તે સમયે આવેલા વેપારી અંગ્રેજોએ એ બધું જોઈ સુરતનાં અને તેની પ્રજાનાં રસાળ વર્ણનો કર્યાં છે.

સુરતમાં ઘણા ધનાઢ્ય માણસો છે. એમાંના કેટલાક તો કોટ્યાધિપતિઓ છે. આ લોકોને ત્યાં દોલતના ઢગલા ખડકાય છે. એક વીરજી વોરા જ એવો તો માલદાર વેપારી છે જેને ત્યાં ઓછામાં ઓછું એંશી લાખનું નગદ નાણું હશે. સુરતના આ લક્ષ્મીનંદનો અને શાહ સોદાગરોમાં પહેલે નંબરે ગુજ અને તે પછી વાણીઆઓ આવે છે. આખા હિન્દમાં એ લોકોની પુરાણ વસ્તી છે અને તેઓ બધા વેપારમાં રોકાયેલા છે. તેઓ બહુજ નરમ સ્વભાવના છે. આ સુરતી વાણીઆ હિસાબી કામમાં એટલા તો ચતુર અને કાબેલ છે કે કાગળપત્ર અંકગણિતના અભ્યાસીને કાગળ-કલમ લઈને હિસાબ ગણતાં જેટલી વાર લાગે તેના કરતાં વધુ ઝડપથી તેઓ મોઢે મોઢે હિસાબ ગણી કાઢે છે.

---

૨. મેટબિરનનો હિન્દ સાથે સંબંધ તા. ૧. ૫ ૩૬ –૪૫

તે જ પ્રમાણે વણાટ અને બીજા હુન્નર-કસબની બાબતમાં પણ અહીંના કારીગરો પુરોષભરના કિસબીઓ કરતાં ઘણા ચઢીઆતા છે. બારીક કાપડ અને રેશમના વણાટ કામ તથા ભેંટ પરના રંગાટ તથા છાપકામમાં તે એટલા તો કાબેલ છે કે એમનો જોરો યુરોપભરમાં મળે એમ નથી. ૩–આ મહાગનાં વર્ણનો રુપે છે.

સુરતના કરોડપતિઓનો જે ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે તે એ સમયનો છે, જ્યારે ધનની જેમ ધાન્યાદિ દરેક ચીજો દાસના હિસાબે પાણીના મૂલ્યે વેચાતી હતી. આજે દેશમાં કોટ્યધિપતિઓ મળે પણ તે સામે દાસની મોંઘવારી અને ખરચોને મુકીએ ત્યારે જ એ જૂના જમાનાની હિન્દની કે સુરતમાં એકત્ર થએલી દોલતનો ખ્યાલ આવી શકે. સત્તરમી સદીમાં અનાજ પાણીના ભાવ કેવા હતા તે પણ આપણને જાણવા મળે છે. નીચે જણાવેલા આંકડા તેનો કંઈક ખ્યાલ આપી શકશે:—

ત્યારે રૂ. એકની કિંમતમાં ચાળીસ શેરના હિસાબે નીચે જણાવેલા વજનની ચીજો મળી શકતી —

| બાજરી | ઘઉં | ઘી |
|---|---|---|
| ૯ મણ | ૪|| મણ | ૦|| મણ |

મજૂરીનો સામાન્ય દર એક આનો હતો અને સુરતમાં વસંદાઓ કિ. સારા સુથારી કારીગરોને પોતાની કોઠીમાં ત્રણ આના રોજ આપતા.[૪]

આ પછીના સમયમાં પણ સુરત અને તેની આસપાસમાં સોંઘવારી કેટલી હતી એ નીચેના આંકડા પરથી જોઈ શકાશે :—

| | | | |
|---|---|---|---|
| ૧. | જુવાર | ૧— ૪—૦ | મણ એકના |
| ૨ | મગ ગાળીયુ ડાંગર | ૪—૧૨—૦ | ૭ મણ |
| ૩. | કડા ડાંગર | ૨— ૪—૦ | ૭ મણ |
| ૪. | તુવેરની દાળ | ૧— ૦—૦ | મણ એકના |
| ૫. | મીઠું | ૦— ૧—૩ | મણ એકના[૫] |

આજથી બસો અઢીસો વરસ ઉપરની આ સોંઘવારી અને તેવા સમયમાં અઢળક દોલત ભેગી થાય એ આ દેશની સંપત્તિનો ખ્યાલ આપે છે.

સત્તરમી સદીમાં અહીં આવેલા એક ફ્રેન્ચ મુસાફર થેવીનોટ સાહેબે ગુજરાતની સમૃદ્ધિનું ખાસ જ રસાળ વર્ણન કર્યું છે તેમાં અન્ય શહેરો સાથે વડનગર અને ઉમરેઠને તે ગુજરાતની

---

જુઓ ૩'-Thevenot's Travels

૪ The Economic History of India—1600–1800. By Radhakamal Mukarjee

૫. આ લેખકના "નવસારી" નામના અપ્રસિદ્ધ પુસ્તકમાંથી.

# છેલ્લો ભાગ

★

પંકજ

[ ૧ ]

"આ છેલ્લો ભાગ સાંજે નહી લેતાં સૂતી વખતે લેજો" ડૉક્ટર, દવાની શીશીના ભાગો બતાવી બોલ્યા.

રોગીના મુખમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળ્યો અને મહા પ્રયત્ને ઉત્તર વાળ્યો 'સારૂં'

ડૉક્ટર ગયા રોગી-વિચિત્રચંદ-બારીમાંથી નીલ આકાશની તરફ દૃષ્ટિ કરી ઊંડા વિચારમાં પડ્યો.

[ ૨ ]

વિચિત્રચંદ એક સમૃદ્ધિસંપન્ન શેઠ હતો. કેટલાક એને શઠ પણ કહેતા પરંતુ વેપારી વર્ગમાં એ શબ્દ એમને માટે ઉચ્ચારવાની કોઈ હિંમત કરતું નહી, કેટલાક કહેતા કે એ કંજુસ હતો અને ખાવા પીવામાં પણ કરકસર કરતો હતો. પરંતુ વિચિત્રચંદ કહેતો કે એક ચિત્રવિજયજી મુનિએ કાંદા, બટાટા, રતાળુ, સૂરણ, ગાજર, મૂળા, કોબી, લસણ, આદુ, શકરિયાં ખાવાને ના પાડી હતી અને એ ખાવામાં અસંખ્ય જીવાત્માઓની હત્યા થાય છે એમ જાહેર કીધું હતું. વિચિત્રચંદને એ બ્હાનું કહો કે ઉપદેશ કહો ઠીક મળી ગયું બીજા એક મહાત્મા એ ટામેટાં માંસ જેવાં દેખાય છે માટે ખાવાં નહી એમ બતાવ્યું હતું એક વૈદરાજે વેંગણ બાદી કરતાં બતાવ્યાં હતાં એક સંગ્રહણીના રોગીએ પાપડી ખરાબ બતાવી હતી. વિચિત્રચંદને એ વાતોમાં પોતાની કરકસર સંતાડવાની સારી બારી મળી ગઈ ઉપલી વસ્તુઓ બાદ કરતાં એક શાકાહારી હિંદુ ને માટે બાકી શું રહ્યું તે તો કોઈ પણ સ્હેજે કલ્પી લેશે, પરિણામ એજ આવ્યું. લોભને નમનાર વિચિત્રચંદ પ્રકૃતિ અને પેટ ને ઠગી ન શક્યો. ૩૫ વરસની ઉંમરમાં જર્જર થઈ રોગ શય્યા પર પડેલા એ દરદીને જોઈ ડાક્ટર પણ વિચારમાં પડી ગયા. જીવહત્યાની બીકથી અનેક વસ્તુઓ ન ખાનારા પુણ્યાત્માને પ્રકૃતિએ કેમ પછાડ્યો હશે તે વાતનો નિર્ણય તો મુનિઓ પાછલા જન્મનાં કર્મ કહી સ્ટીપો આપી દેશે અને આવતા જન્મમાં પણ સાર મળશે એમ ભવિષ્યવાણી પણ આપી દેશે પરંતુ કોઈએ એ વાત પર એક દૃષ્ટિ નાખવાની તસ્દી લીધી નથી કે આવતી કાલે મહેલ મળવાનો જાણ્યા આજની ઝુંપડી કોઈપણ ડાહ્યો માણસ સળગાવવાની ચેષ્ટા નથી કરતો. મહેલમાં સુસ્વાદુ ભોજન મળશે જાણી ઝુંપડીમાં કોઈ ભૂખ્યો સૂઈ નથી રહેતો. ત્યારપછી આ બધી વ્યર્થ ચેષ્ટાઓનું કારણ શું ? ઉત્તર સ્પષ્ટ તો એજ માલમ પડે છે કે પોતાની નીચતાના ડંખની અસર અંતરાત્મા પરથી ખસેડવાને આ એક અસફળ અને ઊંધે રસ્તે દોરનારો પ્રયત્ન છે.

[ ૩ ]

વિચિત્રચંદની વિચારમાળા ડાક્તરના ગયા પછી ચાલુ થઈ. તે વિચારવા લાગ્યો કે તેણે કોઈ પાપકર્મ કર્યું ન હતું અને પ્રકૃતિનો તેના પર અસહ્ય જુલમ હતો. તેણે પાંજરાપોળમાં પૈસા ભર્યા હતા, કીડીઓના દર પર લોટ વેરાવ્યો હતો, મચ્છરો અને માંકડોને પણ ભોજન

આપ્યા હતાં. જો ધંધાને અંગે જૂઠું બોલવું પડ્યું હશે તો તેના બદલામાં અનેક વ્રતો અને ઉપવાસો પણ કર્યા હતા. જો કોઈની પાસે વધારે વ્યાજ લીધું હશે તો ધર્મની પેટીમાં પૈસો વધારે પણ નાંખ્યો હતો. શંકર રજપૂતનું ઘર દગ્ગાજ કરાવ્યું પણ ત્યારપછી આખો દિવસ ભૂખે રહી પ્રાયશ્ચિત કીધું હતું. શંકર ઘેર હતો નહીં પરંતુ તેની બાઈ અને છોકરાનું શું થશે તે વીકર બીજા શું કામ કરે ? વિચિત્રચંદને પોતાના કૃત્યોમાં કોઈપણ કૃત્ય પાપમય લાગ્યું નહીં, પરંતુ અત્યારે અત્યારે શંકરની સ્ત્રી અને તેના બે બાળકોનાં નિર્દોષ મુખો તેની નજર આગળ તરવરી આવતાં હતા એકાએક તેનો ભાઈ ફુલચંદ આવ્યો અને બોલ્યો, 'મોટાભાઈ, શંકર આવ્યો છે. એ તો આખો સિપાઈ થઈ ગયો છે '

'શું શંકર આવ્યો છે ?'

"હા, અને તમને મળવા માગે છે."

"શું કામ ?"

'ઘરની બાબત'

'ઠીક '

શંકર અંદર આવ્યો. તેના લશ્કરી પોશાકમાં તેનું સુદૃઢ શરીર ઘણુંજ આકર્ષક લાગતું હતું. તે લશ્કરમાં જઈ સુબેદારની પદવીએ પહોંચ્યો હતો અંદર આવતાંજ તેની આંખોમાં ઝનૂન ભરાયું પરંતુ લાગણી શમાવી બોલ્યો, કેમ શેઠ, તબિયત કેમ છે ?'

'ભાઈ, ઘણો પીડાઉં છું '

'સૌ સારું થશે. શેઠ, હું તમને ઘરની બાબતમાં પૂછવા આવ્યો છું'

'શું ?'

'એ ઘર મને પાછું આપી દો. ઠરાવેલી કીમત હું આપી દઈશ.'

વિચિત્રચંદનું મુખ જરા મલકાયું. તે બોલ્યો, 'ભાઈ, જો તું તો આપણા ઘરનો માણસ છે માટે વધારે શું કહું ત્રણ હજાર રૂપીઆ બસ થશે.'

'શેઠ, એ ઘર ગીરો મુકતી વખતે તમે ૫૦૦ પણ આપવા ના પાડી હતી તે તમને ખબર હશે '

'શેઠ શરમાઈને બોલ્યો, 'ભાઈ એ તો ધંધાની રીત છે.'

'ઠીક. હું તમને ત્રણ હજાર અત્યારેજ આપું છું. દસ્તાવેજ બનાવો.'

શેઠ ચમક્યો. શંકર એટલા બધા રૂપીઆ ક્યાંથી લાવ્યો હશે શંકરના મુખ પર સૌમ્યતા હતી. તે દસ્તાવેજની ગોઠવણ કરવા ફુલચંદને કહેવા લાગ્યો. થોડીવારે વિચિત્રચંદ બોલ્યો ' ભાઈ, કાલે વાત, ઉતાવળ શું છે ?'

'કાલે વાત ! શેઠ મારી સુબેદારીમાં ધૂળ પડી જો આજની રાત આ ગામમાં હું બીજે ઘેર પસાર કરું. મારા ઘરની ચાવી મારે અત્યારેજ જોઈએ છે' શંકરના અવાજમાં મક્કમતા હતી. તેનો ચ્હેરો ગૌરવથી ઉજ્વળ લાગતો હતો.

શેઠને ભાવુક રજપુત મૂર્ખ લાગ્યો થોડી વારે શેઠ બોલ્યો, 'વારુ, ઘરની ચાવી થઈ જા અને રૂપીઆ જમા કરી જા.'

[ ૪ ]

શંકર ગયો. વિચિત્રચંદને વિચાર આવ્યો કે શંકર પાસે ત્રણ હજાર રૂપીઆ વધના લીધા તે અન્યાય હતો પરંતુ બીજી જ ક્ષણે વિચાર આવ્યો કે ચિત્રવિજયજી મુનિ આવવાના હતા તેને એ વાત કહી પ્રાયશ્ચિતનો રસ્તો શોધી લેવો. શંકર પાપી હતો. તે કાંદા, બટાટા, સૂરણ, લસણ, વેંગણ ઇત્યાદી મૂળ ખાતો હતો અરે, કોઇક વખત માંસ પણ ખાતો હતો. મચ્છરોને મારવા માટે ઘરમાં લીમડાનાં પાંદડાંનો ધુમાડો પણ કરતો હતો. રોજે ખાટલો બહાર કાઢી માંકડ પણ મારતો હતો. મુનિઓના તરફ ભક્તિ દેખાડતો ન હતો. એવા પાપી મનુષ્યને દંડ, આ સિવાય બીજી રીતે શું આપી શકાય? શંકર હૃષ્ટપુષ્ટ હતો અને પ્રકૃતિ પણ તેને દંડ દેવા અસમર્થ હતી. વિચિત્રચંદ શેઠની વિચારમાળા વધારે લંબાય. તેણે બહાર દૃષ્ટિ નાંખી બહાર આકાશના તારાઓ કંઇક ભેદી સંદેશ આપતા હતા. સમસ્ત વાતાવરણ શાંત હતું. જગતના ખરા સમજણીઓ આનંદની નિંદ્રામાં સૂતા હતા. પૈસાપાત્રો જાગતા હતા. આ, બીજી રીતે પાપીઓ ઉંઘતા હતા અને પુણ્યાત્માઓ જાગતા હતા.

દવાનો છેલ્લો ભાગ પીવા વિચિત્રચંદે હાથ લંબાવ્યો. તેને લાગ્યું કે ઠંડો પવન અચાનક શીતળતા ફેલાવતો ઓરડીમાં વાતો હતો. તેનો હાથ સ્થિર થઇ ગયો. તેને લાગ્યું કે તેના શરીરમાં પણ તે શિતળ વાયુ હાડોહાડ પ્રવેશ કરી રહ્યો હતો. તેને હૃદય પર એક અજ્ઞાત દબાણ થતું લાગ્યું તે ચૂપ . . શાંત ...બિછાનામાં ગબડી પડયો

કુશળચંદ સવારે ઓરડામાં આવ્યો તે ચકિત થઇ ગયો. દવાનો છેલ્લો ભાગ શીશીમાં પડયો પડયો મૌન સેવતો હતો- વિચિત્રચંદ આ સંસાર ત્યાગ કરી પરલોકના સુંદરતમ લોકમાં ક્યારનોય સિધાવી ગયો હતો તેનો એક હાથ દવાની બાટલી તરફ લંબાયેલો હતો અને બીજો હાથ હૃદય પર આંખોમાંની જ્યોતિ અદૃશ્ય હતી.

થોડીવાર ઉભો રહી કુશળચંદ, 'ઓ મોટાભાઇરે' બૂમ પાડી રડી ઉઠયો.

સર્વે એકઠા થયા. એક પુણ્યાત્માના શરીર પર પ્રકૃતિએ અચાનક અત્યાચાર કર્યો એમ સર્વેએ કહ્યું અને પાંજરાપોળમાં સારી સરખી રકમ તેજ વખતે પુણ્યાત્માની સ્મૃતિમાં અપાઇ સર્વે દુઃખી થયા. એ આત્મા અવશ્ય મુક્તિ પામ્યો હશે એમ સર્વેએ કહ્યું.

પાપી શંકર પોતાના ઘરમાં બેસી આ સમયે એક જ જગ્ગીનો રોટલો અને કાંદા તથા બટાટાનું શાક ખાઇ રહ્યો હતો એ મહાપાપી પુણ્યાત્મા વિચિત્રચંદની તોલે ક્યાંથી આવી શકે?

---

મુક્તક

દિશા બધી એની અતિ અતિ સદા જાહેર કરતી,
અને રેઇ મૂંગી અશ્રુ નારા એની દીસતી,
વળી ભામામિની નયનરહિતા અંધી ફરતી.
નથી ભાગી કિંતુ સમજ ન પડે કેમ ભમતી? — શ. ભ.

# જગતનો મહાન શત્રુ



રણછોડજી પરાગજી મહેતા

બ્રિજ રમતાં બીજાઓની થયેલી ભૂલો પર આનંદદાયક પ્રવચનો ઉપરથી વાત વળાંક લેતાં અમારા મિત્રમંડળમાં એક વખતે એક વિવાદાસ્પદ પ્રશ્ન ઉપસ્થિત થયો કે "દુનિયાનો મહાન શત્રુ કોણ?" કોઈએ કહ્યું, "ગરીબી" તો બીજાએ જણાવ્યું, "અજ્ઞાન" કોઈએ હિટલરને તો બીજાએ ચર્ચિલને માણસ જાતનો મહાન શત્રુ ગણાવ્યો. બીજાઓના મત પ્રમાણે રાવણ અને સીતા મહાન દુશ્મનો થઈ ગયાં. થોડા દિવસો પર તાવમાં પીડાયેલા એક ભાઈએ જણાવ્યું "તમે સર્વે ખોટા છો. માણસનો મહાન શત્રુ મેલેરિયા છે. તમને ખબર છે કે આ દેશમાં દર વરસે–કરી" નાનુંશું ભાષણ સંભળાવ્યું. એક ધાર્મિક ગૃહસ્થે જણાવ્યું કે "માણસનો મહાન શત્રુ સેતાન છે" ત્યારે ધર્મ કોઈમાં નહિ માનનાર બીજાએ કહ્યું, "પાખંડી સાધુ દુનિયાને શાપરૂપ છે." ધરતીકંપ, રેલ, મૂડીવાદ, સામ્યવાદ, દુકાળ, પ્લેગ, ધર્મ અને દેશાભિમાન એવા અનેક શત્રુઓની ગણતરી થઈ.

આ દરમ્યાન કશું પણ બોલ્યા વિના શાંતિથી દરેકના પ્રદર્શિત થયેલા વિચારો સાંભળી હું ઊંડા વિચારમાં ગરકાવ થયો હતો. મારી ચુપકીદી મિત્રોના ધ્યાનમાં આવતાં મને પૂછવામાં આવ્યું, "તમે શું કરો છો?" ત્યારે ચિંતનમાંથી જાગૃત થતાં હું બોલ્યો, "મિત્રો, તમે સર્વેએ ખરું જ કહ્યું છે. અહીં ગણાવવામાં આવેલા દુશ્મનો માણસ જાતના વત્તા ઓછા પ્રમાણમાં દુનિયાના દુશ્મનો હતા જ અને ઘણાય હજી છે." એક ઉતાવળીયા મિત્રે વિરોધ પ્રદર્શિત કર્યો," તમને ચુકાદો આપવા અમે ન્યાયાધીશ નીમ્યા નથી. તમારો શું મત છે તે માત્ર જણાવો" વાત ટાળી શકું નથી એવી પ્રતીતિ થતાં મેં કહ્યું, "હું માનું છું કે તમે હજી દુનિયાના મહાનશત્રુનું નામ ગણાવ્યું નથી." એક મિત્ર કૂદી પડ્યા, "ત્યારે તમે અક્કલવાળા બોલતા કેમ નથી?" મેં જણાવ્યું કે "એક રીતે મારા મતના સમર્થનમાં મારે થોડું કંઈક કહેવું પડશે. જો તમે તે સાંભળવા તૈયાર હો તો હું મારો નિર્ણય જણાવું." અમારા મંડળનો પ્રત્યેક સભ્ય પોતાની જાતને બીજાઓના કરતાં વધારે અક્કલમંદ માને છે. એટલે બીજાઓના કથન પર ભાગ્યેજ પુખ્ત લક્ષ આપવામાં આવે છે, તેથી ઝીણા વાઈસરોય અને કોંગ્રેસ પાસે બાંહેધરી માગે છે તેવી માગણી કરવા તો મારી હિંમત ન હતી પણ કંઈક સદ્વિચારો મળે તો આગળ ચાલુ એમ મારા મનમાં હતું. "બહુ લાંબુ ન કરો તો થોડી મિનિટ અમે તમારું કહ્યું સાંભળીશું. ટૂંકે પતાવો."

મિત્રોએ આપેલી આ અણધારી છૂટછાટથી મને સંતોષ થયો. આ પ્રશ્નને દરેક દૃષ્ટિકોણથી ખૂબ વિચારી જોઈ હું ચોક્કસ નિર્ણય પર આવ્યો છું કે જનકુળનો દુષ્ટતમ દુશ્મન બારાખડી શોધનાર માણસ હતો. જે માણસે પહેલો ક લખ્યો, એકડો ઘૂંટ્યો, તેણે આ દુનિયાનું સત્યાનાશ વાળ્યું. દુનિયાના બીજા દુશ્મનોના કૃત્યોની અનિષ્ટ અસર વહેલી મોડી વહી નહિવત થઈ અગર નષ્ટ થઈ પણ આ શોધકે ઉત્પન્ન કરેલો વિનાશ, જેમ વખત જાય તેમ વધારે વિસ્તૃત અને ભયંકર બને છે. વાંચી વાંચી આંખ, શરીર, મન, સમાજ બગાડી, કુદરતી જીવન વિસારી આપણે કઈ સ્થિતિ પર આવ્યા છીએ? દુનિયાનો પ્રલય કરી શકે એવા ઝેરી ગેસો અને એટમ બૉમ્બ એ કેળવણીના પરિણામ છે. હજુ પણ આપણે અક્ષરોને કેળવણીને નિર્મૂળ ન કરીશું, તો અન્ય·

ગ્રહોનો પણ વિનાશ કરી શકાય એવી શોધખોળ વિજ્ઞાન સર્જન કરશે. ભણતરનાં અનિષ્ટ વર્ણવા જગતનો ઇતિહાસ કહેવો પડે. તેમ કરવા મારી અશક્તિ છે, અને તે સાંભળવા તમારી ધીરજ ન હોય.

ઇંગ્લેન્ડના વિદ્વાન મુત્સદી લોર્ડ બર્કનહેડે મરણ અગાઉ એક પ્રસંગે કહ્યું, "સંખ્યાબંધ પુસ્તકો વાંચવાની મેં ભયંકર ભૂલ કરી. મેં આટલું બધું વાંચ્યું ન હોત, તો ઠીક થાત." વિશાળ વાચનથી ડહાપણ વધી જતું નથી, એ તો સર્વ કોઈ જાણે છે અને ખુદ મહાત્મા ગાંધી કહે છે, "ભણેલાઓને હું નહિ સમજાવી શકું તો નેવું ટકા અજ્ઞાનો માટે વાતો કરું છું" ભણેલાઓ આથી કેવા નકામા બને છે તે આ ઉપરથી સ્પષ્ટ થશે. છપાયું તેટલું ખરું માનનાર સંખ્યાબંધ લોકો ભૂલોમાં સપડાય છે. આ ભણતરરૂપી દૈત્ય માટે છાપખાનારૂપી શુંઢો રહ્યો છે અને તેમની મારફત એ સારા જગત પર અતિ ત્વરાથી ઝેર પર ઝેર સતત પ્રસારે છે.

અભ્યાસથી વિદ્વતા સંપાદન થાય છે પણ એ જ્ઞાન કંઈ ઉપયોગી છે ? સહદેવને અતિજ્ઞાનથી કેવી પીડા વેઠી તે કાન્તે ગાઈ બતાવી છે ને ! જોષીઓ અને જન્માક્ષર પર આધાર રાખી ચાલનારાની વિટંબના જોઈ નથી ? દાક્તરોને શરીરમાં બધા જ રોગો લાગુ પડવાની દહેશત વારંવાર ઉદ્ભવે છે. મીલના એક મીકેનીકલ એન્જીનીઅર સાથે એક પ્રસંગે જમતાં એકાએક તેના મોં પર વિષાદ નિહાળ્યો. મેં પૂછ્યું, "કેમ શું થયું ?" તેણે ચિંતાપૂર્વક જણાવ્યું, "મનોહરના અવાજમાં સહેજ ફેર થયો છે ?" "અરે, ભાઈ, જમને જોઈ આવો અગર નિરાંતે ભોજન આરોગો." સીનેમા જોઈ ઘેર પાછા ફરતા કોઈ એક વકીલ અને તેની પત્નીની ગુંડાઓ ગરકારી કરતા પાછળ પડયા. વકીલ ગુપચુપ ચાલતો હતો, બાઈ ધૂંવાંપૂવાં થઈ હતી પણ શું કરે ? કંઈ છેડતી કરવા જતા ગુંડાને રસ્તે જતા એક સુસરવે મુક્કીના સખ્ત પ્રહારોથી ઝાપટ્યો, ત્યારે વકીલ બેબાકળો બની ગયો. "તમે આ શું કરો છો !" કાયદાના જ્ઞાનીએ તેને રોકતાં કહ્યું, "તમને ખબર નથી કે તમે હુમલો કરવાના, મારામારી કરવાના ગુન્હામાં સંડોવાયા છો !" ભણતરથી આવું જ્ઞાન મળતું હોય તો એ ભણતર અને જ્ઞાન શું કામનું !

વળી લખેલા કરારોના અર્થનો અનર્થ કરી અનેક ટંટા ફિસાદ ઊભા થાય છે. અભણનો મૌખિક કરાર પણ ખરું સ્વરૂપ પામે છે. તેમાં ફરક માટે ભાગ્યે જ અવકાશ રહે છે. કોર્ટમાં ચાલતા કેસો નિહાળ્યા છે ? વાદીની સાક્ષીની જુબાની સાંભળી વાદી ખરો લાગે છે, પ્રતિવાદીના સાક્ષીની જુબાની સાંભળી પ્રતિવાદી ખરો લાગે છે. તેમના વકીલોના ભાષણો વખતે પણ એવોજ અનુભવ થાય છે. હવે ન્યાયાધિશ શું નિર્ણય કરે ? બન્ને બાજુ પર રાખેલા પાસમાંથી કયુ ખાવું એમ વિમાસણમાં પડેલો ગધેડો ભૂખ્યો રહે તેમ ખરો જ્ઞાની મુંઝવાઈ રહે છે પણ અજ્ઞાન પર મક્કમ રહેતા ન્યાયાધીશો તરત નિકાલ કરે છે. ન્યાયાધીશ જેમ વધારે અજ્ઞાની તેમ વધારે જલ્દી ચુકાદા આપે છે.

જેમ અજ્ઞાન વધારે તેમ દાક્તર સારી પ્રેક્ટીસ કરે છે. હું દર્દીઓના અજ્ઞાનની વાત કરતો નથી પણ દાક્તરોના અલ્પજ્ઞાનનો ઉલ્લેખ કરું છું. જ્ઞાની દાક્તર ચાલુ રોગ, મૂળ રોગ ઈ. નાં નિદાન કરવામાં ગૂંચવણમાં એવો ભ્રમિત થાય છે કે કઈ દવા આપવી તે જલ્દી નક્કી કરી શકતો નથી. માત્ર અજ્ઞાની દાક્તરો ધપાવ્યે રાખે છે. પોતાની મુકરર આગવી દવા કરતાં,

બે ડાક્તરોને સમજાયું કે હવે ડોસી વધારે વખત જીવે એમ નથી, ત્યારે તેમણે વૃદ્ધાને કહ્યું, "માજી, વીલબીલ કરી દો અને અમને પણ કાંઈ આપવું હોય તો આપી દો. હવે તમે જીવો એમ નથી." બુઢ્ઢીને વીલની પડી નહોતી તેણે પૂછ્યું "દીકરાઓ, મારી એક ઇચ્છા છે. હું મરચાંના ભજીયાં ખાઉં?" નિષ્ણાતો પાસેથી એમ તે ખાવાની છૂટ મળતાં, ડોસી મરચાંનાં ભજીયાં ખાઈ ચમત્કારિક રીતે રોગમુક્ત થઈ ટટાર થઈ અને હજી જીવે છે! એવા અનેક દાખલાઓ બને છે.

અર્થશાસ્ત્ર અને ગણિત વિષયક ભારે અજ્ઞાનવાળો રુડોલ્ફ ચર્ચિલ ઈંગ્લેન્ડનો નાણાકીય પ્રધાન બન્યો. પાર્લામેન્ટમાં રજૂ કરવાનું બજેટ સેક્રેટરીએ તૈયાર કરી તેને આપ્યું. તે તપાસતાં આંકડાઓ વચ્ચે દશાંશના ચિન્હો જોઈ તેણે આશ્ચર્યમાં પૂછ્યું, "આ બધાં અહીં ત્યાં ટપકાં શું કામ મૂક્યાં છે? એનો શું અર્થ?" હવે આવો 'ઠોઠ' માણસ દુનિયાની મહાન શહેનશાહતનો પ્રધાન બન્યો અને તેની કારકિર્દીમાં તેના અજ્ઞાનને લઈને કોઈ ભારે ઉલ્કાપાત થયો જાણ્યો નથી, એ ઉપરથી શું ફલિત નથી થતું કે જ્ઞાનીઓ સેક્રેટરી જ રહે છે, અને અજ્ઞાનીઓ પ્રધાનપદ પામે છે! દેવો જતાં ડરે, ત્યાં મૂર્ખાઓ ઘૂસી જાય છે, એ કહેવતમાં ઉમેરવું જોઈએ કે તેમ કરી દેવોએ ગુમાવેલી ફતેહ મૂર્ખાઓ મેળવે છે. વાઘને ગધેડો સમજી મૂરખ તેના કાન પકડી તેના પર સ્વારી કરે છે, ત્યારે વાઘને ઓળખનારાઓ મહામહેનતે છટકી જાય છે અગર તો તે હિંસક પ્રાણીના ભક્ષ બને છે. માટે જ્ઞાન અનાવશ્યક છે એટલું જ નહિ પણ તે પ્રગતિને અવરોધકારક છે.

કોલેજ, યુનિવર્સિટીની આધુનિક કેળવણી વિદ્યાર્થીઓને શાપરૂપ છે. એ કેળવણી તે પશ્ચિમના દેશોની એશઆરામની જીંદગી અને સુખ સાધનોથી જ્ઞાત થાય છે, તેને ફેશનમાં અપ-ટુ-ડેટ બનતાં શીખવે છે, તેના મનમાં કંઈક રસવૃત્તિઓ ખીલવે છે, તેને પશ્ચિમના લેખકોના પુસ્તકો વાંચવા જોઈએ છે, તેને અમેરિકન ઇલસ્ટ્રેટેડ માસિકો વાંચવા ખરીદવાં ઉત્કંઠ રહે છે, તેને પ્રખ્યાત નટીઓના ફોટા બહાર પડેલા સીનેમા નાટકો જોવા ઇચ્છા રહે છે, એવી તેની અસંખ્ય જરૂરિયાતો વધે છે પણ એ ઇચ્છાઓ સંતોષવા જોઈતા પૈસા કમાવા શીખવતી નથી પરિણામે બે ચોપડી ભણેલો કોઈ વેપારીને ત્યાં જૂજ પગારે નોકરી કરે છે અગર કારકુન, શિક્ષક બની હાય-અફસોસમાં જીવન વ્યતિત કરે છે. અજ્ઞાન, અભણ રહ્યો હોત તો તે સંતોષી જીવન ગાળી શકત પણ આ 'સરકાર' પામેલાને કેળવણી શાપરૂપ નીવડે છે. એ અભણોના આનંદ માણી શકતો કેળવણી આવી વાંઝણી છે.

નહિ પૂરી માતૃભાષા જાણતી, માત્ર યસ અને નો બોલી પોતાને અંગ્રેજીમાં પારંગત થયેલી સમજતી, શારીરિક, માનસિક ઈ. સામર્થ્ય ગુમાવેલી, પોતાના સાંસારિક કર્તવ્ય વિષે કંઈ નહિ શીખેલી, વિકૃત બનેલી કોલેજ યુવતિઓ આધુનિક કેળવણીનું બિહામણું સર્જન છે. મજૂરીમાં ડગ ભરતી, ગામડાની સુદૃઢ કાઠવાળી ગોરીની સરખામણીમાં, આ અર્ધ સ્ત્રી દેખાતી છોકરીઓ પોતાની જવાબદારીના ભાન વિના, જ્યારે સમાન હક્કની વાત કરે છે, ત્યારે હસવા કરતાં રડવું વધારે આવે છે. સ્વતંત્રતા ભોગવતા પશ્ચિમના દેશોની સ્ત્રીઓ પોતાની જવાબદારી સમજે છે પણ આ યુવતીઓ વર્તને કાયર હોય છે. વર્ષોના અનુભવ પછી રશિયાએ સહશિક્ષણ ફગાવી દીધું. સમાન અને વિશેષ હક્કોની માગણી કરતી સ્ત્રીઓને એ ઉપરથી પણ સ્ત્રીકેળવણીના અભ્યાસક્રમ વિષે કશું કહેવાનું નથી તે જોઈ આશ્ચર્ય થાય છે. સ્ત્રીઓની આ કુરૂપ જોઈ આપણા યુવકોને ગભરાવા કશું કારણ નથી. ક્ષીણકાય કોલેજિયનો જોઈ

સામયિકોમાં મેં મથાળે તેમાં તેમના વિષેનો અભિપ્રાય વ્યક્ત થાય છે. એ વિષે વધારે કહેવા જાઉં તો એ અભિપ્રાયને ઉગ્રતર કરવા કરતાં તે નરમ બની જાય એ દહેશતથી હું કશું કહેતો નથી

યુનિવર્સિટીની વિજ્ઞાનની ઉચ્ચતમ ઉપાધિ પામેલા એક ગૃહસ્થને એક વખતે પૂછ્યું, "આ એ સ્કવેર બી સ્કવેર કદાચ જિંદગીમાં તમને ઉપયોગી નીવડ્યું હશે પણ બધા વિદ્યાર્થીઓને શું કામ શીખાવો છો?' તેણે જણાવ્યું "બીજ ગણિતની મને આખી જિંદગીમાં પરીક્ષા પાસ કરવા સિવાય બીજી કશી જરૂર પડી નથી." "ભૂમિતિ?" ત્યારે એ જાણવાથી મને કંઈ લાભ થયો નથી." ત્યારે આપણા કેળવણીના તજ્જ્ઞોને સ્કૂલ-કોલેજના અભ્યાસક્રમ ક્યારે બદલવા સૂઝશે? બુદ્ધિના વિકાસ માટે આ શાસ્ત્રો શીખવાની જરૂર છે એવી દલિલમાં કશી વજૂદ નથી. કુદરત ઉડાઉ અને ખર્ચાળ નથી પણ કરકસરી છે. જે કેળવણી જીવનમાં ઉપયોગી હોય, તે જ કેળવણીથી બુદ્ધિની ખીલવણી પણ થાય છે જ. તેના વિકાસ માટે નિરુપયોગી શાસ્ત્રો ભણવા જરૂર રહેતી જ નથી. મૂંગા પ્રાણીઓ પર નિર્દયતા થાય તો તે અટકાવવા માટે ઠેર ઠેર સંસ્થાઓ હોય છે પણ ખોટા અભ્યાસક્રમના બોજથી કચડાઈ જતા વિદ્યાર્થીઓની કોઈને દયા આવતી નથી. જ્ઞાનની લાલસાના લીધે સરકાર અને નિષ્ણાતો અંધ બન્યા છે.

કોઈ જ્ઞાનીએ ગાયું છે કે "જ્ઞાનના બોજથી માથું શિંગ પાકી ફાટ્યું છે." "બિચારાની કોણી કરણ ક્યાં? જ્ઞાનીઓ જ્યાં ત્યાં દુઃખ જૂએ છે અને તેમના જ્ઞાનને લીધે તેમને હસવું પણ આવતું નથી. પણ અજ્ઞાનીઓ આનંદમાં કાળ નિર્ગમન કરે છે. રસ્તે જતા એક શિક્ષકે એક વિદ્યાર્થીના બાપને કહ્યું, "આજે ક્લાસમાં તમારા છોકરાને પૂછ્યું, 'હેમ્લેટ કોણે લખ્યું?' તેણે જવાબ આપ્યો, 'મેં નહિ'" પિતા ઉમળકામાં ખડખડાટ હસી બોલ્યો, "માસ્તર, એ હરામખોરે જ લખ્યું હશે." આવો આનંદ જ્ઞાનીઓ માટે નથી. બી એ ની પરીક્ષામાં પડોશના રાજના વિદ્યાર્થીઓ સેકન્ડ ક્લાસમાં આવ્યા એમ કોઈ નવાબને કહેવામાં આવ્યું, ત્યારે પોતાના રાજના છોકરા માટે સજૂત મે ક્લાસ ફરમાવ્યું આવી મગરૂરી કોઈ જ્ઞાનીઓ માટે હોતી નથી. પારિસથી મંગાવેલું વીનસનું પૂતળું હાથ વગરનું જોતાં કોઈ ઠાકોર જ તે પાછું મોકલી શકે. હાથરહિત આકૃતિ બેડોળ લાગે જ ને? ૧૯૪૦માં વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં કોઈ મોટા દેશી રાજના રેસિડેન્ટે રાજના દિવાનને પત્ર લખી પૂછાવ્યું, "તમારા રાજમાં પાંચમી કતારની ચળવળ ચાલે છે કે કેમ?" દિવાને સૂબાઓને પૂછાવ્યું, ત્યારે તેમણે જવાબ લખ્યા કે "અમારા પ્રાંતમાં કોઈ એવી પ્રવૃત્તિ ચાલતી નથી." આ ઉપરથી દિવાને રેસિડેન્ટને પત્રમાં ખુલાસો કર્યો, "જણાવવાને ખુશી છું કે હાલ અમારા રાજમાં પાંચમી કતારની ચળવળ ચાલતી નથી પણ એ કાર્ય અમે સત્વર આરંભીશું." પાંચમી કતાર શું તે નહિ જાણનારા દિવાનને રેસિડેન્ટ હસ્યો કે નહિ તે ખબર નથી પણ તેની રાજનિષ્ઠા, સહાય કરવાની તત્પરતા જોઈ જરૂર સંતોષ પામ્યો હશે. અજ્ઞાનીઓ જ આવા આનંદો માણી શકે. વર્ષો પહેલાંની વાત છે. સુરતનો કોઈ નાગર રજપૂતાનાના એક દેશી રાજમાં દિવાન તરીકે ગયો અને ત્યાં ટ્રેઝરી ઉપરાંત કોઈ એક બીજા તાળું મારી બંધ રાખેલા મકાન ફરતે ભરેલી બંદુકથી પહેરગીરો ફરતા જોઈ પૂછ્યું, "એ મકાનમાં શું છે?" જવાબ મળ્યો કે "કંપની સરકારના ખરીતા છે" મકાન ખોલાવી અંદર જઈ જોયું તો તેમાં રેપર પણ ફાડ્યા વિનાના દૈનિક 'ટાઈમ્સ ઓફ ઇન્ડિયા'ની નકલો જોઈ

કહેવાની જરૂર નથી કે પહેરો ઉઠાવી લેવામાં આવ્યો અને પેપર બાંધીને ત્યાં વેચી દેવામાં આવ્યાં. હવે આમાં દેશી રાજાઓ પ્રત્યે આપણને હસવું આવે તેમાં આપણી ભૂલ થાય છે. રાષ્ટ્રહિતવિરોધી એ દૈનિકને જેલમાં જ જપ્ત કરવાનું રાજાએ સખ્ત પગલું લીધું હતું એમ કહી શકાય. કોઈ સાહેબે પેપર ખરીદ્યું હોય તો પછી તેનું શું કરવું? જ્ઞાનીઓ ઘુવડ જેવું મ્હોં રાખી રહે છે તેને જોઈ આપણું મ્હોં ઘુવડ જેવું થાય છે અગર બનાવવું પડે છે.

અજ્ઞાનીઓ જે સરળતાથી આત્માનો ઉદ્ધાર કરી શકે તે સરળતા જ્ઞાનીઓ માટે હોતી નથી. તેઓ “ મરામરા કરી ભવસાગર તરી શકતા નથી, રટ કરી વિઠોબાને દૂધ પાઈ શકતા નથી, બોર એઠાં કરી ભગવાન મેળવી શકતા નથી, અગર શંકરદાદાની દાઢી પકડી હચમચાવી શકતા નથી. અજ્ઞાનીઓ ઉલટ વેરભાવે પણ ઈશ્વર પ્રાપ્ત કરી શકે છે પણ આ સરળ માર્ગો જ્ઞાનીઓ માટે હોતા નથી. એ બિચારા વેદાન્ત, બ્રહ્મ અને અદ્વૈતાદ્વૈતમાં ગુંચવાઈ મગજ ખરાબ કરે છે

જગતના મહાન મંત્રદૃષ્ટાઓએ શોધી કાઢેલું ઉત્તમ જ્ઞાન પણ ગાઢતમ અજ્ઞાનજ છે. ઈશ્વર કોણ છે? કેવો છે? તેનો જવાબ ન ઇતિ ન ઇતિમાં સમાપ્ત થાય છે. માટે જ કહું છું કે દુનિયામાં અજ્ઞાન એ જ ઉત્તમ સુખ અને ચેન છે.

આ બધું સાંભળી મારા એક મિત્રના મ્હોંમાંથી ઉદ્ગાર નિકળ્યા “ તમારૂં કહેવું ખરૂં લાગે છે ” ત્યાં તો બીજા મિત્રે તરત જ વિરોધ નોંધાવ્યો, “તમે કહો છો માટે ખોટું જ હશે.” મારે કહેવું પડ્યું કે “ જ્ઞાનની પ્રશંસા કરો તો જ તમે અજ્ઞાનની મહત્તા સમજશો. ” સર્વને ખોટા ઠેરવવાના હેતુથી એક મિત્રે કહ્યું, “ જ્ઞાન પણ સારૂં નથી અને અજ્ઞાન પણ સારૂં નથી.” ચર્ચાનો સમાધાન કરવાના આશયથી એક મુરબ્બીએ જણાવ્યું કે “ આ પ્રશ્નનો આપણે તોડ કાઢી શકીએ એમ નથી, પણ એટલું હું ખાતરીપૂર્વક કહી શકું કે આપણામાં તો કોઈ જ્ઞાનના કુવે ખોદી પીતો જણાતો નથી. માટે ચાલો વન નો ટ્રમ્પસ કુ નો ટ્રમ્પસ કરીએ. જગતનો ઉદ્ધારક પાનાની રમત શોધનાર થઈ ગયો.” “નિર્દોષ વ્યવસાયમાં જીવન ગાળતાં શીખવવું એ કેળવણીનું પ્રથમ કર્તવ્ય છે ” મેં જવાબ આપવા કોશિષ કરી પણ બાવન પત્તામાં પોતાની બુદ્ધિ રોકી રહેલા બાગ મિત્રોનું તે પ્રત્યે તદ્દન દુર્લક્ષ હતું.



---

ભય સંબંધથી એટલો નિકટ પ્રાર્થનાનો સંબંધ બંધાય છે. તેથી નીચેની રશિયન કહેવતમાં ઘણું ડહાપણ દર્શિત જણાશે.

લડાઈમાં જાઓ તો એકવાર પ્રાર્થના કરો,
દરિયાઈ મુસાફરીએ જાઓ તો બેવાર પ્રાર્થના કરો,
પરણો ત્યારે ત્રણવાર પ્રાર્થના કરો.

× × × ×

દેવળમાં પ્રાર્થના બાદ પાદરી મીશન માટે પૈસા ઉઘરાવવા પેટી ફેરવતો હતો, તેને એક જણે કહ્યું કે હું “ મીશનમાં પૈસા ભરતો નથી ” આ સાંભળી પાદરી બોલ્યો, “ આ પેટીમાંથી નીકળતા પૈસા તેવા જ નાસ્તિકો માટે જ ઉઘરાવેલ છે ”

× × × ×

ખરો પ્રેમ ભૂત જેવો છે. માત્ર કોઈકે જ જોયો હોય છે.

# અમીર

(રશિયન નવલિકા) — શશિકાન્ત ચતુર્વેદી

સાચું કહું તો હેટ પહેરતી છોકરીઓ મને ગમતી નથી. જે છોકરીઓ હેટ પહેરે, મોજાં પહેરે, કંઈક હાથમાં ફુરફુરીયું ઉંચકી ચાલે, અગર મુખમાં સોનાના દાંતવાળી હોય તે છોકરીઓને હું છોકરીઓજ નહિ ગણું. મારે મન તેની કશામાં ગણત્રી નથી.

ખરી વાત એવી છે કે એક સમયે એવી છોકરીઓ પર હું મુગ્ધ બનતો. તેની સાથે ફરવા અને સીનેમા જોવા જતો. સીનેમા જોવા ગયેલો ત્યાંજ મુસીબત ઉભી થયેલી. ત્યાંજ તેણે તેની ખરી અમીરાઈ દાખવી.

અમારા માળાનો હું મેનેજર જેવો છું. તે અમારી ચાલમાં રહેતી. માળાના ભાડુતોની એક મીટીંગમા મેં તેને પહેલ વહેલી જોઈ હતી. સુતરાઉ પાયજામામાં, સોનેરી દાંતવાળી, ભપકામાં મેં તેને ઉભેલી જોઈ.

હું તેની પાસે ગયો અને પૂછ્યું, "મિત્ર, તમે ક્યાં રહો છો? તમારી રૂમનો નંબર શું છે?"

"સાત" તેણે જવાબ આપ્યો

"બરાબર, ત્યાંજ રહેવાનું ચાલુ રાખજો" મેં કહ્યું

મને તરતજ જણાયું કે તે મને ઘણી ગમી ગઈ છે. તેથી હું વારવાર તેના રૂમમાં જવા લાગ્યો. પહેલાં તો ચાલના અધિકારી તરીકે ત્યાં જતો. જતાં આવતાં તેની રૂમમાં ડોકિયાં કરી પૂછતો. "બાઈ, તમારા નળો તો બરાબર છે ને? પાણીની મુશ્કેલી નથી ને? બધું બરાબર?"

"હા, બધુંય ઠીક છે" તે કહેતી.

પછી તેના ખભા ઉપર સુંદર શાલ બરાબર ઓઢી રહી તે બીજું કશું બોલતી નહિ. માત્ર તેની આંખ ઊંચે નીચે જતી અને તેના સોનેરી દાંત ચળકતા.

મેં એક માસ સુધી તેને ત્યાં જવાનું ચાલુ રાખ્યું, અને તેને પછી મારી મુલાકાતોની ટેવ પડી ગઈ અને તે સંપૂર્ણ જવાબો આપવા લાગી.

"હા મારે ત્યાં પાણી બરાબર આવે છે, મિસ્ટર."

જંગલમાં ઊંડા જાઓ તેમ વધારે લાકડાં. પછી અમે બજારમાં સાથે ફરવા નીકળતા અને તે મને તેનો હાથ પકડી ચાલવા કહેતી. હું તેનો હાથ લેતો અને માખી ગળને વળગે તેમ હું તેને વળગીને તેની સાથે ઘસડાતો. તેને કાંઈ કહેવાનું સૂઝતું નહિ અને લોકો જાણે મારી તરફ જુએ છે એમ માની હું શરમાતો.

એક દિવસે તેણે મને કહ્યું, "તમે મને રોજ ફરવાજ શું કામ લઈ જાઓ છો? ચાલતાં મને ચક્કર આવે છે. એક પુરુષ—એક ઓફિસર માફક તમે મને વધારે રસમય સ્થળે શામાટે નથી લઈ જતા?"

"તેમ કરીશ" મેં જવાબ આપ્યો.

બીજે દિવસે સીનેમા માટે મને મફત ટિકિટ મળી. એક મારા માટે અને બીજી મેં મારા મિત્ર સુથારની ટિકિટ લીધી. પહેલાં તો મેં ટિકિટ જોઈ નહિ પણ પાછળથી માલુમ પડ્યું કે

મારી અને મારા મિત્રની ટિકિટ સાથે ન હતી. મારી ટિકિટ સ્ટોલની હતી પણ સુહાર મિત્રની ટિકિટ થર્ડ ક્લાસની ગેલેરીમાં હતી.

હું પેલી છોકરીને લઈને સીનેમામા ગયો. તે મારી ટિકિટ લઈને સ્ટોલમાં બેઠી અને હું સુહારની ટિકિટ લઈ થર્ડ ક્લાસમાં ગયો—મને કંઈ રુચ્યું નહિ—અને કંઈ દેખાયું નહિ. હું વચ્ચિવચ્ચી ડોકિયું કરું તો માત્ર તેનું માથું જોઈ શકતો—તે પણ સ્પષ્ટપણે નહિ. આખરે હું કટાળી નીચે ગયો. ઇન્ટરવલ પડયો અને પેલી છોકરી ફરતી ત્યાં આવી.

"કેમ છો ?" મેં પૂછ્યું,

"તમે કેમ છો ?" તેણે પૂછ્યું.

"હું અહીંના નબો સંબંધી વિચાર કરી રહ્યો છું. તે બરાબર કામો આપતા હશે કે નહિ ?"

"તેની મને ખબર નથી' તેણે કહ્યું.

પછી તે હોટેલમા દાખલ થઇ હું પણ તેની પાછળ હોટેલમાં દાખલ થયો. તે કાઉન્ટર પાસે મુકેલા ટેબલ પર આમ તેમ તાકીને જોવા લાગી ટેબલ પર રકાબીઓ હતી અને રકાબીઓમાં સુંદર કેક મુકી હતી.

મે ગધેડા માફક—એક અમીર માફક—અમીરોને ઓળીબાર કરી ફર કરવા જોઇએ—તેને રાજી કરવાના ઇરાદાથી પૂછ્યું, "જો તમારે કેક ખાવી હોય તો શરમાશો નહિ—એક સો—પૈસા હું આપીશ "

"તમારો ઉપકાર " તે બોલી.

અને એક વેશ્યા માફક નિતંબો ઉછાળતી આવી ને સીધી ટેબલ પાસે ગઈ અને મલાઇ ભરેલી કેક ઉઠાવી અને ચપચપ ખાવા લાગી.

પૈસા—મારા ખિસ્સામાં થોડું ત્રાંબા નાણું હતું—ગણું કરીને વધારેમાં વધારે ત્રણ કેક માટે પૂરતું. તે ખાતી હતી, ત્યારે હું ગજવામાં હાથ રાખી પૈસા ગણી જોતો હતો.

તેણે એક પૂરી કરી અને બીજી ઉપાડી. મને ફાળ્યું બરાબું પણ એક અમીર માફક મે તે દબાવી રાખ્યું. મને શરમ લાગી કે મારી પાસે પૂરતા પૈસા નહતા

મરઘા માફક હું તેની ફરતે નાચવા લાગ્યો અને હું કંઈ તેના વખાણ કરું ત્યારે તે હસવા લાગી. મેં તેને કહ્યું.

"અંદર જવાનો વખત થયો. મેં ઘણ્ટી સાંભળી."

"નહિ " તેણે કહ્યું, "ઘંટડી હજી થઇ નથી. અને તેણે ત્રીજી કેક ઉપાડી.

"ભૂખ્યા પેઠે એ સામટી ખાવી સારી નહિ " હું ગણગણ્યો, "તમે માંદા પડશો જો."

તેણે કહ્યું, "હરકત નહિ. મને એમ ખાવાની ટેવ છે." અને તેણે ચોથી કેક ઉપાડી.

મારા મગજે લોહી ચઢી આવ્યું

"આજ પણ તે પાછી મુકી દો " મેં તેને કહ્યું. આથી તે ગભરાઈ. તેણે મ્હોં ખોલ્યું અને તેના સોનેરી દાંતો ચળકયા.

પણ હવે મને કશાની પરવા ન હતી. હવે તેની સાથે ફરવાના કમનો અંત આવ્યો હતો.

# પલટાતી દુનિયા

卐

"સિદ્ધાર્થ."

## અણુશક્તિનો પૂર્ણ ભેદ

અણુશક્તિ સંશોધનમાં થયેલી પ્રગતિ પ્રમાણે છેલ્લા અણુયોગમાં જે પ્રમાણમાં અણુવિચ્છેદ થઈ શકતો હતો તેના કરતાં ઘણા વિશેષ પ્રમાણમાં થઈ શકશે એવી માન્યતા ડૉ. ઓપન હાઈમરે અમેરીકાની પદાર્થવિજ્ઞાન સંસ્થા સમક્ષ રજુ કરી હતી. કદાચ નજીકમાં નિરંતર થતા કુદરતી અણુવિચ્છેદની સરખામણી થઈ શકશે અને અણુશક્તિનું ગૂઢ રહસ્ય સારી રીતે સમજી શકાશે.

એક અબજ વોલ્ટના જથ્થાથી પ્રોટોન કણો ફેંકતા "લીનીયર એક્સલેટર" નામના નવા યંત્રની યોજનાથી આ ધારણા રાખવામાં આવી છે. અત્યાર પહેલાં 'સાઈક્લોટ્રોન' નામનું સાધન વપરાતું હતું. સાઈક્લોટ્રોનમાં અણુના વિદ્યુત કણોને અનેકવાર ચક્કરમાં ફેરવી ભેદવાના અણુવિચ્છેદ માટે ફેંકતા હતા. 'લીનીયર એક્સલેટર' એક તાંબાની વિરાટ તોપ જેવો હશે. એનો વ્યાસ ત્રણ ફુટ અને લંબાઈ શરૂમાં ચાલીસ ફુટ હશે. લંબાઈ વધારીને પા માઈલ જેટલી લાંબી કરાશે. આ મ્હોટી નળીની અંદર એક બે ઇંચ વ્યાસની નળી બે ત્રણ ફુટના વચ્ચે ગાળા રાખીને ટૂકડે ટૂકડે રાખવામાં આવશે. બીજી એક નળીમાંથી ચાલીસ લાખ વોલ્ટના જથ્થાવાળા પ્રોટોન કણો આ તોપને એક છેડે દાખલ કરાશે. ન્હાની અને મ્હોટી નળીના વચલા ગાળામાં બન્ને બાજુ રડર યંત્ર વડે એક કિરણપીપ ફેંકવાથી સાંકડી નળીમાંથી જતા પ્રોટોનને દરેક ખુટક ગાળામાં જોરદાર ધક્કો મળશે. આવા અનેક ધક્કાના એકંદર જોરથી તોપને બીજે છેડે બહાર આવતા પ્રોટોનનું જથ્થો એક અબજ વોલ્ટ જેટલું થઈ જાય, જે અણુનો પૂર્ણવિચ્છેદ કરી શકશે એવી ગણત્રી છે

## અણુશક્તિનો સામાન્ય ઉપયોગ

પ્રો. ગ્લોર્જ ગેમોવે લખેલા એક નવા પુસ્તકમાં અણુશક્તિના સામાન્ય વ્યવહાર ઉપયોગની શક્યતાનો ચિતાર આપવામાં આવ્યો છે. વ્યવહારમાં અણુશક્તિનો વપરાશ થતાં તેનો ગમે તે વિનાશ યોગ્ય તરીકે ઉપયોગ કરશે એવો સંભવ-નથી. એટમ બોમ્બમાં જે ધાતુ વાપરવામાં આવી હતી તેજ ધાતુઓ અણુશક્તિના સામાન્ય ઉપયોગ માટે વાપરવાની જરૂર નથી. યુરેનીયમ ધાતુના અણુવિચ્છેદમાંથી ઉત્પન્ન થતી શક્તિનો બીજી વધારે દુર્ભેદ ધાતુ ધાતુના અણુઓ ઉપર જોરદાર ન્યુટ્રોનકણોનો પ્રવાહ મોટી સંમદ કરી શકાય છે આ ક્રિયાથી દુર્ભેદ ધાતુ રેડીયો શક્તિવાળી બને છે અને તેમાંથી કાયમ ગરમી પ્રવાહ મળ્યા કરે છે જે ગમે તે વ્યવહાર ઉપયોગ માટે યોજી શકાય. આ સમગ્ર ક્રિયામાં અણુનો વિચ્છેદ થતો ન હોવાથી બોમ્બની વિનાશક શક્તિવાળું કોઈપણ શસ્ત્ર બની શકે નહિ. તેમજ હાનિ રહિત રેડીયો કીરણવાળી ધાતુઓજ વાપરવાથી ભારે વજનની સીસાની રક્ષણાત્મક દીવાલોની પણ જરૂર રહે નહિ ફક્ત આ શક્તિ એક વખત ચાલુ કર્યા પછી મરજી અનુસાર બંધ કરી શકાતી ન હોવાથી ઘણે ભાગે સતત વપરાતા યંત્રો માટેજ તેનો ઉપયોગ કરી શકાય. આ શક્તિના ઉપયોગની યોજના પ્રથમ અમોલ તો છેજ તેમાં વળી ખાનગી મોટર ગાડીઓ મોટે ભાગે

નવરાશમાં પડી રહેતી હોવાથી અણુશક્તિ મોટર ગાડી માટે વિશેષ ખર્ચાળ થઈ પડે, કદાચ જાહેર વાહન વ્યવહારમાં કે ઝડપી વિમાનોમાં તેનો ઉપયોગ થઈ શકે.

## શાસ્ત્રીય સંશોધનમાં વામન ઓજારોનું અદ્દભુત કાર્ય

આફ્રિકાના ગત યુદ્ધમાં કોઈક ગુપ્ત કારણથી વિમાનો થોડાં વખતમાં બગડી જતાં હતાં કારીગરોને ઘણી મહેનત કરવાં છતાં કારણ જડયું નહિ. છેવટે ઘણાજ બારીક કરનાં વામન યંત્રો જે સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી વાપરી શકાય છે તેના ઉપયોગથી એ મુશ્કેલીનું નિરાકરણ થયું. રણની રેતીની રજો ઈન્જીનમાં ચોંટી જવાથી નિપજતા કાટને લઈને ઈન્જીન બંધ પડતાં હતાં. વામન હથીઆરોથી આ કાટની નરી આંખે દેખાય નહિ એવી રજને છુટી કરી પૃથક્કરણ કરવામાં આવ્યું અને એની અસરથી મુક્ત રહે એવો ઈન્જીનમાં ફેરફાર કરવામાં આવ્યો ત્યારે સહરાના રણમાં વિમાનો વાપરી શકાયાં.

આ વામન ઓજારો જેવા કે કરવતી, કરવત, છીણી, હથોડી, ચીપીયા વિગેરે એટલાં બારીક હોય છે કે બે ઈંચ લાંબી અને પેન્સીલ જેટલી પહોળી નળીમાં એ તમામનો સમાવેશ થઇ શકે છે. એક ખાસ જાતનાં સૂક્ષ્મદર્શક યંત્ર સાથે યાંત્રિક યોજના વડે આ હથિઆરોનો ઉપયોગ કરવામાં આવે છે એ સળંગ યંત્રને 'માઇક્રોમેનીપ્યુલેટર' કહે છે આની મદદથી વાળને ચીરી શકાય છે જીવંત અને મૃત કોષો વચ્ચેનો તફાવત જોઈ શકાય છે કોષોની અંદરના ક્રોમોઝમને છુટા પાડી વ્યક્તિગત તપાસી શકાય છે માણસની આંખની નાજુક સ્નાયુઓ ઉપર બારીક શસ્ત્રક્રિયા થઇ શકે છે, એકકોષી જીવાતના કેન્દ્રબિંદુને છુટો કરી તેનો અભ્યાસ થઈ શકે છે સોયના છેડા ઉપર માત્ર એટલા થોડી બિંદુનું પૃથક્કરણ કરી શકાય છે પ્રોટોપ્લાઝમ (જીવનરસ) ના વિભૂત ગુણધર્મો સમજી શકાય છે, રોગી સ્નાયુ કોષો કેવી રીતે રોગ મુક્ત થતા જાય છે તેનું અવલોકન થઇ શકે છે, વિગેરે.

## તારમાં એક મિનિટે દશ કરોડ શબ્દો મોકલી શકાશે

તાર વાળાં કે તાર વગરનાં સંદેશવાહક યંત્રો માટે એક નવીન રીતના 'લહરીવર્ધક' (amplifier) 'ની શોધથી હવે તારમાં એક મિનિટે દશ કરોડ શબ્દો મોકલી શકાશે. ટેલીફોનમાં એકી સાથે દશ હજાર વાતચીતો થઈ શકશે, અને એકી વખતે હજાર ટેલીવીઝન સંદેશા ચાલુ રહી શકશે.

આ લહરીવર્ધકમાં ફરેક લાંબો હાથો હોય છે તેને એક છેડે એક નળાકાર ગોળો હોય છે. હાથાની અંદર એક છેડેથી બીજે છેડે સુધી બારીક તારનું ગુંચળું હોય છે. જેમ પાણીમાં કોઇ વસ્તુથી થઇ થયેલા મોજાને ઉપરના પવનથી સતત વધુ વેગ મળ્યા કરે છે તે પ્રમાણે આ લહરીવર્ધકમાં ગુંચળામાંથી પસાર થતા વિદ્યુતપ્રવાહને છેડાના ગોળામાંથી ચાલુ રહેતા ઇલેક્ટ્રોન પ્રવાહના સતત ધક્કાઓ મળ્યા કરે છે જેથી મૂળ વિદ્યુત લહરોની તાકાતમાં ઘણો વધારો થઇ જાય છે.

## કાગળની પટી ઉપર અવાજ નોંધી શકાશે

પા ઈંચ પહોળી કાગળની પટી ઉપર લોખંડના કાટનું મિશ્રણ લગાડવાથી તેમાં ચુંબક ગુણો આવે છે, અવાજને માઇક્રોફોન મારફત વિદ્યુત ધબકારામાં ફેરવવાથી અવાજની વિગતવાર

નોંધ આ ચુંબક ગુણ વાળી પટી ઉપર નોંધી શકાય છે. આ પટી જેની રેકર્ડમાંથી જ્યારે જોઈએ ત્યારે ઉઘડી રીતે અસલ અવાજો ઉત્પન્ન થાય છે તૂટી ગયેલી પટીને સહેલાઈથી સાંધી શકાય છે અને અવાજમાં કોઈ ખાસ ફરક્ત પડતી નથી. આવી રેકર્ડ ઉપર ઉતારેલી નોંધ કાયમ પણ રહી શકે છે અને ૧૦૦૦ વખત વારંવાર વગાડી શકાય છે. અથવા તો એક વખત વગાડી પ્રથમ છાપ કાઢી નાંખી બીજી છાપ પણ લઈ શકાય છે. એક જ પટી ઉપર એક પછી એક ૫૦૦ નવીન છાપ લઈ શકાય છે. આ તદ્દન સારી અને ઉપયોગમાં સરળ પટીઓ ઉપર આવતો, રેડીયો પ્રોગ્રામ સાધારણ વાતચીત, બાળકોના પ્રથમ શબ્દો કે કોઈ પણ અવાજની નોંધ ઉતારી લઈ ગમે ત્યારે વગાડી શકાશે.

## આકાશ છાપ વર્તમાન પત્રો

રેડીવીઝન યંત્રોમાં હવે થયેલી પ્રગતિથી એવા યંત્રો જાહેર ઉપયોગ લાયક બની શક્યાં છે એને ઘરે ખાસ પ્રવર્તક મથકો તૈયાર થાય એટલે એવાં મથકો ઉપરથી ગમે તે આકૃતિ, ચિત્ર તેમજ ચોક્કસ ન્હાનાં કદના વર્તમાન પત્રની છબીઓ દીવસમાં નક્કી કરેલે વખતે ગ્રાહક યંત્રો ઉપર મળી શકશે. એન્ટેનામાં રજુ થતા ચેકોની છબી મૂળ બેંકમાં મોકલી સહી વિગેરેની તુર્ત ખાતરી થઈ શકશે.

## વિજળીક પ્રવાહથી ખેતર નિંદાય

લોસ એન્જેલીસની એક સંસ્થાએ વિજળીક પ્રવાહથી ખેતરનું ઘાસ કચરું નાશ કરવાનું એક યંત્ર બનાવ્યું છે એક યાંત્રિક હળ ઉપર ૧૨૦૦૦ વોલ્ટના દબાણનો વિજળીક પ્રવાહ ઉત્પન્ન થાય એવી રચના કરવામાં આવી છે, ત્રાંબાના જમીન સાથે ઘસાતા સળીઆ મારફત આ પ્રવાહ જમીનમાં દાખલ થઈ નકામી સર્વ વનસ્પતિનાં મૂળીઆનો નાશ કરે છે વીજળીક પ્રવાહથી જમીનની ફળદ્રુપતાને કાંઈ ખોટી અસર થતી નથી. ટ્રેક્ટર વડે આ યંત્ર ચલાવતાં રોજની ૧૦ થી ૧૫ એકર જમીન સાફ થઈ શકે છે.

## વિમાન વડે લોખંડની ખાણોની શોધ

જમીનમાંના તેલ કે લોખંડના જથાનું અસ્તિત્વ વિમાનમાંથી ચુંબકયંત્રદ્વારા જાણી શકાય છે આવી રીતે ઘણા મોટા વિસ્તારમાં ઝડપી ભૂસ્તરશોધન કરવામાં આવે છે.

## પૃથ્વી પ્રલયની પાંચ શકયતાઓ

(૧) સૂર્યનો ભડકો વેર વિખેર થઈ જાય તો.

(૨) સૂર્ય ઠરી પડી જાય તો.

(૩) કોઈ બીજો મોટો તારો સૂર્ય સાથે અથડાય તો.

(૪) કોઈ ધૂમકેતુ પૃથ્વી સાથે આથડી પડે તો.

(૫) ચંદ્ર પૃથ્વીમાં ભટકાય તો.

હાયડેન પ્લેનેટેરીયમની ઉપરની પાંચ પ્રલય આગાહીમાં એટમ બોમ્બ નથી.

## સત્યપ્રેરક રસાયણનો માનસિક રોગ ઉપર ઉપયોગ

સોડીયમ પેન્ટોથલ નામના રસાયણના ઉપયોગથી એક જાતની તંદ્રા ઉત્પન્ન થઈ દરદી પોતાના અંતરમાં ઘુંટાઈ રહેલી વાતોનો સત્ય હેવાલ આપોઆપ અથવા યોગ્ય સૂચના અનુસાર કહેવા માંડે છે. વિલિયમ હાઈરેન નામના ખૂની પાસે ગુન્હાની સત્ય હકીકત કહાવવા માટે પ્રથમ આ દવાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. ડૉ. ગ્રીનર અને તેના મદદનીશ મેજર સ્વાર્ટ્ઝે આ દવાનો માનસિક આઘાતવાળા દરદીઓ ઉપર ઉપયોગ કરવાની પદ્ધતિનો વિકાસ કર્યો છે. આ પદ્ધતિને નેકોસીન્થેસીસ કહેવામાં આવે છે. માનસિક આઘાતનું મૂળ કારણ જાણવામાં આવે તો સૂચક વાતચીતો દ્વારા દરદીનો આઘાત ધીમે ધીમે દૂર થઈ શકે છે. હવે કેટલાક દરદીઓ મનોવિસ્મૃતિને લઈને કે પછી હઠીલાઈથી આઘાતની વાતો કરતા નથી. આ દવાના ઉપયોગથી એવા દરદીઓ ભૂત વૃતાંત આપોઆપ અથવા સહેજ સૂચના કર્યેથી તંદ્રામય સ્થિતિમાં કહેવા માંડે છે. અને વહેલે મોડે આઘાતનું કારણ, સ્થળ બનાવ વિગેરેની ચોક્કસ વાતો જણાતા માનસિક આઘાતવાળા દરદીઓની ફતેહમંદ ચિકિત્સા થઈ શકે છે.

## ફેફરું મટી શકશે

ફેફરાં ઉપર સારી રીતે કામ આપે એવી મેન્ટોઈન નામની દવા જેરી માઇસ નામના ડોક્ટરે શોધી છે. ટુંક વખતમાં એ બજારમાં આવશે. ફેફરાનું મૂળ કારણ નાબૂદ કરે એવા એન્ઝાઈમ વર્ગની દવા ઉપર પણ પ્રયોગો ચાલુ છે.

## હાલતી ફરતી બનાવટી આંખ

કૃત્રિમ કાચની બનાવટી આંખ સાથે એક બીજા પડનું જોડાણ કરી તેને આંખના સ્નાયુ સાથે બારીક રીતે સીવી લેવાથી આ બનાવટી આંખ કુદરતી આંખ માફક હરી ફરી શકે છે અને તેને આંખની જગાએ કાયમ રાખી શકાય છે.

## વૃદ્ધ ચામડી જુવાન થઈ શકશે

પ્રો. ગોલ્ડઝીહરે પાંચ વૃદ્ધ સ્ત્રીઓના હાથ અને સાથળની અંદરની બાજુ ઉપર ખાસ હોરમોનવાળો મલમ ૭ અઠવાડિયાં સુધી દરરોજ લગાડતાં જોયું કે અસર થયું ત્યારે ચામડીની જગાએ તંદુરસ્ત જુવાન સ્ત્રીઓમાં હોય તેવી ચામડી આવતી થઈ હતી. હજુ આ પ્રયોગ સામાન્ય ઉપયોગની કક્ષાએ પહોંચ્યો નથી.

## જીર્ણ દરદો અને દીર્ઘાયુષ્ય

યુનાઈટેડ સ્ટેટ્સના જાહેર આરોગ્ય ખાતા તરફથી ૧૮૦૦ કુટુંબના વીશ વર્ષના અભ્યાસથી મેળવેલી માહિતિ પ્રમાણે જણાય છે કે, કેન્સર, ક્ષય, હૃદય રોગ, અને મૂત્રપિંડના દરદો સિવાયના જીર્ણ દરદોવાળા માણસોનું આયુષ્યપ્રમાણ અને તંદુરસ્ત માણસોના આયુષ્યપ્રમાણમાં ખાસ તફાવત નથી.

# દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ

પ્રફુલ્લચંદ્ર શાહ

" માત્ર નજીવા પગારે દર માસે ૫૦,૦૦૦ જેટલા નવા રીક્રુટો હિન્દી સૈન્યમાં દાખલ થઈ આઠ લાખની મોટી સંખ્યામાં બ્રિટિશ શહેનશાહતના સંરક્ષણ માટે હિન્દીઓએ અનુપમ શૌર્યથી આ વિશ્વયુધ્ધમાં દરેક ખંડમાં રણને મોખરે રહી ઝઝૂમી પોતાનું લોહી રેડી પ્રાણ આપ્યા; તેજ શહેનશાહતના એક અંગના હિન્દીઓ પ્રત્યેની બેશરમ, નીચ વર્તણુક જગત સમક્ષ મુકવામાં આવી, ત્યારે તરત ન્યાયસરનો ચુકાદો આપવાને બદલે, ટીકા કરી ભવિષ્યમાં નિર્ણય કરવા પર મુલતવી રહી છે પૂર્વ આફ્રિકામાં મોખરે રહી ઠેર ઠેરથી ઇટાલિયન, જર્મનોને હાંકી કાઢનાર અને વિજયનો પ્રથમ પાઠ કરનાર ફ્રાંસમાં પહેલાં અને પછી પણ હેમ સૈન્ય સાથે રહી શરૂઆતથી લડનાર, ઇથિયોપિયા, ગાલા સમુદ્ર, મોસલ, ઇરાન, ઇરાક સાઇપ્રસ, સિસિલી, ઇટાલિ વગેરે સ્થળોએ અજાયબ ભરી હિંમત દર્શાવી શત્રુઓને મ્હાત કરનાર હિન્દીઓના ભાઇને આજે દક્ષિણ આફ્રિકામાં અછૂત કરવામાં આવે છે. જનરલ આઇઝન હોવરે મોન્ટગોમરી પાસે તેનું ઉત્તમ સૈન્ય માગ્યું, ત્યારે તેણે ચોથું હિન્દી ડીવીઝન તેને આપ્યું. તેના કરતાં તેની પાસે વધારે બહાદુર સૈન્ય નહતું એ ચોથાં લશ્કરે કેદ કરેલા, ઘાયલ કરેલા, મારેલા જર્મન ઇટાલિયન સૈનિકોની સંખ્યા એક લાખની થઇ હતી તેમ કરતાં એ લશ્કરના સોએ સો ટકા સૈનિકો કાંતો ઘવાયા કે મરણ પામ્યા આ બહાદુરોના ભાઇની ચામડી હવે કાળી જણાય દક્ષિણ આફ્રિકાના ગોરાઓને સૂગ ચડે છે!

દ. આફ્રિકામાં હિન્દીઓને સ્થાનિક કે રાજકીય સંસ્થાઓ, યુનિવર્સિટી, હોટેલ, કલબ સીનેમા અરે સંસ્કૃતિના કેન્દ્રોમાં પણ સ્થાન નથી, પોસ્ટ ઓફિસના સામાન્ય કાઉન્ટરે ટિકિટ કાર્ડ ખરીદ ન કરી શકે. અરે, ફૂટપાથ પર પણ ચાલી ન શકે પબ્લીક વાહનમાં મુસાફરી કરી ન શકે, એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જઇ ન શકે, શહેરમાં રહી ન શકે, માલમિલકત કે જમીન રાખી ન શકે. દ. આફ્રિકામાં વસતા હિન્દીઓના ૯૦ ટકા લોકો દ. આફ્રિકામાં જ જન્મ્યા છે, છતાં તેમને આજે નાગરિક હક્કો નથી. એક રીતે કહીએ તો તેમને પોતાનો એવો કોઇ દેશ જ રહેવા નથી.

દ. આફ્રિકાની વસ્તીના ૭૦ ટકા લોકો હબસીઓ છે, ૨૧ ટકા યુરોપિયનોનો છે અને હિન્દીઓ માત્ર ૨½ ટકા એટલે માત્ર ૨,૧૦,૦૦૦ જ છે. આનો ¾ ભાગ નાતાલમાં રહે છે. નાતાલ, ટ્રાંસવાલમાં તેમને કોઇ રાજકીય કે નાગરિક હક્ક નથી, કેપ કોલોનીમાં હક્કો મળ્યા છે પણ ત્યાં હિન્દીઓની સંખ્યા અતિ અલ્પ છે.

માર્ચ ૧૯૪૬ માં પૂરા થતા પેગીંગ એક્ટના સ્થાને હવે એશિયાટિક લેંડ ટેન્યોર અને ઇન્ડિયન રીપ્રેઝન્ટેશન બીલ પસાર કર્યો છે આ કાયદાઓ પેગીંગ એક્ટ કરતાં વધારે ખરાબ છે. પેગીંગ એક્ટ માત્ર ડર્બન શહેરને જ લાગુ પડતો હતો પણ આ નવા કાયદાઓ નાતાલ ટ્રાંસવાલના આખા ભાગોને લાગુ પડે છે. માત્ર નિશ્ચિત કરેલા શહેર બહારના અતિ-મર્યાદિત અલ્પ ભાગમાંજ હિંદીઓ વસવાટ કરી શકે અને ત્યાંજ મિલકત રાખી શકે એવા પ્રતિબંધોનો આ કાયદાઓમાં સમાવેશ થાય છે. -ભોગી અને કાળી પ્રજાથી આમ ઇરાદાપૂર્વક અલગ રહેનારા હિંદીઓને ધંધા. વેપાર ગુમાવી આર્થિક આપઘાત કરવો પડશે.

નાતાલ ટ્રાન્સવાલ પ્રાંતિક અને દ. આફ્રિકાની મધ્યસ્થ સરકારની ધારાસભા સુધીની પણ જ મર્યાદિત સંખ્યામાં હિન્દીઓને મતાધિકાર આપવાનો ઢોંગ કરી આ અધમ બીલને અધમતર બનાવવામાં આવ્યું છે. આ લોભન ખાવા પુરતો હક આપી જ. સ્મટ્સ ચાલાકી રમી ગયા છે. આમ કરવાથી હિંદીઓ આફ્રિકાના દેશજન બને અને તેમનો કાયદો પરદેશીઓ ગણાય તેમાં યુ. એન. ઓ. માથું ન મારી શકે એવો તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો છે. પણ આ મતાધિકાર કેવો ! હિન્દીઓ ચૂંટણીમાં ઉભા રહી ન શકે. તેમણે તેમના પ્રતિનિધિ તરીકે ગોરાઓનેજ ચુંટવા પડે ! ત્યાં વસતા ૮૦ લાખ આદિવાસીઓને પણ ગોરા પ્રતિનિધિ ચુંટવા પડે છે. દ. આફ્રિકાની સરકાર એ હબસીઓ અને હિન્દીઓને એકજ કક્ષાના ગણે છે.

બ્રિટિશ મહારાજ્યના કેનેડા અને ઓસ્ટ્રેલીઆ સંસ્થાનોમાં પણ હિન્દીઓ પ્રવેશી વસવાટ કરી શકતા નથી. યુરોપના બીજા દેશના બ્રિટિશ રાજ્ય બહારના દેશના ગોરા ત્યાં જઇ રહી શકે છે તેમને આવકારવામાં આવે છે પણ હિન્દીઓ માટે આ છૂટ નથી. ચોકખા આર્ય લોહીનો દાવો કરતા નાઝીઓ અને બ્રિટિશ ડેમોક્રસીમાં ફેર શું ? વિશ્વયુદ્ધમાં મહાન ફાળો આપી હિન્દીઓએ હિટલરીઝમ નાશ કરવામાં સહાય કરી શું મેળવ્યું ? તેમના ભોગોથી બ્રિટિશરોની વર્ણભેદની નીતિમાં કશો ફેરફાર પડયો નથી

અને નવાઈની વાત તો એ છે કે હિન્દીઓ દ. આફ્રિકામાં દોડી ગયા ન હતા. તેમને મજૂર તરીકે આમંત્રણપૂર્વક ને આજીજીપૂર્વક બોલાવવામાં આવ્યા હતા. પહેલાં તો હિન્દી સરકારે દ. આફ્રિકા સરકારની ગીરમીટીઆ મજુરો માટેની આ માગણી નકારી પણ ગોરા ભાઈઓને મદદ કરવા માટે હિન્દના ગોરા અધિકારીઓએ પાછળથી એ માગણી મંજૂર કરી.

હિન્દી મજૂરોએ તેમનાં લોહીનો પરસેવો ઉતારી ઉજ્જડ નાતાલને દક્ષિણ આફ્રિકાની 'વાડી' બનાવી કેટલાક મજૂરો ત્યાંજ રહ્યા. કેટલાક પાછા ફર્યા ત્યાં રહેલા મજૂરો ગોરાઓને ગમતા નથી. તેઓ કહે છે અમારી ઇચ્છા વિરૂદ્ધ હિંદીઓએ અહીં શા માટે આવવું જોઇએ ? તેમનું રહેણી કરણીનું ધોરણ હલકું છે. તેઓ વેપારમાં હરિફાઇ કરી અમને હરાવે છે " છેલ્લા પાંચ વરસમાં ડરબન શહેરના મધ્યભાગમાં હિંદીઓ મિલ્કત વેચાતી લેવાની ભૂખીઘ કરી બેઠા છે

યુનાઇટેડ પાર્ટી, નેશનાલિસ્ટ અને ડોમિનિયન દક્ષિણ આફ્રિકાના ત્રણે રાજકીય પક્ષો હિન્દીઓના વિરોધી છે. હોફમેયરે પણ એક પ્રસંગે કહ્યું હતું, "આપણા સ્વાર્થ માટે હિન્દીઓને અહીં બોલાવ્યા, આપણા સ્વાર્થ માટે તેમને અહીં રાખ્યા, હવે આપણા સ્વાર્થ માટે તેમને અહીંથી હાંકી કાઢવાના છે. જો ખ્રિસ્તી તરીકે આપણે વિચાર કરીશું, તો આપણને સહજ જણાશે કે આપણે હિંદીઓને ભારે અન્યાય કરી રહ્યા છીએ." પણ અનુયાયીઓ નારાજ થાય માટે એ પક્ષોના આગેવાનો નીડરપણે સત્ય અભિપ્રાય વ્યકત પણ કરે નહિ. ડૉ. માલન તો છડેચોક ઉઘાડી રીતે હિંદીઓનો વિરોધ કરે છે. દ. આફ્રિકામાં હિંદીઓના ૮૦ વરસના વસવાટ દરમ્યાન તેમની વિરૂદ્ધ એકંદરે ૬૫ કાયદાઓ ઘડવામાં આવ્યા છે.

સર સાહત અહમદ દ. આફ્રિકામાંથી હાઇ કમીશનરપદેથી પાછા ફર્યા પછી હિંદી સરકારે કોઇ હાઇ કમીશનર ન મોકલવો એવી ત્યાંના હિંદીઓની માગણી છતાં હિંદી સરકારે

# આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ

卐

વાસુદેવ યશવંત કોલ્હટકર.

ગયા મહિનામાં દુનિયાનાં જુદાં જુદાં રાષ્ટ્રોમાં જે ભારે બનાવો બન્યા તે કાંઈક અંશે આશાજનક અને કાંઈક અંશે નિરાશાજનક છે, એવું કહેવું પડે છે. સાધારણ રીતે યુરોપમાં તેમ જ એશિયામાં વસતી પ્રજાઓ વચ્ચે હવે પછી મહાયુદ્ધ ભીષણ ન જામે એવી તીવ્ર ઈચ્છા હોવાનું જણાઈ આવે છે. ખાસ કરીને જે રાષ્ટ્રો લડાઈની આગમાંથી અણીશુદ્ધ રીતે બહાર નીકળી આવ્યાં છે એવાં તમામ રાષ્ટ્રો દુનિયાની શાંતિ ટકાવી રાખવા અવિરત પ્રયત્ન કરી રહ્યાં છે, અને થોડા ઘણા પ્રમાણમાં તેમનો પ્રયત્ન યશસ્વી નીવડ્યો છે એવું ગયા મહિનામાં આપણા જોવામાં આવ્યું છે. રશિયાનો જ દાખલો આપણે પ્રથમ લઈએ.

**રશિયા**—ઉદ્દા મહાયુદ્ધમાં રશિયાનાં સિત્તેર હજાર ગામડાં તારાજ થઈ ગયાં, બે હજારથી વધારે મોટાં શહેરો જમીનદોસ્ત થઈ ગયાં, અને રેલ્વે, રસ્તાં, બંદરો, બીબો, વીજળીનાં કારખાનાં વગેરે લોકોપયોગી સાધન સામગ્રી ધૂળમાં મળી ગઈ. એ ઉપરાંત એ યુદ્ધકુંડમાં ત્યાંના સિત્તેર લાખ લોકોની આહુતિ અપાઈ ગઈ. એમાંના ઘણા મોટા ભાગના લોકો કાર્યદક્ષ યુવકો હતા. ત્રણ વર્ષ સુધી દેશમાં ભભૂકી ઉઠેલા દાવાનળમાં લોકોનાં કુટુંબો બળીને ખાખ થઈ ગયાં. નાનાં બાળકોના દેખતાં તેમનાં માબાપને નાઝી નરરાક્ષસોએ દાંત પીસી પીસીને ગોળીઓ મારી, અને માબાપના દેખતાં તેમનાં કુમળાં બાળકોને તેમણે આગમાં હોમી દીધાં. ઉદ્દા મહાયુદ્ધ પછી રશિયા ઉપર આવી તડી પડી હતી. આથી હવે પછી સૈકાના સૈકા સુધી પોતાને પશ્ચિમ યુરોપ કે એશિયા તરફથી કોઈ પણ રીતે કનડગત થાય નહિ એવું રશિયન જનતા ઇચ્છે તો તેમાં કાંઈ નવાઈ નથી. આથી પોતાની સરહદો પાસેના દેશમાં તો સામ્રાજ્યવાદી રાજ્યવહીવટ સ્થપાય નહિ એવું રશિયન લોકો ઇચ્છે છે. માસ્કો, તહેરાન અને પોટ્સડૅમ મુકામે ત્રણ મહારાષ્ટ્રો વચ્ચે થયેલા કરારનો આવો જ હેતુ છે. એ કરાર પ્રમાણે દરેક રાષ્ટ્રના અંતર્ગત કારભારમાં પાડમેલ કરવાનો અધિકાર મોટાં અને નાનાં રાજ્યોને અપાયો નથી તો પણ દરેક દેશમાં સંપૂર્ણ લોકશાહી સ્થપાય એવો પ્રયત્ન મોટાં રાષ્ટ્રોએ કરવાનો છે. આ સર્વ સંમત નિર્ણયને પહેલેથી જ અભરાઈ ઉપર મૂકવાની શરૂઆત ઈંગ્લાંડ અને અમેરિકાએ કરી. આથી રશિયાને બાકીનાં એ બને રાષ્ટ્રોના પરરાષ્ટ્રીય ધોરણથી જુદું પડતું પોતાનું પરરાષ્ટ્રીય ધોરણ નક્કી કરવું પડ્યું. એ ધોરણ પ્રમાણે રશિયાએ હમણાં જ સ્વીડન સાથે વેપારી કરાર કર્યો. એ કરારને લીધે એ બને દેશનો સ્નેહસંબંધ વધારે દૃઢ થતો જશે એમાં કાંઈ જ શક નથી. પણ આવો પરસ્પર સ્નેહસંબંધ વધે નહિ એટલા માટે રશિયા વિરુદ્ધ થોડા દિવસ સુધી ચિત્રવિચિત્ર અફવાઓ ફેલાવવામાં આવી. સ્વીડન ઉપર રૉકેટ-બૉમ્બ ઉડાવવાના પ્રયોગ ચાલી રહ્યા છે, એવી ભારે અફવા ફેલાવવામાં આવી. આ પ્રયોગ કરવા માટેનો રશિયાનો પોતાનો પ્રદેશ પૂરતો છે પણ આટલી સાદી વાત એ હિતશત્રુઓના ધ્યાનમાં આવી નહિ. આખરે પુરેપુરી તપાસ ને અંતે આ અફવા ખોટી હોવાનું જાહેર થયું વાર, રશિયાએ સ્વીડન પ્રમાણે ડેન્માર્ક સાથે પણ સ્નેહસંબંધ વધારવાનો સફળ પ્રયત્ન કર્યો. પૂર્વ જર્મનીમાં સંપૂર્ણ લોકશાહી રાજ્યવહીવટ સ્થાપીને ત્યાંની હુકમશાહીના બીજ નષ્ટ કર્યાં. બાલ્કન રાષ્ટ્રોમાં પણ લોકશાહી રાજ્યવહીવટ સર્વત્ર સ્થાપવામાં આવ્યો છે. રુમાનિયામાં તેમ જ બલ્ગેરિયામાં હાલમાં જે ચૂંટણીઓ

થઈ તેમાં કોમ્યુનિસ્ટ અને સોશિયાલિસ્ટ એ બન્નેના સંયુક્ત પક્ષને બહુમતી મળી છે યુગોસ્લાવિયા, ચેકોસ્લોવેકિયા, રુમાનિયા, બલ્ગેરિયા અને આલ્બેનિયા—એ તમામ દેશોમાં હવે સંપૂર્ણ લોકશાહી સ્થપાઈ ચૂકી છે તેથી વેપારની ને સામ્રાજ્યની તૃષ્ણાથી પ્રેરાયેલા ઉમ્રાવોની કે અમેરિકાના કોઈ પણ જાતની ચાલબાજી ત્યાં સફળ થાય તેમ નથી. સંયુક્ત રાષ્ટ્ર-સંઘની પરિષદમાં બધા રાષ્ટ્રોમાં ખુલ્લો વેપાર સ્થાપવાની માગણી અમેરિકાએ તેમ જ ઇંગ્લાંડે કરી, અને મેં. મોલોટોવે તે કબૂલ કરી કબૂલ પણ રાખી ચારે તરફ મોટા મોટા ઉદ્યોગ ધંધાનું રાષ્ટ્રીયકરણ થયું હોવાથી ખુલ્લા વેપાર માટેની બારી ભૂમિકા જ ત્યાં હસ્તી ધરાવતી નથી. યુગોસ્લાવીઆએ આર્થિક પુનર્ઘટનાનો મોટો પંચવાર્ષિક કાર્યક્રમ ઘડી કાઢ્યો છે. આમ બાલ્કન રાષ્ટ્રો સામ્રાજ્યવાદીની ગુલામીથી પૂર્ણાંશે મુક્ત થઈને શાંતિ સુરક્ષિતતા તેમ જ પ્રગતિ સાધવાના માર્ગે આગેકૂચ કરી રહ્યા છે.

પશ્ચિમ જર્મની—પશ્ચિમ જર્મનીની સ્થિતિ તો તદ્દન જુદા જ પ્રકારની નીવડી છે. જર્મનીના બે ભાગના ત્રણ ટુકડા ત્રણ રાષ્ટ્રોના હાથમાં છે. એ પૈકી ઉત્તરનો પ્રદેશ અંગ્રેજોના તાબામાં છે અને દક્ષિણનો પ્રદેશ અમેરિકાના તાબામાં છે. બ્રિટન અમેરિકાએ અખત્યાર કરેલી નીતિને લીધે એ બંને ભાગમાંનો આર્થિક વ્યવહાર હજી પણ સુધર્યો નથી. અનાજની તેમજ બીજી જણસોની પેદાશ વધી નથી તેથી ત્યાંની જર્મન જનતા બેહાલ બની ગઈ છે, અને તેને ટકાવી રાખવા માટે ઇંગ્લાંડને આજે ૬૪ કરોડ રુપિયાનો ખર્ચ સોસવો પડે છે જર્મની પાસેથી લડાઈની ખંડણી મળવાની વાત તો બાજુએ જ રહી ગઈ છે, અને બ્રિટીશ લોકોને પોતાની જાતે જ આર્થિક મદદ આપવાની ફરજ પડી છે આથી તમામ જર્મન પ્રદેશોનું આર્થિક એકીકરણ કરવું, એવો જોરશોર ઇંગ્લીશ અને અમેરિકન લોકોએ શરૂ કર્યો છે. પોટ્સડેમના કરાર પ્રમાણે, જર્મનીના તમામ પ્રાંતોનું આર્થિક અને રાજકીય એકીકરણ કરવાનું કર્યું છે પરંતુ રાજકીય એકીકરણ થાય તો પોતાની મુરાદ બર આવે નહિ અને આખા જર્મનીમાં ખરેખરી લોકશાહી જામી જાય, એવી બીક અંગ્રેજ લોકોના રહે છે તેથી એ લોકો માત્ર આર્થિક એકીકરણ કરવા માટે બુમબરાડા પાડી રહ્યા છે. રશિયા સ્વાભાવિક રીતે જ આ માગણીનો વિરોધ કરે છે. આર્થિક એકીકરણ કરવું હોય તો રાજકીય એકીકરણ પણ કરવું, એવો રશિયાનો આગ્રહ છે. આખરે આ બાબતની વાટાઘાટ ભાંગી પડી, અને ઇંગ્લૅન્ડના તથા અમેરિકાના તાબાના જર્મન પ્રદેશમાં જ આર્થિક એકીકરણ કરવાનું કર્યું, અને તે પ્રમાણે ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે હાલમાં જ કરાર થયા છે એ કરાર પ્રમાણે અંગ્રેજો ઉપરનો જર્મનોનો ભાર થોડા અંશે કમી થશે ખરો, પણ જર્મનોની આર્થિક બાબતો સંબંધીના મુખ્ય પ્રશ્નનો એથી નિરાકરણ થતું નથી, તે જ પ્રમાણે જર્મનીમાં લોકશાહી સ્થાપવાની નજરે પણ એ કરાર ઉપયોગી નીવડે એમ નથી. જર્મની સાથે કરવાના સુલેહના કરાર વિષેની વાટાઘાટ તો હજી શરૂ પણ થઈ નથી. આ બાબતને અંગે ત્રણ મોટાં રાષ્ટ્રોના મોવડીઓ એકમત નહિ થાય ત્યાં સુધી જર્મનીની તેમ જ આખા વિશ્વની શાંતિના પ્રશ્નનો નિકાલ આવી શકે તેમ છે જ નહિ

ફ્રાંસ—ફ્રાંસમાના નવા અધિકારીમંડળ પૈકી સામાન્ય ધારાસભા માટેની ચૂંટણી હમણાં જ પૂરી થઈ. એ ચૂંટણીમાં કોમ્યુનિસ્ટ પક્ષનો પહેલો નંબર આવ્યો ને ૧૮૩ જગાઓ મળી. એમ. આર. પી. પક્ષને ૧૬૦ જગાઓ મળી ને સોશિયાલિસ્ટ પક્ષને ૧૦૪ જગાઓ મળી.

હજી ઉપલી સભા માટેની ચૂંટણી થવાની બાકી છે. પરંતુ પ્રાથમિક ચૂંટણીમાં કોમ્યુનિસ્ટ અને એમ. આર. પી. પક્ષનું બળ એક સરખું રહ્યું છે. હવે કયો પક્ષ અધિકાર મેળવે છે, તેના તરફ સૌની મીટ મંડાઇ રહી છે. કોમ્યુનિસ્ટ, સોશિયલિસ્ટ અને રેડિકલ પક્ષ એકતા સાધે તો સોશિયલિસ્ટ પક્ષની સરકાર ફ્રાંસમાં સ્થપાય, અને એ દ્રષ્ટિએ કોમ્યુનિસ્ટ પક્ષે બહુ જોરથી પ્રયત્ન ચાલુ કર્યો છે. કદાચ આવી સરકાર ત્યાં સ્થપાશે જ તો તેમાંની મહત્ત્વની જગાઓ કોમ્યુનિસ્ટ પક્ષને મળે એ જરૂરનું છે, કારણ કે ચૂંટણીમાં એ પક્ષને વધુ બહુમતી મળી છે. જૂની સરકાર રાજીનામું આપે અને નવી સરકાર સ્થપાય ત્યાંસુધીને માટે કામચલાઉ સરકારી ચૂંટણી કરવાની તજવીજ હમણાં જ થઇ તેમાં કોમ્યુનિસ્ટ પક્ષના આગેવાન મો. થોરેઝને મુખ્ય પ્રધાનની જગા માટે અનુકૂળ મતો કરતાં પ્રતિકૂળ મતો વધારે પ્રમાણમાં મળ્યા ને તેથી તે હારી ગયા. એકંદરે જોતાં ફ્રાંસની સરકાર સ્થાપવા માટેનું કામ બહુ જ રસાકસી ભરી લડતવાળું નીવડે તેમ લાગે છે. પરંતુ ગમે તે થાય તો પણ કોમ્યુનિસ્ટ પક્ષના બળને લીધે પ્રતિગામી સરકાર અધિકારરૂઢ થશે નહિ, અને સોવિયેટ રાષ્ટ્ર વિરુદ્ધ પશ્ચિમનો રાષ્ટ્રસમૂહ પણ ઊભો થશે નહિ, એ હવે દીવા જેવું દેખીતું છે. ફ્રાંસની માફક ઇટાલીમાં પણ કોમ્યુનિસ્ટ અને સોશિયલિસ્ટ પક્ષ વચ્ચે હાલમાં જ એકતા સધાઇ છે. અને ભરાપ મ્યુનિસીપલ ચૂંટણીમાં એ પક્ષે જીત મેળવી છે. એ સંયુક્ત પક્ષ હજી વધારે જોર મારશે તો રશિયાની આસપાસ લશ્કરી સાંકળ જકડવાની ચાલબાજી પુરેપુરી ઊંધી વળશે, અને ઇંગ્લાંડની આસપાસ જ એવી સાંકળ જકડાય એ વકી લાગે છે. ફ્રાંસ તેમજ ઇટાલી પશ્ચિમના રાષ્ટ્રસમૂહમાં સામેલ થશે નહિ, એ હવે સ્પષ્ટ થઈ ગયું છે

ગ્રીસ—ગ્રીસની પરિસ્થિતિ દિવસે દિવસે બગડતી જતી હોય એમ લાગે છે. બ્રિટનની મદદથી અધિકારારૂઢ થયેલા ગ્રીસના રાજાએ 'બંડખોર' લોકોને ધરમૂળથી ઉખેડી નાખવા સારુ લશ્કર મોકલ્યું ખરું, પણ પરિણામ તો તદ્દન ઊંધું આવ્યું લાગે છે. 'ઇ એ એમ' નામનો ફાસિસ્ટવિરોધી પક્ષ જર્મનીનો સામનો કરીને તૈયાર થયેલો હોવાથી ગત મહાયુદ્ધમાં એનો જ વિજય થયો હતો. મેસિડોનિયા પ્રાંત ગ્રીસથી જુદો પડશે, એવાં સ્પષ્ટ ચિહ્નો જણાવા લાગ્યાં છે. ઇ એ એમ પક્ષને યુગોસ્લાવિયા, આલ્બેનિયા અને બલ્ગેરિયા તરફથી મદદ મળતી હોવી જોઇએ, એવું ગ્રીસની સરકારે છાતી ઠોકીને જણાવ્યું છે. પણ આવી મદદ બાબતનો કોઇ પણ પુરાવો મળતો નથી, એવું ખુદ રોયટરનો ખબરપત્રી જણાવે છે. ગ્રીસની સરકારનું ઉક્ત મંતવ્ય સંયુક્ત રાષ્ટ્રસંઘ સમક્ષ રજૂ કરવા માટે ગ્રીસનો મુખ્ય પ્રધાન અમેરિકા ગયો છે. દરમિયાન ગ્રીસમાંના સેલોનિકા પ્રાંતમાં અમેરિકાના અઢાર હજાર સૈનિકો ઊતરવાના છે, એવું વર્તમાનપત્રોમાં જાહેર થયું છે તે જ પ્રમાણે ઇંગ્લાંડના મુખ્ય સેનાપતિ હાલમાં જ ગ્રીસમાં જાતે હાજર થયા છે. ગ્રીસની સરકારના સૈન્યની પરિસ્થિતિ વધારે ને વધારે બગડતી ચાલી ન હોત તો આવી હીલચાલ થવાનો સંભવ જ ન હતો. એ સૈન્યના થોડા ભાગના સૈનિકો ઇ. એ. એમ. પક્ષને મળી જાય છે, એવું પણ રોયટરે જાહેર કર્યું છે. ઉત્તર મેસેડોનિયામાં હાલ તો ઇ. એ. એમ. પક્ષ સત્તારૂઢ થયો છે, અને દક્ષિણ ગ્રીસમાં પણ બંડનો દાવાનળ ભભૂકી ઊઠે એવાં ચિહ્નો જણાય છે. જનતાનો પૂરેપૂરો ટેકો ન હોય તો આવી પરિસ્થિતિ ઊભી થવા પામે જ નહિ.

ઇજિપ્ત—ઇંગ્લાન્ડ અને ઇજિપ્ત વચ્ચેના કરારની ચર્ચા હાલમાં જે અંગ્રેજોએ તહકૂબ રાખી છે, એનો હેતુ એ છે કે આ રીતે ચર્ચા તહકૂબ રહે તેથી ઇજિપ્તમાંના જુદા જુદા પક્ષો

ઉપર દબાણ થાય ને તેઓ કરારની શરતો કબૂલ રાખે. સિદકી પાશાને ઇજિપ્તના અધિકારી મંડળમાં ભારે ટેકો છે તેથી ઝટપટ સહીઓ કરાવી લઈ કરાર મંજૂર કરાવી લેવાની તજવીજ સિદકી પાશા કરી રહ્યા છે, પણ એમનો આ ઘાતકી પ્રયત્ન સહેજ થાય તેમ નથી. વિરુદ્ધ પક્ષની જનતાનું જોર સતત વધતું જાય છે. 'રશિયા [illegible] રક્ષણ કરવા તૈયાર નથી તો ઇજિપ્તની નહેરનું રક્ષણ કરવા ઇંગ્લાન્ડની શી જરૂર છે?' એમ આ પક્ષ ભારપૂર્વક પૂછી રહ્યો છે. ઇજિપ્તમાંના વિદ્યાર્થી વર્ગે તો ભડકો ઝઝૂમી રહ્યો લાગે છે. કોઈ પણ પ્રયત્ને કરાર ઉપર સહીઓ થવા દેવી ન જોઈએ, એવો ત્યાંના ગંભીર પક્ષનો નિર્ધાર લાગે છે, અને હાલ એ કરારનામું રદ થઈ સાર્વભૌમ સ્વાતંત્ર્યના આધારે રચાયેલું કરારનામું તૈયાર ન થાય ત્યાં સુધી ઇજિપ્તમાંની જનતા સ્વસ્થ બેસી રહે તેમ નથી. પેલેસ્ટાઇનમાં આરબો વતી અંગ્રેજો અને યહૂદીઓ વતી અમેરિકનો પરસ્પર સામનો કરી રહ્યા છે, એવું આપણે પ્રથમ જોઈ જ ગયા છીએ. ખરું જોતાં આરબો તેમ જ યહૂદીઓ ત્યાં આવી વસી ગયા છે. આથી એ બંનેનું એક રાષ્ટ્ર બની તે પૂર્ણ લોકશાહી રૂપે રચાવું જોઈએ અને ઇંગ્લાન્ડ તેમ જ અમેરિકાનું ત્યાંનું વર્ચસ્વ કાયમને માટે નષ્ટ થવું જોઈએ; અને એ રીતે જ પેલેસ્ટાઇનને ખરેખરું સ્વાતંત્ર્ય મળે. પરંતુ એ કારણે દેશમાંના યહૂદી અને આરબ લોકોનું ઐક્ય સધાવું જોઈએ, એ ખુલ્લું છે. નહિ તો તેમના અંદર અંદરના અણબનાવને લીધે ઇંગ્લાન્ડ તેમ જ અમેરિકા ફાવી જાય. તેમની વચ્ચે ઐક્ય સધાય તો સામ્રાજ્યવાદી સામે તેમની જે લડાઈ ચાલશે તે ભારે જોરદાર નીવડશે, કારણ કે પેલેસ્ટાઇન સામ્રાજ્યવાદીના લશ્કરી સંરક્ષણની નજરે ખૂબ જ અગત્યનો પ્રદેશ ગણાય છે. મધ્ય-પૂર્વમાંના તેલના કૂવાના તેમજ સુએઝની નહેરના રક્ષણની નજરે પેલેસ્ટાઇનને લાગેલી સામ્રાજ્યવાદીની નાગચૂડ છૂટી થતાં ઘણો વખત લાગશે.

ઈરાન—દક્ષિણ ઈરાનમાંના કબીલાવાળાઓના લશ્કરે ઈરાની સરકાર સામે બ્રિટિશ લોકોએ ભડકાવેલા બળવાના સમાચાર ગયા લેખમાં અપાઈ જ ગયા છે. એ બંડ સરકારને ભારે પડ્યું, અને 'ટુડેહ' પક્ષના મંત્રીને સરકારમાંથી ખસી જવું પડ્યું, એ વાત પણ આપણે જોઈ ગયા. ત્યાર પછી ચૂંટણી કરવાનો ઠરાવ થયો અને તેની ધમાલ ઈરાનમાં અત્યારે ચાલી રહી છે. ઈરાનના હાલના મુખ્ય પ્રધાન કાવમ સુલતાન ઉપર બ્રિટિશની અને ઈરાનમાંના પ્રતિગામી પક્ષની મહેરબાની પાછી ફરતી લાગે છે. આઝરબૈજાનમાંની ચૂંટણી સરકારી દેખરેખ નીચે કરવા માટે સુલતાને એ પ્રાંતમાં લશ્કર મોકલ્યું છે. લશ્કરનો ઉપયોગ આઝાદ પુરોગામી પક્ષને તોડી પાડવાના કામે થવાનો હોવાથી એ પ્રદેશમાંના 'ટુડેહ' પક્ષે ઈરાનની સરકારના લશ્કર સામે સામનો કરવાનું ઠરાવ્યું છે અને જ તેને શસ્ત્રો પૂરાં પાડવામાં આવ્યાં. ત્યાં હવે પછી જે યુદ્ધ થશે તેમાં કયો પક્ષ છેવટે ફાવી જશે, એ દેખીતું છે તેમ છતાં પણ દુનિયામાંના એકંદર બનાવોમાંથી પ્રતિગામી પક્ષ કોઈ પણ પ્રકારનું ઠેકાણું રાખી શકે તેમ નથી, એ સ્પષ્ટ થયું છે. રશિયાની અંદર અને તેમ નહિ તો નિદાન રશિયાની સરહદ ઉપર-સર્વત્ર પાકી લડાઈ અને અશાંતિ કાયમને માટે ચાલુ રહે, એવો સામ્રાજ્યવાદીનો હેતુ લાગે છે. આથી કરીને લડાઈની સાધનસામગ્રી માટે થોડા વખત સુધી માગણી ચાલુ રહેશે અને સામ્રાજ્યવાદીના ઉદ્યોગધંધા ચાલુ રહેશે. પરંતુ આ પરિસ્થિતિ ઝાઝા કાળ સુધી ટકી રહે એ સંભવિત લાગતું નથી.

ઇન્ડોનેશિયા—અનેક મહિનાના લશ્કરી પ્રયત્ન પછી રચાઈ ચૂકેલી ઇન્ડોનેશિયન સરકારને ઉથલાવી દઈ શકાય એમ નથી એવું ભાન અનુભવતાં અંતે ડચ અને અંગ્રેજ લોકોએ

ચર્ચા ચલાવી અને બંને પક્ષો વચ્ચે બાંધછોડ કરવામાં આવી છે. ત્યાંની પ્રચલિત સરકારનું સાર્વભૌમપણું મક્કમ રાખવામાં આવ્યું છે. થોડા વખત પછી જાવા, સુમાત્રા, બોર્નિયો અને મોલુક્કા બેટનું એક ફેડરલ રાજ્ય સ્થાપવાનું ઠર્યું. બન્ને પક્ષે લશ્કરો કમી કરવાં, એવું પણ ઠર્યું. ઇન્ડોનેશિયાની આર્થિક ઉન્નતિ માટે હોલેન્ડ અને ઇન્ડોનેશીયન સરકારે પરસ્પર મદદ કરવી એમ, પણ ઠર્યું. નવું રાજ્યબંધારણ ઘડવા માટે બંધારણ સમિતિની બેઠક ભરવામાં આવવાની છે. પરંતુ તેમાંના બોર્નિયો અને મોલુક્કા બેટના પ્રતિનિધિ જાતુગતિએ ચુંટાય એમ લાગતું નથી. તેજ પ્રમાણે, આર્થિક ઉન્નતિ માટે હોલેન્ડ દેશ મદદ કરશે, એનો અર્થ એ કે સામ્રાજ્યશાહી હકુમત ચલાતી ધરાવતી રહેશે. આટલા લાંબા સમય સુધી ઉગ્ર લડાઇ ચાલી ત્યારપછી કાંઇક તોડજોડ થાય, એ અપરિહાર્ય હતું, પણ એનો અર્થ એટલોજ કે હાલ થોડા વખત સ્વાતંત્ર્ય મુલ્ય તહકૂબ રહ્યું છે. આ તોડજોડ હજી હોલાંડની પાર્લામેન્ટમાં મંજુર થઇ નથી, અને દરમ્યાન ઇન્ડોનેશિયામાં ફરીથી ચકમક ઝરતું સાંભળવામાં આવ્યું છે. સામ્રાજ્યશાહી સાપ જેવી છે. સાપના માથાને પૂરેપૂરું છુંદી નાખ્યું ન હોય ત્યાંસુધી તે મરતો નથી.

ચીન—ચીનમાંની યાદવાસ્થળી હજી ચાલુજ છે. પહેલાં થોડા સમય સુધી કોમિંટાંગ સરકારને ફત્તેહ મળતી હોવાનું સંભળાતું હતું, પણ હાલમાં તો કોમ્યુનિસ્ટ સરકારે પહેલાં ગુમાવેલો મહોખરો ભાગ પાછો જીતી લીધો છે, અને પેનાન ઉપર ચઢાઇ કરવા માગતા સરકારને પણ પાછું હઠાવ્યું છે. આટલેથીજ બસ નથી. પરંતુ કોમિંટાંગ સરકારમાંના લગભગ ચાર લાખ માણસો માર્યા ગયા છે ત્યાંની આ યાદવાસ્થળી એ રીતે ભીષણ બની હતી તેવામાંજ માર્શલ ચાંગ કાંઇ શેકે 'નેશનલ એસેમ્બ્લી' બોલાવી. એ સભાના સભાસદો એકમત થઇ ન શક્યા. અને નવાઇની વાત તો એ છે કે અંદરના મોંગોલિયાના પ્રતિનિધિએ પોતાના પ્રાંતને આત્મનિર્ણય અને સ્વતંત્રતા જોઇતી હોવાનું જણાવ્યું. અંદરના મોંગોલિયામાં 'કોમ્યુનીઝમ' ઝપાટાબંધ ફેલાતું જાય છે, એમ પણ તેણે જાહેર કર્યું છે આથી એમ જણાય છે કે અંદરનો મોંગોલિયા, મંચુરિયા અને કોમ્યુનીસ્ટ ચીન તથા કદાચ સિંકિયાંગ પ્રાંત પણ મુખ્ય ચીનથી અલગ પડી જશે, અને એ સૌનું એક સ્વતંત્ર ફેડરેશન બનશે. અખંડ ચીન અને લોકશાહી એ ડૉ. સુનયાટ સેનના સિધ્ધાંતો હતા તેમને હાલના રાજ્યવહીવટમાં સ્થાન નથી. તેના પરિણામમાં ઉપર જણાવેલી કાટફુટ પડે તો તેમાં કાંઇ નવાઇ નથી ચીનની યાદવાસ્થળીની આગમાં દુષ્કાળની ભયંકર છાયા પડી રહી છે માલની કિંમત આંખ મીંચે થઇ જાય તેટલી બધી વધી પડી છે. અશાંતિને લીધે તેમ જ લડાઇને લીધે ચીનની આર્થિક પુનર્રચના લગભગ અશક્ય થઇ પડ્યું છે ચીન દેશને પોતાના આર્થિક દાસત્વ નીચે આણવાનો અમેરિકાનો હેતુ છે તે આવી પરિસ્થિતિમાં બર આવે એ મુશ્કેલ જ છે.

ઇંગ્લાંડ—મૂડીવાદીઓના ને સામ્રાજ્યશાહીના અભેદ કિલ્લા સમાન ખુદ ઇંગ્લાંડ દેશની અંદર થોડા દિવસ પૂર્વે ભારે ઐતિહાસિક ઉથલપાથલ થવા પામી હતી. બેવિનના અને એટલીના આજસુધી ચાલતા આવેલા પરરાષ્ટ્રીય ધોરણ બદલ મજૂરપક્ષમાં ક્યારનીયે ધૂમપૂમ ચાલ્યા કરતી હતી. મજૂરપક્ષની ચૂંટણીમાં ટેકો આપનારાં 'ટ્રેડ યુનિયન્સ' ના સભાસદોએ પોતે પણ પોતપોતાની વાર્ષિક સભામાં એ ધોરણ વિષે કડકપણે ટીકા કરી. આખરે મજૂરપક્ષના સભાસદોએ જ સરકાર વિરૂધ્ધ પાર્લામેન્ટમાં ઠરાવ આણ્યો કોન્ઝર્વેટિવ પક્ષે સરકારની તરફેણમાં મત આપ્યા. પરંતુ અધિકારારૂઢ મજૂરપક્ષના સભાસદો પૈકી વિરુદ્ધ મત આપનારા ને તટસ્થ રહેનારા મળીને લગભગ એકસો જેટલા જણ નીકળ્યા. આ ઉપરથી એમ

સ્પષ્ટ થાય છે કે રશિયા વિરુદ્ધનું સરકારનું ધોરણ સર્વસામાન્ય જનતાને ગમાયું છે. આવી જાતનું ધોરણ રાખ્યાથી ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળવાનો સંભવ વધતો જશે, એવી બીક જનતાના મનમાં પેદા થઈ છે. પોતાના દેશમાં રહેતા લોકો માટેની સગવડ કરવામાં ઢીલ કરતી સરકાર પરરાષ્ટ્રીય ધોરણમાં પણ શાંતિ સ્થાપવામાં પોતાની લાગવગનો ઉપયોગ કરતી થી, એમ લોકોને ચોખ્ખેચોખ્ખું લાગે છે. મજૂર પક્ષમાં ઉત્પન્ન થયેલો આ અણગમો ઉત્તરોત્તર વધતો જશે, એવાં ચિહ્નો સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. દરમિયાન ઇંગ્લાંડથી આવતી બાતમીઓ બીક ઉપજાવે તેવી છે, એ વિષે કાંઈ જ શક નથી. અમેરિકાની અને ઇંગ્લાંડની સરકાર વચ્ચે ખાનગી લશ્કરી કરાર થયાની બાતમી ઇંગ્લાંડના કૉમ્યુનિસ્ટ પક્ષે જાહેર કરી છે, અને ઇંગ્લાંડમાંનો ધનિક વર્ગ થોડા જ દિવસમાં પોતાના દેશનું ને અમેરિકાનું ઐક્ય સાધવાનો ભારે પ્રયત્ન કરશે, એવી બાતમી મળે છે. અમેરિકાના મૂડીવાદીઓ આજે જગતને વશ કરી લેવાની ઇચ્છા સેવે છે. પોતાની પ્રચંડ સાધનસંપત્તિની મદદથી તે આવો પ્રયત્ન કરી શકે તેમ છે. ઇંગ્લાંડ જેવો જૂનો મૂડીવાદી દેશ અમેરિકાની ગોદમાં ભરાઈ જઈને પોતાની જાતને જીવતી રાખી શકે કે કેમ એ પ્રશ્ન કુદરતી રીતે જ ઊભો થાય છે. તેના કરતાં યે વધુ અગત્યનું એ જોવાનું છે કે આવી રીતનું લજ્જાસ્પદ જીવન ગાળવાની કે પ્રતિકારક દેખાવ કરી બ્રિટનમાંની જનતા સંસ્કૃતિના નવા ઉચ્ચ પગથિયે ચડે છે કે નહિ ?

સંયુક્ત રાષ્ટ્રસંઘ પરિષદ—સુમેળ પરિષદ ફરી ભરાયેલી આ પરિષદમાં અનેક પ્રશ્નો ચર્ચાર્થે રજૂ થયા છે. દક્ષિણ આફ્રિકામાંના હિંદીઓનો પ્રશ્ન, શસ્ત્રસંન્યાસનો પ્રશ્ન અને સ્પેનમાંની હાલની હુકમશાહીનો પ્રશ્ન એમાં મુખ્ય છે. એ પૈકીના પહેલા પ્રશ્ન વિષે ખૂબ ચર્ચા થઈ હતી. હિંદુસ્તાનના પ્રતિનિધિને દરેક બાબત પરત્વે રશિયન પ્રતિનિધિનો પૂરેપૂરો ટેકો મળ્યો હતો અને એ પ્રશ્નનો નિકાલ સંયુક્ત રાષ્ટ્રસંઘે જ કરવો જોઈએ, એમ ભારપૂર્વક કહેવામાં આવ્યું હતું. આ પ્રશ્નની ચર્ચા હજી ચાલવાની બાકી છે તેમ છતાં પણ આ બાબતમાં અનેક પ્રતિનિધિઓએ હિંદુસ્તાનને ટેકો આપ્યો છે. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત ઉપર રશિયન પ્રતિનિધિની એટલી સારી છાપ પડી છે કે રશિયાની મુલાકાત લેવાની પોતાની ઉત્કંઠા થઈ હોવાનું તેમણે જણાવ્યું છે. શસ્ત્રસંન્યાસની બાબતમાં પણ રશિયન પ્રતિનિધિએ ખાસ આગેવાની લીધી છે. જે રાષ્ટ્રોએ છેલ્લા યુદ્ધમાં ભાગ લીધો હતો તેમણે મિત્ર-રાષ્ટ્રોમાં પોતાનાં કેટલાં લશ્કર હજી પણ રહેવા દીધાં છે, લશ્કરી જમાવટ અને શસ્ત્રાસ્ત્રોનું ઉત્પાદન કેવી રીતે અટકાવી શકાય, દરેક રાષ્ટ્ર ઉપર આ કામે કયાં બંધનો નાખવાં વગેરે બાબતોની ચર્ચા હજી પણ ચાલુ છે. સ્પેનમાંના રાજ્યવહીવટને લગતી ચર્ચા પણ હજી ચાલી રહી છે. એકંદર ચર્ચામાં અમેરિકાના પ્રતિનિધિનાં આ વખતનાં ભાષણો ખૂબ જ સૌમ્ય નીવડ્યાં હતાં. ત્રણ મોટાં રાષ્ટ્રો વચ્ચેનો વેરભાવ આ પરિષદમાં ખાસ નજરે પડ્યો નથી. અમેરિકાએ બાલ્કન રાજ્યોનાં અટકાવેલાં વહાણો પાછાં આપી દીધાં હોવાની જાહેરાત થઈ છે. તે જ પ્રમાણે પશ્ચિમ જર્મનીમાંની ઔદ્યોગિક યંત્રસામગ્રી પૈકીની પચીસ ટકા જેટલી યંત્રસામગ્રી નુકસાનીના બદલા તરીકે રશિયાને આપવાનું કહ્યું હતું તે પણ રશિયાને અપાઈ રહી હોવાનું જણાઈ આવે છે. એકંદરે જોતાં નવી લડાઈની બીકનું જે અશુદ્ધ વાતાવરણ જામવા લાગ્યું હતું તે હવે ખૂબ જ વિશુદ્ધ બનતું જતું હોવાનું જણાઈ આવે છે.

# વર્તમાન હિંદી રાજકારણ

卐

વાસુદેવ યશવંત કોલ્હટકર.

હિંદુસ્તાન—હિંદુસ્તાનના રાજકારણમાં જાતિ જાતિ વચ્ચેનું અંતર અને તેના પરિણામમાં હિંદુ અને મુસલમાન જાતિનિષ્ઠાના ને ગુંડાઓના વિરુદ્ધ જમાતના લોકો ઉપરના અત્યાચાર પરાકાષ્ઠાએ પહોંચ્યા છે. છેલ્લા બે મહિનામાં બંને જમાતના અસંખ્ય લોકોનાં મરણ નાહક થયાં છે. જાતિ જાતિ વચ્ચેનાં તોફાનો હજી પણ ચાલુ છે. ઘણું ખરું સર્વ ઠેકાણે દેશી પોલીસ અધિકારીને અવિશ્વસનીય માનીને યુરોપિયન પોલીસ અમલદાર રાખવામાં આવ્યા છે. જ્યારે જ્યારે લશ્કરની જરૂર જણાઈ છે ત્યારે ત્યારે હિંદુ-મુસલમાન હોઇને ખાસ ગોરાઓની પલટણનો કે ગુરખાઓની પલટણનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેમના હાથે લોકોની કતલ ચલાવવામાં આવી છે. હિંદી સ્વાતંત્ર્યની લડાઈનું ગોરાઓની સત્તા વિરુદ્ધનું મુખ ફર્યું છે ને અંદર અંદરની લડાઈ તરફ વળ્યું છે. આ અત્યંત કમનસીબ બનાવથી કોને ફાયદો થાય છે, એ તો નાનું બાળક પણ કહી શકે તેમ છે. આવું હોવા છતાં પણ ઝીણા અને નહેરુ વચ્ચેની ચર્ચા દરમિયાન જાતીય ઐક્ય સધાયું નહિ. કોંગ્રેસના નાક ઉપર ટપલો મારીને મુસ્લીમ લીગે પસંદ કરેલા મંત્રી વાઈસરોયના કારોબારી મંડળમાં દાખલ થયા. કોંગ્રેસ અને લીગ વચ્ચેનું અંતર વધી રહ્યું છે. તેની અસર કારોબારી મંડળ ઉપર થાય તો તેમાં કાંઈ નવાઈ નથી. એકબે વાર કોંગ્રેસના મંત્રીઓ પોતપોતાની જગાનાં રાજીનામાં આપવાનો વિચાર કરી રહ્યા હતા. મુસ્લીમ લીગ બ્રિ. સરકાર સાથે સામેલ છે, એવો આરોપ નહેરુએ મૂક્યો તેની સાથે જ એવી જાતનો એક દાખલો પણ બતાવી આપવા બદલ લીગના મંત્રીએ પડકાર કર્યો. એકબીજાની સામે આવા આક્ષેપો કરવાની ધમાલમાં બંધારણસભાના ઘોડા આગળ વધ્યા. વચગાળાની સરકારે એ સભાની બેઠક તા. ૯-૧૨-૪૬ ના રોજે ભરવાનું ઠરાવ્યું. લીગ સરકારમાં સામેલ થઈ તે વખતે વાઇસરોયે ઝીણાને જણાવ્યું હતું કે લીગે મંત્રીપદનો સ્વીકાર કરવાની સાથે સાથે બંધારણને લગતી દીર્ઘકાલીન યોજનાનો સ્વીકાર પણ કરવો જોઈએ. ‘અલ્પકાલીન તેમ જ દીર્ઘકાલીન યોજનાનો સ્વીકાર અલ્પકાલીન યોજનાના સ્વીકારમાં ધ્વનિત થાય છે જ, એમ હું માનું છું’ એવું વાઇસરોયે લખ્યું હતું. તેમ છતાં પણ લીગ વચગાળાની સરકારમાં જોડાઈ ત્યાર પછી, દીર્ઘકાલીન યોજના પોતાને કબૂલ નથી તેથી મુસ્લીમ લીગ બંધારણ સભામાં ભાગ લેવા ઇચ્છતી નથી, એમ ઝીણાએ જાહેર કર્યું. કોંગ્રેસનું કહેવું એમ છે કે ‘લીગ બંધારણ સભામાં ભાગ ન લે તો વચગાળાની સરકારમાંથી તેને કાઢી મૂકવી, કારણ કે એવી રીતે ભાગ લેવાની શરતે જ લીગને વચગાળાની સરકારમાં દાખલ કરવાનું કર્યું હતું.’ એનાથી ઊલટું લીગનું કહેવું એમ છે કે ‘કોંગ્રેસે બંધારણસભામાં ભાગ લેવાનું ઠરાવ્યું છે તો પણ કોંગ્રેસને ‘દીર્ઘકાલીન યોજના કબૂલ નથી, અને પ્રાંતસમૂહોનું તેમજ પ્રાંતસમૂહોમાંના પ્રાંતોનું બંધારણ ઘડવા બદલ કોંગ્રેસની ભૂમિકા તા. ૧૬-૫-૪૬ ના મુસદ્દાની વિરુદ્ધ છે.’ બંને પક્ષોએ વાઇસરોય તરફ મીટ માંડી, ને પોતાનું કહેવું સાચું છે કે સામા પક્ષનું કહેવું સાચું છે, એ જાણવા તરફ ધ્યાન દીધું. અંદર અંદર ઐક્ય પેદા કરવાના પ્રયત્નને છોડી દઈને બ્રિટિશ સત્તા તરફ મીટ માંડવાથી સ્વતંત્રતા મેળવવાને બદલે ગુમાવી બેસવાનો વારો આવશે, એ હજી પણ આ બંને પક્ષોના ધ્યાનમાં આવતું નથી. થોડા દિવસો પૂર્વે ઝીણા અને નહેરુ વચ્ચે વાટાઘાટ થઈ તે વખતે કોંગ્રેસના

લીગ બંધારણ સભામાં ભાગ લે તેટલા માટે બ્રિટિશ સરકારે ફરી એક વાર હમણાં જ પ્રયત્ન કર્યો. ઝીણાને તેમજ નહેરુને લંડન બોલાવવામાં આવ્યા. પાકીસ્તાનને નાબુદ કરવાનું કોંગ્રેસના મનમાં હતું. આથી બ અને ક પ્રાંતસમૂહમાં સામેલ થવાની ફરજ પ્રાંતોને પાડી શકાય નહિ, એવું કોંગ્રેસનું કહેવું હતું. તા. ૧૬–૫–૪૬ ના કેબિનેટ મિશનના જાહેરનામાને પૂર્ણ રીતે માન્ય કરતાં, પણ તેમાંથી આવો જ અર્થ ધ્વનિત થાય છે,' એવું કોંગ્રેસને લાગે છે. એથી ઉલટું, 'પ્રાંતોને આવો અધિકાર નથી' એમ ઝીણાને લાગે છે. અર્થાત્ પ્રાંતસમૂહના ને પ્રાંતના બંધારણ વિષે કેવળ બહુમતીથી નિર્ણય કરવો કે પ્રતિપ્રાંત મતગણતરી કરવી, એ બાબતમાં કોંગ્રેસ અને લીગ વચ્ચે મતભેદ ઉત્પન્ન થયો છે. પ્રતિપ્રાંતે મતગણતરી કરવામાં આવે તો પાકીસ્તાન પડી ભાંગે છે, અને કેવળ બહુમતીથી નિર્ણય કરવામાં આવે તો તે મુસ્લીમ લીગને પુર્ણ રીતે ફાયદાકારક નીવડે છે આનો અર્થ એ કે પ્રસ્તુત જાહેરનામાના અર્થ બદલના બાદ મુખ્યત્વે કરીને 'પાકીસ્તાન ? કે અખંડ હિંદુસ્તાન ?' એ સ્વરૂપનો થઈ પડયો છે.

વાઈસરોયે બંધારણસભા ભરવાનું કબુલ કર્યું તેથી 'અમે તેમ કરીને પણ બંધારણ સભાની બેઠક ભરવી, અને લીગ જેવી રીતે વચગાળાની સરકારમાં પાછળથી દાખલ થઈ તેવી રીતે બંધારણ સભામાં પણ મૂંગે મોઢે દાખલ થશે,' એવું કોંગ્રેસને લાગતું હતું; અને તેથી જ 'ઝીણાએ પોતાની માગણી પાછી ખેંચી લેવી જ જોઈએ' અમે બંધારણ સભાની બેઠક ભરવાના જ છીએ' એવી ઘોષણા કોંગ્રેસના આગેવાનોએ કરી. તેમ છતાં પણ લંડનમાં હાલમાંજ જાહેર થયેલો નિર્ણય કોંગ્રેસની પૂરેપૂરો વિરુધ્ધ જાય છે બ્રિટિશ મંત્રીમંડળનો અભિપ્રાય એવો છે કે મતગણતરી પ્રાંત પ્રાંત નહિ પણ કેવળ બહુમતીથી થવી જોઈએ, તેમ છતાં પણ આ બાબતમાં 'ફેડરલ કોર્ટ'નો નિર્ણય મેળવવો હોય તો તેમાં વાંધો નથી નિર્ણય થતાં સુધી પ્રાંત સમુહની બંધારણ સભા ન ભરવાનું બહેતર છે, એમ જણાવીને આખરે એમ જાહેર કરવામાં આવ્યું છે કે તૈયાર થયેલા બંધારણ બદલ હિંદના કોઈ મોટા ભાગના લોકોનો વિરોધ હશે તો પાર્લામેંટ એ બંધારણ વિષે વિચાર કરશે નહિ. આથી કરીને તા. ૯–૧૨–૪૬ ના રોજે બંધારણ સભા મળશે તો પણ અખિલ ભારત મહાસભા સમિતિનું જેટલું મહત્વ છે તેટલું જ એનું મહત્વ ગણાશે. 'ફેડરલ કોર્ટ' શો નિર્ણય આપશે, એ વિષે તો હવે કાંઈ જ શંકાને સ્થાન નથી એ નિર્ણય મુસ્લીમ લીગને અનુકૂળ જ હશે. આવી પરિસ્થિતિમાં ભારે ઘોષણા કરતા કોંગ્રેસના આગેવાનો હવે પોતાની આબરૂ કેવી રીતે સાચવી લે છે, એ જોવાનું રહે છે કબૂલ કર્યાં પ્રમાણે બંધારણસભા ગણે બંધાઈ છે. હવે તેનો નિકાલ વિરુધ્ધ જશે, એમ ચોખ્ખું દેખાય છે આથી મુસ્લીમ લીગને વચગાળાની સરકારમાંથી ખસી જવાનું કહેનારા પોતે જ તેમાંથી ખસી જશે કે શું ? કોંગ્રેસમાંના ડાહ્યા અને સમજુ લોકોની સલાહ ન લેતાં ભ્રમમાં તણાતા લોકોનો પગ આખરે પાવડી ઉપરથી ખસી જશે, એમ લાગે છે.

ઉપરના તમામ બનાવોથી મુસ્લીમ લીગ ફાવી ગઈ છે, એ પણ દેશની નજરે સારું થયું નથી. દેશમાંના તમામ રાષ્ટ્રોને આત્મનિર્ણયનો હક હોવો જોઈએ, એ સિધ્ધાંતને ઉપરના બનાવોથી બાધ આવ્યો છે. આ તરફ કોમી હુલ્લડો હજી ચાલુજ છે હુલ્લડો બંધ પડે ને ફરીથી સામાન્ય વિરૂધ્ધની લડત ઉભી થાય તેને માટે એકજ રસ્તો છે, અને તે એ કે બહુજન સમાજનું ઐક્ય સધાવું જોઈએ. બંગાળામાં અને બિહારમાં કોમી હુલ્લડોના હૃદયદ્રાવક બનાવો બન્યા, એ ખરું, તેમ છતાં પણ એજ પ્રાંતોમાં અન્ય સ્થળે તદ્દન સામાન્ય જનતાએ ઐક્ય સાધનિ

જાતીયતાના ઝેરને પ્રસરવા દીધું નથી. આવી જાતના સેંકડો પ્રસંગો બની ગયા છે અને હજીપણ બની રહ્યા છે. મહાત્માજી પોતે પણ એજ કાર્યમાં લાગી રહ્યા છે. આવી એકભાવના ઉત્પન્ન થશે ત્યારે જ આપણી ઉજ્જવળ પર પરા દીપી ઉઠશે, ને તેના વડે જ દેશમાં પૂર્ણ એકતા જામશે.

સ્વાતંત્ર્યદાયક બંધારણ ઘડવાના મહત્ત્વના કામને આગેવાનોના મક્કમ વલણથી પીછો પહોંચ્યો છે. જેવું ઉપર તેવું નીચે. કોમી હુલ્લડો અટકાવવા સારુ જનતાને બદલે પોલીસ ઉપર આધાર રાખવો, કિસાન કાર્યકરોને [illegible] જીલ્લામાંથી હાંકી મુકવા, અમલનેરમાંના કાર્યકરોને પણ એજ નામ આપી હાંકી કાઢવા દીવાસળીની પેટીઓની અછત જણાતાં 'રેશનકાર્ડ', ના આધારે મળે તેવી વ્યવસ્થા ન કરવી, નાનાં બાળકોને સરકારી મદદથી મળતું દૂધ બંધ કરવાની યોજના કરવી—આવી આવી જાતના કંઈ કંઈ બનાવો રોજબરોજ બનતા જાય છે. કોંગ્રેસના અગ્રેસરો આવું કરે અને મજૂરસમાજ વિરુદ્ધ નિર્દય વર્તન રાખશે એવું કોઈના મનમાં પણ ન હતું. ૧૯૪૨ ના ક્રાંતિવીર નાના પાટીલ ઉપરનો [illegible] હુકમ ચાલુ રખાયો એથી તો એમ લાગવા માંડ્યું છે કે આપણા મંત્રીઓ દેશાભિમાનને ભૂલી જઈ દેશદ્રોહી નીવડતા થયા છે કે શું?

# સમાલોચના

૧. આશા—લેખક શ્રી શારદાપ્રસાદ વર્મા, પ્રકાશક યુગાંતર કાર્યાલય. ગોપીપુરા, સુરત. પાન ૯૦. કિં. ૧-૪-૦. આ ગ્રંથ ટૉલ્સ્ટૉયના સમકાલીન ને પ્રતિભાશાળી નવલકથાકાર તુર્ગેનેવના મૂળ રશિયન ગ્રંથનો અનુવાદ છે. આખી વાર્તા ઊર્મિગીત જેવી છે તેમાં ભાઇ બહેનના હેતનું, પ્રણયની નિરાશાનું, પ્રણયની સફળતાનું ને નિષ્ફળતાનું સુંદર આલેખન થયું છે. ભાષા સાદી હોવાથી વાર્તા વાંચવી ગમે તેવી છે.

૨. મંદિરને પગથિયે—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે પૃ. ૪૬. કિં. ૦-૮-૦. આ ગ્રંથમાં લેખકના છૂટાછવાયા ઊર્મિ-આવેશોનો સમાવેશ થયો છે. એની ભાષા વિષયને અનુસરતી કંઈક પ્રગલ્ભ છે આ ગ્રંથમાં કવચિત્ ભાષાજુસ્સાનાં દર્શન થાય છે એ દિલગીર થવા જેવું છે. રવીન્દ્રનાથ ઠાકુરની લેખન શૈલીનું અનુકરણ કરવાના પ્રયાસો આ ગ્રંથમાં દ્રષ્ટિગોચર થાય છે.

૩. વર્તમાન યુગના વિધાયકો-લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે પૃ. ૧૨૮ કિ. કા. પૂં. ૧-૦-૦, ૧-૮-૦. આ ગ્રંથમાં જગતભરના દશ અમર મહાજનોની જીવન કથા આલેખાયેલી છે ભાષાશૈલી, વિગતો, પ્રસંગો વગેરે સૌ વાચકને પ્રેરણા આપે તેવાં છે વૈજ્ઞાનિક પરિભાષા અત્યાર સુધીમાં ઠરેલી છે તેનો અનાદર કરવાની વૃત્તિ ઉત્તેજનપાત્ર નથી. ભાષાશુદ્ધિ જાળવવાની જરૂર પણ અનિવાર્ય છે. આ જાતની વધુ જીવનકથાઓનું પ્રકાશન આવકારપાત્ર નીવડશે. બ

૪ ચોપ કાવ્યો—લેખક શ્રી. ગો. દા. રાયચુરા, કિં. રૂ. ૧-૦-૦ રાયચુરા બુક ડીપો, વડોદરા.

ગુજરાતના લોકપ્રિય 'શારદા' માસિકના તંત્રી શ્રી રાયચુરાએ આમ જીવનનાં તાદૃશ ચિત્રો હૃદયંગમ ભાષામાં ગૂંથી સુંદર પદ્યમાં ઉતાર્યાં છે તે સર્વેને ગમી જાય એવાં બન્યાં છે. પછીથી સભામાં ગવાયેલાં કેટલાંક ગીતો તો લોકપ્રિય સાબિત થઇ ચૂક્યાં જ હતાં. તે અને બીજાં ગીતો આકર્ષક સુશોભન અને સુઘડ છપાઈ સહ આ પુસ્તિકામાં રજુ કરવામાં આવ્યાં છે.

૫. વર વહુ અને— મૂ. લે. શ્રી. વિ. સ. ખાંડેકર, અનુવાદકો —પ્રો. બિપિન ઝવેરી અને શ્રી કાન્તિ ભરૂચવાલા, પ્રકાશક મે. એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, કિં. રૂ. ૩-૦-૦.

૬. શ્રી. ખાંડેકરની લોકપ્રિય નવલકથા 'સુખાચી શોધ' નો આ ભાવવાહી સુંદર, સરળ, પ્રવાહી ભાષામાં સફળ અનુવાદ છે, કૌટુંબિક સ્નેહ, દાંપત્ય પ્રેમ, દેશસેવા અને પરિચિત જીવનના પ્રશ્નો રસિક વાર્તામાં ગુંથી લેવામાં આવ્યા છે સ્પષ્ટ, સુરેખ પાત્રો રજુ કરતી નવલકથા વાચકનો રસ સાદ્યંત જાળવી રાખે છે કવર પર આપવામાં આવેલું શ્રી માલીનું ચિત્ર ત્રણે મુખ્ય પાત્રોનું વ્યક્તિત્વનું સ્પષ્ટ નિદર્શન કરાવે છે અનુવાદકોએ મૂળ નવલકથાનું નામ ફેરવ્યું છે તેનું કારણ અમને સમજાયું નથી.

ફૂલગંગા—લે. શ્રી. અવિનાશ વ્યાસ, કિં. રૂ. ૦-૮-૦ પ્ર. મે. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઇ, ૨.

ગુજરાતણોને ગરબા, ગરબાની કેટલી ભૂખ જાગી છે અને તે આવાં પુસ્તકોથી સંતોષાય છે. આ ગરબા ગરબીઓમાં કાવ્ય તત્વ છે કે નહીં તેની ચર્ચામાં ઉતર્યા સિવાય એટલું સ્પષ્ટ માલુમ પડે છે કે જેને માટે એ લખાયાં તેમને એ ગમી ગયા છે અને સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ કરવી પડી છે તે એની લોકપ્રિયતાનો સચોટ પુરાવો છે. રસિકતા જાળવી સામાન્ય જનતાને ગમતાં લખાણો આપવાં એ સાહિત્યની સેવા જ કહી શકાય.



એક મિત્ર– માથા પર આટલાં દેવાં સાથે તમે કેવી રીતે ઊંઘી શકો છો?
બીજો મિત્ર– હું તો નિરાંતે ઊંઘું છું પણ મારા સાહુકારો કેમ ઊંઘી શકતા હશે?

× × × ×

ચુંટણીની એક સભામાં ભાષણ કરતાં એક ઉમેદવારે કહ્યું, "હું ચુંટાઇશ તો દરેકને કામ મળે એવા પ્રયત્નો કરીશ." "કોઇ પણ રોજી વિનાનો રહેશે ન એમજ." એક અવાજ "ત્યારે અમે બીજા ઉમેદવારને ચુંટીશું."

# તમે જાણો છો?

## બચત મંડળો અને અધિકૃત આડતીયાઓજ નાની બચત યોજનાના આધાર સ્તંભો છે.

## તેમના

કામકાજ તથા સુકોશલ્યથીજ યોજનાનો બહોળો લાભ આમ જનતા લઈ શકશે અને યોજનાના મુળ સિધ્ધાંત પ્રમાણે યોજના સફળ થઈ શકશે. ગામેગામે અને મહોલ્લે મહોલ્લે આમજનતાને બચતની સુટેવ લગાડવા માટે; સ્વાવલંબી અને સ્વાશ્રયી બનાવવા માટે ગામના નગરશેઠ અગર તો પંચાયતના અધ્યક્ષના પ્રમુખપણા નીચે બચત મંડળો સ્થાપો અને ગામવાસીઓને મંડળના સભાસદ બનાવો.

સમયાનુસાર નીયમીત રોકડ બચત કરો અને બીજાઓને તેમ કરવા સમજાવો અને દોરાવવો.

## તેમાં

દિનપ્રતિદિન ઉમેરો કરો. પોતાના તથા દેશના હુન્નરઉદ્યોગોની ખીલવણીમાં સહકારે મદદ કરો. નજીવી બાબતથીજ મોટી રકમ ભેગી થઈ શકશે.

## માટે

કરેલી બચતના બચત મંડળ મારફતે ૦-૪-૦ ૦-૮-૦ અગર ૧-૦-૦ ની કિંમતના નેશનલ સેવિંગ્સ સ્ટાંપ ખરીદો અને મફત મળતા બચત કાર્ડ (પત્ર) ઉપર ચોંટાડો બચતપત્ર ઉપર રૂા ૫-૦-૦ ભેગા થયે બદલામાં બચત મંડળના અધિકૃત આડતિયા મારફતે નેશનલ સેવિંગ્સ સર્ટીફીકેટ ખરીદો અને એકના દોઢા બનાવો.

(બચતમંડળો કેવી રીતે સ્થાપવા તે સંબંધી વધુ હકીકત માટે પ્રકાશન કચેરી વડોદરા તરફ લખો)

# તમારી જા. ખબર ગુજરાતના લોકપ્રિય માસિક 'પૂર્ણિમા' માં આપો.

જુનું માસિક પૂર્ણિમા સજીવન થતા જ ગુજરાતી વાંચક વર્ગમાં આદર પામી લોકપ્રિય બની ચૂક્યુ છે. સાક્ષર શ્રી રમણલાલ દેશાઇ. પ્રિન્સિપાલ કોન્ટ્રાક્ટર. પ્રો. કામદાર. શામળદાસ. કોલેજના ડૉ. મોદી, શ્રી મણિભાઈ દ્વિવેદી. શ્રી ઈન્દુલાલ ગાંધી વગેરે, પ્રથમ પંક્તિના લેખકોના નિયમિત લેખોથી શરૂઆતથી જ માસિકે પોતાને માટે અનોખુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. અને ઘણાં સરકારી કુટુંબો ઉપરાંત શાળા, કોલેજ, અને પુસ્તકાલયો તેના ગ્રાહકો બન્યા છે. પૂર્ણિમા મહાગુજરાતમાં સત્કાર પામ્યું છે, એટલુ જ નહિ પણ આફ્રિકા, ફીજીમાં સારી સંખ્યામા ગ્રાહ મેળવી શકવા ભાગ્યશાળી નીવડ્યું છે.

જાહેર ખબર આપનારાઓ ખાસ કાળજી રાખી તપાસે છે કે વાચનિક કયા વર્ગમાં વસાય છે. તેમને જણાવતા અમને ખુશી ઉપજે છે કે પૂર્ણિમા મધ્યમ અને ઉચ્ચ વર્ગમા પ્રચાર પામ્યુ છે. એ વર્ગોની ખરીદ શકિત સારી છે. અને તેથી પૂર્ણિમા આવેલી જા. ખ સવિશેષ ફાયદાકારક નિવડે છે. એક જ અજમાયશથી ખાત્રી થશે.

## જાહેર ખબર ના ભાવ

| | |
|---|---|
| એક વખતનાં આખા પાનનાં | ૪૦—૦—૦ |
| ,, ,, ½ ,, | ૨૨—૦—૦ |
| ,, ,, ¼ ,, | ૧૨—૦—૦ |
| ,, ,, ⅛ ,, | ૭—૦—૦ |

વધુ માટેપૂછો યા લખો

સંપાદક,

'પૂર્ણિમા'

આનંદપુરા, વડોદરા



# પૂર્ણા



॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

નવી સીરીઝ પુસ્તક ૧ ] જાન્યુઆરી, ૧૯૪૭ [ અંક ૧

## કોણ આર્થર મેઇલી ?

ઑસ્ટ્રેલિયાનો પ્રખ્યાત ગુગલી બોલર આર્થર મેઇલી પોતાની વિરુદ્ધ જતી એક વાત કરે છે તે એક વખતે કોઈ ગામડે ગયો હતો તે ગામ તરફથી પડોશના ગામ સામેની ક્રિકેટ મેચમાં ઉતરી હરિફ ટીમમાં એક સુથાર રમનાર હતો તેણે આવી આમ તેમ બેટ વીંઝવા માંડ્યું અને મેઇલીની બોલિંગની પણ સખત ખબર લઈ નાખી અને ૯૮ રન ઠોકી દીધા. મેઇલીની બોલ સામે સુથારનો જોડીદાર રમતો હતો. સુથાર મેઇલી બોલ કરે તે છેડે ઊભો હતો સુથાર મેઇલીને ઓળખતો ન હતો. તેણે મેઇલીને પૂછ્યું, " અમે આટલા બધા રન કરીએ છીએ તો તમે તમારા ટેસ્ટ ખેલાડી મેઇલીને બોલ કેમ નથી આપતા ? મેઇલીએ જવાબ આપ્યો, "તે વિષે મારે કંઈ કહેવાનું નથી, પણ મેઇલી પાસેથી હવે બોલિંગ કેમ મુકાવી લેવામાં આવશે તે હું જાણું છું." ત્યારે જ સુથારે જાણ્યું કે ટેસ્ટના ખેલાડીઓને મુંઝવનાર મેઇલી બોલ કરતો હતો. સુથાર-નો જોડીદાર એક રન લઈ આ છેડે આવ્યો અને હવે સુથારને ખબર હતી કે તે કોની સામે રમે છે. તે પહેલા જ બોલે આઉટ થઈ ગયો જો આપણે લઘુતાભાવ છોડી દઈએ તો આ સુથારે બતાવેલી રમત ઉપરથી આપણે સ્પષ્ટપણે સમજી શકીએ કે ક્રિકેટ સિવાયનાં અન્યક્ષેત્રોમાં ઘૂમતા મેઇલીઓની બોલિંગનો પણ વિવેક અને હિમ્મતથી આપણે સફળતાપૂર્વક સામનો કરી શકીએ.

ર. પ. મ.



# એક અતિથિ

એક અતિથિને આંગણે દીઠો.
ભિક્ષાનું પાત્ર ન્હોતું એના હાથમાં, ચીપીઓ કે ન્હોતો વેષ,
પહેર્યું હતું એતો દેખાતું યે ન્હોતું, ન્હોતા લટુરિયા કેશ;
માત્ર અવાજ એનો હતો મીઠો,
એક અતિથિને આંગણે દીઠો.

એનું'જ આપેલું આપવું'તું એને, માગવું'તું એને અન્ય,
નિર્ધન માનવીની એણે માડી'તી આજ કસોટી અનન્ય;
સાજ પછી તોય એ નવ ઊઠ્યો,
એક અતિથિને આંગણે દીઠો.

એની સવારને સાંજ ન્હોતી, તેમ સાંજને ન્હોતી સવાર,
નીંદરને મીઠે સોણલે ખોળ્યો આતમનો અણસાર;
અણદીઠો, અણમોલ અબૂઠો,
એક અતિથિને આંગણે દીઠો.

•

ઈન્દુલાલ ગાંધી



# ત્રણ મિનિટનો મેળાપ

કુદી દોડી આવી પ્રિતમ મળવા સ્ટેશન પરે,
"કહો કેવા છો જી ?" ખબર પૂછીને ઉત્સુક બની.
"પ્રિયા સુખી છો ને ?" ઉલટ તમને પ્રશ્ન જ કીધો,
ન આપે પ્રેમીઓ અધીર બનવા ઉત્તર કશો ૧
કરી દ્રષ્ટિ એકી, પલક ન પડે નીરખી રહી,
ખસે હસ્તે હાથી, કર મૃદુ તને ફેરવી લઈ.
કપોલે પંપાળી, ઉભય વદને સ્મિત પ્રસરી,
ઉતારૂ લોકોને ભૂલી જઈ પ્રિયે ચુમીજ લીધી. ૨
ન ચાલે ગાડી તો ઉભય પ્રભુથી લાડ નીરખી,
પ્રીતિની વાતોમા દરકત નહિ ગાડી ચલતી,
વિના લેવા દેવા દુર્જન બળે પ્રેમ નીરખી,
સદા સાધુ રાચે નિર્મળ પ્રીતિનાં દ્રશ્ય પેખી, ૩
વહી મિનિટોને ત્રણ ઘડી છતો વીતીય ગઈ,
વિના ઇચ્છા ધીમે ફરજ વળગી ગાડી ઉપડી,
ઊભી ખૂસ્લાદ્વારે પિયુ નિરખતો દોટ તનુની,
દયા વિના યત્રો તનુ છુતી જતાં નિર્દય બની. ૪
ઉખાડે ચોંટેલા હૃદયહૃદયો જોર કરીને,
ચીરી વિખૂટા તો રહમરહિતા ગાડી કરવી,
પ્રિયાપિયુ નીખેં નજર કરીને છેવટ સુધી,
બીડાયું દ્વારે ત્યા અસમજુ પિયુ માની અવરે. ૫
મહાપીધો ઊઠયા મગજ ફરતું શૂન્ય બનીને,
વિચારોઉછાળા મગજ ઉભરે ભાન ભૂલીને,
વિના બોલ્યા ચાલ્યા મૂઢ બની ત્યહા બેઠક લીધી,
તનુ પ્રિયાસ્થિતિ ખબર ન પડી સોંપી વિભુને. ૬
કલાકે બે ભાગ્યો, મનમથન તો પૂરૂ નવ થયું,
દશ્યા શું વિયોગો? મિલન ટકવા ના કથમ સદા?
સદા ઝંખે સાથી વિરહી બનતા સાંસખમો ?
પ્રભુના ગૂઢાર્થો અકલિત ગણી દુખ સહી લો ૭

શા. ચ

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો



૧

રમણલાલ વસંતલાલ દેસાઈ

પૂર્ણાના તંત્રી મને આત્મકથા લખવા ઉત્તેજે છે.

વચમાં પણ કદી કદી આવી માગણીઓ થઈ છે. હેન્રી ફોર્ડની આત્મકથા વર્ષો પહેલાં મેં ગુજરાતીમાં ઉતારી. 'મ્હારું જીવન અને કાર્યક્ષેત્ર' એવું એ પુસ્તકનું મથાળું હતું. મને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો ન હતો કે એ પુસ્તકને મ્હારી અંગત કથા તરીકે ગણી વાચકો એમાં રસ લેવા તત્પર થશે! પરંતુ એમ બન્યું જ, અને મ્હારી આત્મકથા મ્હેં પ્રસિદ્ધ કરી હોય એવો ભ્રમ પણ ઉપજ્યો! એ પુસ્તકની માગણીઓ આવવા લાગી!

હું ઝંખવાણો બન્યો. આજ સુધી મને એમ લાગ્યું નથી કે આત્મકથા લખવા સરખું મહત્વ મ્હારા જીવનમાં હોઈ શકે. કોઈ પણ સામાન્ય માનવી કરતાં મ્હારામાં એવું કશું જ વિશિષ્ટ નથી કે જેને પ્રગટ કરી હું કોઈને પણ દોરવણી આપી શકું. આ નમ્રતા નથી, નમ્રતાના રોગ નીચે સંતાયલું અહં નથી એ સાચામાં સાચી વાત છે. આત્મકથા તો કોઈ નર્મદ લખે જેના જીવનમાં પ્રેમશૌર્ય છલકાતું હોય. આત્મકથા કોઈ મણિલાલ નભુભાઈ લખે જેના જીવનમાં અભેદ માર્ગે પ્રવાસની કેડીઓ પડી હોય. આત્મકથા કોઈ ગાંધી લખે જેને જીવનની ક્ષણે ક્ષણ સત્યના પ્રયોગોમાં જ વીતાવવી હોય. આત્મકથા કોઈ મુનશી લખે જેનું જીવન રંગ, સાહસ અને કલ્પનાના કંપ અનુભવી રહ્યું હોય. દયારામ ગાય છે કે

'...છે અગમી રે વાત એક પ્રેમતણી'

એને બાજુએ મૂકતાં શૌર્યના પ્રસંગો ખાસ બન્યા લાગતા નથી. બે વિશ્વયુદ્ધ રચાયાં તેમાંથી એકમાં સૈનિક તરીકે હું જોડાયો નથી. પથ્થરવાળાને ધમકાવવા ઉપરાંત—અને તે પણ બહુ સફળતાપૂર્વક નહિ—શૌર્યદર્શનનો વધારે મ્હોટો મોકો મળ્યો નથી. બધા જ માર્ગ અભેદ લાગતા હોય ત્યાં અભેદ માર્ગનો પ્રવાસ શી રીતે શક્ય બને? યોગસાધના, તલ્લીનતાભરી ભક્તિ અગર તત્વચિંતનદ્વારા પ્રભુને પીછાનવાની પણ હજી પુરસદ લીધી નથી. અને હરિનો મારગ તો શૂરાનો જ ને! કોઈ સત્ય સેવન થયું હોય તો તે અકસ્માત તરીકે. પ્રયોગશીલતાનો એમાં અભાવ જ રહેતો. બાકી જગતનાં અજ્ઞાનમાં ઉમેરો કર્યાના પ્રસંગો ડગલે પગલે નોંધી શકાય એમ છે! જીવનમાં કોઈ રંગભરી મોજ માણી હોય—અરે આનંદનો પણ આભાસ લઈને—એવું કંઈ બન્યું નથી. બીજાઓ બેસી આખું આખું સ્વપ્રયત્નથી ઘડ્યું એ મ્હારી મ્હોટામાં મ્હોટી મોજ! સાહસમાં સરકારી નોકરી! અને કલ્પનાના કંપમાં થોડી ચોપડીઓ લખી ગુજરાતને માથે મારી એ! આવા સામાન્ય જીવનને કથા કેવી? જેણે રણમેદાન ખેડ્યાં હોય, જીવન સમર્પણ કર્યાનો લ્હાવો લીધો હોય, શાહો અને ફકીરોની દોલત ભેગી કરી તેને ફેંકી દીધી હોય, સૂર્ય ચંદ્રને હાથમાં ઉછાળતી વિરાટ કલ્પનાને પોતાની બનાવી હોય, સમાજનાં નવસર્જન કર્યાં હોય કે વિપ્લવો રચી જુનવાણીને તોડી ફોડી નાખી હોય એવાની આત્મકથા શોભે. [illegible] અગ્નિ પણ શોભે. બાકી મ્હારી અંગત વાતો, તો 'ખાધું, પીધું અને મોજ કરી' [illegible] લાંબી કે રોચક નથી.

બાળક પૂર્ણત વર્તમાનમાં જીવે છે. આ ક્ષણ એ એની જીવંત ક્ષણ છે.-યૌવન ભવિષ્યમાં જીવે છે. અમર આશા એ યૌવનનું સત્ય. એ એ સ્વપ્ન સર્જે છે અને તેની સિદ્ધિમાં જીવન જીવે છે. વાર્ધક્ય જીવે છે એનાં સંસ્મરણોમાં—જો એને જીવન કહી શકાય તો. ભૂતકાળમાં નજર નાખ્યા કરવી એ વૃદ્ધાવસ્થાનું પરમ લક્ષણ. બની ગયેલા બનાવોનું સંગ્રહસ્થાન રચી એ જોયા કરવું અને સહુને જોવાનો આગ્રહ કર્યા કરવો એ વૃદ્ધોની સહુને કંટાળો ઉપજાવતી મોજ જાણીતી છે અને આથી જ યૌવન વાર્ધક્યથી નાસતું ફરતું રહે છે એ સત્ય પણ જાણીતું જ છે. સામાન્ય માનવીની આત્મકથા એટલે વાર્ધક્યનો લવારો એમ કોઈ કહે તો ખોટું નહિ. સાંભળનારને ગમે કે ના ગમે તો પણ પ્રસંગમાં કશું મહત્ત્વ હોય કે ન હોય તો પણ ભૂતકાળની ભૂતાવળ ઊભી કરી વાર વાર સહુની આંખ તે તરફ ખેંચવા મથવું એ એક વૃદ્ધ વ્યવસાય જાણીતો છે.

અને મ્હારા મિત્રોએ ચારેક વર્ષ પૂર્વે મ્હારો વનપ્રવેશ ઉજવી ઝડપથી આવતી વૃદ્ધાવસ્થા પ્રત્યે મ્હારું ધ્યાન દોર્યું હતું ! મ્હારા પ્રત્યેની મમતા એમાં જરૂર હતી. છતાં એ સૂચન પાછળ સત્ય હતું એ હું વિસરવા મથું તોય કુદરત મને તે વિસરવા દે એમ નથી જ. ભૂતકાળમાં દૃષ્ટિ નાખી જીવન જીવનારની જમાતમાં હું દાખલ થતો જાઉં છું—થઈ ચૂક્યો છું એની સાક્ષી કુદરતે મ્હારા દેહ ઉપર સ્થાપવું શરૂ કરી દીધું છે. એટલે આત્મકથા લખવાનો—ભૂતકાળની ભસ્મ બનેલાં પડને ખોળવાનો મ્હારો હક્ક શું સ્વીકાર પામે છે ?

મને કદી કદી ‘સાક્ષર’ કહેવામાં આવે છે. પત્રો ઉપરનાં સિરનામામાં પણ વખતે મને ‘સાક્ષર’ની ઉપાધિ લગાડવામાં આવે છે. આપણું પાતળું, સાચું ખોટું લખનાર પ્રત્યેક વ્યક્તિને ‘સાક્ષર’ કહેવામાં સત્ય કરતાં વિવેક અને સૌજન્યનો વધારે ઉપયોગ હોય છે. સૌજન્ય સત્ય કરતાં ઊતરતું નથી. સૌજન્યરહિત સત્યનો ભાગ્યે જ ઉપયોગ હોય. રા. રા. લખવાનો વિવેક આપણે જરૂર વાપરીએ છીએ—પછી જેને એ લખીએ તે રાજમાન્ય કે રાજશ્રી ન પણ હોય. સાક્ષર લખવાનો વિવેક પ્રત્યેક લેખક માટે આપણે જરૂર કરીએ, પછી એ લેખકમાં સાક્ષરત્વ હોય કે ન હોય. સાક્ષર કહેવાને યોગ્ય અભ્યાસ, વિદ્વત્તા, ચિંતન કે દર્શન મ્હારામાં નથી એમ વારંવાર જાહેરમાં અને ખાનગીમાં મ્હેં સાચા હૃદયથી કહ્યું છે. મને સાક્ષર કહેવાથી સાક્ષર શબ્દની કિંમત ઘટી જાય એમ છે. પરંતુ વિવેક ખાતર વપરાતી ઉપાધિ અને સુરુચિ ઉપજાવતી ખીજ—ખીજમાં પડેલાં ઉપનામ—જલદી ભૂંસી શકાતાં નથી. એટલે એમાં વ્યક્તિગત સ્વીકાર અસ્વીકારનો પ્રશ્ન રહેતો નથી. જૂના કહું છું ત્યોય ‘સાક્ષર’ની ઉપાધિ સાહિત્યમિત્રો લગાડે છે અને વનપ્રવેશ પછી હું વૃદ્ધાવસ્થામાં જ પ્રવેશ કરતો હોવાથી મને ‘વયોવૃદ્ધ સાક્ષર’ તરીકે સંબોધવામાં આવે તો તેની નવાઈ મ્હારે હવે માનવી ન જોઈએ. ઘણા વિદ્વાનોનું ઓળખાણ અપાતી વખતે તેમને ‘વયોવૃદ્ધ-વિદ્વાન’ કે ‘વયોવૃદ્ધ સાક્ષર’ તરીકે ઓળખાવાય ત્યારે મને હસવું આવતું. વયોવૃદ્ધતા એ શું કોઈ વિશિષ્ટ ગુણનું લક્ષણ છે શું ? એવો મને રમુજ ભર્યો પ્રશ્ન થતો. વયોવૃદ્ધને વયોવૃદ્ધ કહેવાથી આનંદ થતો હશે કે કેમ એ પ્રશ્ન વિવાદ ભર્યો છે—કદાચ વિખવાદ ભર્યો પણ હોય. પરંતુ માત્ર સાક્ષર નહિ, વયોવૃદ્ધ સાક્ષર કહેવાની—અણી ઉપર જ્યારે હું આવતો ગયો હોઉં ત્યારે મને લાગે છે કે સાક્ષર તરીકે મ્હારો લખવાનો હક્ક તો સાબિત છે જ; ઉપરાંત ‘વયવૃદ્ધિ સાથે બાધિ નહિ’ તો ભૂતકાળ વિષે બબડાટ કરવાનો પણ મને હક્ક છે ! નહિ ?

# આયોજન અને ઉત્પાદન



મણીલાલ ડી. શાહ

હિંદમાં જે આયોજન પ્રવૃત્તિ ચાલી રહી છે તે બધાનો મુખ્ય હેતુ માલનું ઉત્પાદન વધારવાનો છે કારણ કે તેમાંજ લોકોના મોટા ભાગની આબાદી સમાયેલી છે જો આ યોજના વિના ઉત્પાદનની યોજના અવ્યવસ્થિત રીતે ચાલવા દેવામા આવે તો ઉત્પાદનમાં જરૂર ઘટાડો થાય. આપણે એકજ દાખલો લઇએ. સને ૧૯૪૫–૪૬ દરમિયાન સુતરાઉ કાપડ, શણની બનાવટો કાગળ, ચા અને ખાંડનું ઉત્પાદન અનુક્રમે ૪૭,૨૫૦ લાખ વાર, ૧૦.૮ લાખ ટન, ૧૪.૬ લાખ હંડ્રેડવેટ, ૪૩૦૦ લાખ રતલ અને ૯.૫ લાખ ટન હતુ, જ્યારે સને ૧૯૪૪–૪૫ દરમિયાન આજ ઉત્પાદનના આંકડા અનુક્રમે ૪૬,૯૫૦ લાખ વાર, ૯.૯૯ લાખ ટન ૧૪.૭ લાખ હંડ્રેડવેટ, ૪૦૬૦ લાખ રતલ, અને ૯ ૭ લાખ ટન હતા.

ઉપરોક્ત આંકડાને વિગતવાર તપાસીએ તો જણાય છે કે છેલ્લાં બે વર્ષ દરમ્યાન ઉત્પાદનના આંકડાઓ સામાન્ય રીતે એક સરખાજ રહ્યા છે અને પ્રગતિ સાધી શક્યા નથી. જોકે યુદ્ધ પુરૂ થયુ છે અને હિંદના ઉત્પાદનના વિકાસને રૂંધતાં તત્વો દૂર થયાં છે તોપણ આપણું ઉત્પાદન વધી શક્યુ નથી. છેલ્લામા છેલ્લી માહિતી પ્રમાણે જણવાનું મળે છે કે સને ૧૯૪૬—૪૭ દરમ્યાન ઉત્પાદનનો આંકડો હજુ નીચો જશે અને બજારમાં વસ્તુઓની વધારે અછત જણાશે.

આ પ્રસંગે બે પ્રશ્નો વિચારણા માગી લે છે. (૧) ઉત્પાદન શામાટે ઘટતુ જાય છે. અને (૨) તેને ઘટતુ અટકાવવાના ઉપાયો શું છે ? યુધ્ધ દરમ્યાન તો હિન્દી ઉત્પાદનને કોલસાની, માણસોની, રસાયણની, કાચા પદાર્થોની અને વ્યવહારના સાધનોની તગીનો સામનો કરવો પડયો હતો. હવે તો આ આપત્તિઓ ઘણે અંશે દૂર થઇ છે. કારખાનાઓના ભાગે જતો કોલસાનો જથ્થો જે સને ૧૯૪૩ દરમ્યાન ૨૨૫ લાખ ટન હતો તે સને ૧૯૪૫ દરમિયાન ૨૫૫ લાખ ટન થયો છે સને ૧૯૪૬ દરમિયાન તો હજુ પણ વધારે જથ્થો મળી શકશે.

કારખાનાઓ માટે મજૂરો અને તાલીમ પામેલા નિષ્ણાતો પણ વધારે પ્રમાણમાં મળી રહેશે કારણ કે હિન્દી લશ્કર તથા સરકારી કારખાના અને ડેપોમાંથી મોટા પ્રમાણમા માણસોને છૂટા કરવામાં આવે છે કાચો માલ અને રસાયણનો જથ્થો હતો હિંદમાં તેના ઉત્પાદનને મળેલા વેગને પરિણામે અગર બહારથી આયાત થવાને કારણે વિપુલ પ્રમાણમાં જરૂર મળી શકે. લશ્કરી સત્તાવાળાઓએ વધારે પ્રમાણમાં નાગરિક ઉપયોગ માટે વેગનો છૂટાં કર્યાં છે. આથી હિન્દી રેલ્વે આવુ વધારે પ્રમાણમા ઉત્પાદનના કાર્યને વેગ આપી શકે એમ છે.

પરંતુ એક તરફ આ યુધ્ધકાલીન મુશ્કેલીઓને ધીમે ધીમે ટાળવામાં આવે છે ત્યારે બીજી બાજુએ આ મુશ્કેલીઓ કરતાં પણ વધારે ખતરનાક આફતો ઉત્પાદનના વિકાસને રોકી રહી છે. અને જો આ આફતોનો સંતોષકારક ઉકેલ ન થાય તો ઉત્પાદનને જબરો ધોકો લાગશે એમાં જરાય શક નથી.

યુધ્ધ શરૂ થયુ તે વખતેજ હિંદના કેટલાક કારખાનાઓમાંના યંત્રો જૂના પુરાણા હતાં. યુધ્ધના વધારે પડતા ભારણને પરિણામે હવે તેઓ એવી દશાએ પહોચ્યા છે કે તેઓ વારવાર બંધ પડી જાય છે સાથે સાથે તેમની ગતિ પણ મંદ થતી ચાલી છે. જો આ યંત્રોને બદલે

નવા યંત્રો આવવામાં નહી આવે તો ઉત્પાદનનો આંકડો કેટલો નીચો જશે એ કહેવું મુશ્કેલ છે.

આ ઉપરાંત ઉત્પાદનને વેગીલું બનાવવા માટે નવાં કારખાનાંઓ કાઢવાની જરૂર છે અને તે માટે નવા યંત્રોની આયાત પ્રાથમિક પગલા તરીકે આલેખી શકાય. આપણા માટે નવા યંત્રો મેળવવાં એ એક મુશ્કેલ પ્રશ્ન છે કારણકે આ યંત્રો હિંદમા બનતાં ન હોવાથી આપણા તો તેમની આયાત ઉપર આધાર રાખવાનો હોય છે. યંત્રો બનાવનારા દેશો જેવા કે ઇંગ્લાંડ, અમેરિકા, ઝેકોસ્લોવેકીઆ, સ્વીડન, સ્વીટઝર્લેન્ડ, કેનેડા અને ઓસ્ટ્રેલીયા પાસે નવા યંત્રોની માગણીઓ એટલી બધી આવીને પડી છે કે તેઓ હવે હિંદની માગણીઓ તરફ વધારે ધ્યાન આપી શકે તેમ નથી.

આમ છતાં પણ જો યંત્રોની માગણીઓ થોડેક અંશે સ્વીકારાય તો તેના બદલે આપવાના ડૉલરો પણ આપણી પાસે પુરતા જથામાં નથી. વળી યંત્રોની કિંમત અત્યારે સામાન્ય સમય કરતા આશરે ચાર ગણી વધી ગઇ છે. આ સઘળી બાબતોનો વિચાર કરતાં હિન્દી ઉત્પાદન વિદેશીય ઉત્પાદનના મુકાબલે ઘણું મોંઘુ પડી જાય.

હજુ એક માર્ગ છે હિન્દી સરકાર આપણા ઉત્પાદનને મદદ કરી શકે. જો એક નિષ્ણાત ટ્રેડ ડેલીગેશન પરદેશ મોકલવામાં આવે તો કદાચ ટુંક સમયમાં અને સત્વરે યંત્રોની આયાત શક્ય બની શકે. સ્વતંત્ર હિંદ પરદેશ સાથે છુટથી વેપાર કરી શકશે કારણ કે તે વખતે બ્રિટીશ દખલગીરીનો અંત આવ્યો હશે. ભૂતકાળમાં તો હિંદમા થતી આયાત પણ બ્રિટીશ સરકારના વેપાર ઉદ્યોગની હિતની દ્રષ્ટિએ થતી હતી. હવે તેમ નહિ બને. જો યંત્રો બનાવનારા દેશો આપણી સાથે સહાનુભૂતિથી વર્તે તો જરૂર આપણે આપણી જરૂરિયાતો પૂરતું ઉત્પાદન કરી શકીએ.

પરદેશમાં તૈયાર થતા માલ માટે પણ હિંદ એક વિશાળ બજાર છે આમ હોવાથી આપણા વેપારની સધ્ધરતા સંગીન છે. હિન્દી સરકાર આયાત થતા માલ માટે પરદેશી ચલણનો જથો છૂટો કરે એ અત્યંત જરૂરી છે

કિંમતના ઉંચા ધોરણનો પ્રશ્ન હિન્દી સરકાર નાણાકીય મદદ આપી ટાળી શકે એમ છે. આવી રીતની નાણાંની મદદ બીજા દેશોમાં આપવામાં આવે છે અને આ વસ્તુ અર્થશાસ્ત્રના સિધ્ધાંતોને અનુસરતી છે. જો આપણા ઉદ્યોગો 'ઉત્પાદનવિહોણા' બને તો, ખરીદનાર, કર આપનાર, મજુર અને કાચો માલ પૂરો પાડનાર દરેકને નુકશાનજ થાય ને ! ત્યારે તો એ સ્પષ્ટ રીતે જણાય છે કે કોઇપણ પ્રકારે આ બધાના હિતની ખાતર ઉત્પાદન તો ચાલુજ રાખવું જોઇએ. જો સરકારી નાણાકીય મદદ મળે તોજ હવે આ ઉત્પાદનનો પ્રવાહ ચાલુ રહી શકે તેમ છે. હાલના થોડાક વર્ષોમા સરકારની પ્રવૃત્તિઓ અનેકધા વધી છે અને તેથી ઉદ્યોગની પ્રગતિ અસરકારક બને એ જોવાની જવાબદારી પણ હવે તો સરકારનીજ ગણાય છે. આ પ્રશ્નનો નિકાલ કેવળ સરકારી નાણાકીય મદદથીજ થઇ શકશે એ માટે બે મત છેજ નહી.

---

પૈસો ! પૈસો મેળવતા શ્રમ પડે છે, સાચવતાં ચિંતા રહે છે, ખરચતાં પાપ લાગે છે, અને ખોવાતાં દુઃખ થાય છે

× × × ×

પૈસે ! પૈસો બહુ ઉંડો છે એ બહુ ઇન્દ્રિ વિના પાંચ ઇન્દ્રિનો ભાગ્યેજ ઉપયોગ થતો નથી.

× × × ×

વૈજ્ઞાનિક શોધખોળ કરનારને ધનિકો ગણા જાય છે

× × × ×

અમારો ડાક્ટર ! મહાન ડાક્ટર. નહિ પીધેલું હોય ત્યારે ઉત્તમ ચિકિત્સા કરે અને પીધુ હોય ત્યારે ઉત્તમ ઓપરેશન કરે

# "મહાપુરુષ"

❋

રણછોડજી પરાગજી મહેતા

એક દિવસે સવારે ચ્હા પીતાં મારાં શ્રીમતીને કહ્યું, "તું જાણે છે કે ? હું મહાપુરુષ છું." મારું આ કથન સાંભળી તેના હાથમાંનુ વાસણ સરકી ખડખખીજ કરતું નીચે પડયું અને ભયથી વિહ્વળ નજરે મારા પ્રત્યે જોવા લાગી અને પૂછ્યું, "શું બોલ્યા ?" મેં ફરીથી ભારપૂર્વક તેને જણાવ્યું, "હું ઘણો મોટો માણસ છું" મારું મગજ અસ્થિર થઇ ગયું છે એવી તેને ઉદ્દભવેલી શંકા આ પુનરુક્તિથી દૃઢ થઈ

"ભલા, તમે મોટા થતા ? નથી તમારું બોલવાનું ઠેકાણું, નથી ચાલવાનું ઠેકાણું અને કપડાં પહેરવાના તમારા ઢંગ જૂઓ ! તે મોટા કેમ કરીને થઇ ગયા ? કોઇ બીજું મ્હેણું હાથ જોડી કાઢયું ?" તેણે પૂછ્યું.

મારી શ્રીમતી કાવ્યરચનાને મ્હેણું ટાણું જોડકું કહે છે. એવાં જોડકણાં રચી કોઇ મહાન ન થઇ શકે એવી તેની ચુસ્ત માન્યતા છે

"પણ તને મ્હેણાં ટાણાં નથી ગમતાં ?"

કુસુમોની મધા વિવિધ રંગમાં ભરી આપું,
સુગંધીદારો શી ફૂલ વીણી પ્રિય શિરે જ ચૂંટું,
રચું તારી કાયા નવીન ફૂલનાં વસ્ત્ર વણીને,
અને તારા પગે કુસુમગણની જાજમ કરું

એકવાર તારાથી પણ કહેવાઇ ગયું હતુ કે આ શ્લોક તને ઘણો ગમ્યો હતો.

શ્રીમતીએ સ્હેજ હસી વિરોધ કર્યો, "જાવ, પણ આવું આવું કઇ જોડો નહિ તો સારું. પેલી કહી તો મારી બધી બ્હેનપણી મારી સમક્ષ ફરી ફરી ગણગણે છે."

"કઇ ?"

"અરે પેલી ગમ્યુ—ગમ્યું છે તે !"

"હા, હા," મેં કહ્યું,

ગમે બોલ્યું, ચાલ્યું, વદન ગમતું, ગાણું ગમતું,
ગમે તારા ઠેકા, જરી હઠ ગમે, રોષ ગમતો,
ગમે સાડા ચણિયા, ફરફરી રહી વેણી ગમતી,
પ્રિયા રૂપથી વરતું અનુપમ રૂપમાં ભાર રીસની.

એજ ને ?

"હવે મ્હેણાં ટાણાં રચશો નહિ એવો ગીત ગાનારીઓ લગ્નમાં ફટાણાં ગાય તેની સાથે જોડકણાં જોડી કોઇ મહાન ન થઇ શકે"

મારી અભણ પત્નીનો આ અભિપ્રાય હું બદલી શકુ એમ નથી. એની નિરક્ષરતાથી હું બીલકુલ નારાજ નથી. સમાન ગુણોવાળાં સારાં દંપતી નીવડે એમ હુ માનતો નથી સમાન ગુણોને લઇને વર વહૂને લડવા માટે ઘણુ પ્રસંગો જાગે એમ હું માનુ છું, મારી ત્રૂટિઓ મારી

પત્નીમાં નથી અને તેની ઉણપતા મારામાં નથી. અમારી ઉણપતા અસમાન્ય છે એટલે અમે એક બીજાને નભાવી લઈએ છીએ.

" પણ આજે હું તો ખરો મહાપુરુષ બન્યો છું "

મારાં બ્હારોથી મારી પત્ની ચમકી ઊઠે છે પણ આજે તો તેને ખાત્રી થઈ ચૂકી કે મારી મગજ ચસકી છે. તે બિચારી મારી સામે આવી બેસી ગઈ અને બોલી, " તમે શાંતિથી કહો. હું સાંભળીશ " તેને લાગ્યું કે મગજના મિજાજના ઉભરા બ્હાર પડી જતાં તે કંઇ સ્વસ્થ થશે.

મારી પત્નીની મારા માટેની તેની આ શુશ્રૂષા જોઈ હું મારા જીવનને ધન્ય માનવા લાગ્યો. કોઈ અંગ્રેજી 'બેરીસ્ટર' થયેલી છોકરી પરણ્યો હોત તો મારું આજનું કથન તેને છૂટા છેડા લેવા માટે પૂરતું કારણ છે એમ તે તરત નિશ્ચય કરત. આથી મને કોઇ જૂનવાણી સમજી સ્ત્રીને ગુલામ દશામાં રાખનાર સમજો ન કહેશો. મારી સ્ત્રીની સ્વતંત્રતા પર મેં કદી અંકુશ મૂક્યો નથી. તે સમાજમાં છૂટથી હળીમળી સરળતાથી બીજાઓ જોડે વાતો કરી શકે છે. માત્ર આજના 'બહુતર'ની સ્વચ્છંદતાથી તે મુક્ત રહી છે, એટલું જ

" હવે ધ્યાનપૂર્વક સાંભળ અને વચ્ચે બોલીશ નહિ " મારી સૂચના, તેણે માથું ધુણાવી સ્વીકારી. મેં આગળ ચલાવ્યું, " ગઇ કાલે ટાઈમ્સ ઓફ ઇન્ડિયાનો ખાસ પ્રતિનિધિ મારી મુલાકાત લેવા આવ્યો " મારાં કથનથી મારી સ્ત્રીના મ્હો પર ઉલટી ચમકથી એની મારા માટે વધતી જતી બીતિ મારી નજર બ્હાર ન રહી " તે પેપરવાળાને ખબર જ છે કે હું મહાન લેખક, મોટો ફિલસૂફ અને રાજનીતિજ્ઞ છું " ખોળ પર ખોળ છૂટતા હોય એવા આ પ્રહારોથી મારી અર્ધાંગના કંઇ બોલી ઉઠશે એમ જણાતાં મેં તેને આંગળી ઉંચી કરી ચૂપ રહેવા સૂચવ્યું

બધા સામાન્ય શિષ્ટાચાર પૂરા થયા પછી મારી મુલાકાત માટે આવવાનો તેનો હેતુ જણાવી તેણે મને પૂછ્યું, " અત્યારે કોમી રમખાણો વધી પડ્યાં છે ઠેર ઠેર ખૂનો થાય છે એનું સમાધાન કરી શકાય એવી કોઈ યોજના તમે સૂચવી શકશો ! "

" શા માટે નહિ ? એ સંબંધી મેં ઘણું વિચાર્યું છે એક દિવસ ડૉ. આંબેડકરના પાકી-સ્તાન કરતાં મોટો ગ્રંથ લખીશ. પણ હાલ તુરત તમને એક જ સૂચના કરું છું. તે અખત્યાર કરતાં કોમી ઝગડાઓ તરત અદૃશ્ય થશે. જાઓ જઇને તમારા આગેવાનોને કહો કે મુસ્લિમની દાઢી કાપી હિંદુના મુખે વળગાડે અને હિન્દુની શિખા કાપી મુસ્લીમના મસ્તકે ચોંટાડે આથી કોમી રમખાણો તરત અટકશે. '"

" સાંભળ " મારી પત્નીને કહ્યું, " તું ઊંચી નીચી થા નહિ વર્તમાન પત્રોનો પ્રતિ-નિધિ લઘુલિપિમાં આ બધું ટપટપ ટપકાવી લેતો હતો. પછી તેણે મારા તરફ માન ભરી દૃષ્ટિ ભરી પૂછ્યું, ' હિંદી-ઉર્દૂ લિપિના ઝગડા વિષે તમારે કંઇક કહેવાનું છે ? '

' અલબત ' મેં કહ્યું જ. પણ હાલ તરત એટલું કરો દેવનાગરી અને ઉર્દૂ બન્ને લિપિ કાઢી નાખો. દેવનાગરી લખવામાં માથાં બાંધવામાં કેટલો વખત નકામો જાય છે ! અને ઉર્દૂની ગુંચવણ પણ કાઢી નાખો. મારા અભિપ્રાય અનુસાર ગુજરાતી ઉત્તમ લિપિ છે. દેવનાગરીના સર્વ વિશિષ્ટ ગુણયુક્ત હોઈ માથાં બાંધવાની કડાકૂટમાંથી મુક્ત બની તે અતિ સરળ થઈ છે. વળી ઉર્દૂના ઘણાં મરોડો છે માટે ગુજરાતી લિપિ જ અખત્યાર કરવી. ફક્ત ઘણી સરળતાથી

લખી શકાય તે માટે રોમન લિપિ પણ જરૂરની છે. માટે દેશભરમાં ગુજરાતી અને અંગ્રેજી બેજ લિપિ રાખવી.'

"પછી પત્રકારે પૂછ્યું," કેળવણીની પુનર્ઘટના પ્રત્યે તમારા શા વિચારો છે ?

મેં કહ્યું, "દેશના કેળવણીકારો અને કારભારીઓને ખરો માર્ગ સૂઝતો નથી. કેળવણી માટે વધારે પૈસા વાપરી શકતા નથી, કમા અભ્યાસક્રમ ઉપયોગી નિરુપયોગી તેનો નિર્ણય કરી શકતા નથી અને વિદ્યાર્થીઓ પર નકામો બોજો નાખ્યા કરે છે. તેમને એક સરળ માર્ગ સૂચવું. આરંભ કોલેજો દસ વર્ષ માટે બંધ કરી દો અને એની પાછળ ખરચાતા પૈસા બચે તે હુન્નર-ઉદ્યોગશાળા ખોલવામાં વાપરો આથી જીવનોપયોગી નિરુપયોગી અભ્યાસક્રમ નક્કી કરવાની તેમની ગુંચવણનો ઉકેલ આવશે અને આર્થિક મુશ્કેલીનો અંત આવશે.

'બીજો સુધારો એ સૂચવું છું કે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવી પણ તે મફત ન રાખવી. માસિક આનો બે આના ફી ભરવી કોઈ ગરીબોને ભારે પડે એમ નથી. પ્રાથમિક શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા અતિ વિપુલ હોવાથી આ આવક સારી થશે અને એ આવક કોલેજ કેળવણી માટે ઉપયોગી નીવડશે ગરીબ અને મધ્યમ વર્ગના માણસો તેમના છોકરાં માટે કોલેજોની ફી ભરી શકતા નથી અને તેથી ઘણાં પ્રતિભાશાળી યુવક યુવતીઓ ઉચ્ચ કેળવણીથી વંચિત રહે છે. માટે કોલેજ કેળવણી તદ્દન મફત રાખવી અને હાઈસ્કૂલ કેળવણીમાં પણ સારી રાહત આપવી.'

પત્રકારે આ બધું ટપકાવી લઈ પછી મને પૂછ્યું, 'દેશના આરોગ્ય સંબંધી તમારે કંઈ કહેવાનું છે ?'

'શા માટે નહિ ?' મે જવાબ આપ્યો, 'આ દારૂબંદીની વાત તદ્દન વાહિયાત છે દારૂ ખરાબ છે અને તેની બદી ટળવી જોઈએ એ ખરું, પણ દારૂબંદીથી તો ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિ વિશાળ પાયા પર આવશે, સોડા સ્પીરીટ વિ. પીતા થશે. આબકારી આવક કમી થઈ, આબકારી પોલીસો વધારતાં ખર્ચ વધી જશે, છતાં દારૂબંદી સફળ કરવાનું ધ્યેય પૂર્ણ ન થશે.'

પત્રકારે નવાઈ પામી પૂછ્યું, 'ત્યારે કરવું શું ?'

મે આશ્વાસન આપ્યું, 'તમે કે સરકાર મુંઝવણમાં ન પડશો મને પૂછો. પહેલાં હું વિચારતો કે દારૂ પર આકરો કર નાખી તે મોંઘો કરવો કે જેથી પૈસાદારોજ તે પી શકે. પણ આ વિચાર મારે બદલવો પડ્યો કારણ કે દારૂ મોંઘો થતાં ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિઓ વધશે માટે દારૂ પર કર છે તે વધારવો નહિ પણ દારૂ માટે વ્યક્તિગત પરવાના આપવા. આ પરવાનાઓ બીનહરકતે માગનારાને તરત આપવા માત્ર દર અઠવાડીએ કોણે કેટલો દારૂ વેચાતો લીધો તેની હકીકતો મેળવી દારૂ પીનારાના નામ સાથે યાદીઓ પ્રગટ કરી છાપામાં મફત વહેંચવી.'

પત્રકારે પૂછ્યું, 'પણ કોઈ શોખીનો નોકરોના નામે પરવાના લે તો ?'

'એવા બે ટાળા બીલકુલ થવા ન દેવા' મે ખુલાસો કર્યો, 'નોકરોની માસિક આવક તપાસી, તેમજ ચોક્કસ બંદોબસ્ત રાખી કોઈ ખોટા પરવાના વાપરે તો ભારે શિક્ષા કરવી.

એરપ્રવેશ કર દારૂ ગાળવાની પ્રવૃત્તિ પર દેખરેખ રાખવા કરતાં આ તપાસ સરળ અને ઓછી જોખમકારક છે.

સરકારની યોજના તો આબકારી આવક ઘટાડી આબકારી ખર્ચ વધારી કૈસતના પૈસા વેડફી દે છે ખરી રીતે તો આબકારી પોલિસ વધારો તેના કરતાં ચાનાં 'પીઠાં' પર સખત દેખરેખ રાખવાની જરૂર વધુ રે છે. એ આ ઘરોમાં જઈને જુઓ લોકોને શું ખાવા આપવામાં આવે છે ભોજન ખાદ્ય પદાર્થોમાં શું ભેળસેળ થાય છે? માત્ર નિઃસત્વ જ નહિ પણ હાનિકારક ખાણું પીણું આપી આમજનતાના આરોગ્યનો નાશ થાય છે તેની કોઈને પડી નથી.

સરકારને ગરીબો માટે ખરેખર દયા હોય તો દવા બનાવવાના કારખાના પર તપાસ રાખવાની વ્યવસ્થા કરવા કહો. ખોટી દવાની બનાવટ અટકાવો. દવા પર યોગ્ય જ નહિ લેવાય એવું કરો. લોકના દૂધ, ઘી, માખણ માટેની યોજનાઓ અમલમાં લાવો. આ પ્રવૃત્તિઓથી સ્મિતમાં કીર્તિ દુંદુભી ન વાગે પણ લોકહિત તો જરૂર સાધી શકાય'

પત્રકારે પછી મને પૂછ્યું 'આ સ્ત્રીઓ સંબંધી તમારે શું કહેવાનું છે?' 'સ્ત્રીઓ!' મેં જવાબ આપ્યો, 'સ્ત્રીઓ સારી છે, આનંદમય, મોહક—"

"એમ નહિ!"

"તો?"

'હું એમ પૂછું છું કે સ્ત્રીઓ રોજ ઊઠી નવા હક્કો માગે છે?'

મેં જવાબ આપ્યો 'માગે જ. શા માટે ન માગે?' પૃથ્વીની ઉત્પત્તિથી દબાઈ રહેલી સ્ત્રીઓ આજે તેમની ચાર નિદ્રામાંથી જાગૃત થઈ તે રૂઢિચુસ્તોને ન ગમે. મારું કહેવું છે કે તેમને હક્ક આપતાં ચાલ્યા જાઓ. તેઓ માગે તે કરતાં વધારે હક્કો તેમના પર લાદો.'

પત્રકારે અચંબો પામી પૂછ્યું 'અરે, પણ એ બીનઅનુભવી, અણસમજુ જગત વ્યવહાર અસ્થિર કરશે.'

મારે કહેવું પડ્યું, 'જોરજુલમથી ઊઠેલી આ પ્રવૃત્તિ આમ રોકી ન શકાય. તેનો અવરોધ કરવા જતાં તેનો વિકાસ ત્વરિત વધે. માટે હું કહું છું કે તેમને સંપૂર્ણ છોડી નવાજો. પુરુષો ને ઓછી ખબર છે કે હવે પછીના યુદ્ધો સ્ત્રીપુરુષ વચ્ચે જામશે. એ લડાઈઓની સરખામણીમાં અત્યારના હિંદુ મુસ્લીમ રમખાણો તો ગોળા લડાઈ જેવાં જણાશે. સ્ત્રીના હાથમાં જગત નાવનું સુકાન સોંપો. પુરુષોએ કારભાર કરી આ દુનિયા કેવી કરી મૂકી છે!

બીજી દૃષ્ટિથી કહું તો આપણે પુરુષો યુગોથી રળતા આવ્યા છીએ અને સ્ત્રીઓ આપણે પરસેવો ઉતારી ઉત્પન્ન કરેલું દ્રવ્ય મોકળા હાથે વાપરી આળસુ રહી અમનચમન કરતી રહી છે હવે આપણે થાક્યા છીએ. સ્ત્રીઓને રળવા દો તેમને ખેતીવાડી, મજૂરી, રાજકારભાર કરવા દો આપણે થાક્યા છીએ આપણને આરામની જરૂર છે. આપણે ઘરકામકાજ કરીશું, એમને ઓફિસ, ખેતી, રેલ્વે, રાજકારભાર ચલાવવા દો.

તમને મારું કહ્યું રુચતું જણાતું નથી પણ તમારી ભૂલ થાય છે. હું પણ પુરુષ છું અને પુરુષની સત્તા કમી થાય એવી મારી ઈચ્છા ન હોય. પણ આપણી સત્તા સાચવવાનો આજ ઉત્તમ ઉપાય છે. એ સુકુમાર લલનાઓને રળી જોવા દો, એઓ આ જવાબદારીથી ગભરાઈ

જશે, ચાકરી અને આપણી પાસે કરગરતી, કાલાવાલા કરતી, રડતી સહાય માટે આવશે. સ્ત્રીઓને વધારે હક આપો એમ કહી તેમની સુધારા પ્રવૃત્તિમાં દાખલ થયેલા પુરુષોજ ખરા મુત્સદી છે. તેઓ આ રહસ્ય સમજે છે વિરોધ કરનાર પુરુષોજ પુરુષ સત્તા ગુમાવવાના કારણરૂપ બનશે માટે પુરુષો ને હું કહુ જ આપણને પુરુષોનો લાગેલો થાક ઉતારવા દો. થોડી વિશ્રાંતિ લો.

મારાં આ કથનથી તો વિવિધ અનુભવથી રીઢો બનેલો પત્રકાર પણ ચમક્યો પણ એટલામાં તુ ત્યાં દોડી આવી અને પત્રકારને ધમકાવતાં કહ્યું, ' એ એમને ઉશ્કેરીને કેમ બોલાવ બોલાવ કરે છે ? ' એ સાંભળી ગમે ત્યાં નીકળવું કુદી જતો આ પત્રકાર પણ, બ્હીને ઊભી પૂંછડીએ નાસવા લાગ્યો, મે કહ્યુ, ' ઊભા રહો, હજી મારે ઘણું કહેવાનુ છે. ગાંધીજી મહાસભા, સાહિત્ય'— ' હવે નહિ ' કહી દોડતો તે ઘર બ્હાર નીકળી ગયો સતી સાવિત્રિ આગળ યમરાજ પણ ટકી ન શક્યો તો આ મુફલીસ પત્રકારનું તારા આગળ શું ગજું ? હું ઊંઘમાંથી જાગી પડ્યો અને જૂના ટકોરા સાંભળ્યા. આ માટે લખાવેલા સ્વપ્ના રહસ્યથી દાતણ કર્યાં વિના સીધો હું અહીં આવ્યો.

મેં જરા રોષ દર્શાવી મારી પત્નીને કહ્યુ, ' તું જરા વહેલી આવી હજી ઘણા વિષયો પર મારે તેને'- પણ હું વાક્ય પુરૂં કરું તે પહેલાં મારાં શ્રીમતીએ છણકો વાળ્યો, ' અરે કોઈ ડાક્ટર ખંડુભાઈને બોલાવો, મારા તો કલ્યાણનાથ વળવા બેઠું છે ' હવે ચમકવાનો મારો વારો આવ્યો ડાક્તર મારા ગાઢ પરિચયના છે અને તે મારા ' ન્હારાં ' થી વાકિફગાર તો છેજ પણ આજે મારી સાન ઠેકાણે છે એમ તેને સમજાવી શકીશ કે કેમ તેને વિષે મને શંકા રહે છે

મારા જેવાને પણ જિંદગીમાં એક વાર એમ થયુ કે “ ભણેલી સ્ત્રી પરણ્યો હોત તો કેવી ઠીક વાત ? ”

---

“ સુખી થવા માટે તમે સ્વર્ગમાં નહિ પણ પૃથ્વી પર રહ્યા છો.” એવું ભાન થવાની પ્રાથમિક જરૂર છે

× × × ×

“ હું રાજકારણનો મુત્સદી નથી અને મારી ઈચ્છા રેવો પદ ધારી છે ”—આઈ'મસ નેપ'.

× × × ×

પ્રેમ પારા જેવો છે. આંગળા ખુલ્લાં રાખો તો તે હથેળીમાં રહે છે અને તે જકડી બંધ કરવા જાઓ તો તરત બ્હાર સરકી જાય છે

× × × ×

આપણને ઊઠવાના સમયે જેવી ગાઢ નિદ્રા આવે તેવી નિદ્રા આખી રાત આવે તો કેવું સારું !

× + × ×

મિ. હેનિમે એક વાર ફરિયાદ કરી “ મોટરકાર ઉપરથી જો તેના બાપની બાપમાંથી હુકમનો એક્કો કાઢે તે સામે મારો વાંધો નથી પણ જ્યારે ત્યાં એને માટે તે ગુણો એમ એ કહે ત્યારે હું સખત વિરોધ કરું છું.

× × × ×

પોતાના રહેવાના ગામ વસ્તુ ધરતીકંપ થવાની દહેશતે એક પ્રેમાળ માતાએ તેના બે કિશોર બાળકોને એક મિત્રને ત્યાં દુર પરગામ રહેવા મોકલ્યા. થોડા દિવસ બાદ તે મિત્રનો પત્ર આવ્યો, “ મહેરબાની કરીને તમારા બાળકોને બોલાવી લો અને ધરતીકંપને અહીં મોકલો !”

# પિતા

શશિકાંત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

વોલડકાને કોર્ટમાં રજૂ કરવામા આવ્યો. તેને એક બાળકના પિતા તરીકે જાહેર કરી, તેના પગારનો ત્રીજો ભાગ દર માસે બાળક માટે જપ્ત કરવામા આવ્યો

સુખી યુવાન પિતાનો શોક અવર્ણનીય હતો. એ બાબતથી તે અતિ ખિન્ન થતો.

“ બાળકો જોઇ મને હમેશ તિરસ્કાર આવે છે.” તે બોલ્યો, “ તેઓ પગ ઉછાળે છે, ચીસ પાડે છે, છીંકે છે અને જાડા કોટ ભેદી પણ તમને ભીંજાવી દે છે. આ બચ્ચાંઓ તો તમારી જિંદગી દુખી દુખી કરી મૂકે છે

“ અને આ ઉપરાંત માટીના બાવા એક નાના લોચાને પૈસા આપો. તમારા પગારનો ત્રીજો ભાગ આપો. અત્યાર સુધી હું સુખમાં રહેતો હતો અને—હવે એ વિચાર જ મને દુખી કરે છે.

“ મે લોકોના ન્યાયાધીશને આ મુજબ જણાવ્યું ‘ લોકોના ન્યાયાધીશ, આ વિકૃત ઘટના તદ્દન હાસ્યાસ્પદ છે આ નાના ટુકડાને પગારનો ત્રીજો ભાગ ? શા માટે ? હું પૂછું છું કે બાળક નથી દારૂ પીતું, નથી બીડી પીતું, કે નથી પાના રમતું—તો તેને શા માટે પૈસા આપવા જોઇએ ? આ અન્યાયથી તો હું માંદો પડું છું.’

ન્યાયાધીશે કહ્યું, ‘ બાળક વિષે તમારે શું કહેવું છે ? તમારું જ છે એમ સ્વીકારો છો ને ?

મેં કહ્યું, ‘ લોકોના ન્યાયાધીશ તમે વિચિત્ર વાતો કરો છો. મને કહેવા દો કે તમારા શબ્દો અપમાનજનક છે, હું માંદો પડું એવા છે, સ્વાભાવિક વાત છે કે એ બચ્ચું મારું નથી અને તેને મારું કહેવા કોણ મથે છે તે પણ હું જાણું છું. મારુ એલિના તેને મારા પૈસા જોઇએ છે. મને માત્ર ૩૨ રૂબલ મળે છે જો હું ૧૦ રૂબલ ૭૫ સેન્ટ આપી દઉં તો મારી પાસે શું રહે ? મારે ફાટેલાં પાટલુનમાં ફરવું પડશે. ત્યારે મારુ એલિના મારા પૈસે સુંદર પિયાનો લેશે, સુંદર વસ્ત્રો લેશે, કેટલું ખોટું !’

ન્યાયાધીશે કહ્યું, ‘ બાળક તમારું જ હશે. યાદ કરો ’

મે કહ્યું, ‘ કંઇ યાદ કરવાનું નથી. એ યાદથી તો હું માંદો થઇ જાઉં છું. મારુ એલિના એક દિવસ મારા રૂમમાં આવેલી. અમે ટ્રામમાં સાથે ફરવા ગયેલા. મેં ભાડું આપેલું. તેટલા માટે માસિક દરમાયો આપવાનો ન હોય. એવું મને કહેશો નહિ.’

ન્યાયાધીશે કહ્યું, “ બાળક તમારું છે કે નહિ તે વિષે તમને શંકા છે તો આપણે તેના વિશિષ્ટ ગુણો તપાસીશું. મારુ એલિના, આગળ આવ અને બાળકના મુખ ઉપરથી કપડું ખસેડ.’

# માધ્યમિક શાળાના શિક્ષકોને



ટી. કે. એન. મેનન.

[ સુરત જિલ્લાના માધ્યમિક શાળાના શિક્ષકોના સંમેલનના પ્રમુખ તરીકે ડો. મેનને આપેલાં ભાષણનો ગુજરાતીમા સારાંશ ]

સુરત જિલ્લાના માધ્યમિકશાળા શિક્ષકોના આ વાર્ષિક સમેલનના પ્રમુખ તરીકે મને આમંત્રણ આપી, તમે મારૂ બહુમાન કર્યું છે, એમ હુ સમજુ છુ. માધ્યમિક કેળવણી વિષે તમારી સાથે વાટાઘાટ કરવામા હુ આનદ માનું છુ તમારી સભાઓમાં હાજર રહેવામાં મને અમન આનદ થાય છે, એટલુજ નહિ પણ બારડોલીની ઐતિહાસિક ભૂમિ પર મને બોલવાની તક સાંપડી એ મારે મન ગૌરવનો વિષય છે. હિંદ સંપૂર્ણ સ્વાધીન થયા પછી જ્યારે સ્વતંત્રતાની લડતનો ઇતિહાસ રચાશે, ત્યારે તેમા બારડોલીને લડન અને સ્ટેલિનગ્રેડના જેટલી ઐતિહાસિક મહત્તા આપવામા આવશે. જો લડન જર્મન વિમાનોના પ્રચંડ હુમલાઓ સહન કરતુ ઊભુ રહ્યુ, જો સ્ટેલિનગ્રેડ હિટલરના વિશાળ લશ્કર દળોના હુમલાઓને ફરી ફરી પાછા વાળી શક્યુ, તો સાદાં બિચારાં બારડોલીએ વગર હથિયારે દુનિયાના ઇતિહાસની સૌથી મોટી અહિંસક લડાઇ એમને નિશ્ચિતપણે વળગી રહી અડગપણે લડી બતાવી.

ઘણાકાળથી માધ્યમિક શાળાના શિક્ષકોના તાલીમ કાર્યમાં હું પ્રવૃત્ત છુ,તેથી તમે માનતા હશો કે માધ્યમિક કેળવણી વિષે બે શબ્દો કહેવાની મારામાં લાયકાત છે. ઘણાંક વર્ષોથી હુ માધ્યમિક કેળવણીના સંસર્ગમાં છુ, પણ આજે તમને શુ કહેવુ તે વિચારવા હું બેઠો ત્યાંસુધી 'માધ્યમિક' શબ્દની હાસ્યજનક અર્થઉણપતા ભાગ્યેજ કદિ મારા ધ્યાનમાં આવી ન હતી. માધ્યમિક કેળવણી ખરેખર મધ્યમ અગત્યની નથી, પણ તેથી ઘણુંજ વધારે મહત્વની છે. મોટા ભાગે કેળવણી રહિત આ દેશમાં રાષ્ટ્રીય શિક્ષણની કોઇ પણ યોજનામાં સાર્વત્રિક ફરજિયાત પ્રાથમિક કેળવણી એ એક સૌથી વિશેષ અગત્ય મનાશે પણ તેથી માધ્યમિક કેળવણીની અગત્ય કે અર્થવિશાલતા ઘટતી નથી કે નથી તે 'મધ્યમ' થઇ જતી. માધ્યમિક કેળવણી ઘણિશેષ બુદ્ધિશાળી બાળકો માટે છે અને અનુભવ પરથી માલમ પડ્યુ છે કે પ્રાથમિક કેળવણી લેતાં બાળકોમાંથી જે કે જે ભાગનાં બાળકોમાજ માધ્યમિક શિક્ષણ લેવાની અને તેનો લાભ ઉઠાવવાની બુદ્ધિમતા હોય છે. વધારે બુદ્ધિશાળી બાળકો સારૂની અને ઉપ્યોગી રીતે વધારે સારા શિક્ષકોએ આપેલી કેળવણી મધ્યમ કદીજ ન હોય.

હું ભારપૂર્વક જણાવવા માગુ છું કે કેળવણીખાતાની બીજી શાખાઓ કરતાં માધ્યમિક શાખા વધારે અગત્યની છે બાળકોને વિશાળ જગતના વિચારો અને સસ્કૃતિના જીવન સંસર્ગમાં લાવનાર માધ્યમિક કેળવણીથીજ ખરા શિક્ષણની શરૂઆત થાય છે બીજા દ્રષ્ટિબિંદુથી કહુ તો તે આપણા દેશના યુવકો અને કુમારો માટેની કેળવણી છે, માટે અગત્યની છે.

કુમારાવસ્થા કેવી સુંદર, તેના ઉત્સાહ, પ્રેમ, અને સ્વપ્નોથી, કેવી દેદીપ્યમાન આ દેશનાં તેમજ સર્વ દેશોના ભાવિનો આધાર તેનાં કુમાર કુમારીના સગીન શિક્ષણ પર રહે

૭. માધ્યમિક કેળવણીને આ મહત્ અને જવાબદારીવાળું કાર્ય પૂરું પાડવાનું હોય છે તેથી કોઈપણ એ કેળવણીને 'મધ્યમ' ન કહી શકે. હું તો ઇચ્છું છું કે આપણે ઇંગ્લેન્ડ પાસે ઉછીનો લીધેલો જૂનો પુરાણો 'સેકન્ડરી' (માધ્યમિક) શબ્દ ફગાવી દઈ એ શિક્ષણનું કુમારકેળવણી નામકરણ કરીએ

માધ્યમિકશાળા શિક્ષકોના વાર્ષિક સમેલનમાં માધ્યમિક કેળવણીના ઘણા પ્રશ્નોની છણાવટ કરવા લાયક હશે, પણ એ ચર્ચાઓનો મોટો ભાગ હું તમારા ઉપર છોડું છું, કારણકે સંમેલનના કાર્યક્રમમાં એ વિષેની ઘણી બાબતોનો સમાવેશ થયેલો મેં જોયો છે તેથી હું તો માધ્યમિક શાળાના શિક્ષકો અને બીજા એક બે મુદ્દા વિષે જ કહીશ એતો નિર્વિવાદ છે કે આપણી સ્થિતિ સારી નથી. પ્રશ્નનો પ્રશ્ન એ છે કે માધ્યમિકશાળા શિક્ષકે પોતાનાં કાર્યોની યોગ્ય પ્રતિષ્ઠા કઇ રીતે સ્થાપિત કરવી ? માત્ર લોકોએજ નહિ પણ સરકારે પણ અસ્વીકૃત રાખેલું, સમાજમાંનું તેનું યોગ્ય પદ કેવી રીતે પ્રાપ્ત કરવું ? હું તો ચોક્કસ માન્યતા ધરાવું છું કે સરકાર અને સમાજનું આ વલણ અન્યાયી અને અયોગ્ય છે પુરતો પગાર ન આપવા માટે, શિક્ષકોની યોગ્યતા અને કિંમત ઓછી કરતી આજે પણ તેમની સામે ધરવામાં આવતી બે જુની પુરાણી દલીલોને હવે આપણે સદંતર નિર્મૂળ કરવી જોઇએ. એવી સૂચનાઓ કરવામાં આવે છે કે ત્યાગ ભોગની ઊર્મિ રાખીનેજ શિક્ષકોએ શિક્ષણના ધંધામાં જોડાવું. પ્રાચીનકાળમાં જિંદગી જ્યારે બહુ ગુંચવણભરી ન હતી, જરૂરિયાતો ઓછી હતી અને ગામડાંઓ પોતાની જરૂરિયાત જેટલું પોતે જ સર્વ કંઈ ઉત્પન્ન કરી શકતા, ત્યારે આવા ભોગોનો કંઇ અર્થ હતો તે સમયમાં ગ્રામ્ય શિક્ષક અતિ સન્માનીય હતો અને લોકો તેને કશી અડચણ ન પડવા દેતા આજે ત્યાગભોગની વાત કરવી તે સન્યસ્ત મહણ કરવાનું કહેવા જેવું છે કોઈ બીજાઓને નહિ પણ માત્ર શિક્ષકોને જ આત્મભોગની વાતો કહેવામાં આવે છે, એમ વિચારીશું, ત્યારે એ દલીલની પોકળતા તરત જ સમજાશે. દાક્તર, એન્જિનીયર, વેપારી, અરે ધર્મગુરુઓ પણ પોતાની ફી માગી શકે છે, માત્ર શિક્ષકોએ જ એ બાબતથી અળગા રહેવું અને પોતાના આત્માનો ઉધ્ધાર કરવો !

શિક્ષકોને પુરતો પગાર ન આપવા માટે કેટલાકોને આ દલીલ લુલી જણાય ત્યારે તેઓ બીજો મુદ્દો ઉઠાવે છે તેઓ નિશ્ચયપૂર્વક કહે છે કે બીજા ધંધાઓમાં દાખલ થવા નિષ્ફળ નીવડેલા જ શિક્ષકો થાય છે. તેઓ વિવાદ કરે છે કે કૌશલ્યહીન, સામાન્ય, અને નિરુપયોગી એવાઓ માટે શિક્ષકનો ધંધો આશ્રયસ્થાન છે. એવા વાક્યાડંબરથી આ વાત કહેવાય આવે છે કે જાણે તે સત્ય હોય એમ લોકો માનવા લાગ્યા છે આવાં સૂચનો વારવાર આપી આપણા મગજમાં એ ભ્રામક માન્યતા ઘુસાડી દેવામાં આવી છે સરનશીલતા, એ શિક્ષકોની મુખ્ય ખાસિયત ખરી પણ કાર્યક્ષમતાની ન્યૂનતા તેમનામાં જરૂર નથી જ, બીજા ધંધાઓમાં રોકાયેલા સમકાલીન, સમોવડીયા કરતા શિક્ષકો કોઇ પણ પ્રકારે ઉતરતા છે, એમ કોઇ પણ સાબિત કરી શકે એમ નથી, એમ હું ખાતરી પૂર્વક કહી શકું છું. આપણા દેશના કોઇ ભાગમાંના મધ્યમિક શાળાના સખ્યાબંધ શિક્ષકોનો ઇતિહાસ, શક્તિઓ, વૃત્તિઓ, અને તેમણે પ્રાપ્ત કરેલી વિદ્વાનો અભ્યાસ કરો અને બીજા ધંધાદારીઓનો ગણ્ય સમૂહ તપાસો, તો શિક્ષકોની શક્તિઓ, અને વિદ્વાનું સરવૈયું વધાર મોટું માલુમ પડશે ખ્યાલ બાદ રાખો કે પશ્ચિમના દેશોમાં આવી કાળજી ભરી તપાસ કરવામા આવી, તેમા માલુમ પડ્યું કે વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપકોની પંક્તિમાં વિરાજતા માધ્યમિક શાળાઓના શિક્ષકો ધંધાદારીઓમાં પ્રથમ

સ્થાને મુકાયા અને તેમની નીચે તરતજ પછી ડાક્તરો અને એન્જિનીયરો આવ્યા. હિંદમાં બૂરી વસ્તુ સ્થિતિ હોઈ શકે જ નહિ.

જો માધ્યમિક શાળાના શિક્ષકો બીજા ધંધાદારીઓ જેટલાજ કુશળ હોય, ઘણાઓ કરતાં તે વધારે કુશળ હોય, તેમની બુદ્ધિ અને શક્તિઓ બીજાઓ કરતાં ચઢિયાતી હોય, તો તેમનું સમાજમાં યોગ્ય સ્થાન કેમ સ્વીકારવામાં આવતું નથી? માધ્યમિક શાળાનો શિક્ષક વ્યક્તિગત અતિ કુશળ હોય છે પણ ધંધાદારીઓએ સ્થાપેલા સમૂહોની સરખામણીમાં શિક્ષકોના સંઘ ઘણેજ અસ્થિર છે. મને આશ્ચર્ય થાય છે કે આપણને સંઘના સભ્ય કહી શકાય ખરા? એ મુદ્દા પર હું કંઈ વધારે કહું તે પહેલાં તમને આપણા ધંધાકાની હાઈસ્કૂલોમાં ડોકિયું કરવા કહું. તમે એ સંસ્થાઓના શિક્ષક તરફ દૃષ્ટિપાત કરો તો તેમને જુદા જુદા સમૂહોમાં વહેંચાયેલા અન્યોન્યનો વિનાશ કરવામાં પ્રવૃત્ત થયેલા જોશો. પહેલાં તો તમે તાલીમ નહિ પામેલા વયોવૃદ્ધ શિક્ષકોને પોતાનું સ્થાન સાચવતા "શિક્ષકો જન્મે છે, બનાવી ન શકાય" "તાલીમ અર્થહીન છે" એવા અર્થગર્ભિત સૂત્રો પુકારી, તાલીમ પામેલા શિક્ષકો જોડે લડતા જોશો. આ શબ્દોને ખોટી ખબર છે કે કોઈએ શિક્ષક બનાવી શકવાનો દાવો કર્યો નથી. શિક્ષકો જન્મે છે એનો અર્થ એ થાય છે કે બુદ્ધિની માફક શિક્ષણકળા પણ જન્મથીજ કુદરતી બક્ષીસ હોય છે, અને કેળવણીની માફક જ તાલીમ પણ શક્તિઓનો સુયોગ્ય વિકાસ સાધવાનો જ દાવો કરે છે. તાલીમથી કુદરતી શક્તિઓ મ્હોરે, પ્રફુલ્લિત થઈ, પરિપક્વ બને છે પણ આ વિષયાંતર થાય છે. અતિ અગત્યનું તો એ છે કે નવી હાઈસ્કૂલોમાં દૃઢ કરતા આવા બે સમૂહોનું અસ્તિત્વ છે અને તેમના કાર્યો અને શક્તિઓ એક બીજાને પૂરક નીવડવાને બદલે વિરોધી બની અન્યોન્યનો નાશ કરે છે. સ્કૂલોમાં આ પાર્ટીસ્થાન પ્રવૃત્તિનો જેમ બને તેમ જલદી નાશ કરીશું, તેટલો વધારે ફાયદો હાઈસ્કૂલના શિક્ષકોને થશે.

કમનશીબે જ મેં તમને કહ્યું કે માધ્યમિક શાળાના શિક્ષકોનો સંઘ નથી. જ્યારે સંઘની વાત કરું છું ત્યારે માનસિક સંઘનો હું ઉલ્લેખ કરું છું. આવા સંઘનો વિચાર, લાગણી અને કર્તવ્ય એક એકમ જેવાં હોવાં જોઈએ. તેને સંઘભાવના, સંઘપ્રાણશક્તિ અને સંઘજાગૃતિ હોવી જોઈએ. માધ્યમિક શાળાના શિક્ષકો વરસમાં એકાદ બે વાર ભેગા મળે, ત્યારે તે પ્રસંગો પુરતા જ સંઘવિચારણા અને સંઘકાર્ય કરે છે પણ તેમનામાં સંઘભાવના અને સંઘજાગૃતિ આવતી નથી. પણ જો તમે રોજ વધારે સારી રીતે સંગઠિત થાઓ, નિયમિત કાળ માટેના તમારા હોદ્દેદાર ચૂંટી કાઢો, તમારા કાર્યોની રૂપરેખા દોરો, તો તમે એક પગલું જરૂર આગળ વધશો. ત્યારે તમારામાં સંઘઊર્મિ અને સંઘજાગૃતિનાં બીજ રોપાશે. પણ આટલું પુરતું નથી. જરૂર એ છે કે તમારે આદર્શ માનસિક સંઘ રચવો જોઈએ. આવા સંઘમાં માધ્યમિક શાળાના પ્રત્યેક શિક્ષકે સભ્ય થવું જોઈએ, જિલ્લામાં દરેક સ્થળે તેની શાખા હોવી જોઈએ, તેના ધ્યેય નક્કી કરવાં જોઈએ. તેના સભ્યોએ અને હોદ્દેદારોએ તેના કર્તવ્યો સંપૂર્ણપણે સમજવાં જોઈએ, વારંવાર તેની સભાઓ ભરાવી જોઈએ, ત્યારે તમને માધ્યમિક શાળાના શિક્ષકોની ઊર્મિઓ અને જાગૃતિનું પૂરું ભાન થશે. માધ્યમિક શાળાનો કોઈ પણ શિક્ષક સભ્ય બન્યા વિના બહાર રહેવાની હિંમત ન કરી શકે એવો ધંધાકીય સંઘ રચાવો જોઈએ. પ્રત્યેક સભ્યે આવા સંઘને વફાદાર રહેવું જોઈએ, તેના ચૂંટેલા હોદ્દેદાર હોવા જોઈએ, તેની જુદી શાખાઓ હોવી જોઈએ,

# કંપનીનો કારભાર



મણિભાઇ ત્રિવેદી

શાહી ફરમાન મળ્યા પછી અંગ્રેજી વેપારી પેઢીએ સુરત અને દેશના બીજા ભાગોમાં પોતાની કોઠીઓ નાખી વેપાર ચલાવવા માંડયો તો ખરો, પણ કંપનીના માણસો પહેલેથી જ સારી નૈયતના ન હતા એ સમયે જો દેશમાં ગજબની અંધાધુંધી ન હોત તો આવી નૈયત સાથે આવનાર કોઇ પણ પરદેશી આ દેશની ધરતી પર ટકી શકત નહિ

હિન્દી કોઠીઓમાં વિલાયતથી જે માણસો આવતા તે ખાનદાન વર્ગના ન હતા. વિલાયતમાં ત્યારે ખાનદાન જેવો કોઇ વર્ગ જ ન હતો એમ નહિ પણ કંપનીએ પોતાના વેપારી વહીવટ માટે એવો સાફ ઠરાવ જ કર્યો હતો કે. " જવાબદારીની કોઇ પણ જગા પર ખાનદાન-ગૃહસ્થ ગણાતા વર્ગના કોઇ પણ માણસની નીમણૂક કરવી નહી "[1] આ સંજોગમાં હિન્દમાં મોકલવામાં આવતા માણસો ઉચ્ચ કક્ષાના ન હતા અને એથી એમનાં નૈતિક ધોરણ પણ તેમના દરજ્જા જેવાં હતાં. તેઓ અહીં આવતાં જતાં લાગ મળતાં ચાંચીઆગિરી પણ કરી લેવાનું ચૂકતા નહી, વળી આ લોકોના પગારનું ધોરણ પણ કાંઇ ઊંચુ ન હતું. સુરતની કોઠીના—જે હિન્દભરમાં એમનું વડું થાણું ગણાતું—વડાને માસિક માત્ર પચ્ચીસ પૌંડ પગાર મળતો. આ રીતે અહીં આવતા માણસોને પાંચથી સાત વરસ નોકરી કરવાની બાંહધરી આપવી પડતી. મોટી કોઠીના મુનીમને આડતીઓ કહેવામાં આવતો અને એવા મોટા સાહેબ—આડતીઆથી માંડીને નાના ગુમાસ્તા સુધીના નોકરોને વાર્ષિક ચાલીસથી પાંચ પૌંડ સુધીના પગાર એમના દરજ્જા મુજબ મળતા હતા આ હતું એમની નોકરીનું મહેનતાણું. એ સંજોગમાં ધનપ્રાપ્તિ માટે એ લોકોએ બીજું બારું શોધી કાઢયું. પ્લાસીના જંગ પછી આ દેશની દૌલતનું નાણું અને રાજભં-ડારો કેવી રીતે લૂંટાયા એ બીના બહુ જાણીતી છે પણ તે પહેલાંના મોગલ શહેનશાહોએ ઉદારતા ભરી જે વેપારી છૂટછાટો તેમને આપી તેનો અવળો લાભ કંપની અને તેના નાના મોટા નોકરોએ ભાતભાતની તરકીબો અજમાવી લીધો. દાણચોરીના કીમીયા તો કંપનીના નોકરોએ એટલી હદે અજમાવ્યા કે એ પેઢીનો એક નાનો કારકુન જેવો નોકર એટલું ધન ઉસરડી શકતો કે તે મોજશોખ અને અમન-ચમનમાં વાર્ષિક રૂા. દશ પંદરહજાર ઉડાવી શકતો.[2] એમની આ બધી રીતભાતોથી પરદેશી પ્રવાસી કેપ્ટન હેમીલ્ટન જેવાનું દિલ કકળી ઉઠયું હતું અને તે પોતાના પ્રવાસ વર્ણનમાં નોંધ કરે છે કે—

"આ કંપનીના નોકરોને હાથે એવા અને એટલા તો સીતમો થતા કે માનવ જાતનો કોઇ પણ કાયદો અગર સ્વર્ગની કોઇ ગેબી વાણી એમને આ સીતમગારીના ધંધામાંથી પાછા વાળી શકે અગર તો રોકી શકે એમ ન હતું.[3]

---

૧ Rise and Fulfilment of Br Rule in India.
Thomson & Garrat.

૨ The Rise of the British Power in the East by M. Elphinstone.

૩. Travels of cap. Hamilton vol 11 p. 18

વારવાર ટંટામાં ઊતરવું પડતું અને પોતાનો વેપારી માર્ગ પણ સલામત રાખવો પડતો. આ માટે તેને સારૂં સરખું ખર્ચ કરવું પડતું એટલે એવી પરિસ્થિતિ આવી પડી કે માલ ખરીદી માટે તેની પાસે જોઈતાં નાણાંની જોગવાઈ ન હતી એટલે તેણે હિંદ ખાતેની કોઠીઓના ગવર્નર અને ફેકટરો જોગી એક એવી ચાઠી મોકલી કે તેમણે કંપનીની શાખા ઉપર નાણાં ઉધાર લેવાં અને માલ ખરીદવો. આમ જેટલાં બની શકે તેટલાં વધુ નાણાં તેમની પાસેથી કઢાવી લીધા પછી કોઈ ને કોઈ બહાનું શોધી તેમની સાથે ઝઘડો ઊભો કરવો અને તે વેપારી કે શાહુકાર સાથેનો સઘળો વેપારી સંબંધ બંધ કરી દેવો.[11] ગોરાઓની અને કોઠીવાળાઓની ઇમા-નદારીનો આના કરતાં વધુ સારો નમુનો ક્યાં મળવાનો હતો?

આ જાતની પ્રપંચ નીતિ અને કંપનીના નોકરોની સ્વાર્થી જુલમી નીતિએ અહીંના ઉદ્યોગ-ધંધાને અને ખાસ કરીને કાપડના ઉદ્યોગને મરણતોલ ફટકો માર્યો. આ જુલમોમાંથી બચવા માટે સુરતના વણકરોએ વણાટનું કામ છોડી દીધું. ધીરે ધીરે ફરતાં દરેક ધંધામાં સુરતની કોઠીની દરમીઆનગીરી દખલગીરી વધી જવા પામી અને માલ ભરવાનું કામ ભારે સખતાઈથી કરવામાં આવ્યું. માલ બનાવનારાઓને કંપની મનસ્વી દર આપે એ હિસાબ મંજુર રાખવો પડતો અને એની સામે બનારને દંડાના માર સહન કરવા પડતા.[12] આ સંજોગોમાં આ દેશના ધંધા પડી ભાંગ્યા. વળી સન ૧૭૬૦થી ઇંગ્લેન્ડમાં યંત્રયુગની શરૂઆત થઈ એટલે વિલાયતવાળાઓએ પોતાના માલને રક્ષવા અને હિન્દથી જતા માલને સામાન્ય સત્કાર મળતો અટકે તે સારૂ નવા નવા સખત કાયદાઓ કરી વેપારી અંકુશો મૂક્યા. આ દેશના વહીવટમાં કોઠીવાળાઓ જેમ જેમ વધુ ઊતરતા ગયા તેમ તેમ જુદી જુદી જાતના ઝઘડાઓ વડે આ ધરતીની લુંટનું બજાર મંડાયું. એવો અંદાજ કરવામાં આવ્યો છે કે સન ૧૭૫૭ માં પ્લાસીનું યુધ્ધ થયું અને સન ૧૮૧૫ માં યુરોપમાં વોટર્લુની સાઠમારી જામી એ અઠ્ઠાવન વરસના જ ગાળામાં આ દેશમાંથી પંદર અબજ રૂપીઆ વિલાયતમાં ઘસડાઈ ગયા અને લોકોના હુન્નર કૌશલ્ય તુટ્યા તે વધારેમાં.

સન ૧૭૨૧ ની આસપાસમાં તો દીલ્હીની ભાતીગર છીંટો અંગ્રેજ પ્રજાને એટલી બધી તો ગમી ગઈ કે આમ વર્ગમાં તેનો ખૂબ ઉપાડ થવા લાગ્યો અને લોકો હીન્દી છીંટના રંગબેરંગી વસ્ત્રોમાં સજ્જ થઈ નીકળવા લાગ્યા. વળી હિન્દથી જતો માલ ત્યાં બનતા માલ કરતા કીમતમાં સસ્તો પડતો. આ બધાનું પરીણામ એ આવ્યું કે ત્યાંના કારખાનાઓમાં બેકારીનો ભરમાર જામી ગયો અને આને કારણે મોટાં શહેરોમાં તોફાનો થવાની ધાસ્તી ઊભી થઈ. આથી પાર્લામેન્ટે એવો કાયદો પસાર કર્યો કે જો કોઈ હિન્દી માલ વાપરે અગર તો તેના કપડાં સીવ-ડાવી પહેરીને ફરતા જણાય તો તેને પ્રત્યેક પ્રસંગે પાંચ પૌંડ દંડ કરવો અને એવો માલ વેચનારાને દસ પૌંડ દંડ કરવો એમ ઠરાવ્યું. આ રીતે હિન્દના વેપારને ફટકા પડવા લાગ્યા.

આપણે આગળ જણાવી ગયા તે નીતિને અનુસરી સુરતની કોઠીએ નાના ટંટાઓથી ધુત જમાવી સન ૧૭૫૯ માં સુરતના કિલ્લાનો કબજો લીધો. દેશમાં તે વખતે બળવાન સેનાનીઓ હતા પણ મોગલાઈ ગાદી પડી હતી. પેશ્વાઈમાં સડો પેસવા લાગ્યો હતો. નિઝામની નબળી સત્તા પોતાની સીમાઓ સુરક્ષિત રાખવામાં જ સમાયલી હતી.

---

11 Universal History–Modern Part Vol. VIII p 318.

૧૨ મેજર બી. ડી. બસુ—હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ.

સિરાજ અને મુગલ-ઉદ્દૌલાઓ વચ્ચે સુમેળ ન હતો. રાજા અનેક નાલાયક અમીરના મગરૂર સુબેદારો અલગ અલગ જાગીરોમાં વહેંચાઈ ગયા હતા. એ સમયમાં એક સમર્થ સિપાહી હતો. મહાદજી સિંદે. શાસકોની દ્રષ્ટિ પણ જાત બહાર ન હતી. રાજપૂત રાજાઓ થાકી ગયેલા હતા અને પોતાની હસ્તી પૂરતી ચિંતા રાખનારાં હતાં. નવી ખડી થતી જોરાની શક્તિ પારખનારૂ દૂરંદેશીનો અભાવ હતો. એ સમયે દક્ષિણ હિંદમાં એક નર જાગતો હતો. દેશના ભાવીને તે આંકી શકતો હતો. એનામાં મુત્સદ્દીગીરી હતી, દેશપ્રેમ હતો, શૌર્ય હતું અને દૂરંદેશી હતી. એ હતો માયસુરનો સુલતાન હૈદરઅલી. પણ તે ઇર્ષ્યા અને શિંદેથી વિખુટો પડી ગયો હતો. દેશની શક્તિઓને એકત્ર કરવાના એકલા હાથના તેના મનોરથ કારગત ન થયા. ટોપીના ટકરાને મહારાજ ખડું કરવા માંડ્યું હતું તે સામે એ નરે સાવધાનીના સૂર ઉઠાવેલા.

હૈદરઅલીએ મદ્રાસ ઉપર ચઢાઈ કરી ત્યારે તેણે આમ ઢંઢેરો બહાર પાડ્યો હતો. તેમાં અંગ્રેજોના સંબંધમાં તે જણાવે છે —

"પરદેશીઓની તેમની • માનવતાને લઈને અંગ્રેજ પ્રજાને આપણા દેશમાં જુદી જુદી જગાએ આપણે રહેવા દીધા, વેપાર કરવા દીધા અને કોઠીઓ નાખવા દીધી. પણ આપણી આ ઉદાર નાથી લોભાઈ • • તેઓ દેશને લૂટી ખાય છે ○ ○ આપણી પાયમાલી ઉપર તેમને સામ્રાજ્ય ઉભું કરવું છે. હે ભાગ દેશ બાન્ધવો! જો આપણે એક નહીં થઈએ × ને આ લેભાગુ લોકોને નહીં કાઢી મૂકીએ તો × એમની મહત્વાકાંક્ષા અને લાલચના ભોગ થવા સિવાય આપણે કંઈ આશા ન રાખવી × × એક ક્ષણની ઢીલ ન કરો. મનુષ્યરૂપમાં આવેલા આ રાક્ષસોને આપણામાં ફૂટ પાડવા માટે તક ન આપો. આપણા વીરોને છાજતી બાબત, ગૌરવ અને સ્વધર્મને નામે પ્રતિજ્ઞા લો કે (માનવજાતને માટે પીડા ઉભી કરનાર). આપણા શત્રુના આ શત્રુઓને સદાને માટે હાંકી કાઢીશું."[12]

એવી જ એક બીજી વિનંતિ સર્વ રાજ્યોને સંગઠિત થઈ સામનો કરવા માટે નાના સાહેબે મોગલ બાદશાહને કરી હતી. ગોરાઓની નીતિના ભેદ એ મુત્સદ્દી કળી ગયો હતો અને કોઠીનાં કરસ્તાનોનો અંજામ તે સમજી ગયો હતો. પણ એ બધાનું પરિણામ શૂન્ય આવ્યું. કંપની સરકાર મટીને અંગ્રેજ સરકાર બની. હૈદરઅલી કહે છે તેમ આપણી પાયમાલી પર સામ્રાજ્ય ખડું થયું. દેશની વૈભવ લક્ષ્મી, કલા સમૃદ્ધિ સૌ પરવારી ગયું. કાળ ગયોને એ જુના ગૌરવની કહાણી માત્ર રહી.



12 હિન્દની અંગ્રેજ વેપારશાહી. પૃ. ૨૪૦

# બાબાનું રમકડું

લીલાબ્હેન મહેતા

મેલ જવાના દિવસે હું મારી પરદેશની ટપાલ ઝડપથી લખી પૂરી કરતો હતો. ત્રણ વાગી ગયા હતા, મારે માટે જલ્દી કામ આટોપી લેવાનું હતું. એ વખતે બાબાને રડતો લઈ મારા શ્રીમતી ત્યાં આવ્યાં અને ક્રોધાવિષ્ટ સ્વરે ગર્જ્યાં. "આ તમારી મ્હોંકાણ."

મેં પૂછ્યું, "પણ બાબો રડે છે કેમ ? એને શું થયું છે ?"

મારી પત્નીએ કહ્યું "તમેજ એને રડાવ્યો છે"

મે કહ્યુ, "હું તો અહીં ક્યારનોય કામમાં છું"

શ્રીમતી બોલ્યાં, "બળ્યું તમારું કામ, આ પડોશીના મધુએ માંગી, મધુનું રમકડું બાબાએ જરા લીધું એટલે તો તેણે તેને પીંખી કાઢયો મે તમને કહ્યું હતું કે બાબા માટે સારો હાથી લઈ આવજો પણ તમે સાંભળો જ શાના ? અને તમારી બેદરકારીને લીધે બાબાને રડવું રહ્યું"

મે આશ્વાસન આપતાં કહ્યુ, "આજે સાંજે હું જરૂર લઈ આવીશ."

બાબાની બાએ કટાક્ષ કર્યો, "અરર, શું બોલ્યા ? સાંજના લઈ આવીશ ? અત્યારે ને અત્યારે બાબાને લઈને ગ્રાંટરોડ જાઓ અને બાબાને ગમતું રમકડું અપાવો."

મે કરગરી કહ્યું, "પણ આ બધી ટપાલ ?"

શ્રીમતી વડકી ઊઠયાં, "તમારી ટપાલમાં આગ લાગે. તમે નિર્દય છો. બાબા પર તમને વ્હાલજ ક્યાં છે ?"

આવા સંજોગોમાં સતી સીતાને ગમ પણ સમજાવી ન શકે તો હું કોણ ? ગયા વિના છૂટકો નથી એવી ખાતરી થતાં, ટપાલ ફેંકી મૂકી, બાબાને લઈને નીચેથી હું ગ્રાન્ટરોડ જવા બસમાં બેઠો.

૨

ગ્રાન્ટરોડ પહોંચી એક મોટી દુકાનમાં ટેબલ પર પર હાથીદાંતનો સુંદર હાથી મુકેલો જોઈ હું અંદર દાખલ થયો. બાબાને મેજ પર બેસાડી હાથી ઉચકી તે ઉપર હાથ ફેરવતાં મે દુકાનદારને તેનો ભાવ પૂછ્યો. દુકાનદારે પૂછ્યું, "તમારે શું જોઈએ છે ?" મેં કહ્યું, "આ હાથી, બાબાને માટે" દુકાનદારે રોફમાં, 'મિસ્ટર, કંઈ ભાન છે કે ? આ આર્ટની દુકાન છે, રમકડાં વેચવાની નથી." હું ગણગણ્યો, "પણ આ હાથી–" કે મિસ્ટરે કહ્યું, "એ તો પેપર વેઈટ છે એટલું તમારાથી દેખાતું નથી ?" હું નિરાશવદને ત્યાંથી નીકળ્યો એટલે કે મિસ્ટરે મોટેથી બૂમ મારી મને પાછો બોલાવ્યો, "મિ. તમારો છોકરો ભૂલી રહી ગયો." હું બાબાને ત્યાંજ ભૂલી બ્હાર નીકળતો હતો, તે પાછો ફર્યો. બાબાને લઈને રમકડાંની દુકાને જવા નીકળ્યો.

૩

થોડે ગયો એટલે એકલા રમકડાંની એક દુકાન જોઈ અંદર દાખલ થઈ બાબાને પૂછ્યું, "બાબા, આમાં કયું રમકડું તને ગમે છે ?" બાબાએ આનંદમાં કિલકિલાટ કરી કહ્યું,

"બધાં જ. બધાંજ લઈશું," બાબાને નીચે મુકી હું વારા ફરતી રમકડાં તપાસવા લાગ્યો. બાબો પણ દુકાનમાં આમ તેમ ફરવા લાગ્યો. એક મોટો જાપાનીઝ ઢીંગલો મેં પસંદ કર્યો અને બાબાને પુછવા ફર્યો, ત્યાં તો બાબાએ ધમ દઈ કાચનું એક મોટું રમકડું નીચે પાડ્યું અને તે ફટાક દઈ ફુટી ગયું.

"ત્રેવીસ બાર આના" દુકાનદાર બોલ્યો.

"શું ?" હું આશ્ચર્યમાં બોલ્યો.

"ત્રેવીસ રૂપિયા બાર આના તમારે આપવા પડશે."

આ અણધાર્યા બનાવથી હું રમકડું લીધા વિના ત્યાંથી નીકળી જવા ઇચ્છતો હતો. પણ ઘેર જઈ બાબાની માને શું કહું ? જાપાનીઝ ઢીંગલો બાબાને ગમ્યો. તેની છ રૂપિયા કિંમત અને ત્રેવીસ બાર આના બીજા આપી હું ઢીંગલો લઈ ગ્રાન્ટ રોડ સ્ટેશને ગયો અને પારલા જવાની લોકલમાં બેઠો.

૪

ટ્રેનમાં મારી સામે ચારેક આધેડ વયની બાઈઓ બેઠી હતી. બાબો ઢીંગલો હાથમાં લઈ બાઈ પાસે બેઠક ઉપર ઊભો રહી રમતો હતો. બાઈઓ બાબો અને મારી પ્રત્યે એકી ટસે જોઈ રહી હતી. મેં જરા અસ્વસ્થતા અનુભવી. એક બાઈએ મને પૂછ્યું, "તમે આ છોકરાના પિતા કે ?" મેં એ વાત સ્વીકારી ત્યારે તેણે આગળ કહ્યું, "કેવા નિર્દય છો ! " અને હું ચમક્યો. બાઈએ કહ્યું, "જાપાની ઢીંગલા પર મ્હોં ફેરવે છે. એની જીભ જુઓ. મ્હોં જુઓ, તેને રંગ લાગ્યો છે. એ રંગ ઝેરી છે બાબો માંદો પડશે, મરી જશે પણ તમારે શું ?" આ પ્રવચન ચાલતું હતું તે દરમ્યાન બાબાએ મારી પડોશમાં બેઠેલા એક ટાલિયા ગૃહસ્થના માથા પર ફટાક ફટાક ઢીંગલો ઠોકવા લાગ્યો. ટાલિયો ધૂંઆપૂંઆ. મેં બાબાને લઈને મારી પાસે બેસાડ્યો અને હું ચોર જેવો મૂંગો થઈ પારલા ક્યારે આવે એમ રાહ જોતો બેઠો.

૫

પારલા આવ્યું. હું છુટકારાનો દમ મુકી બાબાને ઊંચકી ટ્રેનમાંથી ઊતરી ચાલતો મારે ઘેર ગયો. શ્રીમતીએ અમારો સત્કાર કરતાં પૂછ્યું, "રમકડું લાવ્યા ?" મેં ઉત્સાહમાં કહ્યું, "હા, બહુ જ સુંદર. બાબાને બહુજ ગમ્યું છે, બાબા, બાને બતાવ" મેં જોયું તો બાબાના હાથમાં રમકડું ન હતું. એને મારી પાસે બેસાડ્યો, ત્યારે તેણે ચાલતી ગાડીએ તે બહાર ફેંકી દીધું હતું. હવે હું શ્રીમતીને કેમ સમજાવું કે મારો દોષ ન હતો. "તમે નિર્દય છો. તમારે રમકડું લેવું જ નહતું. જાઓ તમારા કાગળ પૂરા કરો." કાગળો પૂરા ન થયા તે વિષે મને હવે ગણતું ન હતું. રમકડાં માટે ઓગણત્રીસ રૂપિયા બાર આના ખરચ્યા પણ બાબા પાસે રમવા રમકડું ન હતું. વિધિની વિચિત્ર ક્રૂરતા પર વિમાસણ કરતો હું બેઠો. ત્યાં તો પાડોશીના મનુએ આવી બાબાને કહ્યું, "બાબા, લે આ મારા ઢીંગલો, ચાલ, આપણે રમીશું." અને બન્ને છોકરા બહાર કંપાઉન્ડમાં તોફાન મચાવતા રમવા લાગ્યા.

અને આ બાળકો પણ વિધિ જેવાં વિચિત્ર છે ! ઘડીઘડીમાં એનાં રંગ પલટાય ! આ હરામખોર મનુ પહેલાં પણ બાબા જોડે હળીમળી રમ્યો હોત, તો કેટલી આપદાઓમાંથી ઉગરી જાત. એ બદમાશો હમણાં પાછા લડે નહિ તો સારૂં.*

* સૂચિત.

# ડૉ. હીરાનંદ શાસ્ત્રી



અ. શં. ગદ્રે

સને ૧૯૪૬ ના ઑગસ્ટ માસમાં પુરાતન વસ્તુ શાસ્ત્રના બે પ્રખર વિદ્વાનો દેવલોક પામ્યા. તે બે વિદ્વાનો તે (૧) ડૉ. હીરાનંદ શાસ્ત્રી, એમ. એ., એમ. ઓ. એલ., ડી. લીટ અને (૨) રા. રા. બ. કાશિનાથ નારાયણ દીક્ષિત, એમ. એ., એફ. આર. એ. એસ. બી. છે. ડૉ. હીરાનંદ શાસ્ત્રી પંજાબી બ્રાહ્મણ હતા અને હિંદુસ્તાન સરકારના પુરાતન સંશોધન ખાતામાં મોટી જવાબદારીવાળા દરજ્જા પર હતા. ત્યાંથી નિવૃત્ત થઈ વડોદરા રાજ્યમાં પુરાતન સંશોધન ખાતું સ્થાપવાનું કાર્ય તેમને સુપ્રત કરવામાં આવ્યું હતું. રા. બ. કાશિનાથ હિંદુસ્થાન સરકારના તેજ ખાતામાં જૂદા જૂદા મોટા દરજ્જા પર કામ કરી છેવટે તે ખાતાના મુખ્ય વ્યવસ્થાપક (Director General) થયા હતા. ડૉ. શાસ્ત્રીનો જન્મ ઈ. સ. ૧૮૭૮ માં થયો હતો. ડી. એ. વી. કૉલેજ તથા ઓરીઅન્ટલ કૉલેજમાં શિક્ષણ લઈ સને ૧૯૦૦ માં તેમણે એમ. એ. ની પદવી પ્રાપ્ત કરી. બી. એ. અને એમ. એ. માં સંસ્કૃત તથા અંગ્રેજી વિષયમાં પ્રાવિણ્ય મેળવવા બદલ તેમણે સુવર્ણપદક મેળવ્યો હતો... મેળવત કરી પંજાબ વિશ્વવિદ્યાલયે તેમનું ગૌરવ વધાર્યું હતું. પ્રથમ તેમણે ડી. એ. વી. કૉલેજમાં સંસ્કૃત તથા તત્વજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે કામ કરી તેઓ પંજાબ વિશ્વવિદ્યાલયમાં સંસ્કૃતના પ્રાધ્યાપક નિમાયા હતા. વિશ્વવિદ્યાલયે તેમને એમ. ઓ. એલ.ની પદવી આપી. સને ૧૯૨૮ માં ડી. લીટની પદવી પણ આપી અને આ રીતે તેમની આ વિદ્વત્ત માટે બહુમાન આપ્યું હતું. તેમણે સને ૧૯૦૩ માં હિંદુસ્થાન સરકારના પુરાતન ખાતામાં જોડાઈ નાના દરજ્જાથી આગળ વધી હિન્દી અમલદારને મળી શકે તેવો ઉચ્ચતમ દરજ્જો પ્રાપ્ત કર્યો હતો. તેઓ સને ૧૯૦૬ માં નાગપુર મ્યુઝીયમના વ્યવસ્થાપક અને સને ૧૯૧૩ માં લખનૌ મ્યુઝીયમના વ્યવસ્થાપક તરીકે નિમાયા હતા. તેમની નોકરી સને ૧૯૧૭ થી ૧૯૨૦ સુધી કાશ્મીર રાજ્યને ઉછીની આપવામાં આવી હતી. ત્યાંથી પોતાના ખાતામાં પરત આવી તેમણે પુરાતન ખાતામાં જુદા જુદા વિભાગ અમલદાર તરીકે કામ કર્યું. સને ૧૯૨૫ માં તેમની નિમણૂંક લીપીતજ્ઞ તરીકે થઈ. સને ૧૯૩૪ સુધી તે હોદ્દા ઉપર ઉટકામંડ રહ્યા હતા, અને ત્યાંથી નિવૃત્તિ લઈ વડોદરા રાજ્યમાં પુરાતન સંશોધન ખાતાના વ્યવસ્થાપક (Director) નીમાયા હતા. આ જગ્યાએ સને ૧૯૪૨ સુધી કામગીરી કરી કાયમની નિવૃત્તિ લીધી હતી. તેઓ સ્વભાવે મતાગ્રહી, શુદ્ધિશાળી તથા સૂક્ષ્મદ્રષ્ટિવાળા હતા. દરેક કામ પોતે જાતે કરવાની તેમની દોઢડાહી ટેવ તથા તેમનું વિલક્ષણ માર્ગદર્શક હતું. તેમની લેખન તથા વિચારશક્તિ વિશાળ હતી. તેમણે પુરાતત્વવેત્તા તરીકે તે વિજ્ઞાનમાં કરેલું કામ પ્રમાણભૂત ગણાતું હતું. તેમણે બ્રિટીશ હિંદુસ્થાનમાં કાશીઆ, નાલંદા, સાંકાશ્ય, સારનાથ તથા વડોદરા રાજ્યમાં અમરેલી તથા પાટણમાં કરેલા ખોદકામને વિદ્વાનોએ વખાણ્યું છે. તેમણે પ્રસિદ્ધ કરેલા જુદા જુદા વિષયોના લેખો પૈકી નાલંદા સીલ્સ એ વિષય ઉપર લખેલો પ્રબંધ વાંચવા લાયક છે. વડોદરામાં પ્રસિદ્ધ થયેલા તેમના ગ્રંથો પૈકી ઇન્ડીયન પીક્ટોરીઅલ આર્ટ એન્ડ ડેવલપમેન્ટ થ્રૂ ઇમ્પ્રેસન્સ અવશેષો અને પ્રાચીન વિજ્ઞપ્તિપત્રો આ ગ્રંથો સૌએ માન્ય રાખ્યા છે. સને ૧૯૩૮ માં શ્રીમંત સરકાર કે ત્રીજા સયાજીરાવ મહારાજે તેમને જ્ઞાનરત્નની પદવી અર્પણ કરી તેમની વિદ્વત્તાની કદર કરી હતી. તેમણે વડોદરામાં આવેલા મ્યુઝીયમ અને પિક્ચર ગૅલેરીના વ્યવસ્થાપકનો હોદ્દો સને ૧૯૩૯ થી ૧૯૪૨ સુધી સંભાળ્યો હતો. સન ૧૯૩૦ માં પટણા મુકામે ભરાયેલી ઓરી-

એન્શ્યન્ટ મોન્યુમેન્ટસના પુરાતત્ત્વ વિભાગમાં અધ્યક્ષ તરીકે તેમણે બજાવેલી કામગીરી પ્રશંસનીય હતી. સને ૧૯૩૯ માં ત્રિવેન્દ્રમમાં ન્યુમિસ્મેટીક સોસાયટીના અધ્યક્ષ હતા, આ બંને હોદ્દામાં તેમનું ભાષણ ખરેખર મનનીય હતું. સને ૧૯૨૨ પછી મોહન-જો-ડારો અને હરપ્પાના ખોદકામમાં જણાએલા સિંધુ નદીની ખીણમાંથી મળેલા પ્રાગૈતિહાસિક સંસ્કૃતિના અવશેષો કાઠિયાવાડ અને લાટ દેશ સુધી પ્રવર્તેલા હતા, તે ડૉ. શાસ્ત્રીએ ગુજરાતમાં કરેલા સંશોધનમાં જણાવ્યું છે પચાસ વર્ષ પૂર્વે ગેબ્રૂટ બ્રુસ ફૂટ નામના ભૂસ્તરશાસ્ત્રીએ કરેલા સંશોધન મુજબ સાબરમતીના કિનારે અશ્મયુગના પ્રાગૈતિહાસિક અવશેષો મળવાની શક્યતા બાબત ડૉ. શાસ્ત્રીએ ઉંડી ખાત્રી આપી હતી તે અવશેષોના સંશોધનનું કામ ડૉ. હ. ધ. સાંકળિયાના હાથે આવ્યું હતું. તેનું વર્ણન આગળ ઉપર કરવામાં આવશે. ડૉ. શાસ્ત્રીએ વડોદરામાંથી નિવૃત્તિ લઈ પંજાબમાં ગુ-દાસપુરમાં મુકામ રાખ્યો હતો. ત્યાં તે અર્ધાંગ વાયુથી પીડાતા હતા. તેમનો રોગ વધી જતા તે તા. ૪ ઓગસ્ટ ૧૯૪૬ ના રોજ દેવલોક પામ્યા.

ડૉ. શાસ્ત્રીએ પોતાના અનુભવનો લાભ વડોદરા રાજ્યના પુરાતત્ત્વ સંશોધન ખાતાને આપી તેનો સારો વિસ્તાર કર્યો હતો અને તેમાં વડોદરા તેમનું ઘણું ઋણી બન્યું છે.

# આંતરરાષ્ટ્રીય રાજકારણ



વાસુદેવ બળવંત ટોલ્લકર

ગયા માસમાં જાગતિક શાંતિનો ભંગ થાય એવી એક બે મહત્વની બાબતો બની છે અને તેનાં પરિણામ અતિશય દૂરગામી સ્વરૂપનાં થશે એમ સ્પષ્ટ દેખાય છે. યુદ્ધ સમાપ્તિકાળથી લોકશાહી અને સામ્રાજ્યશાહી વચ્ચે ચાલુ રહેલી કરોકટી કોઈપણ વખતે વિસ્ફોટમાં પરિણમે એવું દેખાય છે. ઓગણીસમી સદીમાં પ્રકર્ષ પામેલી સામ્રાજ્યશાહી વીસમી સદીમાં પાછી હટવા લાગી અને ગયા મહાયુદ્ધ પછી આ પીછેહઠ ઘણીજ ત્વરિત બની છે. પ્રગતિશીલ વેપાર એજ સામ્રાજ્યશાહીનું જીવન હોવાથી પ્રાદેશિક વિસ્તાર પર નભેલી વર્તમાન સામ્રાજ્યશાહી લાંબો સમય સજીવ રહે એ હવે અશક્ય છે. પોતાની પરાન્નપુષ્ટ ઉન્માદિત જીવન પર બહુ મોટું ક્રાન્તિ-કારક અરિષ્ટ આવશે એ વાત સામ્રાજ્યશાહી હવે સંપૂર્ણ સમજે છે. લોકશાહીના ઉદયથી તેની હિલચાલો સંકુચિત થતી જાય છે અને તેની સામે આખરી નિર્ણયાત્મક સામનો કરવા પોતાની લશ્કરી તૈયારી વધારે છે. હમણાંજ પ્રગટ થયેલા એંગ્લો-અમેરિકન લશ્કરી કરારોની ભાંજગડીમાં આ તૈયારીનું પ્રત્યક્ષ સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે. આ કરારો ઉપર હજી સુધી સહીઓ થઈ નથી પણ આવતા મહિનામાં તે પર સહીઓ થશે એમ જણાવવામાં આવ્યું છે.

આ કરાર પ્રમાણે એંગ્લો-અમેરિકન લશ્કરનું અને વૈમાનિક દળોનું એકીકરણ કરવામાં આવશે અને લશ્કર ઉપર એક સર્વાધિકારીની સત્તા પ્રવર્તશે. સર્વે પ્રકારનાં શસ્ત્રાસ્ત્રમાં સમાનતા નિર્માણ કરી બન્ને રાષ્ટ્રોનાં સૈન્યોની કવાયત અને તાલીમ એક જ પ્રકારની હશે. ઈંગ્લાંડનું લશ્કરી અને આર્થિક સામર્થ્ય ગયા યુદ્ધમાં ઘેરાઈ ગયેલું હોવાથી પોતાની જૂની સાહીઅમેરિકન સંરક્ષણ હેઠળ ટકાવવા માટે ઈંગ્લાન્ડના દેશદ્રોહી સામ્રાજ્યવાદીઓ પોતાના દેશને અમેરિકાની દાસી તરીકે રાખવા તૈયાર થયા છે; દેશના લોકમત પ્રમાણે દેશની સ્વતંત્રતા સાચવી પોતાનો આંતરરાષ્ટ્રીય દરજ્જો જાળવવાના પ્રયત્નો કરવાને બદલે અમેરિકન દાસત્વ સ્વીકારનારાઓ આ દેશવિઘાતીઓ ખરેખર કલંકરૂપ છે. પ્રત્યેક દેશમાં આવા લોકો દેશને સ્વાતંત્ર્ય ગુમાવવાની આપત્તિમાં સંડોવે છે.

ઇંગ્લેન્ડ — ઈંગ્લન્ડમાંના પ્રતિગામી જૂથનાં આ કરતૂતોથી પુરોગામીઓ ભડકી ઊઠયા છે. પાર્લામેન્ટના કમ્યુનિસ્ટ મજૂરોએ આ રહસ્ય ઉઘાડું પાડયું પણ સરકાર તરફથી સંતોષકારક ખુલાસો હજી મળ્યો નથી. દરમ્યાન આ કરારો બાબત મજૂર પક્ષના "ભડખોર" સભાસદોમાં મોટો અસંતોષ દેખાય છે. "જગતની શાંતિ અને સોવિયેટની મૈત્રિ દૃઢ કરવા માટે પ્રયત્નો કરીશું." એવું મજૂર પક્ષે આશ્વાસન આપ્યું હતું પણ પ્રત્યક્ષપણે રશિયા જોડે મૈત્રિ ગાઢી થવાને બદલે વેરભાવ વધે છે. આ મજૂર પક્ષના ભડખોર સભાસદોએ ગયા માસમાં પોતાનો અસંતોષ પાર્લામેન્ટમાં સ્પષ્ટપણે વ્યક્ત કર્યો હતો. ગુપ્ત કરારોની વાત ઉઘાડી પડવાથી સરકાર મુંઝવણ અનુભવે છે. થોડા દિવસોમાં અસંતોષને વાચા ફૂટશે એ નિર્વિવાદ છે.

અમેરીકા. — ખુદ અમેરિકામાં ત્યાંના પ્રબળ મૂડીવાદીઓ નવા યુદ્ધ માટે તૈયારી કરવા સરકાર પર દબાણ કરી રહ્યા છે. એંગ્લો-અમેરિકન કરારની વાટાઘાટ કરવાના સમયે આ લોક રશિયા વિરુદ્ધ દેશમાં અને જગતમાં પ્રચાર કરી નવા યુદ્ધનો પાયો રચવામાં મશગુલ હતા. પણ ખુદ અમેરિકનોમાં આ પ્રત્યાઘાતી વૃત્તિની વિરુદ્ધ છે. હેન્રી વોલેસે પોતાના હોદ્દાનું રાજીનામું

આપ્યા પછી ત્રીજો પ્રગતિક પક્ષ નિર્માણ થયો છે પણ આ પક્ષ નજીકના ભવિષ્યમાં રાજકારણમાં કંઇ ખાસ કરી શકે એમ દેખાતું નથી કારણ કે રીપબ્લીકન પક્ષ બહુમતીમાં આવ્યાથી અમેરિકી રાજનીતિનું ધોરણ સામાન્ય લાલસા પર આધારભૂત થયેલું પુરવાર થાય છે ટ્રુમન પ્રેસિડન્ટ થયો ત્યારથી આ તફાવત નજરે ચઢયો હતો પણ કોંગ્રેસની ચૂંટણી પછી આ ફેરફાર હવે વધારે સ્પષ્ટ થયો છે. અમેરિકન-અંગ્રેજ મૂડીવાદીઓ જગતની શાંતિમાં વિરોધ ગણે છે એમ હવે સર્વ કોઇ સમજી શકયા છે

ગયા માસમાં મળેલી સંરક્ષણ સમિતિની બેઠકમાં એટમ બોંબના નિયંત્રણ, શસ્ત્ર પર અંકુશ અને શસ્ત્રસંન્યાસ સંબંધી ઉગ્ર ચર્ચાઓ થઇ અને તેમાં સોવિયેટ પ્રતિનિધિએ અગ્ર ભાગ લીધો અમેરિકન પ્રતિનિધિએ અણુ બોંબ સંબંધી એક યોજના મૂકી તેજ વખતે રશિયન પ્રતિનિધિએ મિત્રો રાજ્યોમાંના મોટા રાષ્ટ્રોએ પોતાનાં સૈન્યની સંખ્યાનો 'આંકડો' પરિષદ આગળ મૂકવા. એમ કહ્યું. આ બીજા ઠરાવ પર ભવતિ ન ભવતિ થઇ ઓજ ઠરાવને સાર્વત્રિક શસ્ત્રસંન્યાસનો ઠરાવ ગણવો, એક પેટા સમિતિ શસ્ત્રસંન્યાસના ઉપાયો સૂચવવા નીમવી, અને તેણે ત્રણ માસની અંદર સંયુકત પરિષદ સમક્ષ પોતાનો હેવાલ રજુ કરવો એમ સોવિયેટ પ્રતિનિધિએ સૂચન કર્યું. અણુ બોંબ નિયંત્રણ, મિત્ર રાષ્ટ્રમાંથી પોતાનાં સૈન્ય ઉઠાવી લેવાં અને શસ્ત્રસંન્યાસ પર ભાર મૂકી સોવિયેટ પ્રતિનિધિએ દલીલો કરી, તથાપિ અમેરિકાને અણુ બોંબ બનાવટનું રહસ્ય ગુપ્તજ રાખવું ઇંગ્લેન્ડ અને અમેરિકાને પોતાનાં સૈન્ય ગ્રીસ વગેરે દેશોમાંથી ખસેડી લેવાની ઇચ્છા નથી અને શસ્ત્રસંન્યાસ માટે પણ સમ્મત ન થતાં આવી નિરર્થક ચર્ચામાં કાળક્ષેપ કરતા રહી પોતાનું લશ્કર બળ વધારતા રહેવાનો આ બે દેશોનો ઉદ્દેશ છે.

જગત ઉત્પાદનનું અર્ધું જેટલું ઉત્પાદન અમેરિકા કરે છે, તો પણ સંહારની વાર્ષિક આવકના ૫૦ થી ૬૦ ટકા અમેરિકા સરકારી ખર્ચ પાછળ વાપરે છે યુદ્ધભીતિ ખડી કરી ઉત્પન્નની માગણી ચાલુ રાખવાનો એક ઉપાય છે તે ઉપરાંત મજૂરોને દાબી દેવા માટે નવા કાયદાઓ ઘડી કાઢવા માટે અમેરિકન સરકાર પ્રવૃત્ત છે. આ યુદ્ધપોષક પ્રવૃત્તિમાં અમેરિકામાં બીજી ઘટનાઓનો વધારો કરવામાં આવે છે મી બાયર્ને પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું છે. ૫ રેશ મંત્રી મી બર્ન્સે પણ પોતાના હોદ્દાનો ત્યાગ કર્યાનું કાલેજ જાહેર થયું છે. ઉપરની ઘટનાઓમાં આ રાજીનામા સુસંગત લાગતા નથી. હજી થોડો સમય રાહ જોયા સિવાય-એ વિષે હાલ તરત કંઇ નિશ્ચયપૂર્વક કહી શકી ન શકાય.

ફ્રાન્સ,– વિવિધ પેંતરા ભરી ગંજીફાના વ્યૂહ રચી ફ્રાન્સમાં પુરોગામી અને પ્રતિગામી પક્ષો સ્પર્ધા કરી રહ્યા છે કમ્યુનિસ્ટ સહુથી મોટો પક્ષ હતા છતાં રીપબ્લીકના પ્રેસિડન્ટ તરીકે આ પક્ષના ઉમેદવારને પુરતા મતો મળ્યા નહી, આખરે "મને નહિ, તો તને નહિ, પણ નાખો કુતરાને" એ ન્યાયે એમ આર. પી. અને કમ્યુનિસ્ટ પક્ષોથી નાનો ગણાતો સોશીયાલિસ્ટ ડેમોક્રેટિક જૂથના હાથમાં થોડા સમય માટે રાજ્ય સંચાલનના દોરો સુપરત કરવામાં આવ્યા છે આ પક્ષનું મંત્રી મંડળ ફકત પાંચ જ અઠવાડિયાં સુધી સત્તારૂઢ રહેવા પછી આ પ્રશ્ન ફરીથી હાથમાં લેવામાં આવશે. લિઓ બ્લૂમ આ પ્રમાણે ભલે કહો કે થોડા દિવસો માટે પણ સત્તારૂઢ થયો છે. ફ્રાન્સમાં બનેલી ઘટનાથી મનને ઉદ્વેગ થાય છે, પણ આજની દેશની, પરદેશની પરિસ્થિતિ વિચારી જોતાં ત્યાં યુદ્ધનો ભડકો થશે એ તદન અનિશ્ચિત છે. આમ જનતામાં કમ્યુનિસ્ટ પક્ષની બહુમતિ છે, એ ખરું છે પણ તેની લશ્કરમાં કેટલી લાગવગ છે તે જાણવું મુશ્કેલ છે. યદા કદા યાદવી યુદ્ધ ફાટી નીકળે તો તે

ફ્રાન્સમાં જ મર્યાદિત રહે એમ બને નહિ પણ તે બીજા વિશ્વયુદ્ધમાં પરિણમે એવો મોટો સંભવ રહે. ઇંગ્લેન્ડ, અમેરિકા જેવા રાષ્ટ્રોને ફ્રાન્સમાં હસ્તક્ષેપ કરવાની તક મળે. આવા સંજોગોમાં સામોપચારથી કામ લેવું એજ અપરિહાર્ય છે, પણ તેમ કરતાં કેટલાક પ્રતિગામી સ્વરૂપનાં ચિન્હો પ્રત્યક્ષ થાય છે. ફ્રાન્સનાં સામ્રાજ્યમાં પ્રથમ અંતર્યુદ્ધ પણ યુદ્ધોત્તર કાળમાં સ્વતંત્ર થયેલો વિયત નામ દેશમાં થયેલી ચળવળ એની સાક્ષી પૂરે છે. વિયેત્ [ઇન્ડોચાયનાનો] દેશ ગયા યુદ્ધમાં જાપાની હકૂમતની સામે લડીને સ્વતંત્ર થયો હતો પણ ફ્રાન્સ દેશની દ'ગોલ સરકારે ત્યાં ફ્રેન્ચ નાગરિક અને બીજા હકના સંરક્ષણ માટે ફોજો રવાના કરી આ નવોદિત સ્વતંત્ર રાષ્ટ્ર પર ફરીથી પોતાની હકૂમત સ્થાપવાનો પ્રયત્ન કર્યો. તો પણ ફ્રાન્સમાં બહુમતિથી ચૂંટાઈ આવેલા કમ્યુનિસ્ટ પક્ષની દરમ્યાનગીરીથી ફ્રાન્સ અને વિયેત્ નામ વચ્ચે સંધી થઈ પણ ફ્રેંચ અધિકારીઓએ મુસદ્દો બાજુ પર મૂકી. તેથી પોતાનું અસ્તિત્વ અને બળ કાયમ રાખવા વિયેત સરકારને યુદ્ધમાં ઉતરવાની ફરજ પડી. ગયા માસથી આ યુદ્ધ જોરથી ચાલુ રહ્યું છે. આમાં ઘણી વખતે અનેક વખત ફ્રેંચ સૈન્યના હાથ પડી ગયા છે. હજી પણ હજારો સૈનિકો અને દારુગોળાની મદદ ફ્રાન્સમાંથી ફ્રેંચ સૈન્યને મળે છે તો પણ વિયેતનું બહાદૂર સૈનિક પ્રાણની પરવા કર્યાં વિના લડીને પોતાના રાષ્ટ્રનો પ્રતિકાર ચાલુ રાખી રહ્યા છે. આ યુદ્ધનું પરિણામ ગમે તે આવે પણ ઇન્ડોચાયનામાં જે જાગૃતિ આવી સ્વદેશાભિમાન પ્રગટ્યું છે તેનું કદિ દમન થઈ શકશે નહિ. સૈન્ય બળમાં ઉમેરો કરવા છતાં ફ્રાન્સને આ દેશનો ફરીથી કબજો કરતાં ફાંફાં પડે છે. ગયા પાંચ વર્ષમાં ફ્રાન્સની આર્થિક સ્થિતિ તદ્દન નબળી થઈ છે. આ યુદ્ધ પાંચ છ માસ વધારે ચાલે તો ફ્રાન્સને ઇન્ડોચાયના ફરીથી હસ્તગત કરવું મુશ્કેલ પડશે. ફ્રાન્સના પ્રતિગામી પક્ષને પોતાનું સામ્રાજ્ય અબાધિત રાખવું છે પણ કમ્યુનિષ્ટ પક્ષ સત્તારૂઢ થાય તો ઇન્ડોચાયનાને સ્વાતંત્ર્ય મળે અને તેનો ઉત્કર્ષ થાય, એમાં જરા શંકા નથી.

પેલેસ્ટાઇન : ઇંગ્લેન્ડના પ્રતિગામી પક્ષને પણ પોતાના સામ્રાજ્યને જાળવી રાખવું છે પણ પેલેસ્ટાઇનમાં તેમને અમેરિકન સામ્રાજ્યવાદી સાથે લડીને પોતાની સત્તા પ્રસ્થાપિત કરવી પડે છે. પેલેસ્ટાઇનના યહૂદીઓને અમેરિકન મૂડીવાદી યહૂદીઓની સંપૂર્ણ મદદ હોવાથી ત્યાંના યહૂદીઓ ઇંગ્લેન્ડના લશ્કરની પણ અવગણના કરે છે. યહૂદીઓ ખાસ દિવસ પર જ ત્યાંના એક બ્રિટીશ સૈનિકને ફટકાથી માર માર્યો. બ્રિટિશ સૈનિકને ફટકા પડે એવો અપમાનિત બનાવ અત્યાર પર્યંત કદી બન્યો ન હતો. બીજે જેમ પક્ષો ઉભા કરી બ્રિટિશ રાજ કરે છે તેમ પેલેસ્ટાઇનમાં પણ આરબ અને યહૂદી વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરનાર બ્રિટિશ કાવત્રું જ છે. આ બાજ-મા દરમ્યાન આરબ અને યહૂદી મજૂર વર્ગોમાં જાગૃતિ આવી અને બંને સહકાર આપી સાથે મળી પોતાના સામાન્ય દુશ્મન સામે સામનો કર્યાના સ્પષ્ટ આશાજનક ચિન્હો જણાયાં છે.

ઇજિપ્ત : પેલેસ્ટાઇન પ્રમાણે ઇજિપ્તમાં પણ સુએનિસ્ટ અને ઇજિપ્શિયન એવા બે પક્ષો રચી બ્રિટિશરો સત્તા કાયમ કરવાના પેંતરા રચી રહ્યા છે પણ ઇજિપ્ત જનતાએ આ બ્રિટિશ કારસ્તાન ચલાવી લીધું નથી. બ્રિટિશ પ્રપંચ નીતિના ભોગ થઇ પડેલા સિદકીપાશાને આખરે રાજીનામું આપવું પડ્યું. પણ તેની જગ્યાએ આવેલા નકાશીપાશા પણ તેટલા જ પ્રતિગામી હોવાથી ઇજિપ્તના સ્વાતંત્ર્યનો અને તે દેશનો સુદાન સાથે સંબંધનો પ્રશ્ન હજી ઉકેલાય તેમ દેખાતું નથી. ઇજિપ્તના દેશભક્તો નકાશીપાશાની રાજનીતિનો પાર્લામેન્ટમાં ઉગ્રતાથી વિરોધ કરે છે. આ સ્થિતિ હજી કેટલોક વખત રહેશે એમ લાગે છે.

મિથાન ચીનની આર્થિક સ્થિતિ ક્ષણાનુક્ષણ બગડતી જાય છે અને હવે તો દેવાળું નીકળે કે કેમ તેની રાહ જોવાય છે. કમ્યુનિસ્ટ ગોમિંટેગ સૈન્યના લડાઈમાં ૪ લાખ ૧૧ હજાર ગોમીટેન સૈનિકો સમ્પૂર્ણપણે નકામા થઈ ગયા છે અને ગયા માસમાં કોમ્યુનિસ્ટ ફોજની ચોતરફ ચડાઈ ચાલી રહી દેખાય છે; ગયેલા પ્રદેશનો મોટો ભાગ અને કેટલાક શહેરો આ સેનાએ ફરીથી હસ્તગત કર્યા છે. ચીન દેશમાં અમેરિકન વિરુદ્ધનું વાતાવરણ એક સરખું ભભકી રહેલું છે કમનસીબે ત્રણ દિવસ ઉપર એક ચીનની કન્યા ઉપર એક અમેરિકન નાવિકે બળાત્કાર ગુજારવાથી તેની વિરુદ્ધ સર્વ ચીની વિદ્યાર્થીઓમાં અસંતોષનું વાતાવરણ ફેલાયું અને અમેરીકનો વિરુદ્ધ મોરચા મોટા દેખાવો થયા એકંદરે જનરલ ચાંગ-કાઈ શેકની કારકિર્દીમાં ચીની લોકોની મુશ્કેલીઓ વધતી જાય છે તેમજ ચીનનો આર્થિક અધઃપાત સમીપ આવી રહ્યો છે.

**બ્રહ્મદેશ** :– હિંદી મૂખ્ય પક્ષો પ્રમાણે બ્રહ્મદેશના પક્ષો પણ સંપની સહાય કરવા નીકળ્યા છે. પરંતુ તેમનીએ સારથી બ્રહ્મદેશને ખરેખરી સ્વતંત્રતા મળવી મુશ્કેલ છે. બ્રહ્મદેશના કમ્યુનિસ્ટ પક્ષે આ વાત સ્પષ્ટપણે કહી છે "ફોડો અને તોડો" એ નીતિનું અવલંબન કરી બધી પ્રતિનિધિઓને બ્રિટિશ સરકાર હાંકી કાઢશે.

ઇન્ડોનેશિયા :– ડચ સરકાર અને ઇન્ડોનેશિયા રીપબ્લીક બન્ને વચ્ચે કરારો થયા છે. છતાં બન્ને પક્ષોના સૈનિકોની અથડામણ ચાલુ જ છે. ઇન્ડોચાઇનામાં ફ્રેન્ચોએ જે પ્રમાણે વિશ્વાસઘાત કર્યો છે તેજ પ્રમાણેનું ડચોનું આ દેશવાસીઓ પ્રત્યે વર્તન છે. સામ્રાજ્યવાદનો નાશ થયા વિના આ નીચ મનોવૃત્તિનો અંત આવે નહિ.

---

# ઇવા નદી કઇ ?



આજથી બે હજાર વર્ષ ઉપર માળવાના પ્રતાપી ક્ષત્રપ નહપાનના જમાઈ ઉષાવદાતે પ્રભાસતીર્થની યાત્રા વખતે દાન કર્યાનો ઉલ્લેખ નાસિકના શિલાલેખોમાં છે. સંસ્કૃત શિલાલેખોમાં તાપી અને દમણગંગા નદીઓ વચ્ચેના દક્ષિણ ગુજરાતના પ્રદેશમાં આવેલી ઇવા અને પારદા નદીઓ ઉપર મુસાફરોને ઉતરવા માટે કાયમી વ્યવસ્થા કર્યાનો ઉલ્લેખ છે.

શ્રીયુત મણિભાઇ દ્વિવેદી પોતાના " 'પુરાતન દક્ષિણ ગુજરાત' નામના પુસ્તકના પૃષ્ઠ ૨૦૧ ઉપર જણાવે છે કે 'ઇવા અને પારદા નદીઓ કઇ તે સમજાતું નથી' "

પ્રાચીન કાળથી પુરાણી તરીકે ઓળખાતી પૂર્ણા નદીની દક્ષિણે દશ માઇલના અંતરે આવેલી અંબિકા નદી એજ ઇવા નદી છે એના સમર્થનમાં પૂર્ણા અને અંબિકા નદીઓની વચ્ચે આવેલા પ્રદેશમાં વસતા રાનીપરજ લોકોની એક કહેવત રજુ કરેલી અસ્થાને ગણાશે નહી.

પુરાવીમાં પીહલા પુર યે તો પુરા પાની

ઇબડા ( ઇવડા અથવા કલા ) માં પીહલા પુર યે તો કહાડવે જીવડા

ઇબડા એ ઇવડા અથવા ઇવાનો અપભ્રંશ થએલો શબ્દ છે કુકણા અને બીજા લોકોની ભાષામાં આ કહેવત રજુ કરી છે એનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

જ્યારે ચોમાસુ બેસે છે ત્યારે શરૂઆતની પહેલી રેલ જો પૂર્ણા નદીમાં આવે તો આખુ ચોમાસુ પૂરપૂરો વરસાદ વર્ષી વર્ષ આબાદ નીવડે છે.

એથી ઉલટું જો અંબિકા નદીમાં પહેલી રેલ આવે તો વરસાદ ઓછો પડે છે અને ખેતીનો પાક ઓછો ઉતરવાથી ભુખે મરવાનો ( જીવડા નીકળવાનો ) વખત આવે છે

આ કહેવતમાં કાંઇક તથ્ય પણ છે મારા ૫૯ વર્ષના જ અહના વસવાટ દરમ્યાન ઉપર્યુક્ત કહેવત ખરી પડેલી માલમ પડી છે.

ઇવા (ઇબડા) એટલે ઇવડા અને પારદા એટલે પાર નદી હોવી જોઇએ એ આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

પીરોજશાહ આરજી જીવાજીશાના
મુ બેસનીયા (પ્રાચીન વસનાપુર બીસનપુર.)

# હિન્દી રાજકરણ

વાસુદેવ યશવંત કોલ્હટકર.

આપણા દેશનું રાજકારણ અત્યારે બંધારણ સમિતિ અને કોમી ઝઘડાઓમાં ઝઝૂમી રહ્યું છે. ડિસેમ્બર ૬ઠી તારીખે બ્રિટિશ મંત્રી મંડળે મંત્રીમિશનની યોજના સંબંધીની જાહેરાતનો અર્થ સ્પષ્ટ કર્યો. એ અર્થ લીગને લાભદાયક અને કોંગ્રેસની વિરુદ્ધ નીવડ્યો. એથી કોંગ્રેસની કાર્યવાહી મંડળના સભ્યોમાં અંતર્ગત કુસંપ ઉદ્ભવ્યો. સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં નેહરુએ સોવિયેટ યુનિયન સાથે મૈત્રિ કરી એટલે બ્રિટિશ સરકારે ચિડાઈને કોંગ્રેસ વિરુદ્ધ ચુકાદો આપ્યો એમ નેહરુ ઉપર મૂર્ખાઈભર્યો આરોપ મુકવામાં આવ્યો. નેહરુ એ પ્રસંગે રાજીનામું આપવા તત્પરતા બતાવી. છેવટે આ બનાવ ઉપર ખૂબ ચર્ચા થઈ અને કોંગ્રેસ કાર્યવાહી સમિતિએ મંત્રીમંડળે કરેલો અર્થ સ્વીકાર્યો. અખિલ ભારતીય મહાસભા કાર્યસમિતિને વિશ્વાસ કરી ફેડરલ કોર્ટમાં જવાથી કંઈ ફાયદો નથી એમ સમજાયું. બંધારણ સમિતિનું કામ સફળ કરવા માટે કોંગ્રેસે બ્રિટિશ સરકાર સાથે તડજોડ કરી અને હવે લીગ સાથે પણ સમાધાન કરવાની તૈયારી બતાવી છે અને દેશી રાજ્યો પ્રત્યેના સંબંધમાં પણ એવી જ તત્પરતા દાખવે છે. આથી પણ લીગ અને દેશી રાજ્યોની સમ્મતિ મળશે કે કેમ એ વિષે શંકા છે. આ તડજોડની રાજનીતિથી પરિણામ એટલું દુરગામી આવવા સંભવ છે કે બંધારણ તૈયાર કરતી વખતે પણ લોકશાહીના મૂળભૂત તત્વોને ઉડાવી દેવામાં આવશે એમ જણાય છે અને જે બંધારણ તૈયાર થાય છે તેથી સ્વરાજ્ય કે સ્વતંત્રતા સંપાદન કરી શકાશે નહિ. તડજોડના રાજકારણનું આ ભાવિ પરિણામ લોકોને આજથીજ ભડકાવે છે.

લીગને બંધારણ સમિતિમાં બેસાડી લાવવાનું ઘણી કાર્ય કરવા કોંગ્રેસ ઇચ્છે છે પરંતુ એથી પ્રાન્તોની સ્વાયત્તતામાં બાધ આવે છે, એ વાત કોંગ્રેસની ધ્યાન બહાર નથી એટલા જ માટે આસામ પ્રાન્ત પાકિસ્તાનમાં વટાય ન જાય એવા પ્રયત્નો ચાલુ જ છે અને બારડોલોઈને પ્રોત્સાહન આપવામાં આવે છે. તથાપિ ૬ઠી ડિસેમ્બરની જાહેરાત પૂર્ણપણે માન્ય રાખવી અને બીજા પ્રાન્તોને એમની ઇચ્છા વિરુદ્ધ જૂથોમાં ખોસવામાં આવશે નહિ એમ કહેવું એ હાસ્યજનક કોંગ્રેસના ધ્યાન બહાર કેમ રહે છે ?

પ્રાસંગિક રીતે ૧૯૪૨ ની ક્રિપ્સ યોજનામાં પ્રાંતોને હિંદી રાજ્યમાંથી નવું રાજ્ય બંધારણ અમલ આવ્યાના ૧૦ વર્ષ પછી છૂટા પડવા હક હતો. એ વાત કોંગ્રેસે તે સમયે માન્ય રાખી હતી તો હવે તે શા માટે ના કબુલ રાખે છે, તે સમજાતું નથી. કોંગ્રેસની રાજનીતિમાં દેખાતી વિષમતા જોવાથી કોંગ્રેસની વિચારશિથિલતા ધ્યાનમાં આવશે. લીગની નીતિ શંકા ઉત્પન્ન કરે છે અને તેમાં બ્રિટિશ સરકારની સંપૂર્ણ સહાય છે ૬ઠી ડિસેમ્બરની જાહેરાતથી બ્રિટિશ સરકારે પાકિસ્તાન આપ્યું એમ લીગ માને છે. પરંતુ એ મુદ્દો કોંગ્રેસ સંપૂર્ણ પણે સ્વીકારે નહિ ત્યાં સુધી પાકિસ્તાન મળવું અશક્ય છે, એમ લીગ સમજે છે કોંગ્રેસે એ અર્થ સ્વીકાર્યો છે પણ આસામને ઇચ્છા વિરુદ્ધ જૂથમાં દાખલ કરવાની લીગની યોજના છે પણ લોકશાહીની વિરુદ્ધ આમ થયો. કામ કરવું મુશ્કેલ છે અને તેથીજ બંધારણ સમિતિમાં પ્રવેશ કરવો કે નહિ તે વિષે લીગ દ્વિધામાં છે

'અમે જુદી બંધારણ સમિતિ બોલાવીશું' એવી ધમકી જિન્હાએ એક વખત આપી હતી પછી નેહરુએ એશિયાટિક રાષ્ટ્રોની પરિષદ બોલાવવા જાહેર કર્યું, તેજ વખતે જિન્હાએ મધ્યપૂર્વ રાષ્ટ્રોની પરિષદ બોલાવવા માટે પેરવી કરી જિન્હા વિલાયત જઈ પ્રતિગામી ખાઝે વાનો સાથે મસલત ચલાવવામાં મશગુલ થયા અને પછી એમની મધ્યપૂર્વ એશિયાના રાષ્ટ્રોની મુસાફરી વેળા ત્યાંના પ્રતિગામી નેતાઓને સંદેશ. આમ લીગની નેતાગીરી પૂર્ણપણે બ્રિટિશરો ની અસર યુક્ત છે અને આથી મુસ્લીમ જનતાને વધુ ને નુકશાન થશે એ મુસ્લીમ નેતાઓના ધ્યાન બહાર છે.

બંધારણ સમિતિના આ અધિવેશનમાં કોંગ્રેસના ઉદ્દામવાદી નેતાઓને કોંગ્રેસ નેતાઓ સામે રોષ ચઢ્યો છે. શરતચંદ્ર બોઝ અને જયપ્રકાશ નારાયણ આ તાબેદારીની નીતિથી નારાજ થઈ રાજીનામાં આપ્યાં છે તેઓ મુસ્લીમ લીગના નેતાઓને સહકાર આપવા પણ તૈયાર નથી બંગાળ, સંયુક્ત પ્રાંત, બિહાર દેશી રાજ્યોમાં તેમજ બીજાં સ્થળે હિન્દુ મુસ્લીમ કોમી રમખાણો થઈ જે ઝઘડો ચાલુ રાખ્યો તે પણ તેમને માન્ય હોય એમ જણાતું નથી મુસ્લીમ જનતાને સ્વાતંત્ર્ય યુદ્ધ માટે તૈયાર કર્યો વિના ક્રાંતિની વાતો વ્યર્થ છે. મુસ્લીમ જનતાનો સહકાર સંપાદન કરવા આ ઉદ્દામવાદી નેતાઓ પાસે પણ તૈયાર યોજનાઓ નથી. એવી પરિસ્થિતિમાં કોંગ્રેસ નેતાઓ વિરુદ્ધ ટીકા કરી નિષ્ક્રિય થવું એ સિવાય બીજું કશું કાર્ય ઉદ્દામવાદી પક્ષ હાલ કરતું નથી.

આમ સ્વાતંત્ર્યની લડતની મુંઝવણ વધી રહી છે તેજ વખતે કોંગ્રેસ અને લીગના પ્રધાન મંડળો દડપશાહી ચલાવે છે હમણાંજ મદ્રાસમાં વારલી લોકોને મંત્રી મંડળના સભ્યો સમજાવવા ગયા હતા. કોંગ્રેસના સભ્યો પાછા ફરે તે પહેલાં વારલી લોકોમાં બંદોબસ્ત કરવા માટે ખાસ પોલિસ અને મિલિટરી પણ મોકલવામાં આવી. બંગાળમાં પણ કિસાનોની ચળવળમાં પ્રધાન મંડળ જમીનદારોનો પક્ષ લે છે અને સરકારી પોલીસ દડપશાહી ચલાવે છે અનાજની બાબતમાં હજી સુધી કોઈ સારી યોજના અમલમાં મૂકી શક્યા નથી. મંત્રી મંડળો સ્થાપન થયા પછી, મરચાં, તેલ, ચાદ, સાબુ, ગોળ, દિવાસળી વગેરે અનેક ચીજો મોંઘી થઈ છે હમારા મંત્રી મંડળો શું કરે છે ? આમ જનતાનું હિત ધ્યાનમાં રાખ્યા વિના કેવી રીતનું સ્વાતંત્ર્ય મેળવે છે ? આથી વખતો વખત વિરોધી તત્ત્વો વધતાં જશે. મથુરા, કાનપુર, વગેરે સ્થળોએ કાર્મદારોની ખુવારી થઈ. કામદારો ધમકી અને ગોળીબારથી કોંગ્રેસ પક્ષમાં આવશે એ ભ્રમ છે; ઉલટું કોંગ્રેસ વિરોધીઓ વધશે.

---

Purna Regd. No. B. 4913



# પૂર્ણા

॥ पूर्णा पूर्णजला समुद्रसविता कुर्यात् सदा मंगलम ॥

નવી સીરીઝ પુસ્તક ૧] માર્ચ, ૧૯૪૭ [ અંક ૮

તવારીખ દેખ કર ગાલિબ યકીન નહીં આતા,
જીસે મરના નહીં આયા ઉસે જીના નહીં આતા

—મહાકવિ અકબર.

★

તંત્રીઃ

ર. પ. મહેતા

●

વાર્ષિક લવાજમ રૂ. ૫-૦-૦
છૂટક પ્રતના રૂ. ૦-૮-૦
પરદેશ માટે શિલિંગ આઠ.

★

રાવપુરા, વડોદરા.

અનુક્રમ



# પૂર્ણા



॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

નવી સીરીઝ પુસ્તક ૧] માર્ચ, ૧૯૪૭ [અંક ૮

## ધર્મિષ્ઠ બીજા ધર્મોનો બચાવ જ કરે

" સિકંદર લોદીના દરબારમાં ફરિયાદ આવી કે મથુરાના ઘાટ ઉપર સિકંદર શાહે મસ્જિદ બંધાવી અને હિંદુઓને ત્યાં નહાવાની મનાઈ કરી. એ ઘાટ ઉપર સ્નાન કરવાની પ્રથા હિંદુઓમાં પરાપૂર્વથી ચાલ્યા જ કરતી હતી. એ પ્રથાભંગની ફરિયાદ સાંભળી એક પાક મુસ્લિમ દરબારીએ હિંદુઓનો પક્ષ લીધો, અને એક સિકંદર શાહને સ્પષ્ટ સંભળાવ્યું કે ધર્મની બાબતમાં રાજસત્તાથી કોઈને કશી હરકત થઈ શકે નહિ. "

સુલતાને ક્રોધાવેશમાં કહ્યું ' કમબખ્ત, આમ હિંદુધર્મનો બચાવ તું શા આધારે કરે છે ? ' એ બહાદુર અને ધર્મનિષ્ઠ મુસ્લિમ પયગમ્બરના આદેશને બરાબર સમજતો હતો. તેણે જવાબ ગભરાયા વગર કહ્યું

' સુલતાન, હું હિંદુ ધર્મનો બચાવ મુસ્લિમ ધર્મના આધારે કરું છું ' સિકંદર શાહ શાંત પડ્યો, અને હિંદુઓના સ્નાનાધિકાર તેમને પાછા મળ્યા. ઈતિહાસ ફિરિસ્તાએ આ કથની નોંધી છે. મુસ્લિમ ધર્મના સ્થાપક મુહમ્મદ પયગંબરનું પરધર્મીઓ પ્રત્યેનું ઔદાર્યભર્યું વર્તન અને પરધર્મીઓ પ્રત્યે સહિષ્ણુતા કેળવવાના તેમના અનેક ફરમાન એ ધાર્મિક ઈતિહાસનાં ઉજ્જવળ પ્રકરણ છે

' જીવન અને સાહિત્ય ' ]

રમણલાલ વસંતલાલ દેસાઈ

# પથિક

પથિક તારે વિસામાના દૂર દૂર આરા (૨)
ના સીંચશે માર્ગે કોઈ તારા,
હિંમાંશુની શિતળ ધારા,
માથે વરસે ઘામ ધખારા
રેતીના પથારા..............દૂર દૂર.
ફૂલ કે બુલબુલ વાટે ના મળશે
હરણાં કે ઝરણાં દૃષ્ટે ના પડશે
સોનેરી સ્વપ્નું એક ન જડશે
મુક્તિ માર્ગ ન્યારા..........દૂર દૂર.
વાહન મળેના કોઈ વાટે
પગના ફૂર્યાં વળીયા ફાટે
કંટાળી ને શીરથી સેવાના
હેંસી ના હેતો ભારા........દૂર દૂર.
કેડમાંથી શું વાંકો વળે
પગે તારા ખાલી ચડે
ધમણ હૈવાની ફાટી પડે
આંખે આવે અંધારા.........દૂર દૂર.
સીમા સ્થાને ખોવાઈ જાશે
માર્ગ—સૂચક બનજે આજે
રોમે રોમે જ્યોતિ જાગે
આગિયાના ચમકારા.... ....દૂર દૂર.
તારા—મૃત્યુની સંજીવનધારા
સરજી રહે જીવન અમારા
પાવામાં પુરાઈ હરખે લોજે
ફાગણના ચમકારા ..........દૂર દૂર.

પ્રશાંત

તા. ૯ : લેખકના પ્રગટ થતા કાવ્ય સંગ્રહમાંથી

# — તારે દ્વારે —

કોટિ કોટિ ભૂખ્યા માનવીના પ્રભુ, ઊભા રહ્યા તારે દ્વાર,
ભૂખ નથી, નથી અંગમાં ચેતન આંખે નથી અશ્રુધાર;
તોયે ઊભા રહ્યા તારે દ્વાર.

આવવા દે એને તારા મંદિરમાં થાકેલ એમનાં તન,
બેસવા કાજે આપજે શું હરિ, તારું સુંવાળું આસન;
બાપુ, થાકેલ એમનાં તન.

વાદળ હસતાં થાકી ગયાં પછી વાયુ ધીમે ધીમે વાય,
જંપી ગયાં એના જોબન ઘોડલા શિશુના સોહતાં માંય,
વાયુ ધીમે ધીમે વાય.

વેરી ન્હોતો, ન્હોતું વેર એને ન્હોતી અરમાં જુદ્ધની જાણ,
મૃત્યુનું મલકતું મુખ દેખી કરી લાગણી લોહીલોહાણ;
ન્હોતી કારમાં જુદ્ધની જાણ.

હોઠો પરે હતું સ્મિત સવારનું આંખે ખીલી હતી સાંજ,
જાય કાને એને સંભળાતો હતો આશાનો એક અવાજ;
આંખે ખીલી'તી સોનેરી સાંજ.

ખરતા તારાના નંદિવ નેનમાં દીઠા'તા તેજ તરંગ,
સપ્ત અજૂબાનો માતો ન્હોતો એના અંતરમાં ઉછરંગ;
એણે દીઠા'તા તેજ તરંગ.

ઈન્દુલાલ ગાંધી

# પ્રિયાની યાદ

ગઝલ

નજર સમક્ષ આકૃતી સદા દેખાયા કરે છે
નિહાળી જેહને શશાંક પણ સંતાયા કરે છે;
સકળ વિશ્વની ખુબસુરતી શરમાયા કરે છે,
ચરણ પાદુકા કને જે સમર્પાયા કરે છે.
સ્મિતે આરતી ઉતારતી સંધ્યાએ સહુથી
પ્રભાતવાત નિત્ય ગીત જેહ ગાયા કરે છે.
થયો જ્યારથી આ વિશ્વમાં એને પ્રતીક્ષતા
નસીબ ત્યારથી આ રંકનું પલટાયા કરે છે,
લાખ યત્ન પછીયે દીઠો મુખનો નહિ છાંટો,
વેદીમા વિલાસની હૃદય હોમાયા કરે છે:
વિરહયામિની તણી છે ઘડી લાખ વર્ષની,
વ્યર્થ આશા મહીં જિંદગી સોસાયા કરે છે.
દીવો હોલવાયલો શકે નિદ્રા નહિ લાવી,
અભાગી આત્મ જ્યાય એકલો અટવાયા કરે છે;
તરંગમાળથી સાગર તણો છેદાય કિનારો,
બિછાને શૂન્ય તેમ કાળજું છેદાયા કરે છે:
વસું એહને ગળે હું એવી કામના વડે
રૂ મિસાલ આકરૂ ગળું કંતાયા કરે છે;
નહિ જાણી શકું એમ થતો આર્દ્ર છુ જરી
હૃદય જ્યારથી એના ભણી ખેંચાયા કરે છે.
કરૂં જેમ યત્ન વાત બની ગુપ્ત રાખવા,
વધુ તેમ તેમ લોકમાં ફેલાયા કરે છે,
નથી કોઈ બીચારો બીજો પતીલના સમો
સ્થાન સ્થાનએક એ બિના ચર્ચાયા કરે છે.

પતીલ

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો



રમણલાલ વસંતલાલ દેસાઈ

વિદ્યાગુરૂ અને આચાર્યગુરૂ નાથાલાલ માસ્તર પણ બહુ કડક ગણાતા. આંગળીએ આંકણીએ તેઓ પોતાના વિદ્યાર્થીઓને ભૂરી નાખતા. એક પ્રતિષ્ઠિત શેઠના પુત્રની એવી પ્રતિજ્ઞા હતી કે એને કોઈ છંછેડી શકે જ નહીં. શિક્ષકો પણ જેનાથી ડરે એવા એ વિદ્યાર્થીને નાથાલાલ માસ્તરે એક દિવસ એવો સખ્ત માર માર્યો કે આખો વર્ગ શાંત થઈ ગયો. આજનો યુગ હોય તો જરૂર નાથાલાલ માસ્તર સામે કોર્ટકચેરીમાં ફરિયાદ થાય. પરંતુ તે વખતે એ વિદ્યાર્થીના માતાપિતાએ કોઈ પણ રીતે શિક્ષકને મુઝવવાનો વિચાર સરખો પણ કર્યો નહીં.

આ કડક ગણાતા ગુરુને હું વર્ષો પછી મળ્યો. તેઓ વડોદરે કદી કદી મ્હારે ત્યાં પણ આવતા. તેમની સૌમ્ય મુખમુદ્રા અને શિષ્ય પ્રત્યેની અમીભરી આંખ નીરખતાં મને 'આશ્ચર્ય' લાગતું કે આ શિક્ષકની મારકણા શિક્ષક તરીકે શાથી ખ્યાતિ થઈ હશે! હું તેમને હસતાં હસતાં કહેતો પણ ખરો કે

'માસ્તર, તમારી તો બહુને ભારે બીક લાગતી.' તેઓ પણ હસીને કહેતા:

'ભાઈ હું મારતો ખરો. પણ વ્હાલે મ્હારા દીકરાને મારતો હોઉં એવા હક અને ભાવ સાથે મારતો.'

તેમની વાત ખરી જ હોવી જોઈએ. પરંતુ દીકરાને મારવાના હક અને ભાવ પણ હવે રહ્યા નથી! મ્હારા પિતાએ તો કદી એ હકનો ઉપયોગ કર્યો નથી જ, એટલે મ્હેં પણ તેમને જ પગલે ચાલી બાળકોને શિક્ષા કરવાના મ્હારા હકને સદંતર વિસારે પાડી દીધો છે! હવે શિક્ષકો પણ મારની અસરને મહત્વ આપતા નથી. શાળામાં, ઘરમાં અહિંસાનો અભ્યાસ થાય તો જગતભરની હિંસા ઉપર ભારે અંકુશ મુકાય, નહી!

ત્રીજી ચોપડીમાં ચુનીલાલ શાહ અમારા શિક્ષક હતા; દેશીનામાવાળા છગનલાલ શાહના તેઓ ભાઈ થાય. તેમના પત્નિ પણ શિક્ષિકા હતા અને કન્યાશાળાનાં મુખ્ય શિક્ષિકા તરીકે સિનોર આવ્યા હતા. મ્હારા પિતા સાથે એ બન્ની શિક્ષક ભાઈઓને પરિચય હતો, એટલે ચુનીલાલ શાહ તથા તેમના પત્ની મ્હારા દાદાને મળવા ઘેર પણ આવતા. વિદ્યાર્થીની દૃષ્ટિમાં શિક્ષક કરતાં બીજું કોઈ મહાન હોય શકે જ નહીં. એથી મહાન ફક્ત 'ડેપ્યુટી' સાહેબ! જેઓ વિદ્યાર્થીઓની પરીક્ષા લેવા આવતા હતા! શિક્ષક પરિચિત હોય અને ઘેર આવે એ વિદ્યાર્થીને મન મ્હોટું માન ગણાય. તેઓ સારા, સૌમ્ય અને સંસ્કારી શિક્ષક હતા; છતાં કોણ જાણે કેમ, તેમણે આખા વર્ગને એક દિવસે સજા કરી બહાર કમ્પાઉન્ડમાં ઊભો રાખ્યો. તે સમયે કંઈ ભારે તાપ તો હતો નહીં, છતાં વર્ગના મોટા ભાગે એમ જ માન્યું કે શિક્ષક જાણીજોઈ શિષ્યોના પગને બાળવા ખાતર તડકામાં જ ઊભા રાખ્યા! મને માન્યું એ સત્ય! જો કે કોઈને પણ રોવા પડ્યા ન હતા!

એજ દિવસોમાં કોઈ મ્હોટા અધિકારી—નાયબ સૂબા કે સૂબા સિનોરમાં આવ્યા હતા. શાળાખાતાને અને મુલ્કી ખાતાને ભાગ્યે જ વહીવટી સંબંધ હોય. છતાં સજા પામેલા વિદ્યાર્થીઓને લાગ્યું કે શિક્ષકની સામે ફરિયાદ તો કરવી જ! કોણ તૈયાર થયું, અને પહોંચ્યું પેલા અમલદાર પાસે! રાવ ખાધી કે અમારા જેવા કુમળા વિદ્યાર્થીઓને ખુલ્લા પગે તડકામાં ઉભા

રહેવાની સજા અમારા ક્રૂર શિક્ષકે કરી હતી ! ટોળામાં હું પણ હતો ! જમાદારે અમને આશ્વાસન આપી રવાના કર્યા.

બીજે દિવસે સર્વ વિદ્યાર્થીઓ સજોગ સહ વર્ગમાં ગયા. શિક્ષકે બીજા કોઈને કાંઈ કહ્યું નહીં. માત્ર મને પૂછ્યું

'કાલ તમારા પગ પણ દાઝી ગયા હતા શું ?' મ્હારા કુટુમ્બના પરિચિત, સૌમ્ય અને સારું શીખવતા શિક્ષકની વિરુદ્ધ વધારે પડતી ફરિયાદ કરવાનો ગુન્હો મ્હેં કર્યો જ હતો ! હું શરમિન્દો બની ગયો, મને બહુ જ પશ્ચાત્તાપ થયો. નીચેથી ઊંચું જોઈ શક્યો નહીં. સદ્ગત શિક્ષકે એ સંબંધમાં પછી કશી વાત જ કરી નહીં. જરા જરામાં ખોટું લગાડતા વિદ્યાર્થીઓ ઉછરોગમને રજનું ગજ કેમ કરે છે તેનું દૃષ્ટાંત હું પોતે જ બન્યો ! શિષ્ય કરતા શિક્ષક વધારે ઉદાર છે, વધારે મહાન છે એની મને ખાતરી થઈ. શિક્ષકની શિક્ષામાં પણ ભવ્ય સદ્ભાવ કેમ મ્હેં નિહાળ્યો હતો. શિક્ષકની ઉદારતામાં કેટલો વધારે ભવ્ય સદ્ભાવ રહ્યો હોવો જોઈએ એનો મને આછો ખ્યાલ-અસ્પષ્ટ ખ્યાલ પણ આવ્યો, અને શિષ્યોના અનેક અપરાધોને સહી લેતા, જતા કરતા શિક્ષકોના આખા વર્ગ પ્રત્યે મ્હને પૂજ્યભાવ પ્રગટ્યો–જે આજ સુધી ચાલે છે

એ સહુ શિક્ષકોની નામાવલી ગણાવી જતાં મને બહુ આનંદ થાય છે. એમણે મ્હારા ઘડતરમાં શો ભાગ ભજવ્યો એ તો હું કહી ન શકું પરંતુ આજ આટલે વર્ષે પણ તેઓ મને યાદ આવે છે, પૂજ્યભાવ સાથે યાદ આવે છે એટલે-તેમની ખામીઓ, ભૂલ, મર્યાદા હોવા છતાં-તેમણે પોતાની છાપ કેટલી સ્પષ્ટ પાડી હશે એનો આશ્ચર્યસહ હું વિચાર કરું છું

અમારા હેડમાસ્તર સાતમી ચોપડી શીખવતા. હું સાતમી ચોપડી ભણ્યો નહીં. એ હેડમાસ્તર દક્ષિણી હતા એટલું જ મને યાદ રહ્યું છે.

શાળામાં જવું એ કદી કદી કંટાળા ભરેલું લાગ્યું હશે, પરંતુ એકંદર શાળાના સ્મરણો ઉપર આનંદનું જ આવરણ મને દેખાયા કરે છે. પ્રાથમિક કેળવણી લેવામાં ખૂબ મઝા આવતી હતી. મિત્રો પણ સારા પ્રમાણમાં મને એ યુગે આપ્યા. આજસુધી એ બાળપણના વિદ્યાર્થી મિત્રોનો મીઠો સંબંધ સચવાઈ રહ્યો છે. એ સમયની મ્હોંએ ચઢેલી કવિતાઓ હજી ભૂલાઈ નથી. ભૂગોળનાં એ બધાં શહેર તથા નદીઓ પર્વતોનાં નામ હારબંધ હજી યાદ આવ્યા કરે છે, અને એ બાળપણનો આખો પ્રદેશ ઉઘડતો કોઈ અજબ સ્વપ્ન સૃષ્ટિ દૃષ્ટિ આગળ તરી આવે છે !

પ્રાથમિક શાળામાં હું બહુ ઠોઠ વિદ્યાર્થી તરીકે નહીં ગણાતો હોઉં એવી મિથ્યાભિમાની વૃત્તિ હજી સજીવન રહી છે. હું ઝડપથી વાચનમાળા વાંચી જતો, કવિતાઓ મોઢે કરી નાખતો, ભૂગોળ ઈતિહાસ પણ મને બહુ ગમતાં, Notes—સહાયભૂત નોંધ પુસ્તકો-Guides ની આજની શરૂઆત ત્યારે થઈ હતી એમ મને યાદ આવે છે. પાઠ, કવિતાના અર્થ અને ઇતિહાસની માર્ગદર્શિકાઓ તે સમયે પણ પ્રસિદ્ધ થતી હતી. એ માર્ગદર્શિકાઓ વધારે માર્ગદર્શક બને એ માટે એના લેખકો રાજાઓની વંશાવળીને પણ કવિતામાં ઉતારતો !

જહાંગીર શાહજહાં પછી કપટી ઔરંગઝેબ,
પરાક્રમી પણ ઝૂલમી ધર્મદ્વેષી એબ.

જેવા દોહરાઓમાં બધા જ રાજ્યકર્તાઓ યાદ કરાવવાની કરામતો આ કવિતાઓમાં થતી. લગભગ આજ તો વીસરી ગયો છું; પરંતુ તે સમયે બધી જ કવિતામય વંશાવળીઓ મુખપાઠ કરી ગાઈ ઈતિહાસનું મારું જ્ઞાન વધારતો ! કવિતા કે ગીતથી વારંવાર વધારે પાઠ મેળવતા હોય તો શા માટે કેળવણીમાં તેમનો ઉપયોગ ન થાય ? પછીથી ખબર પડી કે આપણા પ્રાચીન કેળવણીકારોએ તો ગણિત પણ કાવ્યમાં ઉતાર્યું છે !

ગણિત સાથે પાંચ ચોપડીઓ સુધી મ્હારે મૈત્રી હતી. મને આંક સારા આવડતા, ચાળીસા સુધીના વ્યવસ્થિત આંક, પાવા, અરધા, પોણા, સવાયા, અઢીના અને ઉઠા પણ મને આવડતા. આંકને અંગે એક કટાક્ષ કથન પણ આપણમાં પ્રચલિત હતું — હજી પણ છે એવું — અભ્યાસને વધારે બહેકેલો દેખાડવાના યત્નને 'ઉઠા સુધી ભણ્યા'ની કહેવતમાં ઉતારેલો છે. ઉપરાંત અગિયારી, ગમ તથા 'સવાસાતનો પા' સુધીના આંક મને આવડી ગયા હતા. કેટલાક આંક મને મ્હારા દાદા શીખવતા. રાત્રે જમીને તેઓ મને પોતાની પાસે ઢીંચણે બેસાડતા અને આવડતા હોય એ બધા ગડીયા અને એકાદ નવો ગડીઓ મારી પાસે બોલાવી જતા. આંક બોલવામાં ખાસ અનુક્રમ આવતો હોય એમ યાદ નથી. મ્હોટેથી આંક બોલી જવાની ક્રિયા એક સારા બાળ અવસાદ તરીકે મને ગમી ગઈ હતી. એથી વર્ગમાં પલાખાં પણ ઠીક ઠીક આવડતાં. એકાએક ગમે તે આંક પૂછવો અને તેનો તત્કાળ સાચો જવાબ કરવો એ સ્મરણશક્તિને કસનારી પદ્ધતિ પલાખાં તરીકે ઓળખાતી. હાલ બાળકેળવણીમાં આંક પલાખાંનું શું સ્થાન છે એની મને ખબર નથી. સ્મરણશક્તિ ઉપર બહુ ભારણ ન નાખવું, ગોખણપટ્ટી બાળકની અપૂર્વતાને-initiative-સ્વપ્રયત્નને રૂંધે છે એવી એવી વાતો સાંભળું છું એટલે મને લાગે છે કે આંક પલાખાં ઉપર મ્હારા સમયમાં જે ભાર મૂકવામાં આવતો હતો તે હવે ઘણો ઓછો થઈ ગયો છે. તે સમયનું બાળમાનસ આજના બાળમાનસ સરખું નાજુક, આળું, સુંવાળું અને ઝટઝટ છણકી ઉઠે એવું નહોજ હોય માની લઈએ, બાપનો ડર અને શિક્ષકની સોટી આજના કરતાં તે યુગની બાળસૃષ્ટિમાં વધારે વ્યાપક હતી. આજનાં અતિ કાલાં, ચાવળાં, ચાંપલાં, માબાપ અને શિક્ષક કરતાં પણ વધારે જ્ઞાની બાળકો તે સમયે ઉત્તેજન પામતાં નહિં જ હોય!

દેશી હિસાબને નામે ઓળખાતી નિત્ય ઉપયોગમાં આવે એવી ગણતરી પદ્ધતિ પણ પ્રચલિત હતી અને તેની કૂંચીઓ શીખી જતાં સામાન્ય વ્યવહારની હિસાબી ગણતરી ઝટ સાધ્ય થઈ જતી. કમસે પગલે ત્રિરાશી માંડવાને સ્થાને આણપાણની આંટીઘૂંટી જલદી ઉકલે એવી એમાં વ્યવસ્થા હતી. આજ એ સરળ પદ્ધતિ પ્રચલિત નથી.

એનો એમ પણ જવાબ હોઈ શકે કે એ પદ્ધતિ પ્રચલિત ન હોવાથી કોઈના વ્યવહાર અટકી પડતા દેખાતા નથી.

પાંચમી ચોપડી પછી આખા ગણિતના વિષય સાથે કોણ જાણે કેમ મ્હારે એવું વાંકું પડ્યું કે હું એ બાળપણની આવડત ઉપરજ મ્હારા ગણિત અભિમાનને પોષું છું! પાંચમી ચોપડી પછી ગણિતના વિષયમાં મ્હારે એટલું અપમાન થયું છે કે એમાં મને કોઈ 'ઢ' કહેતો નાંખ્યું કે મેં મુખ ફેરી મ્હારે એ ઉપાધિ સ્વીકારીજ લેવી પડે! ગણિતનો વિષય પછીથી મને અણગમતો થઈ પડ્યો, જે અણગમો માધ્યમિક તેમજ ઉચ્ચ કેળવણી લેતી વખતે વધ્યો અને આજસુધી ચાલુ છે. કોલેજમાં મ્હારાં બે વર્ષ ગણિતની અણઆવડતને લીધે નકામાં ગયાં. ગણિતના મળ્યા ત્યારે પણ માત્ર ત્રીસ તેત્રીસ ટકા જેટલાજ, જે પરીક્ષા પસાર કરવા માટે આવશ્યક હતા. બી એ માં જો ગણિત ફરજીયાત વિષય હોત તો મ્હારું શું થાત એ વિચાર આજ પણ મન ગભરાવી મૂકે છે.

થોડા સમય ઉપર શ્રીમંત વડોદરા મહારાજાએ મને આયાતવેરા અને વેચાણ વેરા ખાતાનો મુખ્ય અધિકારી નીમ્યો. ગણિતનો અને મ્હારો કડવો સંબંધ મને યાદ આવ્યો, અને સહજ સ્મિત સાથે જીવનની વિચિત્ર ઘટના તરફ મ્હારું લક્ષ ગયું! અલબત્ત, મુલકી અમલદાર તરીકે આવકજાવકનું કામકાજ ઘણા વખતથી કરતો આવ્યો છું એમાં બીજગણિત, ભૂમિતિ કે ત્રિકોણ

મિતિ વગર ચાલી શકે છે. સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર અને ત્રિરાશી કરતાં વધારે ઉચ્ચ ગણિતજ્ઞાનની એમાં જરૂર નથી. અને એટલું ગણિતજ્ઞાન મારા હૃદયમાં બેસી ગયું છે. છતાં ગણિત પંડિત તો હું નથી જ નથી એ ખ્યાલ મને આવ્યા વગર રહ્યો નહીં. બ્હીકણને સેનાનાયક બનવાનો પ્રસંગ આવે એવી જ કંઈ વિચિત્ર ઘટના મને આમાં લાગી !

નવાઈ જેવી બીજી પણ એક હકીકત અહીં નોંધી લઉં.

અ.ક.ઉ.ના Statistics શિક્ષણ માટે મને વડોદરા સરકારે કલકત્તા મોકલી આંકડાના ઉપયોગ અર્થે ખોલેલા એક નાનકડા ખાતાની પુનર્ઘટનાનું કામ પણ મને સોંપ્યું હતું—વળી પરદેશ એ કામ મ્હેં ઠીક ઠીક કર્યું" એ પુનર્ઘટનાને અંગે મ્હેં કરેલું એક નિવેદન મ્હારા ઉપરીઓને ગમ્યું પણ ખરું. આંકડાઓ ઉપરથી રાજ્યની ઝીણામાં ઝીણી વિગતો આપતું રાજ્યચિત્ર રચાય એવી રચના કરવા સંમત શ્રીમંત સયાજીરાવ મહારાજે મને તેમની પાસે જ રાખી એક સર્વતોભદ્ર નમૂનો પણ તૈયાર કરાવ્યો હતો.

આમ ગણિતથી પરાજિત થયેલા મ્હારા જેવાને ગણિતની સીમાઓમાં પછીથી બહુ જ ફરવાનું થયું એ ગમતું પણ ખરું. પરંતુ આજ કોઈ બાળક ગણિતનો દાખલો, બીજ ગણિતની રકમ કે ભૂમિતિની પ્રતિજ્ઞા ઉકેલવા મ્હારી પાસે આવે તો હું સ્પષ્ટ મ્હારી અણઆવડત જાહેર કરી દઉં છું ! જ્યારે બીજો કોઈ પણ વિષય શીખવતાં મને આનંદ થાય છે !

આ ગણિતનો અણગમો પરંતુ દીર્ઘ અણગમો શાનું સૂચન કરતો હશે ? ખંત, ચીવટાઈ, મહેનતનો કંટાળો એમાં જરૂર સમાયો હશે. કદાચ બીજા વાચનના શોખે મને ગણિત પ્રત્યે અભિમુખ થવા ન દીધો હોય ! એ જો હોય તો એ મ્હારી અશક્તિ જ કહેવાય. એવી અણઆવડત અભિમાન ન જ ઉપજાવી શકે. મ્હારી માફક બીજા કોઈ વિદ્યાર્થી સમજીને આમ થતું હોય તો શિક્ષણ શાસ્ત્રીઓએ આ રોગનું નિદાન કરવું પડે. ગણિતનો વિષય કપરો મનાય છે, અને બહુ થોડા વિદ્યાર્થીઓ કૉલેજમાં એ તરફ આકર્ષાય છે એનું શિક્ષણ કદાચ સુધારવા જેવું નહીં હોય ?

ગામશાળાની પાટી અહીં પણ ચાલુ હતી. ખડીથી પાટી ઉપર સરસ અક્ષરો ઘૂંટવાના પ્રયત્નો સારા પ્રમાણમાં થતા. પછી સ્લેટ પેન પણ આવ્યાં. સ્લેટ ઉપર ખડીથી અને 'કાપી બુક'માં શાહીથી અક્ષરો લખવા પડતા. વર્ગમાં પેન્સિલનો ખાસ ઉપયોગ ન હતો. 'નોટ બુક' પણ ભાગ્યે જ વપરાતી. આજની શોભાભર્યા નોટબુકો નિહાળી તે સમયના વિદ્યાર્થીને જરૂર અદેખાઈ આવે ! ઈન્ડીપેન્ડન્ટ પેન તો મ્હેં કૉલેજ સુધી પણ જોઈ ન હતી. તેની જરૂર પણ લાગી ન હતી. બરૂ અને જવાસાના ટાંકાથી ખડી તથા શાહીનાં લખાણો લખાતાં. સ્ટીલ પેન ગુજરાતી અક્ષરમાં જોઈ ન હતી. ટાંકાકલમથી અક્ષરો સારા, પાણીદાર અને મરોડભર્યા આવતા એમાં પણ શક નહીં.

વળી તે સમયની એવી માન્યતા હતી કે સવારમાં વહેલા ઊઠી દીવાને સમયે અક્ષરો ઘૂંટવાથી હાથ વળાટ પડ્યો સારો બેસી જાય છે. શીખામણની ધૂનમાં વહેલો ઊઠી હું પણ કોડિયું સળગાવી અક્ષરો ઘૂંટવા બેસી જતો. તે વખતે ટાઢ લાગતી કે નહીં તે આજે સાંભરતું નથી. ન્હાનપણમાં શીત ઉષ્ણનાં દ્વંદ્વ બહુ સ્પષ્ટ થતાં નથી અને થતા હશે તોય ગીતા જ્ઞાન પ્રમાણે આગમાપાયીનો નિત્ય મનાઈ અનુભવે, તિતિક્ષાની કેળવણી મળતી હશે ! બાલકોનું ભાનરહિતપણું વય વધતાં પણ ચાલુ રહેતું હોય તો આપણી કેટલી જરૂરિયાતો ઓછી થઈ જાય ! હાલ્તાપના જમાનામાં વસ્ત્રોની પસંદગીનો પણ બહુ અવકાશ રહેતો નહીં. વસ્ત્રોની પસંદગીમાં દેખાતી ઉદાસીનતાએ મ્હારામાં પાસે પણી વખત કહેવત મ્હેંવરાવી છે કે 'શિયાળે સારૂ, અને ઉનાળે ડગલા !'

# નવી હિંદી કંપનિઓ



ધીરૂભાઇ મહેતા.

૧૯૪૫ ના ઓકટોબરથી ૧૯૪૬ના જુન દરમ્યાનના સમયમાં બ્રિટિશ હિંદમાં ૨૬૫ કરોડની મુડીવાળી ૬૭૮ કંપનિઓની સ્થાપના માટે મંજુરી મળી છે.

એ મુદત દરમ્યાન ૩૩ કરોડ રૂપિયા ઊભા કરી ૭૩ કંપનિઓ સ્થાપવા માટેની અરજીઓ નામંજૂર થઇ છે. નહિ મંજૂર થયેલી અરજીઓની વિગત તપાસતાં તેમાંની મોટા ભાગે બેંકો શરૂ કરવા માટેની તેમજ ખેતીવાડી સુધારા માટે કામકાજ શરૂ કરવા ઇચ્છતી પેઢીઓ માટેની અરજીઓ હતી.

મંજૂર થયેલી અરજીઓમાં એક અબજ રૂપિયા ઉપરની મુડી ઔદ્યોગિક કારણે રોકાશે, બાકીની મુડી બિન ઔદ્યોગિક પ્રવૃત્તિમાં રોકાશે.

દેશી રાજ્યોમાં સ્થપાયેલી સર્વ કંપનિના આંકડા ઉપર જણાવેલી વિગતોમાં સંપૂર્ણપણે આવતા નથી; કારણ કે દેશી રાજ્યોમાં સ્થપાયેલી પેઢીઓ બધીજ બ્રિટિશ હિંદમાં નોંધાતી નથી. દેશી રાજ્યમાંની ૧૨૬ કરોડની મુડીવાળી ૫૪ કંપનિને બ્રિટિશ હિંદમાં મંજુરી મળી છે અને લગભગ અઢી કરોડની મુડી સાથે કામકાજ શરૂ કરવા ઇચ્છતી ૧૭ કંપનિને મંજૂરી મળી નથી.

કાપડની મીલ, કેમીકલ ઉદ્યોગ, એન્જીનિયરીંગ અને ખાણો સંબંધીના ઉદ્યોગ પરત્વે આ વધારે અરજીઓ છે. આમાં

| | | | | | |
|---|---|---|---|---|---|
| રૂ. ૩૧.૮૪ | કરોડ | રૂપિયા | કાપડ ઉત્પાદનમાં રોકાનાર છે | | |
| ૭.૩૧ | ,, | ,, | કેમીકલ ઉદ્યોગમાં | ,, | ,, |
| ૫.૭૫ | ,, | ,, | એન્જિનિયરીંગમાં | ,, | ,, |
| ૫.૫૭ | ,, | ,, | સોખંડ સ્ટીલમાં | ,, | ,, |
| ૪.૩૨ | ,, | ,, | ૧૧ કાગળની પેઢીમાં | ,, | ,, |
| ૩.૭૦ | ,, | ,, | વનસ્પતિ ઘી બનાવવામાં | | ,, |
| ૩.૪૭ | ,, | ,, | હેવી કેમિકલ્સમાં | ,, | ,, |
| ૨.૫૫ | ,, | ,, | ૧૨ વીજળીની પેઢીમાં | ,, | ,, |
| ૨.૫૦ | ,, | ,, | મોટર બનાવવાની પેઢીમાં | | ,, |
| ૨.૦૦ | ,, | ,, | ફાર્મા કેમિકલ્સમાં | ,, | ,, |
| ૦.૯૦ | ,, | ,, | પબ્લિક યુટિલીટીમાં | ,, | ,, |
| ૧.૮૮ | ,, | ,, | ખાંડના કારખાનામાં | ,, | ,, |
| ૧.૪૩ | ,, | ,, | બાંધકામ કરતી કંપનિમાં | | ,, |
| ૧.૦૮ | ,, | ,, | તમાકુના કારખાનામાં | ,, | ,, |
| ૧.૭૫ | ,, | ,, | ફેનિંગ ઉદ્યોગમાં | ,, | ,, |
| ૦.૭૦ | ,, | ,, | ઊનના કારખાનામાં | ,, | ,, |
| ૦.૭૭ | ,, | ,, | સાબુના કારખાનામાં | ,, | ,, |
| ૦.૨૮ | ,, | ,, | રબરના કારખાનામાં | ,, | ,, |

ઉપરાંત, ઓટ્સ મીલ્સ, સાયકલ, સાબુ, દવા, રંગ, સીમેન્ટ, કાચ, વાસણો, ચામડાં, પોર્સેલિન અને દુધની બનાવટના કારખાનાને મંજૂરી મળેલી છે.

ઉપરના સમય દરમ્યાન ૫૫ કરોડની મૂડીથી ઊભી થતી ૨૬૦ બીન ઔદ્યોગિક કંપનિની સ્થાપના માટે પરવાનગી મળી છે.

| | | | | |
|---|---|---|---|---|
| રૂ | ૬.૪૧ કરોડ | રૂપિયાની | કંપની | ખેતીવાડી સંબંધીની છે |
| | ૦.૯૪ ,, | ,, | ,, | પાક ઊગાડવા ,, ,, |
| | ૩.૪૪ ,, | ,, | ,, | જમીન સુધારણા,, ,, |
| | ૨.૦ ,, | ,, | ,, | ડેરી ,, ,, |
| | ૧.૬૮ ,, | ,, | ,, | બેંકો ,, ,, |
| | ૦.૫૫ ,, | ,, | ,, | વીમા કંપની ,, ,, |
| | ૨.૪૧ ,, | ,, | ,, | મેનેજીંગ એજન્સી ,, |
| | ૧૨.૪૭ ,, | ,, | ,, | ઘર બાંધવા ,, ,, |
| | ૨.૦૪ ,, | ,, | ,, | વેપારી પેઢીઓ ,, ,, |
| | ૭.૫૦ ,, | ,, | ,, | મોટર બસ સર્વિસ:,, |
| | ૮.૫૦ ,, | ,, | ,, | ત્રણ સ્ટીમર પેઢી,, ,, |
| | ૦.૬૧ ,, | ,, | ,, | દેશી વહાણ ,, ,, |
| | ૩.૩૫ ,, | ,, | ,, | આઠ વિમાન મુસાફરીની કં. |
| | ૫.૨૩ ,, | ,, | ,, | સીનેમા, નાટકગૃહો ,, |
| | ૦.૯૬ ,, | ,, | ,, | જા. ખ. માટેની પેઢીઓ |

આ આંકડાઓ જોઈ જતાં હિન્દી ઉદ્યોગોનાં વલણ સ્પષ્ટ માલમ પડે છે. કાપડની મીલો, કેમિકલ કંપનીઓ, લોખંડની એન્જીનીયરીંગ અને કાગળની પેઢીઓ સારી જેવી રકમ રોકશે અને લોકોને વનસ્પતિ ઘી ખવડાવવા માટે ત્રણ કરોડ સીતેર લાખ રૂપિયાની મૂડીવાળી કંપનિઓ કામકાજ શરૂ કરશે. ખેતીવાડી, ડેરી અને ઘર બાંધવા માટે સારા પાયા પર પ્રવૃત્તિઓ શરૂ થશે અને તે સામાન્ય જનતાને હિતકારક નીવડશે એવી આશા રાખીએ

---

એક મારવાડીને મરકીમાં કોઈએ ખબર કહી કે તેણે જે બેન્કમાં પૈસા રાખેલા છે તે દેવાળું કાઢે એમ છે પોતાના નામે બેન્કમાં જેટલા પૈસા જમા હતા તેટલી રકમનો એક ચેક લખી મારવાડી બેન્કમાં કેશીયર પાસે ગયો. કેશીયરે પૂછ્યું, "તમને રોકડા આપું કે નોટ?" મારવાડીએ કહ્યું, "જો તમારી પાસે પૈસા હોય તો મારે નથી લેવા અને પૈસા ન હોય તો અત્યારે ને અત્યારે આપો!"

   

એક વેપારીના બેન્કનાં ખાતા ખાતામાં હજારો રૂપિયા જમા રહેતા એક વખતે તેના ખાતાનું બેલેન્સ પૂરું થઈ ગયું અને પછી તેનો પાંચ હજારનો ચેક આવ્યો. તે ચેક સ્વીકારવા પહેલાં બેન્કના મેનેજરે તેને બોલાવ્યો અને પૂછ્યું, "તમને ઓવર ડ્રાફ્ટ આપવામાં આવે તે પહેલાં તમારી સ્થિતિની ખાત્રી આપે એવા શહેરીઓની જામીનગીરી જોઈશે?" વેપારીએ જવાબ આપ્યો "એંશી હજાર રૂપિયા મારે ત્યાં જમા કરી ગયો ત્યારે મેં તો તમારી સ્થિતિ વિષે કોઈની ખાત્રી માગેલી નહિ અને પાંચ હજાર રૂપિયા માટે તમે શું ધમાલ મચાવી મૂકી છો?"

   

દર્દી–ડાક્ટર, તમારી ખાત્રી છે કે મને ન્યૂમોનિયા જ છે? કેટલીક વાર એવું બને છે કે ડાક્ટરો ન્યૂમોનિયાની દવા આપે અને દર્દી કંઈ બીજા રોગથી જ મરી જાય છે?

ડાક્ટર–બીલકુલ ફિકર ન કરો. હું ન્યૂમોનિયાની દવા આપું તો દર્દી ન્યૂમોનિયાથી જ મરી જાય.

'તનમનધનશ કરતી !

'મશ્કરી રહેવા દે ને ભાઈ, તું પેલી ભીખીની જેમ .'

''હું સાચું કહું છું. તારું પુસ્તક છપાઈ ગયું ને ?'

'હા'

'બધા વાંચે તેમ તારી ઇચ્છા છે ?'

'હા'

'ત્યારે હું કહું તેમ કર.'

'શું !'

'પ્રસ્તાવના વગરનું પુસ્તક બહાર પાડ.'

'તું આ શું કહે છે !'

'બરાબર કહું છું પ્રસ્તાવના હું એક નહિ પણ એક હજાર લાવી આપીશ.' અને થોડીક વાતચીત પછી પ્રસ્તાવના વિના પુસ્તક બહાર પાડવાનું નક્કી થયું.

બેએક દિવસમાં તો વર્તમાનપત્રોમાં જાહેરખબર ચમકવા માંડી, 'જ્યોતીશના વિપુલતા નામના પુસ્તકની સાગમાં સારી પ્રસ્તાવના લખનારને ૧૫૧ રૂા. ઇનામ. હરિફાઇમાં ભાગ લેનારે સાથેનું ફોર્મ ભરીને મોકલી આપવું. દરેક એન્ટ્રી દીઠ બે રૂપિયા મોકલવા જરૂરી છે

તા. ક વિદ્યાર્થીઓ માટે ફક્ત રૂા ૧ રૂા. ૫૧) ના બીજા બે ઇનામો વિદ્યાર્થી હરીફો માટે અલગ રાખવામાં આવ્યાં છે

'રસિક તેં મારી મોટી ખલિત કરી નાંખી, દુનિયામાં મોઢું બતાવવા જેવું ન રાખ્યું'

'આ જાહેરખબર વાંચીને જ્યોતીશ ખૂબ ઉકળ્યો

તારે તારું પુસ્તક છપાવવું છે ને ? તારે પૈસા જોઈએ છે ને ? તારે પ્રસ્તાવના લખાવવી છે ને ? તારે પ્રકાશમાં આવવું છે ને ! બધું જ એક સાથે ન બને તો મને કહેજે !

'પ્રસ્તાવના કોણ લખવાનું હતું તારા......'

'બાપ નહિ...બેટા' વચ્ચેથી રસિકે કહ્યું, 'આગમતા પ્રસ્તાવનાકાર હરિફાઇમાં નજ ઉતરે. પરતુ ઉગતા લેખકો અને ટીકાકારો એટલા બધા છે કે તારે એક માસમાં આ પુસ્તક ફરીથી છપાવવું ન પડે તો મને કહેજે.'

પણ એમાં પૈસા કેટલા મળવાના અને તે તો મોટાં મોટાં ઇનામો કાઢવાં છે તે કયા ખૂણામાંથી આપીશ ?

'તું જોતો જા આ તો તનમનધનશ કરતી પ્રસ્તાવના છે તારી પાસે તન અને મન છે પણ ધન નથી. એને એકવાર આવવા દે પણ જો તારા પુસ્તકની કિંમત આપણે ત્રણ રૂા ગણી છે પ્રસ્તાવના લખનારે એને ખરીદવું તો પડશે જ અને ઉપરથી એક કે બે રૂા. મોકલશે. કારણકે આખા ગુજરાતમાં બે ત્રણ હજાર લેખકો નહિ મળે ?'

એક માસ પછી રસિકને જ્યોતીશે કહ્યું', 'રસિકભાઇ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવી પડશે સાતસો ઉપર પ્રસ્તાવના આવી ગઇ છે.'

'હવે મારા સાક્ષરો પાસેથી આ પ્રસ્તાવનાઓ ઉપરજ પ્રસ્તાવના લખાવી લાવ.'

'મારો સાચો પ્રસ્તાવનાકાર તો મારો રસિક છે ! અને જ્યોતીશ રસિકને ભેટી પડ્યો.

# સરતેજ બહાદુર સપ્રુ



છોટાલાલ માનસિંગ કામદાર

સપ્રુ જમાતની લોકીથી ખૂબ જાણીતા બનેલા સરતેજ બહાદુર સપ્રુની જીવન કથા સંક્ષિપ્તમાં લેખું. ગઇ તા. ૮ ડિસેમ્બરે તેમણે આયખામાં આપેલ ત્રણ વીસુંને દશ વર્ષની આયુર્મર્યાદા પૂરી કરી છે, તે તેમના હિંદભરના અસંખ્ય મિત્રો તથા પ્રશંસકોના મનથી મહાન પ્રસંગ છે. ૪૭ વર્ષથી તેમના અંગત પરિચયમાં આવેલ ડૉ. સચ્ચિદાનંદ સિંહાએ લખેલ જીવનકથામાંથી નીચેના પ્રસંગો લેવામાં આવ્યા છે.

દિલ્હીમાં ઘણા સમયથી વસવાટ કરતા કાશ્મીરી બ્રાહ્મણ કુટુંબમાં તેમનો જન્મ થયો છે. ચૌદ વર્ષની નાની ઉંમરે ૧૮૯૦ માં તે સ્થાનિક હાઇસ્કૂલમાંથી મેટ્રીક થયા અને આગ્રા કોલેજમાંથી ૧૮૯૨ માં ઇન્ટરમીડીએટની પરીક્ષા આપી ૧૮૯૪ માં અંગ્રેજી સાહિત્યમાં માન સાથે પહેલે નંબરે બી. એ. માં ઉત્તીર્ણ થયા. ૧૮૯૫ માં એમ. એ ની પરીક્ષામાં તે ફરીથી પ્રથમ વર્ગમાં પહેલા આવ્યા. તેજ વર્ષમાં તે એલ એલ. બી. થયા અને મોરાદાબાદ-માં તરતજ વકીલાત શરૂ કરી, આ રીતે ૧૯૪૫ ની આખરે તેમને વકીલાત કરતાં પચાસ વર્ષ પૂરાં થયા.

ધીમે ધીમે વધતી જતી વકીલાતના દશ વર્ષ પછી તેમને મહાન તક સાંપડી, હિંદુ કાયદા હેઠળનો અતિ અગત્યનો કેસ તેમને મળ્યો. પ્રતિવાદી તરફથી ડૉ. સપ્રુ ઉભા રહ્યા. સામા પક્ષમા અલ્હાબાદ હાઇકોર્ટના કેટલાક મહારથીઓ હતા. કેસ કેટલાયે અઠવાડિયા સુધી ચાલ્યો. તેમની દલીલો માટે કેસ પૂરો થતાં મુખ્ય ન્યાયાધીશે તથા તેમના સાથી વકીલોએ તેમને મુબારકબાદી આપી. આ કેસથી પ્રથમપંક્તિના વકીલ તરીકેની તેમની કીર્તિ સ્થપાઇ ગઇ. ત્યારપછી તેમની વકીલાત ખૂબ વધી ગઇ. હાઇકોર્ટમાં ભાગ્યેજ એવો કોઇ અગત્યનો કેસ હોય કે જેમાં વાદી અથવા પ્રતિવાદી તરફથી તે ઉભા ન હોય.

દલીલો કરતી વખતે સર તેજ ભાગ્યેજ હાસ્યવૃત્તિનો આશ્રય લે છે, પણ જ્યારે તે તેમ કરે છે ત્યારે મશ્કરી કમાલ હોય છે

તે પોતાનો કેસ ખૂબ ચોકસાઇથી રજુ કરે છે અને કાયદા તથા હકીકત પરનો તેમનો ખૂબ કાબુ છે અંગ્રેજીના તે વિદ્વાન હોવા છતાં પોતાની દલીલોમાં તે સાહિત્યના અલંકારોથી દૂર રહે છે. કોઇ મુંઝવણભર્યા પ્રશ્ન પર ન્યાયાધીશ તેમને ગુસ્સે કરે ત્યારે તેમની ખૂબી જોવા જેવી હોય છે પટણા હાઇકોર્ટમાં 'સબઓર્ડીનેટ કોર્ટના તિરસ્કાર કેસ' વખતે મુખ્ય ન્યાયાધીશ ખૂબ ક્રોધે કર્યું ત્યારે તેણે ગંભીરતાપૂર્વક જણાવી દીધું કે 'નામદાર, ન્યાયાધીશે કાયદો જાણવોજ જોઇએ એવું કોઇ વિધાન નથી.'

૧૮૯૮ માં અલ્હાબાદમાં પગ મૂક્યો ત્યારથી ડૉ. સપ્રુએ જાહેર જીવનમાં સક્રિય ભાગ લેવા માંડ્યો હતો. ડૉ. સચ્ચિદાનંદ સિંહાએ ૧૯૦૦ માં શરૂ કરેલ 'હિંદુસ્તાન રિવ્યુ' માં કેટલાક લેખો લખીને તેમણે જાહેર કાર્યકર્તા તરીકે મહાન કીર્તિ સંપાદન કરી. તેમનો પહેલો લેખ સંયુક્ત પ્રાંતના સર એન્ટની મેકડોનેલના રાજ્યવહીવટની સમીક્ષાનો હતો. ૧૯૧૩ માં તેમની પ્રાંતિક ધારાસભામાં ચૂંટણી થઇ. તેજ વર્ષમાં ભરાયેલ પ્રાંતિક સામાજીક પરિષદના તે પ્રમુખ થયા, ૧૯૧૪ માં તે સંયુક્ત પ્રાંતની રાજકીય પરિષદના પ્રમુખ હતા. ૧૯૧૬ માં તેમની શાહી

ધારાસભામાં ચૂંટણી થઈ. ૧૯૨૦ માં મધ્યસ્થ ધારાસભાના સભ્ય હોવા છતાં તેમની હિંદી સરકારના કાયદાના સભ્ય તરીકે નિમણુક થઈ પરંતુ નાદુરસ્ત તબીયતને અંગે તે બે વર્ષ પછી તે જગ્યાએથી નિવૃત્ત થયા. ૧૯૧૮–૧૯ દરમ્યાન મતાધિકાર કમિટીના સભ્ય તરીકે તેમણે કામ કર્યું.' લંડનમાં ૧૯૧૯ માં લોર્ડ સેલ્બોર્નની કમિટી પાસે જનાર ડેપ્યુટેશનના તે સભ્ય હતા.

મહાસભામાંથી જુદા પડ્યા પછી સર તેજ 'લિબરલ' પક્ષમાં ૧૯૧૯ માં જોડાયા અને ઈ. સ. ૧૯૨૩ તથા ૧૯૨૭માં બે વખત 'લિબરલ ફેડરેશન' ના તે પ્રમુખ ચૂંટાયા હતા, અને વખતનાં તેમનાં ભાષણો યાદગાર હતાં. પરંતુ આગેવાનો સાથે મતભેદ પડતાં ૧૯૩૧ માં તે તે પક્ષથી છૂટા થયા. ૧૯૨૩ માં સરકારે તેમને શાહી પરિષદના એક સભ્ય તરીકે લંડન મોકલ્યા હતા ત્યાં તેમણે બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદીઓની સ્થિતિના પ્રશ્નમાં સારો ફાળો આપ્યો હતો

બીજેજ વર્ષે તે મુડીમેન સુધારા કમીટીના સભ્ય થયા અને કમીટીના લઘુમતીના રીપોર્ટમાં સારી મદદ કરી. બધા પ્રજાશાસનવાદી દેશોના કાયદાના અભ્યાસને અંગે તથા હીંદની રાજકીય હીલચાલના નિકટના સંસર્ગમાં કોઈ ગોળમેજી પરિષદમાં તેમનું સ્થાન અપ્રતિમ હતું. તેમણે ત્રણે ગોળમેજીના કામકાજમાં તથા સંયુક્ત પાર્લામેન્ટરી કમીટીમાં ખૂબ ભાગ લીધો હતો ૧૯૩૫ માં સંયુક્ત પ્રાંતોએ નીમેલી કમીટીના પ્રમુખ તરીકે તેમણે શિક્ષિત બેકારોના પ્રશ્ન વિષે રિપોર્ટ પ્રગટ કર્યો હતો આ રિપોર્ટે અધિકારી વર્ગનું તથા જનતાનું સારું ધ્યાન ખેંચ્યું હતું પરંતુ સરકારે હજુ સુધી તેની ભલામણોનો કંઈ અમલ કર્યો નથી

રાજની આ કીમતી સેવાના બદલામાં સર તેજને પ્રીવી કાઉન્સિલર બનાવવામાં આવ્યા. પ્રખર કાયદાશાસ્ત્રી તથા અંગ્રેજી ભાષાના વિદ્વાન હોવા ઉપરાંત સર તેજને પર્શિયન ભાષાનું સારું જ્ઞાન છે ઈરાની ભાષા તથા સાહિત્યની વિદ્વત્તામાં તેમની સાથે હરિફાઈ કરી શકે તેવા માણસો હિંદમાં બહુજ ઓછા મળશે ૧૯૪૩ માં હિંદની મુલાકાતે આવેલ ઈરાનના સાંસ્કૃતિક મિશનના સભ્યો પોતાની ભાષામાં તેમનો અગાધ વિદ્વત્વ, તેમનાં શ્રેષ્ઠ પુસ્તકો સાથેનો તથા આધુનિક સાહિત્ય સાથેના સંપર્કથી છક થઈ ગયા હતા. તેમનું મુસ્લીમ બાબતોનું જ્ઞાન પણ તેવું છે થોડાં વર્ષો પહેલાં મદ્રાસમાં એક જાહેરસભામાં ભાષણ આપતાં ઇસ્લામી સંસ્કૃતિ સંબંધી કોઈ બાબતપર એક યુવાન મુસ્લીમે તેમને પ્રશ્ન પુછ્યો સર તેજે તેને સહુ સમજી શકે એવી ભાષામાં જવાબ આપ્યો કે 'હું તમને ખાત્રી આપું છું કે તમે અહીં મદ્રાસમાં આશા રાખી શકો તેના કરતાં કંઈક વધારે સારો હું ઇસ્લામી સંસ્કૃતિનો પ્રતિનિધિ છું.'

ફરી એક વખત હૈદ્રાબાદ હાઈકોર્ટમાં એક કેસમાં તેમના સામા પક્ષે એક પ્રખ્યાત મુસલમાન ધારાશાસ્ત્રી હતા મૂળ અરેબિક પર્શિયનમાં લખાયેલ દસ્તાવેજને વાંચીને સમજાવવામાં મુસલમાન ધારાશાસ્ત્રી કોર્ટને જોઈએ તેટલી મદદ કરી શક્યા નહિ, સર તેજ તેની મદદે ગયા અને હરીફની મુંઝવણ નીચે તેને બેસાડી દીધા.

કોર્ટના કામકાજનો રિપોર્ટ છાપતાં હૈદ્રાબાદના અગ્રગણ્ય ઉર્દુ દૈનિકે નીચે પ્રમાણે શીર્ષક કર્યું હતું " મૌલાના સપ્રુ પંડિત માટે અરેબીકનું ભાષાંતર કરે છે" આ પ્રસંગનું મહત્વ કોઈક સમજી શકે છે

સર તેજનું ઉર્દુ જ્ઞાન અપ્રતિમ છે દેશમાં બહુજ થોડા મનુષ્યો તેમની સરખામણીમાં ઉભા રહી શકે. પ્રાચીન તથા અર્વાચીન ઉર્દુ તથા પર્શિયન ગ્રંથો વાંચવામાં તેમને આનંદ પડે છે. પોતાની માતૃભાષા ઉર્દુના કાવ્યમાં તેમને ખૂબજ રસ છે તેમનું ઘર ઉત્તર હિંદના ઉર્દુ કવિઓનો અખાડો છે. મુશાયરાના પ્રમુખ સ્થાનું તેમને ખૂબ ગમે છે.

# લગ્ન ગાંઠ



શ્રી. શશિકાન્ત ચતુર્વેદી

અમારા એક પડોશી ભાડુતને તેની પત્ની સાથે વઢવાડ થઇ.

તેઓ, અલબત, દર આવાડીએ લડતાં વારંવાર લડતાં, પણ આ વખતે વાત વધી ગઇ હતી. અમારી કલ્પનાની બે બ્હાર એવું મોટું રૂપ ઝઘડાએ આ વખતે લીધુ. તેઓ એક બીજા પ્રત્યે છુટી વસ્તુઓ ફેંકવા લાગ્યાં.

તેણે નળની બાલદી કાદી પત્ની પર ફેંકી, અલબત, પાણી અબાધિત પ્રવાહે વહેવા માંડ્યું. તેની સામે રકાબી છુટી મારી. તેણે ચોટ ચુકાવી, ભગિલી રકાબીનો ટુકડો હાથમાં લેઇ પોતાના મ્હોં પર કાપા પાડવા લાગ્યો અને ગડ પાડી ઉઠ્યો, તે પડોશીઓને બતાવવા માગતો હતો કે તેની સ્ત્રી કેવી નિર્દય હતી.

પણ તેની પત્ની કરીણા બાઇલોવા તેના કરતાં વધારે ઠાલી નીવડી.

" આવો નકામો માણસ તું છે." અને બીજી હજાર વસ્તુ કહી. જે તમે સહજ કલ્પી શકો છો " હવે હું ત્હારી સાથે નહિ રહું મારા લુગડાં બાંધી ચાલી જાઉં છું. પછી તું નળની બાલદી પડોશી પર ફેંકયા કરજે. હું તો હવે ત્હરાથી તદ્દન થાકી છું."

" મ્હને કશાવ નહિ" તેણે જવાબ આપ્યો, "ત્હારી મરજી પડે તેમ કર. ત્હારી પેટી લઇને જલ્દી રસ્તે પડ. ત્હારા જવાથી આ ઘરની હવા સ્વચ્છ થશે."

અને થોડી વધારે પડી આ દ્વંદ્વ ચાલ્યુ. ખરૂં કહીએ તો ખાસ કાંઇ નહિ, એ તો ઘરની વઢવાડ. પછી કરીણાએ તેના લુગડાં ટ્રંકમાં પેક કર્યાં અને માથા પર પેટી મુકી ધણીના તરફ તિરસ્કારમાં થુકી બ્હાર નીકળી પડી. તે સીધી તેની મા પાસે ગઇ. પણ તેની મા તેને જોઇને કંઇ ખાસ ખુશ થઈ નહિ. સાચું કહીએ તો તેની મા અણમોલ દીકરીને દેખી તે કંઇ નાચવા ન લાગી.

તેની માએ કહ્યું " તું જાણે છે કે મ્હારે આ ઓરડાના એક ખૂણામાં રહેવું પડે છે. હું તો એક ખૂણાનીજ ભાડુત છું. તેથી તારા માટે મ્હારી પાસે કાંઇ વધારે પડતી જગ્યા નથી."

" પણ હું એક-બે દિવસ જ રૂમ શોધી કાઢું ત્યાં સુધી જ રહીશ." કરીણાએ કહ્યું પણ છુટી: જરા કમી નહિ.

મોટે સોળ વરસ કરતાં પણ વધારે વખતથી રૂમ શોધે છે. અને મળતી નથી એ હું જાણું છું. માટે તું અહિંથીજ અને તરત જ શોધી કાઢ".

તેની મા તેના નિશ્ચયમાં કંઇ ડગે એમ નથી એમ કરીણાએ જોયુ ત્યારે માના ખૂણાવાળા ભાગમાં દૂર મુકી તે તેની મિત્રને ત્યાં ગઈ.

" મારી તારા પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ છે." રોહિણીએ કહ્યું તું મ્હારી નૈતિક મદદપર આધાર રાખી શકે પણ આ મ્હારી નાની ઓરડીમાં હું મ્હારા પતિ સાથે રહું છું. અહીં તારી રહેવાની વ્યવસ્થા ન કરી શકું.

પછી કરીણા બીજી મિત્રને ત્યાં ગઈ પણ તેનુ ત્યાં પણ કંઈ વળ્યું નહિ.

સાંજ પડતાં તેને રાત રહેવાની જગ્યા શોધી કાઢવી જોઇએ. રસ્તામાં કંઇ ઉષ્મા રેહ નથી.

બીજી એક મિત્રને ત્યાં ગઈ. પછી તે 'પાર્ક' હોટેલમાં ગઈ. ઑફિસમાં તેને કહેવામાં આવ્યું' અમે માત્ર મુસાફરોને જ રાખીએ છીએ. તેમ ન કરીએ તો અનીતિ બહુ વધી જાય. જો તમે બહારગામના રહેનારા હોત તો અહીં જરૂર રૂમ આપવામાં આવત. પણ તમે તો આ શહેરના રહેવાસી છો, માટે તમારી માફી માગીએ છીએ."

કરિયા કેટલોક સમય સુધી રસ્તાઓ પર ભટકી. છેવટે તે ઘરના ખુણા તરફ જ વળી. મગાનો ખુણો તે ભુલવી આવી હતી તે મળે જ તેને જડ્યું ગયું તેના પતિએ સત્કારતાં કહ્યું, 'ઓ, તું પાછી આવીને ! બહારની ઠંડીમાં તને શરદી નથી લાગીને?'

તેઓ થોડા સમય સુધી એક બીજા પર ઘૂરક્યા. પછી વાળુ કરી સૂઈ ગયાં અને રાત્રે કરિયાને સ્વપ્નું આવ્યું કે કોઈ રૂમ ભાડે આપવાની વાત કરે છે.

નિઃસંશય ઘરની હાડમારીના પ્રેમથી કૌટુંબિક જીવનની ગાંઠ મજબૂત બને છે.

આપણા કેટલાક મિત્રો કહે છે લગ્નબંધન શિથિલ બનતાં જાય છે કુટુમ્બ તૂટતાં જાય છે. પણ હું એ માનતો નથી એ સત્ય નથી.

અત્યારના જમાનામાં લગ્નબંધનો વજ્ર જેવાં બન્યાં છે. વસ્તુત, તેઓ અભેદ બન્યાં છે.

---

અમીર પદ પ્રાપ્ત કરવા માટે વારંવાર વિનંતી કરી એક ગૃહસ્થ વડા પ્રધાન ડીઝરાયલીને કંટાળો આપતો હતો. તેને અમીર ન બનાવવા માટે ઘણાં કારણો હતાં તેથી પ્રધાને કહ્યું, "હું તમને અમીર તો ન બનાવી શકું', પણ તમે લોકોમાં છૂટથી કહેતા ફરો કે ડીઝરાયલીએ મને અમીર બનાવવા કહ્યું પણ મે ના પાડી.'

# આમ થવું જોઈતું હતું 

[મૂળ મરાઠી]

લેખક—ચિં. વિ. જોશી                                        અનુવાદક—અબુભાઈ મો. પરેખ

" કાશીયાત્રા જતો ભિક્ષુક આવ્યો છે. ભિક્ષા આપીને પુણ્ય મેળવો. આવી ધર્મ કરવાની તક ફરી મળશે નહિ. " એમ બૂમો પાડતો પાડતો એક ભિક્ષુક દરવાજા પાસેથી પસાર થતો હતો. તેની બોલવા ચાલવાની રીતભાતનો ધ્વનિ એવો નીકળતો કે તે પોતે પોતાના પેટ માટે નહિ પરંતુ દાનવીરો પરમાર્થિક કલ્યાણ સાધી શકે તે માટે ભીખ માગતો હતો.

ભિક્ષુકોનો આવો મિજાજ વધવાનું કારણ આપણી પૌર્વાત્ય સંસ્કૃતિ પ્રમાણે ભિક્ષુકોનું જતન કરવું તે છે અને તેનાથી જ આ પ્રથા ચાલુ રહી છે. આપણું બધું જ જૂનું સાહિત્ય ભિક્ષુકોએ નિર્માણ કરેલું છે બ્રાહ્મણો, ભિક્ષુકો અને શ્રમણોનો નિર્વાહ ભિક્ષાથી જ ચાલતો હોવાથી તેમણે દાનનો આપમતલબી મહિમા ગાયેલો અને દાતૃત્વને સદ્‌ગુણ તરીકે અગ્રસ્થાન આપેલું એ સહજ છે ગરીબોને ધર્મ કરવાનો અર્થ ગરીબોને પૈસા આપો એવો થયો છે એટલે ધર્મ એ શબ્દ ભિક્ષા અથવા દાન એવો સમાનાર્થક થઈ બેઠો છે. ધર્મના પ્રણેતાઓ ભિક્ષા પર નિર્વાહ કરનારા હોઈ ભિક્ષાને ધાર્મિક સ્વરૂપમાં મૂકીને પોતે નીચલી કક્ષામાં પડી ગયા છે.

આપણા કથાકારોની કથાઓ નારદ્દત આ વિચારોનું વિષ સર્વ અનુયાયીઓમાં ઓતપ્રોત થઈ ગયું છે

એનું પરિણામ એવું આવ્યું કે ભિક્ષાર્થી મનુષ્ય શ્રમજીવી કરતાં શ્રેષ્ઠ ઠર્યો. " ભીખ માગવી પણ કેર્ઝનાથી—શરમિંદા—ઓશિયાળા થવું ! " આવા પ્રકારના ઉદ્‌ગાર બીજું શું દર્શાવે છે ?

" અમે કોઈનું શું ખાઈએ છીએ !
તે તો રામ અમને આપે છે "

આવા પ્રકારનો કૃતઘ્ની ઉદ્‌ગાર ભિખારીઓના મેળામાંથી જે દેશમાં નીકળે ત્યાં બેઠાખાઉ, આળસુ અને કૃતઘ્ની વાચકોનો ઉભરાટ કેમ ન રહે !

વાચકોનું વિક્ષપ્તપણાનું અને લોભીપણાનું પૌરાણિક કથાઓમાં કેવી રીતે ઉત્તેજન અપાયું છે તે હવે હું થોડાકમાં કહું છું. ભિક્ષાવૃત્તી પર નિર્વાહ કરનારા ધૌમ્ય ઋષિએ પાંડવોને હરિશ્ચંદ્રની કથા જે સ્વરૂપમાં વર્ણવી તેના કરતા તે જ કથા એકાદ શ્રમજીવી મનુષ્યે લખેલી હોત તો તેનું સ્વરૂપ તદ્દન ભિન્ન દેખાયું હોત. સમજો કે ધૌમ્ય ઋષિના બદલે આધર્વના સારથી ચિત્રરથે તે કથા ધર્મરાજાને કહી હતી. તે બોલ્યો હોત, " હે રાજા, કેટલાક લુચ્ચા લોકો માયાવીપણાથી સીધા લોકોને કેવી રીતે ફસાવે છે તેનું ઉદાહરણ કહું છું.

એક દિવસે અયોધ્યા નગરમા હરિશ્ચંદ્ર નામે ગાળ રાજ્ય કરતો હતો. તે ભોળો અને ઘેલો સત્યવાદી હોવાથી વિશ્વામિત્ર ઋષિને તેને ફસાવીને તેનું રાજ્ય હસ્તગત કરવાનું મન થયું. તેથી વિશ્વામિત્રે યોગસામર્થ્યથી રાજાને એવું સ્વપ્નું આપ્યું કે આપણે વિશ્વામિત્રને રાજ્ય દાનમાં આપી દીધું.

આ સ્વપ્નામાંથી હરિશ્ચંદ્ર રાજા જાગૃત થાય છે ત્યાં જ તેની દ્દષ્ટિ સમક્ષ વિશ્વામિત્રની મૂર્તિ પ્રત્યક્ષ સામે ઊભી રહેલી દેખાઈ 'મુનિવર્ય, અહિ કેમ આવવું થયું !' એમ રાજાએ વિચાર્યું.

વિશ્વામિત્રે લાલ આંખો કાઢીને અને દાઢી તથા મૂછો આમળીને પ્રજાને કહ્યું, 'રાજા, હમણાં જ તેં મને સ્વપ્નામાં રાજ્ય દાનમાં નથી આપ્યું શું ?'

'ભગવત !' રાજા બોલ્યો.

'તો પછી હું તારું વચન ખરું કરીને બતાવીશ કે નહિ ? કે પછી સ્વપ્નના રીમણાં સ્વપ્નમાં જ મૂકીશ !'

હરિશ્ચંદ્રે કહ્યું, 'બાપા, સ્વપ્નનાં વચન ખરી સૃષ્ટિમાં પાર પાડવાનો મારો નિશ્ચય છે જ. તમે આજે સકની નીતિ અવલંબન કરીને મને ફસાવશો તો પણ शठं प्रति शाठ्यम् એવું મારું વ્રત પળાશે જ. કોણ છે રે ત્યાં ? પંચપાત્ર ભરીને જળ લાવો.'

સેવક પંચપાત્રમાં જળ લઈને હાજર થયો. તેની સાથોસાથ ચતુર રાણી તારામતી પણ આવી. પોતાના પતિના દાનવેડાથી પહેલી માહિતગાર હોવાથી તેને કંઈક કાળાધોળાનો સંશય આવ્યો હતો. તેણે પ્રશ્ન કર્યો, 'મહારાજ, આ જળ કેમ મંગાવ્યું ?'

'દેવી, આ ઋષિને મેં સ્વપ્નમાં રાજ્ય દેવાનું વચન આપ્યું છે તે હવે પાળી બતાવું છું.' રાજા બોલ્યો.

તારામતીને હસવું આવ્યું. 'ઠીક ! ઠીક ! સ્વપ્નનું વચન ખરી રીતે સ્વપ્નમાંજ પુરું કરવું જોઈએ. સ્વપ્નની કથાનું પુરવારપણું ખરા જગતમાં થાય તો પછી અનર્થ જ થઈ જાય. કેમ કે આ બાવાજીને તો મેં સ્વપ્નમાં મરેલો જોયેલો હતો. માટે તો પહેલામાં પહેલું કામ એના શરીરને ચિતા રચીને તેના પર નાખી અગ્નિ સંસ્કાર આપો.

'બરાબર છે. અરે કોણ છે ત્યાં? સ્મશાનમાં જઈને એક ચિતા રચો તો જોઉં. અને પછી આ મુનિ મહારાજની ધામધૂમથી સ્મશાન યાત્રા કરવાની તૈયારી કરાવો ! ઋષિવર્ય, દેવીને આવેલા સ્વપ્નને પ્રથમ ખરા સૃષ્ટિમાં પતાવી લેવા દો, પછી મારા સ્વ .....' આમ બોલતા રાજાએ વિશ્વામિત્રઋષિ ઊભા હતા ત્યાં નજર ફેરવી, પરંતુ મુનિ મહારાજ તો ક્યારનાય પોબારા ગણી ગયા હતા. નગરના દરવાજે ઋષિ આવ્યા ત્યારે તેમના શિષ્યોએ ઋષિને પૂછ્યું, 'ગુરુ મહારાજ, કંઈ ખીચડી પાકી હોય તેમ લાગતું નથી. રાજ્ય દાનમાં લાવવાનું બાજુએ મૂકી આમ બ્હીને પાછા કાં દોડી આવ્યા.

'છોકરાઓ, ગુરુની વિદ્યા ગુરુને જ ફળી. તે રાજા તો સીધો સરળ હતો, પરંતુ તેની કાવાદાવાવાળી રાણીએ બધો જ ખેલ બગાડી નાખ્યો. સ્ત્રીઓના યોગથી હમેશાં આવો અનર્થ જ થાય છે.' ચિપિયો ભોંયે નાખી વિશ્વામિત્ર ઋષિ ધૂણી પાસે બેસી પડ્યા.

દુર્વાસા ઋષિ આવાજ એક મસ્ત અને લાડીલા અતિથિ હતા. અંબરીષ રાજાને તેમણે નૃસિંહાવતારના દર્શન કરાવી આપવાની તોપ મારી હતી. પરંતુ ત્યાં તો તેમની દાઢ મિઠી ન થતાં ઉલટું સુદર્શન થઈ તેમની પીઠ પકડી હતી

પરંતુ પાંડવોના આશ્રમમાં તેમનું પારખું કરવાને બ્હાને આ બાવાજીએ તેમને કેવા છેતર્યા હતા તેની સર્વને માહિતી છે. આ કથા મારા મને આમ વની જોડેલી હતી —

પાંડવોના વનવાસનો સમય. રાત્રી પડી હતી. બધેજ ઘોર અંધકાર અને રાત્રિક્રીડા. આશ્રમમાં પાંચ ભાઈ અને દ્રૌપદી જમીન પર ઘાસ પાથરીને તેમનાં શરીર નાખી સુઈ ગયાં હતાં. ભીમસેનની ઘોરવાનો મધુર મધુર અવાજ સાંભળીને પશુઓ પણ ગભરાઈને નાસી ગયાં હતાં.

એ સમયે આશ્રમનો દરવાજો કોઈ ઠોકતું હોય તેમ સંભળાયું. દ્રૌપદીની નિદ્રા સાવધ હોવાથી 'કોણ છે ?' એમ એણે પૂછ્યું. કેમકે કોણ છે તેની ખાત્રી કર્યા સિવાય દરવાજો ઉઘાડવો એ ધોકા ભરેલું હતું. કોણ જાણે કોઈ રાક્ષસ અગર કોઈ હિંસક પશુ પણ હોય.

"હું અતિથિ છું" બહારથી અવાજ સંભળાયો.

અતિથિનો અવાજ સાંભળતાંજ ધર્મરાજાની ઉંઘ ઉડી ગઈ. "અતિથિ! આવા ઉજ્જડ જંગલમાં રાત્રીના ભય ભરેલા સમયે? અહિં આપણી પાસેથી પરોણા ચાકરી કરાવી અમને ધન્ય કરનાર એવા કોણ મહાપુરૂષ છે? દ્રૌપદી, જલ્દી દ્વાર ઉઘાડો."

દ્રૌપદીએ ધર્મરાજાની આ હમેશની કચકચ બદલ બડબડતી બડબડતી દરવાજો ઉઘાડયો. દિવાના મંદ પ્રકાશમાં દુર્વાસા મુનિના અગ્નિ જેવા રાતા અને કરડી ઉગ્ર દાઢી જોઇને ધર્મરાજાને શંકા આવી કે ઋષિવર્ય ગુસ્સે થયેલા લાગે છે દુર્વાસા મુની ધમકી આપીને બોલ્યા, "ધર્મા, હું અને મારા આ સહસ્ર શિષ્યો ભૂખથી આકુળવ્યાકુળ થઈ ગયા છીએ. અમને અત્યારે ને અત્યારે જમાડવાની વ્યવસ્થા કર."

ધર્મરાજા અને દ્રૌપદી વિમાસણમાં પડી ગયાં. રાત્રિના સમયે સૂર્યથાળી કામ આપતી નથી તેની ખાત્રી હોવાથી દુર્વાસાએ આ સમય સાધ્યો હશે એમ વિચારવા લાગ્યા. તમે નદી પર જઈ સ્નાન કરી આવો. નાહ્યા ધોયા સિવાય બ્રાહ્મણોથી ભોજન ન થાય" કહી મુનિ મહારાજને જેમ તેમ થોડા સમય માટે રસ્તો પકડાવ્યો.

દ્રૌપદી કૃષ્ણના જપ જપવા બેઠી.

ધર્મરાજા ભીમસેનને સંકટ કહેવા લાગ્યા.

દુર્વાસા મુનિ અને તેમના શિષ્યોએ આળસ કરીને થોડોક સમય સમય વિતાવ્યો. આવી કડકડતી ઠંડીમાં સ્નાન કોણ કરે? થોડા વખતમાંજ પાછા આવીને આશ્રમના દ્વાર પાસે 'હરહર મહાદેવ'ની ગર્જના ગજાવી.

"આ ભિખારી લોકોની જમાત આ બાજુ ક્યાંથી આવી?" આળસ મરડીને ભીમસેન ઉઠ્યા.

આવું બે આબરૂ ભાષણ ન બોલવા માટે ધર્મ રાજાએ ભીમને ઉપદેશ આપી સર્વ હકીકત કહી.

"વત્સ! બડબડાટ બંધ કર હવે અમને બધાને પેટભરીને ભોજન દે નહીં તો શાપાગ્નિથી બાળીને ભસ્મ કરી દઈશ." દુર્વાસા ઋષિ ક્રોધે ભરાયા.

"વાહરે! ગુરુજી! ત્યારે તો શાપાગ્નિથી દેવતા ચેતવવા દો. કેમકે અત્યારે આશ્રમમાં બે તણખી પણ દેવતા દેખાતો નથી." ભીમે હસીને માગણી કરી.

ઠંડીથી થરથરતો એક શિષ્ય ઋષિ પાસે જઇને બોલ્યો, "ઉહહુ! ગુરુજી, શું આ ઠંડી! જરા તમારા શાપાગ્નિના તાપમાં અમારા હાથપગ શેકવા દો છો?"

તેના માથામાં ટપલી મારી તેને ચૂપ કરી દુર્વાસા ફરી પાછા ધર્મરાજાને ધમકાવવા લાગ્યા.

હવે ભીમસેનથી રહેવાયું નહિં. ખૂણામાં ટેકવેલી ગદા બહાર આણી અને ચક્કર ચક્કર ફેરવીને દુર્વાસા મુનિને કહ્યું, "કેમ રે! તને કંઈ દીનભાતનું ભાન છે કે નહિ! રાત્રિના સમયે કોઈની ઉંઘ બગાડીને મનસ્વી રીતે ખાવાનું માગે છે? તને શરમ નથી આવતી? જરા થોભો"

શિષ્યોના ટોળાને ઉદ્દેશીને બોલ્યો, "હવે તમને અને તમારા ગુરુને બધાયને હૈસાપાક અને મેથીપાકની મિજબાની આપું છું. દ્રૌપદી, તું પેલી સાવરણી લઇને અહિં આવ. આ સઘળા ભોગભાઉ ભુખ્ખાઓને આજનું આદયો હાંકી કાઢીએ."

ભીમનું ઉગ્ર સ્વરૂપ જોઇને સર્વ શિષ્યો પલાયન કરી ગયા. દુર્વાસા મુનિ એકલા જ ગભરાયેલા ઊભા રહ્યા. ભીમની બીકથી થરથરતા બોલ્યા, "અરે! આતો બધી જ મશ્કરી! અમે કંઈ ખરેખર ભોજન કરવા નહોતા આવ્યા. આ હસ્ત તમારૂ પારખું લેવા આવ્યા હતા."

"તો પછી જોઉં તમારો આશિર્વાદ, અને પછી તમારા આશ્રમમાં તમને મૂકી જઉં. તમારા બધા જ શિષ્યો પલાયન કરી ગયા છે. તમે હવે એકલા રહી ગયા હોવાથી આ રાત્રિના વખતે અમારું પારખું થવાને બદલે શિયાળામાં તમારા શરીરનું પારખું થશે." ભીમસેન બોલ્યા.

અતિથિને આદરસત્કાર કરવાને બદલે અમારા લોક એટલા બધા આગળ વધી ગયા છે કે કોઈ એક અપશુકનિયાળ, ક્રૂર અને નીચ ભિખારીનો સ્વાદ તૃપ્ત કરવા પોતાના છોકરાને સુદ્ધાં સંકટમાં સડાવે છે ઘરની બાયડીને બળતા કાવાદાવામાં નાખીને તેનાં ભુજડા ઉતરાવી ભિખારીને દાન કરનારા તુકારામ જેવા અને શાહુકારને ત્યાં ઘરનાં ઘરેણાં મૂકીને બાવાઓની જમાતને પેટ ભરાવનાર કબીર સરખા ગાંડા સંતો જગતમાં બીજે ક્યાંય જડશે નહિ. આવી ખોથી અને વિપરિત મનોવૃત્તિના મૂળ જેવા શ્રિયાળ—આખ્યાન સરખા ઘેલાગ્રસ્તપણાથી અમારી રૂઢી થયેલી મનોવૃત્તિને શુદ્ધ કરવી પડશે. હું જો શ્રિયાળ આખ્યાનનો કર્તા હોત તો તેનું સ્વરૂપ આગળ આપ્યા પ્રમાણે હોત.

શ્રિયાળનગરમાં શ્રિયાળ નામે દાનઘેલો રાજા રાજ્ય કરતો હતો. તેની દાનઘેલાઈનો ફાયદો ઉઠાવીને અનેક પ્રકારના આળસુ, વ્યસની અને લફંગા લોકોએ તે નગરમાં કાયમનો વસવાટ કર્યો હતો. વિદ્યાભ્યાસ સિવાય કે ધંધારોજગાર કર્યા સિવાય પેટ ભરવાનું શક્ય હોવાથી ત્યાં વિદ્યાપથો અને ઉદ્યોગ ધંધા ભાંગી ગયા હતા. તો પણ યાચક વર્ગ તરફથી મળનારા આશિર્વાદને લીધે શ્રિયાળાએ પોતાના નગરની થતી જતી દુર્દશાવસ્થાનું જરા પણ લક્ષ આપ્યું નહી.

એક દિવસે એક આખા શરીરે કોઢ નિકળેલો, આખા વર્ષમાં એક પણ વખત સ્નાન કર્યા સિવાયનો, આંખો અને નાકમાંથી ગંદો પ્રવાહ પાડતો એવો ગંદો અને દુર્ગંધમય બાવો અહાલેક અહાલેક કરતો નગરને રસ્તે જતો હતો. તેને ભિખારી લોકોએ પોતે જ આગળ કર્યો. તે બાવો તાબડતોબ રાજમહેલ તરફ ચાલ્યો. રાજમહેલના દરવાજા પાસે સેંકડો પ્રજાજનો પોતપોતાની ફરિયાદો પેશ કરવા જમા થયા હતા, પરંતુ તેમને માટે અંદર જવાની સખત મનાઈ હતી. ફક્ત ભિક્ષુકોને ગમે તે સમયે ત્યાં પ્રવેશ મળતો. આથી પેલા ભિક્ષુકે પોતાના આ અધિકાર તથા દુર્ગંધના જોરે સહજમાં રસ્તો મેળવી લીધો અને રાજાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ભિખારી જેટલો મુફલિસ તેટલો અધિક દૈવી શક્તિવાળો હોય તેવી માન્યતા રાજા ધરાવતો.

"આવો મુનિ મહારાજ, અભ્યંગ સ્નાન તૈયાર છે સ્નાન પતાવો કે તુરત ભોજન પણ હાજર છે" રાજાએ સાષ્ટાંગ નમસ્કાર કરી કહ્યું.

"અભ્યંગ સ્નાન ! આ દેહે તેની મારી જીંદગીમાં એક જ વખત સ્નાન કર્યું છે અને તે પણ અવાડ પડેલી જગામાં વરસાદ પડવાના કારણે. મારે તો પ્રથમ જ ભોજન જોઈએ" વૈરાગીએ હઠથી માગણી કરી.

"અહાહા ! શું દિવ્ય તેજ ! આવા મહાત્માઓનાં મન એટલાં શુદ્ધ હોય છે કે તેમને બાહ્ય સ્નાનની ગરજ જ ભાસતી નથી" આવા ઉદ્‌ગાર કાઢી રાજાએ પોતાની રાણી ચાંગુણા અને રાજકુમાર ચિલૈયાને હાક મારી. બેઉ મા દિકરો દોડીને આવ્યાં. સાધુની પ્રકાશમાન મૂર્તિને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. રાજાની આજ્ઞા પ્રમાણે ચાંગુણાએ પંચ પકવાનનો થાળ અતિથિ દેવને તાબડતોબ ધર્યો કારણ કે રાજમહેલમાં અતિથિનો ધાડું દરોડો રહેતો હોવાથી હમેશાં અન્નની છૂટ જ રહેતી.

તો પણ આટલા અન્નથી ભિક્ષુકને સંતોષ થયો નહિ. ચિલૈયાને જોઈને સાધુના મોંમાં પાણી છુટયું. તે બોલ્યો, "રાજા, આવું અન્ન ખાઈને મને અભાવો થઈ ગયો છે. હું માગું તે પદાર્થ ગુસ્સે થયા સિવાય મને આપી શકો ?

"ગુસ્સો શાનો, મુનિવર્ય ! અતિથિને પ્રસન્ન કરવાને માટે મારું શિરકમલ સુદ્ધાં અર્પણ કરવાને આ દાસ તૈયાર છે."

"મહારાજ, યજમાન હોય તો આવો જ હજો. પણ હું તારા શિરકમળ કરતાં પણ તારી અધિક પ્રિય વસ્તુ માગું તો ?' વૈરાગીએ માગણી મૂકી.

"તો પણ હરકત નહીં. તે દેવા માટે અધિક કૃતાર્થ થઈશ. માગનારો જોઈએ આપનારો હું સદા હાથ લાંબો કરીને બેઠો છું."

બાવાજીએ ચાંગુણા અને ચિલૈયાની બેઉની ઉપર પ્રમાણેની કબુલાત લીધી, અને એક મોટો ખાણિયો અને બે સાંબેલાં મંગાવ્યાં. પછી રાજા રાણીને કહ્યું. "આ ચિલૈયાને ખાણિયામાં નાખી તમે બેઉ જણ તેને ખાંડીને તેનું માંસ મને પીરસો."

આવી વિચિત્ર માગણી સાંભળીને રાજા ગભરાયો. આપણા રાજ્યનો એકજ વારસદાર છે તેનો નાશ કરો નહિ. અમારું શ્રાદ્ધ કરનારા ઉત્તરાધિકારી સિવાય અમારી પરલોકની ગતિની ખાત્રી આપો. વગેરે વગેરે જાતની વિનંતિઓથી અને રાણીના આક્રંદથી તે અઘોરકર્મી અધિક જ ખીજાઈ ગયો. "પુત્રમાંસ, બસ પુત્રમાંસ ! નહિ આપો તો તારી દાન શૂરતાનો કીર્તિધ્વજ નાશ કરીને તને રૌરવ નરકમાં છોડી પાછો જાઉં છું." આવો ધાક તેણે આપ્યો. પોતાના પુત્રને બદલે પોતાનું અગર પત્નીનું માંસ આપવા રાજા તૈયાર થયો, પરંતુ ભિક્ષુકના મનનું સમાધાન થયું નહિ. છેવટે ના છૂટકે રાજા બિચારો અઘોર કર્મ કરવા પ્રવૃત્ત થયો.

પરંતુ રાણી ચાંગુણા તો વીફરી. તેણે સંકેતથી ત્રણ તાળી પાડી. તાળીનો અવાજ સાંભળી બે કાળા હબસી જેવા પહાડી સેવકો ત્યાં આવી નમન કરી શું આજ્ઞા છે તેમ પૂછી અદબભેર ઊભા રહ્યા.

બિહામણા સેવકોને જોઈને વૈરાગીનું લોહી ઉડી ગયું. ત્યાંથી પોબાર કરવાનો વિચાર કર્યો પરંતુ દરવાજે રાણીને બેઉ સેવકો ઊભા હતા. વૈરાગીને ચીંધીને રાણીએ કહ્યું. "આ હરામખોરને ખાણિયામાં નાખી સાંબેલાથી ખાંડી નાંખો."

'બરાબર ! બરાબર ! દેવી આ નર માંસ ભક્ષકે અમારા મિસર દેશમાં કુમળાં બાળકોનું ભક્ષણ કર્યું હતું. આ જ રાક્ષસ મારા નાનકડા દિકરાને સોટાને ખાઈ ગયો હતો. તાલેબી, તું આના પગ પકડ, હું એનું ગળચું પકડું છું." એમ કહીને એક દાસે તેને દાબીને પકડ્યો અને પછી બેઉ જણે તેને ખાણિયામાં નાખ્યો.

એક ઘા, એક ચિચિયારી અને પાછો એક ઘા. બસ ખલાસ. આવું ચિતરી ચડે તેવું દૃશ્ય જોઈને રાજકુટુંબ બહાર સભાગૃહમાં આવ્યું. પ્રધાને પૂછ્યું, "મહારાજ, ભિક્ષુકનું શું થયું ?"

રાજા રાણીએ એક બીજા સામે હસી આંખો મિચકારી. "અરે પ્રધાનજી, તે તો શંકરનો અવતાર હતો. જોત જોતામાં તો તે અદૃશ્ય થઈ ગયો." ચિલૈયાએ હસીને ઉત્તર આપ્યો.

ભિક્ષુકો માટેનો આવો અનુદાર વિચાર સૂચવવા બદલ મુંબઈ શહેરમાં આપણા દેશમાં વધેલી વસ્તીના પ્રમાણમાં આવીને રહેતા ભાગતા જર્મન યાહુદીઓની સંખ્યા અને અને આ દેશને તથા આપણા વ્યાપારીઓને તેની અસરથી થતી નુકસાની હોય (૧૯૩૬)—

આ યાહુદીઓને મુંબઈમાં વસવાટ કરવા દેવો નહિ એવી કેટલાક જણની સૂચના થઈ હતી ત્યારે તેમને કોઈ ખૂણેથી જવાબ પણ મળેલો, "આપણા આ હિંદુસ્થાન દેશમાં પુરાતન કાળથી આદરસત્કારની પરંપરા ચાલતી આવે છે ગ્રીક, હૂણ, અફઘાન, મોગલ, પારસી એવા અનેક અતિથિઓને જેણે આશ્રય આપ્યો તે દેશ હવે જર્મન યાહુદીઓને નકારો કેમ આપી શકે !"

હિંદુસ્થાનમાં સર્વ પરદેશીઓને "સુસ્વાગતમ્" અને માત્ર હિંદુસ્થાનીઓને સર્વ પરદેશોમાંથી "ચલે જાવ" એવી એવી સ્થિતિ જ્યાં સુધી હોય ત્યાં સુધી આ ઘાતક સ્વાગતનો વહિવટ બંધ કરવો ઈષ્ટ નથી શું ? ઐસા આદર સત્કારનું કેવું ઘોર પરિણામ આવશે અત્યારે લોકોએ ભોગવ્યું તે હજી બસ નથી શું ?

# કયે રસ્તે ?



પ્રફુલ્લચંદ શાહ

[સમ્નર વેલ્સના છેલ્લા પુસ્તક Where are we heading for ? પર એક દૃષ્ટિપાત]

સમ્નર વેલ્સના મત પ્રમાણે પશ્ચિમના પ્રજાસત્તાક રાજ્યો અને રશિયા વચ્ચેનો પ્રે. રૂઝવેલ્ટના પ્રયાસોથી ગાઢ બનેલો સંબંધ હાલ શિથિલ થયો છે. અત્યારના અમેરિકન શાસકોની ટૂંકી નજરને લઈને હાલની અમેરિકન પરદેશી રાજનીતિ સર્વત્ર પરાજયની પરંપરા અનુભવે છે અને આંતરરાષ્ટ્રીય વાતાવરણમાં કડવાશ વધી છે.

જગતમાં શાંતિની સ્થાપના માટે રશિયા જોડે અમેરિકાએ સમજુતી પર આવવું આવશ્યક છે. એવી પ્રે. રૂઝવેલ્ટની દૃઢ માન્યતા હતી. બને દેશની રાજનીતિના અંતર્ગત ભેદો સંપૂર્ણપણે દૂર ન કરી શકાય, છતાં રશિયામાં સામ્યવાદમાં ઘણા ફેરફાર થયા છે અને અમેરિકન રાજનીતિ સામાન્ય જનતાના લાભાર્થે પરિવર્તન પામી છે. એટલે પ્રે. રૂઝવેલ્ટ માનતા કે બંને દેશની રાજનીતિ અથડામણ પામે એવા ઉગ્ર મુદ્દાઓ અદૃશ્ય થયા છે. સ્ટેલીન જોડે રૂબરૂ વાતચીત કરી સમજુત પર આવી શકાય તે રૂઝવેલ્ટે સાબિત કરી બતાવ્યુ હતુ.

૧૯૪૪ અને ૧૯૪૫માં સ્ટેલીનને રૂબરૂ મળી પ્રે. રૂઝવેલ્ટે યુનોનો સ્વીકાર કરાવ્યો, આંતરરાષ્ટ્રીય ખરડા માટે સમ્મતિ લીધી. પણ વર્તમાન અમેરિકન શાસકોએ લડાઈ પૂરી થતાં કાયમી શાંતિ માટે લેવા જોઈતા પગલાં માટે કાંઈ કર્યું નહિ. દુશ્મનોને હરાવ્યા પછી રશિયા જોડે સુલેહ સંબંધી વાટાઘાટ કરી હોત આજનો વિખવાદ ટળી ગયો હોત. પણ એ ધન્ય ઘડી શાસકો ચૂકી ગયા. સાનફ્રાંસિસ્કોમાં પસાર કરેલા આંતરરાષ્ટ્રીય ખરડામાં ઘણી ઉણપના છે. પણ લીગ ઓફ નેશન્સ કરતાં આપણે એક પગલું જરૂર આગળ વધ્યા છે.

મોટી ખામી તો એ છે કે કોઈ પણ એક મોટો દેશ દશ વરસમાં આ ખરડાની કલમમાં સુધારા થાવતા અટકાવી શકે છે. લીગ ઓફ નેશન્સ પોતે કોઈ દેશને શિક્ષા કરવા લશ્કર માગી મોકલી ન શકતું પણ આ આંતરરાષ્ટ્રીય ખરડાની કલમ પ્રમાણે યુનો જાગતિક શાંતિ ભંગ કરનાર દેશને શિક્ષા કરવા માટે બીજા સભ્ય દેશો પાસે લશ્કર માગી હુમલો કરવા હુકમ કરી શકે છે. આ ખરડાની કલમો અનુસાર સભ્યો દેશો લશ્કર આપવા તેમજ જરૂરી સાધનો આપવા અને વ્યવહારના માર્ગો ખુલ્લા કરી આપવા બંધાયેલા છે.

યુનો સિવાય લડાઈ અટકાવવા જાગતિક સરકાર સ્થાપવાનાં કેટલાક સ્વપ્નાં સેવે છે તે મૂર્ખાઈ ભર્યું છે. એવી સરકારમાં અમેરિકા ન દાખલ થાય અને રશિયા તો જરૂર ના પાડે અને રશિયા સિવાય એવી સરકાર રચાય તો રશિયા સ્વાભાવિક રીતે માને છે કે તેની સામે મોટી વ્યૂહરચના ઊભી કરવામાં આવે છે તો જગતની શાંતિ દૃઢતર થવાના બદલે વહેલી નાશ પામે. ક્રમશ યુનો સંસ્થાઓ મજબુત કરવી એજ સમ્નર વેલ્સના મત મુજબ ઉત્તમ માર્ગ છે.

જર્મનિને હરાવ્યા પછી દશ માસ વીત્યે જર્મનિના ભાગલા પાડવા સૂચવી રશિયાને ૨૫ વરસ માટે અન્યોન્ય સહાય કરવા માટે સુલેહની વાત જણાવવામાં આવી પણ તે દરમ્યાન વિરોધના સૂરો ભિયાજ હતા. લડાઈ પૂરી થવા આગમચ આવી શરતો મુકવામાં આવી હોત તો તેનો જરૂર સ્વીકાર થાત. મોલોટોવે જાહેર કર્યું, કે" શરતો અધૂરી છે. વળી રશિયા જર્મનીના ભાગલા

પાડવાની ફિકર છે, ખુદ રશિયાએ પૂર્વ પ્રશિયાનો અને પોલાંડનો ભાગ રશિયા જોડે જોડી દીધો છે તે વાત તો વિસારેજ રહી !

મિત્રદેશોએ જર્મની કબજે કરેલા ભાગોમાં હરિફાઈ ચાલુ છે અને રશિયન રાજનીતિ ત્યાં વિજય પામે છે અને અમેરિકન બ્રિટિશો સુસ્ત નીવડયા છે જર્મની જોડેની સુલેહપર જગતની શાંતિનો આધાર છે. લશ્કરી સામગ્રી પુરી પાડતા રૂહર, રહાઇનના પ્રદેશો જર્મનીને પાછા મળે તો જર્મન ભય ખડોજ રહે એ ફ્રાન્સનું કહેવું વ્યાજબી છે પણ તે પર કોઈ લક્ષ આપતું નથી. તેમજ વ્યાપારી, આર્થિક સંબંધો ન્યાયસરના ના રચાય ત્યાં સુધી જગત પર લડાઈનું ભય કાયમજ રહે.

અમેરિકન, બ્રિટિશોએ કબજે કરેલા ભાગો એકત્ર કરવામાં આવ્યા, એટમ બોમ્બ રહસ્ય માટે કેનેડા, ઈંગ્લેન્ડ અને અમેરિકાજ ચર્ચા કરે, જાપાનના કબજામા રશિયનોનો હિસ્સો ન હોય એવા બધા કારણોને લઈને રશિયા જોડેનો અમેરિકન સંબંધ બગડી ગયો છે લગભગ રશિયાએ એકલે હાથે જર્મનિને હરાવ્યું કહી શકાય છતાં જર્મનીનો કબજો કરવામાં બીજા દેશો હક્ક લે અને જાપાનના કબજામાં અમેરિકા, રશિયાને હિસ્સો ન આપે એ કયા ન્યાયની વાત ! જો જાપાનને અમેરિકાએ હરાવ્યું તો જર્મનીને રશિયાએ હરાવ્યું છે

પોલેન્ડ અને ડેન્ઝિગનો પ્રશ્ન, જર્મનીની પશ્ચિમ સીમા નકી રાખવી; યુગોસ્લાવીઆ, ઝેકોસ્લોવેકીયા, ઓસ્ટ્રીયા, હંગરી, ડેન્ઝિગના પ્રશ્નોનો ન્યાયસરનો નિકાલ ન થાય ત્યાંસુધી યુરોપમાં શાંતિ નહિ થાપી શકાય. વળી ટ્રીસ્ટી બંદર માટે પારીસમાં જે સમજુતી કરી નિર્ણય કરવામાં આવ્યો તે પણ ઘણો અન્યાયી છે.

ટીટોને મદદ કરી તેના હરિફોને ઉખેડી નાખવામાં સહાય કરી એ ચર્ચીલની મોટી ભૂલ થઈ છે જર્મન લશ્કરો ખસતાં ગયા, તેમ રશિયન લશ્કરે પ્રદેશોનો કબજો કર્યો, લોખંડી પડદાના અંતરાય ઊભા કરી તે ભાગોની ખરી સ્થિતિથી દુનિયાને અણજાણ રાખી, રશિયન પ્રોપેગેન્ડા વધારી નવી ચૂંટણીઓ રશિયાએ દાખલ ન કરી હોય તોપણ વેપાર, ઉદ્યોગ, પોલિસ અને લશ્કરોના મુખ્ય સ્થળે કમ્યુનિસ્ટ નીમી આજે રશિયાએ એ ભાગ પર તેની અસર મજબુત કરી છે. માત્ર ઝેકોસ્લોવેકીયાને ડૉ. બીનીસ કંઈક અંશે સંરક્ષી શક્યા છે. રશિયામાં જઈ રૂબરૂ વાટાઘાટો કરી રશિયાને વધારે પડતું નમતું આપી દેવાનો ડૉ. બીનીસ પરનો આરોપ ખોટો છે બીજા અનુકૂળ સંજોગોમાં જેટલું વ્યાજબી થઈ શકે તેટલું ડૉ. બીનીસે કર્યું છે. રૂથેનીયા રશિયાને આપવું પડયું પણ ચૂંટણી વખતે રશિયાની જરા પણ દખલ થઈ નથી અને ડૉ. બીનીસને લઈને ચૂંટણીમાં ૪૯ ટકા બીન કમ્યુનિસ્ટ સભ્યો ચૂંટાઇ આવ્યા છે.

મી. વેલ્સ આરોપ મૂકે છે કે અત્યારના અમેરીકન રાજકર્તાઓએ ફ્રાન્સ પ્રત્યે યોગ્ય વલણ રાખ્યું નથી. બે દેશ વચ્ચે હજી સારો સંબંધ રહ્યો છે, તે ફ્રાન્સનું ડહાપણ છે, નહિ કે અમેરીકન રાજનીતિને તે આભારી છે

બધા પડોશી તરીકેની રાજનીતિ ચાલુ રાખવાને બદલે, આર્જેન્ટિનાના રાજકરણમાં દખલ કરી, તે દેશ જોડેના સંબંધો અવિચારીપણે તોડી નાખી, ત્યાંની ચૂંટણી વખતે વાતાવરણમાં અશાંતિ ઊભી થાય એવી સરકારી બુક પ્રકાશન કરી અમેરિકાએ ભૂલો પર ભૂલો કરી છે આર્જેન્ટિના જોડેના વેપારી સંબંધ તોડી નાખવા માટે અમેરિકાએ ઇંગ્લેંડને સૂચવ્યું ત્યારે તેણે સાફ ના પાડી છતાં અમેરિકન રાજનીતિ અવળે રસ્તે ચાલુ રહી આજે દક્ષિણ અમેરીકાની બધી લાગણી ગુમાવી બેઠી છે સાન્ફ્રાન્સિસ્કોની સભામાં આ દક્ષિણના રાજ્યો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાને બદલે અવગણના કરી તેથી દશ વરસમાં કોઈની કલ્પનામાં પણ ન હતો એવો મેદીન

અમેરિકાને રાજ્યના સમૃદ્ધ ઊભો થવાના બીજો રોપાયાં. આજે ન્ટિયાનો વિરોધ કરનાર મોશરાવે થોડા માસ પછીજ તેની જોડે વેપારી કરારો કર્યા.

રૂમાનિયા, યુગોસ્લેવિયા, બલ્ગેરિયા, આલ્બેનિયા વગેરે દેશો પર પોતાનું વર્ચસ્વ ઝમાવી રશિયા હવે તુર્કી, ઇજીપ્ત, એરેબીયા, ઇરાક, ટ્રાન્સજોર્ડાનીયા, યમન, લીબેનોન અને સિરયાના રાજકરણમાંથી ઇગ્લાંડની અસર તોડવા યત્ન કરે છે ગ્રીસ અને ડાર્ડેનલ્સ સબંધીની રશિયાની ઇચ્છાઓ અર્પિત રહી નથી. પૂર્વના દેશોમાં આજે ઇગ્લેંડ અને રશિયન અખાડામલ્લો પૂર જોરમાં અર્પિત રીતે ચાલુ છે એ બાબતના તેઓ માટે સર્વેની હરિફાઇ જગજાહેર છે. ઇબ્નસૌદે યુરોપના દેશોને બાજુએ મૂકી નિષ્પક્ષ અમેરિકનોની મદદથી તેલની ખીલવણી શરૂ કરી છે પણ પેલેસ્ટાઇનના ન્યુ પ્રકરણમા ગુચવાએલું અમેરિકા હવે વધારે વખત ઇબ્નસૌદને વહાલું ગણે એમ બને નહિ કારણકે તેની આરબો પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ છે

ચીનમાં ચાંગકાઇશેકને અસાધારણ સહાય કરી પણ સફળતાના ચિન્હો ક્યાંય દેખાતાં નથી. તેમજ ચીનના કમ્યુનિસ્ટો કહે તેમ અમેરિકા ચીન છોડી જાય તો આજ પર્યંત કર્યું કારવ્યું પર ધૂળ ફેરવી ચીન સીધુ રશિયન અસર હેઠળ મુકી દેવા જેવુ થાય છે. જાપાનના કબજામાથી પણ રશિયાને બાતલ રાખી અમેરિકાએ કઈ સફળતા પ્રાપ્ત કરી નથી તેયાર બંધારણ જાપાન પર ઠોકી બેસાડ્યુ તેથી કંઇ વળશે નહિ. જાપાનનો કબજો છોડવામાં આવશે કે તે પૂર્વવત સામ્રાજ્યવાદી બની જશે. જાપાનના લોકમતને અમેરિકા જરા પણ સુધારી શક્યુ નથી. 'અમારે એ. પણ ઇંચ નવી જમીન જોઈતી નથી' એવી લડાઇ દરમ્યાન બૂમ પાડનાર અમેરિકા જાપાનના તાબાના બધા ટાપુઓ પચાવી પડે એ બીજાઓની આંખમાં આવેજને? કેટલાક ટાપુઓ તો રશિયાની નજીક આવ્યા છે તેનો કબજો અમેરિકા રાખે તો રશિયા શંકાશીલ થાય તેમા તેનો દોષ શું?

છેલ્લા ત્રણ વર્ષ દરમ્યાન યુનાઇટેડ સ્ટેટસે કરેલી ભૂલો ગણાવી, પરદેશીખાતામાં અને ધારાસભાના કામકાજમાં સુધારા સૂચવી યુનોને મજબુત કરવા મી વેલ્સ અરજ કરે છે. રશિયા જોડેનો સબંધ સુધાર્યા વિના જગતમાં શાંતિનું સામ્રાજ્ય ન પ્રવર્તે એવી દૃઢ માન્યતા જાહેર કરે છે. એ સબંધ આજે શિથિલ થયો તે માટે અમેરિકાજ નહિ પણ રશિયા પણ જવાબદાર છે એવી વેલ્સની માન્યતા છે

પ્રખ્યાત ધર્મોપદેશક પાદરી હેન્રિ વોર્ડ બીચરને કામ હોવાથી એક રવિવારે તેણે તેના પાદરી ભાઇ ફ્રાંકલિનને દેવળમાં ભાષણ માટે મોકલ્યો દેવળ શ્રોતાજનોથી ખીચોખીચ ભરાઇ ગયું હતુ, પણ ફ્રાંકલિન વ્યાસ પીઠ પર ચઢ્યો ત્યારે શ્રોતાઓએ જોયું કે બીચરનું ભાષણ નથી તેથી નિરાશ થઇ ઘણાખરા ઉઠીને બહાર જવા લાગ્યા. એટલે ફ્રાંકલિને ઉંચે કહ્યું", "જેઓ હેન્રિ વોર્ડ બીચરની પૂજા કરવા આવ્યા હોય તેઓ ભલે જાય, પણ, ઇશ્વરની પૂજા માટે આવ્યા હોય તેઓ બેસે" આ પ્રહારથી જાવા જતા લોકો અટકી ગયા.

✠ ✠ ✠ ✠

કંપનીની ઓફિસના નોકર છોકરાને ન્યુ ઉઠ બોલતાં પકડી પાડી શેઠ કાંઇ ધમકાવતાં કહ્યું, "શેઠ જાણ્યું મારો તેડુ શું કે તેની ખબર છે?" છોકરાએ કહ્યું. "હા, તેને તે સેલ્સમેન બનાવે છે."

✠ ✠ ✠

એક મારવાડની પેઢીએ દેવાળું કાઢ્યું. ત્રિજોરીમા કાગળીયાં તપાસતાં વકીલોને ભાગીદારનો કરાર મળ્યો તેમાં એક કલમ હતી કે "દેવાળું કાઢતાં જે નફો થાય તે ભાગીદારોએ નીચેનીચ વહેંચી લેવો."

# આંતરગ્રહ કેળવણી પરિષદ 

[એક કાલ્પનિક સભાનો અહેવાલ] ર. પ. મ

મંગળ, શુક્ર, શનિ, બુધ, ગુરુ, યુરેનસ ઇત્યાદિ ગ્રહોના પ્રતિનિધિના આવ્યા બાદ, મોવાળોથી ખીચોખીચ ભરાયેલા મંડપમાં તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખે પોતાનું ભાષણ શરૂ કર્યું અને સભામાં શાંતિ પ્રસરી, 'સ્વપ્નામાં અકલ્પ્યેલી વસ્તુઓ બનતાં આજે મને એક બાળક માફક આનંદ થાય છે એક સમયે પૃથ્વીના ઘણા ભાગો અણુશોધ્યા પડયા હતા, આજે જુદા જુદા ગ્રહોમાંથી વ્યક્તિઓ અહીં પધારી એક અનન્ય સભા ભરે અને વાટાઘાટ કરી પોતાના વિચારો એકબીજાને સમજાવી શકે એ અપૂર્વ આનંદની વાત છે.

મિત્રો, કેળવણીએ શું કર્યું એ કહેવા યત્ન કરું તો મારે હજાર વરસોનો ઇતિહાસ કહેવો પડે આપણે સર્વે જાણીએ છીએ કે કેળવણીથી દુનિયામાં લડાઇઓ ઊભી કરી શકાય અને તેનાથી જ તે અટકાવી ભાતૃભાવ વધારી શકાય કેળવણીમાં ક્રાંતિકારક ફેરફારો થયા છે ત્રણ 'આર' (reading writing and 'rithmetic) ને બદલે હવે ચાર 'પી' ને (politics, physiology psychology અને philosophy) ને અગત્ય આપવામાં આવે છે. બીજો અગત્યના ફેરફાર શિક્ષકો સંબંધી થયા પામ્યો છે શિક્ષકોને ગુલામીમાંથી મુક્તિ મળી છે અને તેમણે હવે રાષ્ટ્રવિધાયકોનું પદ પ્રાપ્ત કર્યું છે આ આંતરગ્રહ કેળવણી પરિષદમાંથી આંતરગ્રહ શાંતિ પરિષદ જન્મે એવી ખાસ ભાવના છે, એટલું જણાવી હું મંગળના પ્રતિનિધિને તેમના ગ્રહમાં અપાતી કેળવણી સંબંધી અમને કંઇક માહિતી આપવા સૂચના કરું છું "

પછી મંગળના પ્રતિનિધિએ પોતાનું પ્રવચન શરૂ કર્યું, 'પ્રમુખ સાહેબ અને મિત્રો, અમારે ત્યાં શાળાઓ કારખાનાં જેવી છે એક છેડે કાચો માલ લેવામાં આવે છે તેના પર ક્રિયા પ્રતિક્રિયા કરી બીજા છેડે તૈયાર સ્વરૂપમાં બહાર કાઢવામાં આવે છે. એક રૂની ફેકટરી લો. તેમાં જુદી જુદી જાતનાં ગાંસડાં લેવામાં આવે છે, કોઇ હલકાં, કોઇ સાધારણ તો બીજા ઉત્તમ. તેનાં મૂળભૂત તત્વો અનુસાર તેમની સારી નરસી ચીજો બને છે અસલ હલકાં ગાંસડાંને સુધારી જ ન શકાય એવું મારું કહેવું નથી, તેમાં સુધારા વધારા જરૂર થઇ શકે છે પણ તેના મૂળભૂત દોષો, તદ્દન નિવારી ન શકાય.

કારખાનામાં ગાંસડું આવે અને તેના ગુણદોષ પ્રથમ કસી જોવામાં આવે છે, તે પ્રમાણે બાળક શાળામાં આવતાં તેને કયું સ્વરૂપ આપવું, તે માટે ઝીણવટ ભરી તપાસ કરી નિર્ણય કરીએ છીએ. આ નિર્ણય માટે સંપૂર્ણ અને વિપુલ વિગતો જરૂરી છે. તેથી બાળક જન્મવાનું હોય તે પહેલાં અમે અગાઉથી જ ડાક્તર અને કેળવણીનિષ્ણાતને મોકલીએ છીએ. બાળકનો જન્મ પછી તેના વર્તનની પ્રત્યેક હકીકતની અમે નોંધ રાખીએ છીએ. ડાક્તરની અને કેળવણીકારની ડાયરીઓ જુદી હોય છે પણ તેઓ એકબીજાની નોંધપોથી વાંચી શકે છે બાળક પુખ્તવયનું થાય ત્યાં સુધી અમે બાળક પર દેખરેખ રાખી તેનાં ગુણદોષનું અવલોકન કરીએ છીએ. અવલોકન અને તદનુસાર શિક્ષણ. અવલોકન અને શિક્ષણ. અમે એક એવા યંત્રની શોધ કરી છે કે તેની મદદ વડે અમે માણસોના અંતરના વિચારો પણ જાણી શકીએ છીએ. માણસોના કથનપર જ વિશ્વાસ રાખવાની હવે અમને જરૂર નથી

સરખા ગુણો, સરખી કેળવણી, સરખું પરિણામ. માણસ પણી ગ્રહવણ ભર્યું અતિવિચિત્ર પ્રાણી છે માત્ર અહંભાવને લઇને જ તે કોઇ અનોખું પ્રાણી છે એમ

રોકવા છે. નજીકના ભવિષ્યમાં તેમની શોધખોળો ઘણી ઉપકારક નીવડશે એવી અમારી ખાતરી છે.

અમારી કેળવણીનું ઉત્તમ લક્ષણ કયું એમ તમે મને પૂછો તો હું એટલું જ કહું કે અમે બાળકો સબંધી રીતો સમજી કાળજીઓ રાખીએ તે છે

પછી શુક્રમોગા આવેલી સ્ત્રી પ્રતિનિધિએ પોતાનું ભાષણ શરૂ કર્યું, 'મ મળના પ્રતિનિધિના રસભર ભાષણ પછી મારા વિચારો તમને જૂના પુરાણા જણાશે. પણ અમે તો ઉદાહરણમાં માનીએ છીએ. બાળકો જૂએ તેવું શીખે. છોકરાઓને સારા બનાવવા હોય તો વડીલોએ પોતાના વર્તનથી ઉત્તમ નમુનો તેમને પૂરો પાડવો જોઈએ, એવી અમારી દઢ માન્યતા છે. ત્રણ વર્ષનું બાળક થાય ત્યાંસુધી 'જૂઓ' કહે છે પણ ત્રણથી પાંચ વર્ષના કાળ દરમ્યાન 'હું કરું છું તે જૂઓ' એમ તે જણાવે છે. એ સમયમાં માબાપની જે છાપ પડે તે તેના પર કાયમ રહે છે. વળી અત્યારસુધી કેળવણીમાં વિષયોને ઘણી અગત્ય આપવામાં આવી છે. એમ કરતાં શિક્ષકો વિદ્યાર્થીઓને પણ વિસારે મૂકતા. એક વિષયનો નિષ્ણાત બીજા વિષયો પ્રત્યે ઘૃણા નહિ દર્શાવે તો જરૂર ઉદાસીન તો રહેતોજ. પણ અમારી કેળવણીમાં બાળકોનેજ મહત્વનું સ્થાન છે. બાળકો માટે વિષયો છે, વિષયો માટે બાળકો નથી.

અમારી કેળવણીમાં વ્યક્તિત્વને અને પ્રેમને મહત્વનાં સ્થાન છે. બાળક જ્યારે નાનું અને વધારે નિરાધાર હોય; ત્યારે તેને પ્રેમની વિશેષ આવશ્યકતા હોય છે. પણ જેમ તે મોટું થાય તેમ તેના પ્રત્યેના વર્તનમાં ફેરફારો કરવા રહે છે. આ ફેરફાર ક્યા અને ક્યારે કરવા તેને અમે કેળવણીમાં અતિ મહત્વનું ગણીએ છીએ. વળી વિજ્ઞાનને વિષય તરીકે અને તત્વજ્ઞાન તરીકે એમ બે જુદી રીતે સમજીએ છીએ. દૈનિક જીવનની જરૂરિયાતો માટે વિજ્ઞાન વિષય તરીકે ઉપયોગી છે પણ માણસ કંઈ કેવળ યંત્ર નથી એટલે તેને તત્વજ્ઞાનની જરૂર રહે છે. વિજ્ઞાનની પ્રગતિથી એક જમાનામાં માણસો જડવાદી બન્યા, પછી તત્વજ્ઞાનની જરૂરિયાત સમજાઈ, ત્યારે તેનો ઉદ્ધાર કરવામાં આવ્યો. ધર્મના સામાન્ય અર્થમાં અમે ધર્મિષ્ઠ નથી. અમારે ત્યાં દેવળો નથી પણ આત્માનો ઉદ્ધાર એજ જીવનનું ધ્યેય છે અને આત્મા એ શું છે તે વિજ્ઞાન કહી શકી ન શકે, માટે અમે તત્વજ્ઞાન તરફ વળ્યા છીએ.

બીજો અગત્યનો મુદ્દો સહશિક્ષણનો છે. અમારે ત્યાં બારથી અઢાર વરસોના કુમાર કુમારીઓ માટે જુદી શાળાઓ છે. તે સિવાયના નાના મોટા વિદ્યાર્થીઓ ભલે ભેગા ભણે. ઉપર્યુક્ત ઉમ્મરના કુમાર કુમારો ભેગા ભણે એ અનિચ્છનિય છે એમ અમને અનુભવથી માલુમ પડયું છે. જન્મથીજ કેળવણી આપવી, કામ કરતા શીખવું, એવા મુદ્દાઓ પર અમે ધ્યાન આપીએ છીએ. પણ વિશેષમાં અમે ખુલ્લી હવાને પણ અગત્ય આપીએ છીએ. 'જેમ બને તેમ વધારે વખત ખુલ્લામાં રહેવું અને બને તેટલાં ઓછાં અંગ વગર વસ્ત્રે રહેવું આરોગ્યકારક છે અને એથી કશો નીતિ બગાડો થતો નથી એવો અમારો અનુભવ છે. શાળા, ઘરો અને તેટલાં સુંદર બનાવવા માટે અમે સંપૂર્ણ કાળજી કરીએ છીએ.

મૂડીવાદીઓના હાથમાં કેળવણી હતી, ત્યારે ઉપયોગિતા પર વિશેષ ધ્યાન આપવામાં આવતું પણ અમે સંસ્કૃતિ માટે ખાસ કાળજી રાખીએ છીએ. આત્માની ઉન્નતિ માટે સંસ્કૃતિ આવશ્યક છે અને કેળવણી તે પ્રત્યે બેદરકાર રહી ન શકે. ઉપરાંત અમારી શાળાઓમાં શિસ્ત-શાસનની જવાબદારી વિદ્યાર્થીઓના શિરે છે. દેશમાં ધારાસભા, કાર્યવાહી મંડળો હોય છે, તે પ્રમાણે અમારી શાળાઓમાં ચૂંટણી કરી રચેલી એવી સંસ્થાઓ - કાયદાઓ અને કારભાર

કરે છે. વિદ્યાર્થીઓ એમાં ઘણો રસ લે છે, અને ઉત્તમ શિસ્ત જાળવે છે અને તેમ કરતાં ઉત્તમ નાગરિકો બનવાનું શિક્ષણ પામે છે. બાળકો વાંકળો હોય અને શિક્ષકો આક્રમણ કરી તેમનામાં જ્ઞાન રેડે એ જમાનો હવે વહી ગયો છે. અમારા અભ્યાસક્રમમાં પણ પ્રવાસ માટે સ્થાન છે. પ્રેમ અને વ્યક્તિત્વનો વિકાસ એ અમારા મુખ્ય મુદ્દાઓ છે અને બાળકોને ઉદાહરણ આપી ઉન્નત કરવા એ અમારી મુખ્ય કેળવણી પદ્ધતિ છે.

પછી રૂસના પ્રતિનિધિએ જણાવ્યું. ' મિત્રો, મને ખાત્રી રહે છે કે મારા કથનથી તમને નિરાશા ઉપજશે, કારણ કે રૂસના મદ ઉપર અમે સર્વ વાતો મજાકમાં ઉડાવી દઈએ છીએ. એકલું જડવાદી કે એકલું આધ્યાત્મિક જીવન સારું નથી. બંનેની આવશ્યકતા હોય છે, માટે અમે બંનેને ભિન્ન આવશ્યક ગણી લખી દીધાં છે. આ બંનેના સમન્વય માટે અમે પ્રયત્નો કર્યા નથી, એમ નથી પણ તેમ કરતાં અમારી ગુંચવણો વધી માટે અમે બંનેને ત્યાગી દીધાં અને આખી જિંદગી મજાક છે એવા નિર્ધાર પર હવે આવ્યા છીએ. કઈ કેળવણી પ્રથા અનુસરવી તે માટે અમારી નિષ્ણાતો છે. પરીક્ષા, નહિ પરીક્ષા, સાંસ્કારિક કે ઉપયોગી કેળવણી, સહ-શિક્ષણ કે નહિ સહશિક્ષણ, એવા અનેક પ્રશ્નોનો ચોક્કસ નિર્ણય કરી શકાતો નથી એટલે અમારે ત્યાં જેને જે ગમે તે પ્રમાણે ચાલે એવી છૂટ છે

ત્યારે અમે શા માટે અને કેવી રીતે જીવીએ છીએ? પ્રથમ પ્રશ્નનો ઉત્તર તો હું કહી આપી શકું નહી અને બીજાના ઉત્તરમાં કંઈક અસ્પષ્ટ ખ્યાલ આપી શકું. અમે જન્મીએ છીએ. પછી અમારી કેળવણીનો આધાર અમારા માબાપ અને બીજી હજાર બાબતો પર આધાર રાખે છે અમને કેવી કેળવણી આપવામાં આવે છે? શું કહું? કેટલીક વેળા અમે કશું ભણતા નથી, કેટલીક વેળા અમને ગોંધી રાખી શિક્ષણ આપવામાં આવે છે, ત્યારે કશુંક શીખીએ પણ ખરા થોડું થોડું ઘણી વસ્તુ વિષે જાણીએ, કોઈ વિષે વધારે પણ જાણીએ. અમારામાં કંઈ ઢંગધડો નથી.

કોઈ ગુન્હાઓ કરે તો? તેનું પણ કંઈ કહેવાય નહીં લોકો તેને શિક્ષા પણ કરે અગર તે છૂટો પણ ફરે. અમે આ, તે પણ કરી જોઈએ પણ અમને કશામાં વિશ્વાસ નથી. અમારા જીવનમાં કેળવણી કે કશાને ચોક્કસ સ્થાન નથી અખતરા માટે એકવાર અમે આગળપડતાઓને શિક્ષક તરીકે રોક્યા, ત્યારે વિદ્યાર્થીઓ પર સારી અસર થયેલી અમે જોઈ કુદરત, પ્રેમ, વ્યક્તિત્વ, નાગરિકપણું, સૌંદર્ય વિષે લોકો વાતો કરે છે પણ તેમનો તેમને ખ્યાલ હોતો નથી. હજી તેની વ્યાખ્યા પણ આપી શકતા નથી, તેથી અમે સર્વને મજાકમાં ઉડાવી દઈએ છીએ. જીવનનો મુદ્દો હાસ્ય છે. સૃષ્ટિના કેટલાક લોકો રૂસના મદને હસવાનો આશ્રમ ગણે છે ત્યારે કેટલાક રૂસને કલ્પનાનો ભંડાર ગણે છે. જેને જે ઠીક લાગે તે કહે. પણ અમે સર્વને મજાક તરીકે લેખીએ એ જ ઉત્તમ જીવન ધ્યેય છે એવો અમારો ચોક્કસ મત છે "

પછી ચીનના શ્રી પ્રતિનિધિએ કહ્યું, "અમે તો કાર્ય ઉપર જ ભાર મૂકીએ છીએ ધ્યેય, આદર્શ, સિદ્ધાંત વિષે વાતો કરવાનો કશો અર્થ નથી. અમે કેળવણીની ચર્ચા માટે સભાઓ ભરતાં નથી. સભા ભરી, વિવાદો કરી શું ઉકાળ્યું. ભાષણો, ચર્ચા, અને પુસ્તકો લખ્યે કશું વળે નહી કર્મવીર થવું એ જ ઉત્તમ."

મુખ્યના મુકસી જણાવ્યું, 'આદર્શો જરૂરી છે, પણ વાસ્તવિકતા વિસારે મૂકી ન શકાય. એકલા આદર્શોનો કંઈ અર્થ નથી. દા. ત. સહશિક્ષણ, આદર્શ તરીકે સારું પણ તેની સફળતાનો આધાર, લોકો, કાળ, સ્થિતિ અને સંજોગો પર આધાર રાખે છે. માટે વાસ્તવિકતાનો ખ્યાલ રાખી આદર્શોમાં ઘટતા ફેરફારો કરવા જોઈએ. અમારે ત્યાં સહશિક્ષણ છે પણ છોકરા છોકરીઓનો

માટે રમત ગમતો માટે જુદી વ્યવસ્થા છે, જુદા આશ્રમો છે, છોકરા છોકરીઓ વચ્ચેની મૈત્રી વધે નહીં તેની ચીવટભરી કાળજી રાખવામાં આવે છે, એ સિવાય બીજા ઘણાં પ્રતિબંધો છે. ઉપરાંત કોઈ પણ અપરિણિત શિક્ષકોને નોકરીમાં રાખવામા આવતા નથી. તેજ પ્રમાણે શિસ્તનો ભાર વિદ્યાર્થીઓ પર નાખવામાં આવ્યો છે એ ખરૂ તથાપિ શિક્ષક પાસે 'વીટો' છે.

નેપ્ચ્યુનમાંથી આવેલી સ્ત્રીએ ઉપયોગી કેળવણીને અતિ મહત્વ આપવા માટે વિરોધ પ્રદર્શિત કર્યો. "ઉપયોગી કેળવણી એટલે વણકરી કે લુહારી સુથારી કામ જ લોકો સમજે છે. સાહિત્ય, સંગીત, કળાને જીવનમાં અગત્યનું સ્થાન છે. એ પ્રકારની દુનિયામાં કશી કિંમત નથી એવી ખોટી માન્યતા લોકોમાં પ્રવર્તે છે. નવરાશનો સદુપયોગ કરતાં શીખવું એ ઉત્તમ કેળવણી છે."

શુક્રનો પ્રતિનિધિ સ્ત્રી-પુરૂષ કે પુરૂષ-સ્ત્રી હતો. તેના ગ્રહ ઉપર નર માદા એમ બે જુદી જાતિયો નથી. દરેક વ્યક્તિમાં બન્નેના જાતિ ગુણો રહેલા હોય છે. એટલે ત્યાં જાતિય પ્રશ્નનો કુદરતી રીતે ઉકેલ આવેલ છે. ત્યાં વિજ્ઞાને એવી પ્રગતિ કરી છે કે કેળવણી અને બીજી અસંખ્ય જરૂરિયાતો માત્ર બટન દબાવતાં પૂરી પડે છે.

પ્રમુખના ઉપસંહાર પછી સભાવિસર્જન.×

× સચિત્ર

# આંતરરાષ્ટ્રીય રાજકારણ



વાસુદેવ યશવંત કોલ્હટકર

શાંતિ પરિષદના નાટકનો છેલ્લો અંક આ મહિનામાં મોસ્કોમાં ભજવાશે અને તે માટે ઇંગ્લેંડથી પરરાષ્ટ્રમંત્રી સાથે બેવિન ભાગ્યેજ એક રાજ્ય ત્યાં જનાર છે. અમેરિકાના નવા પરરાષ્ટ્રમંત્રી મિ. જોર્જ માર્શલ પણ જાતે ત્યાં હાજર રહેનાર છે, જર્મની જોડે કરવાના તહની આ પરિષદમાં ચર્ચા થશે. જર્મની સાથેના તહ બાબત ઇતર રાષ્ટ્રોનું મંતવ્ય લંડન પરિષદમાં ધ્વનિત થયું હતું. આ તહ વિષે ઘણી ભવતિ ન ભવતિ થશે એ નિર્વિવાદ છે. યુરોપમાં યુદ્ધોત્તર કાળમાં જર્મનીની રાજકીય અને આર્થિક ઘટના કેવી રચવી તે વિષે એંગ્લો અમેરિકન અને રશિયન મતો ચર્ચા પામશે. અલબત, આજે એ મંતવ્ય પરસ્પર વિરોધાત્મક છે જ. હાલ જર્મનીના ત્રણ ભાગો કરી આ ત્રણ રાષ્ટ્રોએ એકેક ભાગનો કબજો કરેલો છે અને આ પ્રત્યેક ભાગમાં રાજ્ય વ્યવસ્થાનું ધોરણ ભિન્ન છે. ઇંગ્લેંડ અને અમેરિકા બન્ને મૂડીવાદી દેશો હોવાથી તેમનાં ધોરણો અન્યોન્યને મળતાં આવે છે અને થોડા વખત પર જ ઇંગ્લેંડ અને અમેરિકન વ્યાપ્ત જર્મનીના ભાગોનું આર્થિક એકીકરણ કરવામાં આવ્યું છે. પણ બીજા પ્રશ્નો ઘણા મહત્વના છે. પશ્ચિમ જર્મનીમાં મૂડીવાદી જમીનદારોની મજબૂત પકડ ચાલુ છે. એમનામાંથી નાઝી વિચારનો ઉગમ થયો હતો. અને હજી પણ એક આ ભાગમાં નાઝી પ્રવૃત્તિ ચાલી રહી છે. ભૂમિગત નાઝી આગેવાનોની અને ઇતર નાઝી પક્ષના સભાસદોની એક ગુપ્ત સંસ્થાના અસ્તિત્વની અમેરિકન વ્યાપ્ત પ્રદેશમાં હમણાંજ ખબર પડી અને કેટલાક લોકોને પકડવામાં આવ્યા.

જ્યાં સુધી મૂડીવાદી જમીનદારો છે, ત્યાંસુધી નાઝીઝમનો નાશ કરી શકાય એમ નથી અને નાઝીઝમનું નિકંદન કાઢવામાં ન આવે ત્યાંસુધી જર્મન કોયડાનો સરળ ઉકેલ આવશે નહિ. આ વિષે ગયા બે વર્ષ દરમ્યાન પૂર્વ-પશ્ચિમ જર્મનીમાં પરસ્પર વિરોધી જુદી જુદી પગલાં જ ચાલુ રહી છે. શાંતિ પરિષદમાં આ પ્રશ્નો કસોટીએ જોવામાં આવશે. તેજ પ્રમાણે જર્મની નિઃશસ્ત્રીકરણનો પ્રશ્ન પણ ચર્ચાશે, અને છેવટે જર્મનીએ નુકશાન ભરપાઇ કરવાનો મુદ્દો અને દંડની બાબતોની પણ છણાવટ કરવામાં આવશે. એ સૌમાં જર્મનીના રાજકીય ભવિતવ્યનો પ્રશ્ન મોટો છે. વિજયી રાષ્ટ્રોએ જર્મનીનો ચાળીસ વર્ષ સુધીનો કબજો રાખવો એવું અમેરિકા કહે છે. એનો અર્થ એમ થાય છે કે પશ્ચિમ જર્મનીમાં રશિયા વિરુદ્ધ લાંબા સમય માટે અમેરિકન લશ્કરનો પડાવ રહેશે.

રશિયા સાથેના અમેરિકાનાં રાજકીય સંબંધો ધીરે ધીરે બગડતા જાય છે. એમ કહેવામાં હરકત નથી. પછી યુદ્ધકાળમાં લીઝલેન્ડ કરારને અનુસરી રશિયાને જે માલ અમેરિકાએ આપ્યો હતો તેનો જલદીથી હિસાબ ચૂકતો કરવા અમેરિકાએ તાકીદ કરી છે તે હિસાબ રશિયા ચૂકતો કરે ત્યાં સુધી અમેરિકાએ રશિયાને કોઈપણ માલ આપવા માટે ના પાડી છે. આ હિસાબ સંબંધી પણ મોસ્કો પરિષદમાં ચર્ચા થશે. દરમ્યાન રશિયાની આજુબાજુ લશ્કરની તૈયારીની સાંકળ વધારે મજબૂત કરવાના પ્રયત્નો ચાલુ થયા છે. થોડા વખત ઉપરજ અફઘાનિસ્થાનને અમેરિકાએ પૈસા ધીર્યા હતા તે આપણે અગાઉ જોઈ ગયા હતા. હવે એમ સમજાય છે કે ટિબેટ અને નેપાળને પણ અમેરિકા એવી ધીરધાર કરશે. નોર્વેથી કુરાઈ બેટ સુધી રશિયાની બાજુથી આર્કટીક સમુદ્રની કોરે કોરે આ લશ્કરી સાંકળ જોડી દઈ મજબૂત

કરવાનો પ્રયાસો ચાલુ છે. રશિયન મુત્સદ્દી લોકો આ વાત જાણતા નથી એમ નથી, તો પણ પોતાના દેશની આર્થિક ઉન્નતિ માટે રશિયાએ લશ્કરનો ખર્ચ પ્રયોજન ઓછો કર્યો છે.

આર્કટીક સમુદ્ર ઉપરનો રશિયા પાસેનો નોર્વેજિયન બેટ સ્પિટસ બર્ગેન ઉપરનું લશ્કરી માર્ગ રશિયા અને નોર્વે એ બંન્ને દેશો મળીને વાપરવું એવી વાટાઘાટ કરી હતી. તેની વિરૂદ્ધ પશ્ચિમના મૂડીવાદી રાષ્ટ્રોએ મોટો શોરબકોર કર્યો અને અંતે નોર્વેજિયન પાર્લામેન્ટમાં આ બાબતની યોજના નિષ્ફળ કરવામાં આવી. આ બાજુ જાપાનમાં વૃદ્ધિગત થયેલા કોમ્યુનિષ્ટ પક્ષની લાગવગ ઓછી કરવા માટે જનરલ મેક આર્થર એક સરખી તેમની ધરપકડ કરી રહ્યો છે. ઉપરની સર્વ વિગતો પરથી ભવિષ્યમાં લડાઈ જાગશે કે શું એવી સાધારણભીતિ ઉત્પન્ન થાય છે પણ તે ક્યારે ભડકી ઊઠશે એ ખાત્રીથી કહી શકાય એમ નથી

ગયા માસમાં ઇંગ્લંડમાં કોલસાનું ઉત્પાદન એકદમ ઘટી ગયું અને કોલસાની અછત એટલી બધી વધી ગઈ કે કારખાનાંઓ ટ્રામ ગાડીઓ વિગેરે કેટલાક દિવસો સુધી બંધ રાખવાં પડયાં. લોકોના ઘર ઉપયોગ માટે પણ વિજળી મળી શકી નહિ. કોલસા માટે બનેલી એ હકીકત ઘણી બોધપ્રદ છે. ચુંટણી વખતે મજૂર પક્ષે "આ ખાણોનું અમો રાષ્ટ્રીય કરણ કરીશું" એવું આશ્વાસન આપ્યું હતું. તે પછી બે વર્ષ વ્યતીત થયાં તોપણ ખાણોનું રાષ્ટ્રીયકરણ થયું નથી તેથી મજૂર પક્ષના કેટલાક સભાસદોએ બળાપો શરૂ કર્યો. તેથી ના છુટકે મજૂર સરકારને ખાણનું રાષ્ટ્રીયકરણ કરવાની ફરજ પડી પણ એમ કરતી વખતે તેઓએ નેશનલ કોલબોર્ડ એવી એક સંસ્થા નિર્માણ કરી તેમાં પહેલાંની ખાણોના માલિકોની નિમણૂક કરવામાં આવી. રાષ્ટ્રીયકરણથી જનતાને ખોટ જાય છે એમ સાબિત કરવા માટે આ કોલબોર્ડે કોલસાના ઉત્પાદન પ્રત્યે લક્ષ આપ્યું નહિ. ચર્ચિલ સાહેબે તુરતજ "જુઓ આ સમાજવાદનું દિગ્દર્શન" એમ કહી શોરબકોર કર્યો. કોલબોર્ડની નિષ્કાળજી સિવાય પણ કોલસાનું ઉત્પાદન ઘટવા માટે બીજું પણ એક મહત્વનું કારણ છે યુદ્ધોત્તર કાળમાં ઇંગ્લેંડ મનુષ્યબળની મોટી ખોટ અનુભવે છે તેનું મુખ્ય કારણ એ છે કે લડાઈ વખતમાં જે માણસો સૈન્યમાં, નાવિકદળમાં અને હવાઈદળમાં લેવામાં આવ્યાં હતા તે મોટા ભાગે હજુ ત્યાંજ રહ્યા છે. અને ગ્રીસ, પેલેસ્ટાઈન, મીડલ ઇસ્ટના દેશો હિંદુસ્તાન, બ્રહ્મદેશ વગેરે દેશોમાં થનારા બુંડનો અને સ્વતંત્ર યુદ્ધનું શમન કરવા માટે હજુ અંગ્રેજી સરકાર એ સર્વ સ્થળોએ રાખવામાં આવ્યું છે. યુદ્ધ-કાળ કરતાં યુદ્ધોત્તર કાળમાં લશ્કરી બળ ઘણું વધ્યું છે એમ હમણાંજ પાર્લામેન્ટમાં મિ. ગ્રેલિકસ બોલી ઊઠયા છે. જો સામ્રાજ્ય રક્ષણ માટે આ મનુષ્ય બળનો ઉપયોગ કરવામાં આવે તો દેશના આર્થિક ઉત્પાદન માટે શું કરવું ? બ્રિટિશ મુત્સદ્દી લોકોએ એ વિષે સામાન્ય શાંતીને શોભે એવો એક માર્ગ શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો પણ તે અદ્યાપિ સંપૂર્ણ પણે અમલમાં મૂકી શકાયો નથી યુદ્ધકાળમાં સ્વદેશથી પલાયન થયેલું મોટું પોલીશ સૈન્ય અદ્યાપિ ઇંગ્લંડમાંજ છે. પેટને માટે લડાઈ કરનારું આ જનવાણી સૈન્ય ગોઠાકના નવા લોકશાહી અમલમાં ઘેર જવા ઇચ્છતું નથી. આ સૈનિકોને લશ્કરમાંથી મુક્ત કરી કોલસા અને ઇતર ઉત્પાદન માટે હવે ઉપયોગ થનાર છે—એવી શરૂઆત પણ થઇ ગઇ છે એ માટે જર્મન મજૂરો પણ લાવવા માટે સૂચના થઈ છે અને તે માટે સતત વિચારણા ચાલુ છે આંગ્લીય સામ્રાજ્ય શાહીના દાવપેચ ઘણી ધૂર્તતા અને લુચ્ચાઈ ભર્યા છે એનો સ્પષ્ટ અર્થ એવો છે કે સંસ્થાનોની પ્રજાની સ્વાતંત્ર્ય માટેની ચળવળ ગોરા સૈન્યથી નાબુદ કરવી અને સ્વદેશમાંના મજૂરોનું સંગઠન પરકીય અને

જુદી ભાષા બોલનારા મજૂર લોકોનો ઉપયોગ કરી તોડી નાંખવું અને જો જામતિક યુદ્ધ ભડકી ઊઠે તો અમેરિકન સૈન્યની સહાયથી તે જીતવું એવી એ પ્રપંચ નીતિ છે. પોલીસ સૈન્યનો મજૂરો માટે ઉપયોગ કરવામાં આવે તે સામે ઇંગ્લંડમાં વિરોધો ઊઠયા છે. પણ મજૂર પક્ષની જનતામાં પ્રતિષ્ઠા ઓછી થવા હજુ વખત લાગશે. બ્રિટનમાં મનુષ્ય બળની ખોટ હોવાથી આખરે નાવિકદળમાંથી દશ લાખ સૈનિકોને મુક્ત કરવાની મજૂર સરકારને ફરજ પડી છે ગ્રીસમાંથી પણ બ્રિટીશ ફોજ બે માસ પહેલાં બોલાવી લેવાનું જાહેર કરવામાં આવ્યું છે. પણ તેથી ગ્રીસનો લોકશાહીનો માર્ગ સરળ થયો એમ માની શકાય નહિ. કારણ બ્રિટીશ સૈન્ય કાઢી લેવામાં આવશે તો તેના બદલે અમેરિકન સૈન્યનો ઉપયોગ કરવાનો વિચાર જોરથી ચાલે છે.

ગ્રીસમાં સંયુક્ત રાષ્ટ્રસંઘે મોકલેલા કમીશનનું કામ ચાલુ છે. ઈ. એ. એમ પક્ષને પડોશના દેશો મદદ કરે છે એવો આરોપ બ્રિટિશ સરકાર મૂકે છે. આ કમીશનમાં અન્ય દેશોનાં તેમજ રશિયાના પ્રતિનિધિઓ પણ છે. ઈ. એ. એમ. પક્ષ અને બીજા પક્ષો વચ્ચે ચીનમાંના જેવી યાદવાસ્થળી ચાલુ છે. એ પક્ષને નાબુદ કરવા માટે ગ્રીક સરકાર યુદ્ધ સામગ્રીવાળી ૧૦,૦૦૦ સૈનિકોની ફોજ તૈયાર કરે છે.

ફ્રાન્સમાં સર્વ પક્ષીય સરકારની સ્થાપના થઈ પણ તે વિએતનામના પ્રશ્નનો ઉકેલ લાવી શકી નથી. ફ્રેન્ચ સંસ્થાનિક પ્રધાન રમારીયે એવી ઘોષણા કરી છે કે "હીંદીચીનમાં લશ્કરી પરિસ્થિતિ હવે આપણને અનુકૂળ થઈ છે. અને હેનોઈ વગેરે સ્થળે ફ્રેન્ચ સૈન્યની જીત થાય છે." એમ છતાં પણ હેનોઈ નામદિન વગેરે સ્થળોએ બળવો હજુ થાય છે એમ સાંભળવામાં આવે છે. આજ એક અગત્યની ખબર ફ્રી પ્રેસ જર્નલમાં પ્રગટ થઈ છે. ફ્રાંસમાંના ટૂલો બંદરેથી ઇન્ડોચાયનાના માટે રવાના થતી ફ્રેન્ચ સેનાએ બંડ કર્યું છે. સામ્રાજ્યનું સંરક્ષણ કરવા માટે ફ્રેન્ચ ગરીબ પ્રજાને તોપના મોં આગળ ધરવી અને હાયદાનું માખણ પોતે ખાવું એવી મૂડીવાદીઓની નેમ ફ્રેન્ચ જનતામાં ધીમે ધીમે જાણવામાં આવી છે. ફ્રેન્ચ સૈન્યમાં આ અસંતોષ જેટલો જલ્દી ફેલાશે તેટલું જલદી ફ્રેન્ચ સામ્રાજ્યશાહી ઉડી જશે. એમ માનવામાં હરકત નથી દરમ્યાન ડો. મોં. ચીએ. ની સરકારે અને તેના ફ્રાન્સમાંના પ્રતિનિધિએ સ્પષ્ટપણે કહી દીધું છે કે વીએત નામની જનતા ફ્રેન્ચ સૈન્યથી પરાજિત થનાર નથી. ફ્રેન્ચ લોકોના લશ્કરી આક્રમણ માટે બ્રિટને ફ્રાન્સને યુદ્ધ સામગ્રી પૂરી પાડી તેના આંકડા હમણાં જ પ્રસિદ્ધ થયા છે. કોમ્યુનીસ્ટ લોકો પરરાષ્ટ્રની મદદ લે છે એમ બૂમ પાડનારી દેશવિઘાતક સામ્રાજ્યશાહી કેવી હોય છે તેના ઉપરથી માલમ પડશે. બ્રિટીશ લોકોએ ડચની અને ગ્રીસની પોતાના વર્ચસ્વ હેઠળની સરકારને મદદ કર્યાના આંકડા પણ પાર્લામેન્ટમાં આપવામાં આવ્યા છે. એથી ઊલટું રશિયાએ કોઈને મદદ કર્યાના આંકડા જાણવામાં આવ્યા નથી.

ચીનમાં કોમ્યુનિસ્ટ અને કોમિન્ટેંગ વચ્ચેનો છેવટનો સંબંધ તૂટીને ત્યાં હવે કાયમની યાદવાસ્થળી ઊભી થઈ છે. પણ આ યાદવાસ્થળીમાં અમેરિકાની અપરંપાર મદદ લેવા છતાં કોમિન્ટેંગને ઘણી વખત માર ખાવો પડયો છે. પરમ દિવસે જે શાંટુંગ પ્રાંતમાં મોટી લડાઈ થઈ તેમાં કોમિન્ટેંગની ૫૦,૦૦૦ નું લશ્કર તારાજ થઈ કપાઈ ગયું. બીજે ઠેકાણે પણ આ લશ્કરે સખત હાર ખાધી. તોપણ એમ કાંઈ શેકની સાન ઠેકાણે આવી નથી. અમેરિકાથી જ્યાં સુધી યુદ્ધ સામગ્રી મળે છે અને જ્યાં સુધી મનુષ્ય બળ છે ત્યાં સુધી આ યુદ્ધ ચાલવાનું જ. પણ છેવટે કોમ્યુનિસ્ટનીજ જીત થવાની એમાં સહેજ પણ શંકા નથી. દરમ્યાન ચીનની આર્થિક

પરિસ્થિતિ એક સરખી બગડતી જાય છે કાગળનાં ચલણનો એટલો બધો ફુગાવો થયો છે કે ચીની ડોલરની કિંમત એક અમેરિકન ડોલરે ૫૬૦ હજાર ચીની ડોલર જેટલી થઈ છે. અને ત્યાર પછી પણ ચીની ડોલરની કિંમત ઓછી થઈ છે. શાંઘાઈની કઈ બેન્કોએ દેવાળાં જાહેર કર્યાં છે અને હજી કરે છે. ચાંગ કાઈ શેકે આ પરિસ્થિતિને તાબડતોબ કાબુમાં લાવવા માટે આર્થિક સલાહકાર મંડળની સભા બોલાવી ચીની ડોલરની સરકારી કિંમત દર એક અમેરિકન ડોલરે બાર હજાર ચીની ડોલર જેટલી ઠેરવી. એક અમેરિકન ડોલરની કિંમત સાધારણ રીતે ત્રણ રૂપિયા જેટલી છે. એટલે આપણા એક રૂપિયા બરાબર ચાર હજાર ચીની ડોલર થયા. આ ઉપરથી ચીની ચલણની કાગળ જેટલી જ કિંમત છે તે સિદ્ધ થાય છે. આ દેવાળુ નહિં તો શું? આર્થિક પ્રશ્ન એટલો ગંભીર થયેલો છે કે સીધા સાદા ઉપાયોથી તેનો ઉકેલ આવે એમ નથી. આવી તીવ્ર પરિસ્થિતિ માટે સફળ ઉપાય યોજી ન શકવાથી ડૉ. સુંગ ચીનના વડા પ્રધાનને રાજીનામું આપવુ પડ્યું. અને હવે ચાંગ કાઈ શેકે સત્તાનાં સર્વ સુત્રો પોતાના હાથમાં લીધાં છે.

પણ તેથી શુ થશે? પૈસાની કિંમત માટી તુલ્ય થવાથી તેના બદલામાં કોઈ પણ વસ્તુ મળી શકે નહિ ત્યારે જનતાની શું દશા થાય તેની કલ્પના જ કરવી રહી. ચાંગકાઈશેકનો પક્ષ ભરાવાને હજી વાર છે અમેરિકાનો કુબેર ભંડાર તેની પાછળ છે પણ દેવાળીઆને તે ક્યાં સુધી અને કેટલા પૈસા ધીર્યા કરશે? અમેરિકાની કોમ્યુનિઝમની બીક તથા ચાંગકાઈ શેકની દેવાળીઆ સ્થિતિની બીક આ બે ચતાખુમાંથી શુ પરિણામ આવશે તે જોવાનુ રહે છે. ચીનની યાદવાસ્થળી એટલે અમેરિકન અને કોમ્યુનિઝમની લશ્કરી બુદ્ધિની પરીક્ષા છે. કોમ્યુનિઝમની લશ્કરી બુદ્ધિ યુરોપના રણક્ષેત્રમાં કસોટીએ ચડી હતી અને તે અગ્નિદીવામાંથી તેને પ્રખર તેજસ્વીતા મળી છે. ધાઆજનવાદીઓનો નાશ થયા વિના રહેવાનો નથી. તા. ૯-૩-૪૭

# હિંદી રાજકારણ

વાસુદેવ યશવંત કોલ્હટકર.

હિંદી રાજકારણમાં ચાલી રહેલી ઉથલપાથલ જોઈ કોઈપણ સમજુ માણસને ઉદ્વેગ થયા વિના રહે નહિ. ૬ ઠ્ઠી ડિસેંબરની જાહેરાત કોંગ્રેસે અમુક મર્યાદાઓ રાખી કબૂલ કરી તેથી મુસ્લિમ લીગે બંધારણ સભાનો બહિષ્કાર પાછો ખેંચ્યો નથી. પરસ્પરની ભૂમિકા વિરોધી હોવાથી કોંગ્રેસને મોટો પ્રશ્ન થઇ પડ્યો છે. મુસ્લિમ લીગ સાથે વચગાળાની સરકારમાં થોડા ઘણા સહકારથી જે કામ થાય છે તે પણ કોંગ્રેસ સમાજવાદીઓને ગમતું નથી. વચગાળાની સરકારમાંથી મુસ્લિમ લીગને હાંકી કાઢવાની વાઇસરોયને ફરજ પાડવા માટે પંડિત નહેરુ ઉપર કોંગ્રેસ સેક્રેટરીઓ તરફથી સતત દબાણ થતું હતું. આવા સંજોગોમાં પંડિતજીએ લીગને સરકાર-માંથી કાઢી મૂકવી, અગર તો બંધારણ સભામાં ભાગ લેવા ફરજ પાડવી, એવું બ્રિટિશ સરકારને સમજાવ્યું, નહિંતો કોંગ્રેસજ વચગાળાની સરકારમાંથી બહાર પડશે એવી ધમકી આપી. એના જવાબ-માંજ બ્રિટિશ સરકારે ૨૦મી ફેબ્રુઆરીની જાહેરાત બહાર પાડી આ નિવેદનમાં બ્રિટિશ સરકાર જૂન ૧૯૪૮ પહેલાં સત્તા ત્યાગ કરશે એમ કહેવામાં આવ્યું છે, ત્યાં સુધી હિંદી રાજકીય પક્ષો એકત્ર ન થાય તો સત્તા મધ્યવર્તી સરકારને અગર તો પ્રાંતિક સરકારને અથવા એવાજ કોઈ પ્રકારની સરકારને સોંપવામાં આવશે. દેશીરાજ્યો ઉપરનું સાર્વભૌમત્વ જૂન ૧૯૪૮ પહેલાં નષ્ટ થવાનું નથી. માત્ર એ બ્રિટિશ હિંદી સરકારને સોંપવામાં આવશે નહિ. જેમને સત્તા સોંપવામાં આવશે તેમની સાથે બ્રિટીશરોના કરાર થશે. બ્રિટીશરોનો વેપાર મુડી વિગેરે બાબી રાહત ચાલુ રહેવા માટે કોઈ જાતનો વાંધો આવશે નહિ હિંદુસ્તાનની આંતરરાષ્ટ્ર સંરક્ષણની પૂર્ણ વ્યવસ્થા કરવામાં આવશે તેમજ લશ્કરી સંરક્ષણની પણ વ્યવસ્થા થશે. હાઉસ ઓફ લોર્ડઝની સભામાં એવું કહેવામાં આવ્યું કે હિંદુસ્તાનમાં સત્તાદાન વખતે બ્રિટિશ ફોજો કાઢી લેવાનો ઇરાદો નથી, સત્તાદાન એ લશ્કરી સ્વરૂપનું નથી પણ રાજકીય સ્વરૂપનું છે તેમજ બ્રિટિશ ફોજો હિંદી સરકારના કાબૂ નીચે રાખવામાં આવશે નહિ અને આ નિવેદનમાં મુસલમાનોને જો પાકીસ્તાન દેખાતું હોય તો આશ્ચર્ય છે એવું પણ કહેવામાં આવ્યું. ડૉ. આંબેડકર કહે છે કે, "મને આ નિવેદનનો અર્થજ શું છે તે સમજાતો નથી." મુસ્લિમ લીગે એના ઉપર હજુ કંઇજ અભિપ્રાય આપ્યો નથી. પંડિતજીએ માત્ર આ નિવેદનનાં વખાણ કર્યાં છે અને સત્તાદાનની મુદત સંબંધી ઘણીજ વાહ વાહ કરી છે.

વાસ્તવિક રીતે જે મુખ્ય મુદ્દા સંબંધી નેહરુએ બ્રિટિશ સરકારને પત્ર લખ્યો હતો તે સંબંધી બ્રિટિશ સરકારે કંઈ જ કર્યું નથી. હાલની વચગાળાની સરકારમાંથી મુસ્લીમ લીગ બહાર નીકળતી નથી. આવા સંજોગોમાં કોંગ્રેસે બહાર નીકળવાની જે ધમકી આપી હતી, એનું શું થયું, એ બાબતમાં વચગાળાની સરકારનો એક પણ કોંગ્રેસ સભ્ય કશું કહેતો નથી. ઊલટું કશું થયું જ નથી એમ બતાવી એ ભાવનાથી જૂન ૧૯૪૮ ની અંદર સત્તાદાન થવાનું છે એ વાતથી જ કોંગ્રેસ ખુશ થઇ છે એ સાથે જ લીગની બંધારણ સભાના બહિષ્કારમાં કંઇ ફેરફાર થયો નથી. બ્રિટિશ સરકારે એ સ્પષ્ટ કર્યું છે કે બંધારણ બધા પક્ષોની સંમતિનું હોય તો જ એને મહત્ત્વ આપવામાં આવશે. એકને એક વાત વારંવાર બ્રિટિશ સરકારને કહેવા છતાં કોંગ્રેસનું કંઇ વળ્યું નહિ એટલે કોંગ્રેસ હવે ફરીથી ઝીણા અને લીગને વાટાઘાટ કરવા આમ-

ત્રણ આપશે. પરંતુ પાકીસ્તાનની નિશ્ચિત ખાત્રી મળ્યા સિવાય લીગ એ આમંત્રણનો સ્વીકાર શા માટે કરશે ? પંજાબ સરહદ પ્રાંત વિ. પ્રાંતોમાં હુલ્લડો કેવળ ત્યાં કોંગ્રેસ રાજ્યનો અંત આણી મુસ્લીમ રાજ્ય સ્થાપવા માટે જ છે, એ દીવા જેવી સ્પષ્ટ વાત છે. પંજાબની કોંગ્રેસ સત્તા નષ્ટ થઇ. હવે સરહદ પ્રાંતમાં શું થાય છે તે જોવાનું છે જૂન ૧૯૪૮ ની અંદર મધ્યવર્તી સરકારને અગર કેટલાક પ્રાંતોમાં પ્રાંતિક સરકારોને સત્તા સોંપવામાં આવશે. તે વખતે સિંધ, પંજાબ, સરહદ પ્રાંત અને બંગાળની સત્તા પણ એ પ્રાંતોનેજ કેમ નહિ મળશે ? લીગને જો પોતાની હિંમતથી એ મેળવવાની આશા છે તો પછી એ કોંગ્રેસના આમંત્રણની શા માટે દરકાર કરે ? એવી રીતે કોંગ્રેસ બધી બાજુથી નિષ્ફળ થઇ છે, છતાં પણ એ સત્તાદાનની સમયમર્યાદાથી જ એ ખુશ થઇ છે, એને શું કહેવું ?

આ સત્તાદાન કેવા પ્રકારનું ? બ્રિટિશ ફોજો હિંદી સરકારના કાબૂમાંથી લઇ લઇ કોઇ એક બ્રિટિશ અમલદારના હાથ નીચે હિંદુસ્તાનમાં અગર તો દેશીરાજ્યમાં મૂકવામાં આવશે. આખું રાજકારણમાં બ્રિટિશરો અહીંના રાજકીય પક્ષોને રમાડી ગયા છે આ તકનો પૂરેપૂરો લાભ ઉઠાવીને પ્રત્યેક પક્ષ અગર દરેક જાતના મંડળ સાથે જુદીજુદી ચર્ચા કરીને બ્રિટિશ સરકાર પોતાના વ્યાપારી સંબંધો સુરક્ષિત રાખશે, બલ્કે મજબુત કરશે. મહિનામહિના ઝઘડાથી આખરે બ્રિટિશરો તરફ જ જોવું પડશે એવી પરિસ્થિતિ ઉભી થઇ છે. અને ક્રાંતિનો બળવો ફાટશે એવી બીક લાગે છે એથીજ અમે તે સંજોગોમાં વચગાળાની સરકારમાંથી બહાર નીકળવું નહિ એમ નિશ્ચિત કર્યું છે. એનોજ અર્થ એવો છે કે હિંદુસ્તાનમાંના જુના રાજકીય પક્ષો હવે અંગ્રેજોના હસ્તક બનીને કામ કરશે અને દેશમાંની ક્રાંતિનો બળવો બુઝાવી દેવાનો પ્રયત્ન કરશે

હિંદુસ્તાનમાં મુખ્ય રાજકીય પક્ષને સત્તાદાનની મર્યાદાથી ઘણોજ આનંદ થયો છે પરંતુ, ઊંડો વિચાર કરનારને ધ્યાનમાં આવશે કે આ કાલ મર્યાદાના નિર્ણયમાં બ્રિટિશરોનો ખાસ મોટો હેતુ છે. પ્રથમતો યુધ્ધના અંતથી બ્રિટનની આર્થિક પરિસ્થિતિ બહુ નબળી થઇ છે પરદેશમાં મળતો નફો, વ્યાજ વિ. હવે બંધ થઇ ગયા છે અને બ્રિટનને જો જીવવું હોય તો નિકાસ વ્યાપાર વધાર્યા સિવાય જીવવું મુશ્કેલ છે 'નિકાસ વધારો નહિ તો મરો' એવો પોકાર બ્રિટનમાં ચાલે છે. એવી પરિસ્થિતિમાં હિંદુસ્તાનનું બજાર બ્રિટનને પોતાને કબજે રાખવું છે પરંતુ આ વિરુધ્ધ અમેરિકા પોતાનો વ્યાપાર પ્રમાણમાં વધારી રહ્યું છે સામ્રાજ્યની અંદર વ્યાપાર ઉપરના બંધનો ઢીલા કરશું એવું આશ્વાસન અમેરિકાને બ્રિટીશ સરકારે લોન લેતી વખતે આપ્યું હતું. પણ એથી હિંદુસ્તાનનું બજાર ગુમાવવાનો વખત આવી ગયો છે એટલે ઉતાવળથી હિંદુસ્તાનમાંની નવી સરકાર સાથે સ્વતંત્ર કરાર કરીને બ્રિટનને પોતાનું હિંદમાંનું બજાર સાચવવું છે એટલે આ બધી ધામધૂમ ચાલે છે. તેજ પ્રમાણે સોવિયેટ રશિયા સાથે થનાર ભાવિ યુદ્ધ માટે હિંદુસ્તાનનો ઉપયોગ યુધ્ધકેન્દ્ર તરીકે થવાનો છે એ માટે અહીંના રાજવાડાઓ તેમજ પ્રાંતિક સરકારો સાથે બ્રિટને કરાર કરવાના છે અને એ કરારો બનતા સુધી વહેલા થાય એમ બ્રિટન ઇચ્છે છે. એની સાથે સાથે હિંદમાં અસંતોષને લીધે ક્રાંતિકારક બળવો થવાનો જે સંભવ છે તેનો પણ નાશ કરવાનો બ્રિટિશરોનો ઇરાદો છે. અને આ બધાં કારણોને લીધે જ આ તારીખ નક્કી કરવામાં આવી છે.

લીગનું રાજકારણ ફકત પાકીસ્તાન પુરતુંજ છે ખીઝરને કાઢીને ત્યાં લીગ રાજ્ય સ્થાપવું તેમજ સરહદ પ્રાંતમાં પણ સત્તા મેળવવાનો લીગનો દાવ છે અને એમાં બ્રિટીશરોની સંમતિ છે. હાલે એમાંથી ખસી જઇ અત્યારસુધી કોમી દ્વંદ્વથી મુક્ત રહેલ પંજાબમાં જ્યારે લોકોની ચળવળ શરૂ થઇ ત્યારે મુત્સદ્દીગીરીથી આ ચળવળને કોમીદ્વંદ્વનું સ્વરૂપ આપ્યું.

અત્યારસુધી કોમી દ્વંદ્વથી અલિપ્ત રહેલા પંજાબમાંની ચળવળ જ્યારે લોકોની જ થવા માંડી ત્યારે તરતજ લીગ સંધિ કરી છૂટી થઇ, અને એ રાજકીય ચળવળને કોમ્યુ. પણ ફ્રન્ટથી કોમી સ્વરૂપ આપવામાં આવ્યું. જે ગાળામાં આથી ઊલટું જ ચાલે છે, જે ગાળામાં કોમી દ્વંદ્વની આગ શાંત થવાને હિંદુ મુસલમાનના એકમથી ત્યાં ત્રિપક્ષી ચળવળ શરૂ થઇ છે. અને એ ચળવળનું જોર વધતું જતું હોવાથી જ ગાળ સરકારને એની ચિંતા થવા લાગી છે પણ એનું પરિણામ એવું આવ્યું છે કે શ્રી સુહ્રાવર્દીને સર્વપક્ષી પ્રધાનમંડળની જરૂર લાગી છે. પંજાબ જનતાનો ચળવળ શરૂ થતાંજ લીગ અને કોંગ્રેસ મંડળનો મેળાપ થયો અને કોમી દ્વંદ્વ શરૂ થયું. જે ગાળામાં હિંદુ મુસ્લીમ એકમથી ચળવળ શરૂ થવાથી લીગ મંત્રી મંડળે કોંગ્રેસને સરકારમાં આવવા માટે આમંત્રણ આપ્યું. લીગ અને કોંગ્રેસના આપસ આપસમાં ઝઘડા હોય તોપણ જનતા વિરુધ્ધ લડવાની વખતે બન્ને એક થાય છે. બ્રિટિશ લોકોની સાથે સ્વતંત્રતાની લડાઇ ચાલી રહી છે તોપણ વખત આવતાંની સાથે લીગ, બ્રિટિશ સરકાર અને કોંગ્રેસ એક થઇ જઇને દેશમાંની ક્રાંતિકારક જનતા ઉપર બંદુકોનો મારો ચલાવશે અને સમાજવાદના બુરખા નીચે કોંગ્રેસ-સમાજવાદી લોકોરૂપી જે વિનાશકારી ઝેર ફેલાઇ રહેલું છે તે દેશનો ઘાત કરનારા આ તત્વને સક્રિય મદદ કરશે. આમ એકંદરે હિંદી રાજકારણને જનતાના ફાગણના રંગનો અચાનક રંગ લાગી રહ્યો છે

---

તમે દુઃખી છો કે નહીં તે વિચારવા વખત પણ ન રહે તેવી રીતે તમને રુચિકર લાગતી પ્રવૃત્તિમાં રમ્યા કરતા રહેવું એ સુખી થવાનો ઉત્તમ ઉપાય છે

“જરૂર રહિત કામ તે મજૂરી, સમજીને કરો તે કર્તવ્ય, અને પ્રેમ ખાતર બીજાઓના ભલા માટે કરો તે સેવા.”

❀ ❀ ❀ ❀

“આજે મારો પુત્ર તેની માને મોટર ચલાવતાં શીખવવા ગયો અને ઉશ્કેરાઇ ગાંડો થઇ ગયો. જે માએ તેને ધીરજથી ચાલતાં શીખવ્યું હતું—તેની અર્ધ માત્ર ધીરજ તે રાખી ન શક્યો.”

બડે શૌક સે સુન રહા થા જમાના
તુમહી સો ગયે દાસ્તાન કહતે કહતે
—અકબર

✠ ✠ ✠

ઝીંદગી ઝીંદા દીલી કો કહતે હૈં
મુરદે દિલ ખાક જીયા કરતે હૈં
—અજ્ઞાત

# પરદેશી કહેવતો

( ઝેકોસ્લોવેકિયા )



તમે બીજાને છેડો, નહિતર બીજા તમને છેડશે.

શરીરને પંપાળો એટલે આત્માનો નાશ થશે.

દવાવાળાની દુકાન, અમોલ રસોડું.

ઉધાર લીધેલો રોગ પણ માસ બેસી ન લાગે.

ખેડૂતના પગલાંથી ખેતરે ફળદ્રુપ થાય.

દુશ્મનોથી હું મારું રક્ષણ કરી શકું, પણ મિત્રોથી તો ઈશ્વર બચાવે.

હું ગૃહસ્થ, તું એ ગૃહસ્થ, તો ઢોર કોણ ચારશે?

ઈશ્વર અનાજ આપે પણ આપણે ચાસ તો પાડવા પડે.

નાવિકો હલેસાં મારવાં એ શરતે ઈશ્વર મદદ કરે.

સત્ય કહી દે, તેને તંબુ ઉચકી લેવાનો વખત આવે.

સારા માણસના વાળ સફેદ થાય, લુચ્ચો ટાલિયો બને.

એક માસ પછી પાડાના અને એક વરસ પછી વહુનાં વખાણ કરવાં.

આકાશ તરફ શ્લેષ કરે, તેનું નાક ધુવાય.

અમીર માંદા પડે, ત્યારે ગરીબોની તંદુરસ્તી વધે

તમારા કુટુંબની અને તમારી જિંદગીની તમને ખબર ન હોય તો પડોશી જોડે લડો એટલે તમને એ બધું કહેશે

ગરીબને એક દુઃખ, પૈસાદારને અનેક

દેવળમાં રહે, તે બધા જ સાધુ નહીં.

સારા વાણીઆ માટે સ્વર્ગમાં રાખેલાં સ્થાનો હજી ખાલી જ છે.

ટોળામાં ચોર અને એકાંતમાં સેતાન લૂંટે.

માણસ વીશે સુંદર, ત્રીસે મજબૂત, ચાલીસે પૈસાદાર અને પચાસે ડાહ્યો ન થાય, તો એ નિષ્ફળ ગયો જાણવો.

ઉડાઉ ભિખારી થશે, પણ કંજુસ તો સદા ભિખારી છે.

સંસાર નર્કે ન લઈ જાય અને સંન્યાસ સ્વર્ગે ન લઈ જાય.





# પૂર્ણિમા



॥ पूर्णा पूर्णकला समुल्लसिता कुर्यात् सदा मंगलम् ॥

નવી સીરીઝ પુસ્તક ૧ ] એપ્રિલ, ૧૯૪૭ [ અંક ૯

## ઇશ્વરની આજ્ઞા

એક સાંજે અબ્રહામ તેના રોજના રિવાજ પ્રમાણે કોઈ અતિથિની રાહ જોતો તેના તંબુ આગળ બેઠો હતો, ત્યારે તેણે દુઃખચિંતાયુક્ત, કમરેથી વળેલા, સોએક વરસના—એક ડોસાને લાકડીને ટેકે લઈ આવતો આવતો જોયો. તેણે વૃદ્ધનો સત્કાર કર્યો અને તેનું પાદપ્રક્ષાલન કરી, વાળુ કરવા માટે બેસાડ્યો. વૃદ્ધે ભોજન આરોગવું શરૂ કર્યું પણ જમતી વેળાની પ્રાર્થના ન કરી, તેથી અબ્રહામને નવાઈ ઉપજી અને તેણે પૂછ્યું, "તમે ઈશ્વરની પ્રાર્થના ન કરી ?" વૃદ્ધે ઉત્તર આપ્યો, "હું માત્ર અગ્નિની જ પૂજા કરું છું. બીજા કોઈ ઈશ્વરમાં હું માનતો નથી" અબ્રહામ આથી કોપાયમાન થયો અને તેણે ડોસાને ઉંબરાની બહાર રાતની ચમચમતી ઠંડીમાં ફેંકી દીધો. દુઃખ અને અવસ્થાથી ખખડી ગયેલો બિચારો ડોસો જેમ તેમ ઊભો થયો અને પડતો આખડતો ત્યાંથી ચાલી નીકળ્યો.

થોડીવાર પછી અબ્રહામને ઈશ્વર દેખાયા. તેણે પૂછ્યું, "પેલો વૃદ્ધ ક્યાં છે ?" અબ્રહામે જવાબ આપ્યો, "પ્રભો, એ અગ્નિપૂજક તમને માનતો નથી એટલે મેં તેને તંબુ બહાર ફેંકી દીધો." પ્રભુ આથી નાખુશ થઈ બોલ્યા, "અરર ! અબ્રહામ તું કેવો અન્ધ છે ? એ સો વરસથી મારું અપમાન કરતો આવ્યો છતાં મેં તે સહન કર્યું અને તારું તેણે કશું બગાડ્યું ન હતું છતાં તેં તેને શિક્ષા કરી ? મેં એને સો વરસ નભાવ્યો, તેને તું એક રાત પણ આશરો ન આપી શક્યો ! શિક્ષા કરવાનો તારો અધિકાર નથી અબ્રહામ, મારી તો આજ્ઞા છે કે ધર્મસહિષ્ણુ બનો."

૨. પ. મ.



## ઊગ્યાં પ્રાણનાં વ્હાણાં

રૂપ-સાગરે અરૂપ-લ્હેરે ઝુલે વિશ્વ આજે,
મૌન-મુખર ઘુઘરા સાથે શાન્તિ-મૃદંગ બાજે,
બાજે તાલે નૂતન બાજે,
ગંભીર મૌન-પખાજે,
મનને મંદિર લખ અલખની મૂર્તિ શી વિરાજે!

સુનો-ઘેરાં ઘુમ્મસ હેઠે મલકી અહો! મ્હોરે
રંગ-લીલા મેઘધનુ શી ચોગમ આઠે પ્હોરે!
ચોગમ આઠે પ્હોરે મ્હોરે -
જાગૃત મોર બપોરે—
રૂપ-સાગરે અરૂપ કળા હીંચતી જીવન-ઝોલે!

આજે હવે સૌ બન્ધન છૂટયા, ઊઠયા કાળનાં થાણાં,
તૂટયા રૂંધણ વિષાદોના-ઊગ્યાં મુક્તિ-વ્હાણાં!
ઊગ્યાં મુક્તિ-વ્હાણાં
મ્હેકે મત્ત મદિલ ગાણાં!
રંગરેખા ને સુરભિ-સ્હોર્યાં ઊગ્યાં પ્રાણનાં વ્હાણાં!

સ્નેહરશ્મિ

---

## ચંડી બને છે સખી!

ભોળા છે ભગવાન, ખૂબ ગજ છે ભોળા તમોને કહી!
મ્હારે તો જગને હવે ખરીખરી કહેવું, "ન ભોળા હરિ!"
મ્હારી છે ફરિયાદ લાખ પણ ના પોકારવી એ નથી,
તેં આપ્યા મુજ કંઠને સાકીના દેવો છે ભારે, હરિ!
મ્હારે તો બસ છે દિમાગ પતવી દેવો, કહી રે, હરિ!
ઓઝારી થાય છે અમાસસરખી હોળી મધુ ચાંદની?
જાગે છે મુજ દાહ શા કવિતમાં ઘાતા અમાસે, હરિ!
હાલા- શાક ભજગ જપ દિન તે, ચંડી બને છે સખી!

હસિત બુચ



# કેમ ભૂલું ?

◆ ◆ ◆

તારા નવલા ઉપકાર કેમ ભૂલું વસુધા ?
તેં તો નવલાં નીચોવીને અમૃત દીધાં.
તારી સુકુમારતાના ગુણગાન શે કરું ?
તારા રૂપવૈભવ શે વાણીથી ચીતરું ?
પાંદડીની અંજલિએ પરિમલ પીધાં,
તારા નવલા ઉપકાર કેમ ભૂલું વસુધા ?

તારી કંચુકીના ફરકન્તા ફૂમતે—
ઓચિંતી, આછેરી ઊડતી અલકલટે :
ઘોળન્તી સિન્દૂરને સેંથડે સીધા,
તારા નવલા ઉપકાર કેમ ભૂલું વસુધા ?
ઉષા શ્વેતામ્બરી ને સન્ધ્યા કસુંબલી,
રજનીની કાજળ-કંકાવટી રૂપે ભરી :

પથ્થરને કંચનના ઝળકો દીધા,
તારા નવલા ઉપકાર કેમ ભૂલું વસુધા ?
પૂનમ હિંડોળ ઝૂલે, ચાંદનીને ચોતરે,
લાખ લાખ આકાશી આંખો એમાં ભળે :
કીકીઓએ કુદરતને આદર દીધા,
તારા નવલા ઉપકાર કેમ ભૂલું વસુધા ?

ઈન્દુલાલ ગાંધી



૧ તરતમાં પ્રગટ થનાર 'ત્રિપથી' નામક સિન્ધુ-કાવ્યોમાંથી.

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો



૪

રમણલાલ વસંતલાલ દેસાઈ

બાળકોની ટાઢ ભડકે ચઢી જાય છે એ કહેવત પ્રાચીન હોવી જોઈએ, કારણ અમારી શાળામાં શનિવારે સવારના વર્ગો ચાલતા અને તેમાં વહેલા પહોંચવાની પ્રથા માન્ય ગણાતી, એટલે વિદ્યાર્થીઓ ઉપર 'નંબર' લાવવા માટે કેટલાક કલાક કરતાં ઘણા વહેલા આવી પોતાનું અનુકૂળ સ્થાન નિશ્ચિત કરી લેતા. સવારના સાડા ૭ વાગે શાળા શરૂ થવાની હોય ત્યારે વિદ્યાર્થીઓ ચાર વાગ્યાથી આવવા માંડી ઉપલા નંબર મેળવવાની તીવ્ર હરીફાઈમાં ઉતરતા. એક પ્રકારનું ભાવિક પ્રામાણિકપણું પણ વિદ્યાર્થીઓએ ખીલવ્યું હતું, જેને લીધે પહેલા આવનારને પહેલો અને બીજા આવનારને બીજો નંબર મેળવવામાં કશી તકરાર થતી નહિ. બીજી કોઈ રીતે ઉપર નંબર ન લાવનારને આ ઉદાર યોજના ઠીક ઠીક અનુકૂળતા આપતી. હું પણ ઉત્સાહપૂર્વક આ યોજનાનો લાભ લેતો અને વગર વાંચ્યે ઉપલી કક્ષા મેળવવાની તક જતી ન કરવા રાતના બાર વાગ્યાથી ચાર વાગતા સુધી મ્હારાં દાદીને ઘડી ઘડી જગાડી શાળામાં જવાની ઝંખના અનુભવતો.

'સૂઈ જા, હજી બે વાગ્યા છે.'

'ઊંઘતો કેમ નથી? હજી હમણાં જ ચોઘડીઆં વાગ્યાં.'

એવી આજ્ઞાઓ સાંભળતો હું અંતે સવારના ચાર વાગ્યે તો શાળામાં પહોંચી નંબર લેવા ઘરની બહાર પડતો. ટાઢ હોય કે ન હોય તો પણ અભ્યાસ કરતાં હરીફાઈની વૃત્તિ એમાં વધારે જાગૃત હતી!

કદી કોઈ મિત્ર વહેલી સવારે ઘેર આવી બૂમ પાડી મને જગાડે, અને અમે બન્ને અંધારામાં સાથે સાથે જઈએ-અલબત્ત વહેલા ઘેરથી નીકળેલા મિત્રની ઉપલી કક્ષા સ્વીકારીને!

કોઈ સાથમાં ન હોય ત્યારે મને આછો આછો ભય લાગતો હોવો જોઈએ, કારણ તે સિવાય હું આખો નિર્જન શાંત રસ્તો ગાતે ગાતે પસાર કરતો શા માટે હોઉં? રસ્તે ગાતાં માણસો આજ મને ગમતા નથી. શનિવારની સવારે વહેલા પહોંચવાની લાલચમાં ચાર વાગે ગાતો જતો હું વિદ્યાર્થી કેટલાય જનની ઊંઘ ખરાબ કરતો હોઈશ? ભસતા કૂતરા મ્હારા ગીતનો પડઘો પાડતાં, અને નિકટતા સાધવાના તેમના પ્રયત્નો હું સ્નેહથી નિવારતો! પથરા ફેંકવાની, પણ ખોટ ન હતી!

અને હું શું ગાતો હતો?

ગણપતરામ રાજારામના પ્રતાપ નાટકનું એક વીરરસ ભર્યું ગીત!

અકબરને શરણે આવતા-આવવા તૈયાર થતા મેવાડી મહારાણા પ્રતાપને અટકાવવા અકબરના જ દરબારને શોભાવી રહેલા પૃથુરાજ રાઠોડનો કુંડળિયામાં રચાયલો પત્ર!

સ્વસ્તિશ્રી તે સ્થાનને જ્યાંહાં વસે પ્રતાપ;
પૃથ્વીરાજે ક્ષત્રિનો ઉદયસિંહ સુત આપ.
ઉદયસિંહ સુત આપ છાપ રાણાની ગાજે,
ક્ષત્રિય પરમ પવિત્ર જેહ કળિયુગમાં આજે.

એ કૃતિ ઘણી ઉત્તેજક છે, આજ પણ એમાંનો મોટો ભાગ મને મુખપાઠ છે, અને ઘરથી શાળા સુધી ચાલે એટલી લાંબી છે, એટલે ભયનિવારી, તાત્કાલીન વીરત્વ ઉપજાવી, ભસતાં કૂતરા સામે કદમ ભરાવી શાળાના ઓટલા સુધી વગર હરકતે પહોંચાડવાની એ કાવ્યની શક્તિ હું બાલપણથી પામી ગયો હતો!

હું એ કાવ્ય કેમ, કોની પ્રેરણાથી, કેવી રીતે મુખપાઠ કરી શક્યો હતો તે આજ મને યાદ નથી. શાળામાં કદી કદી ભજવાતા એ નાટકની અસર મ્હારા હૃદય ઉપર રહી ગઈ હોય!

શાળામાં પહોંચતાં શાળાના કમ્પાઉન્ડ બહાર મ્હારાથી પણ વહેલા આવેલા બે ત્રણ વિદ્યાર્થીઓ પાસેની વાડીમાંથી સૂકાં થોરીયાં વીણી લાવી સળગાવી તેની તાપણી કરી ત્યાં બેઠેલા જ હોય ! મ્હારો નંબર ભાગ્યે ત્રીજો કે ચોથો જતો રહે ! ચાર પાંચ નંબર પછી કોઈને ભાગ્યે જ કશાનો ઉત્સાહ રહે ! હું પણ થોરીયાં વીણી લાવી તાપણીને સજીવન રાખવામાં મ્હારાથી વહેલા આવેલા મિત્રોને સહાય આપતો !

તાપણીની આસપાસ બેઠાં બેઠાં શિક્ષકોની ટીકા પણ થાય, ભૂત પ્રેતની વાતો પણ ચર્ચાય, બીજા વિદ્યાર્થીઓના ચાળા પણ પડાય, અને વધારે કહાપણની ક્ષણોમાં એક બીજાની અભ્યાસ મુશ્કેલીઓની પૂછપરછ અને ઉકેલ પણ થાય. ઉખાણાં, કહેવત અને વાર્તા કથનની પણ તક એ બે ઘડી કલાકની નવરાશમાં મળતી.

અભ્યાસમાં અશક્તિ દર્શાવનારને ઉપર નંબરે આવવાની તક વહેલા પહેલી ઉપરાંતની બીજી સવાલવારીની પદ્ધતિમાં પણ મળતી હતી. નીચે નંબરે બેસનાર ઉપલા નંબરવાળા હરકોઈ વિદ્યાર્થીને સવાલવારીના કલાકમાં પ્રશ્ન પૂછી શકે અને એ પ્રશ્નનો જવાબ ખરો ન આવતાં પોતે ખરો જવાબ આપી તેનું સ્થાન લઈ શકે. છેલ્લા નંબરવાળો વિદ્યાર્થી ઝટપટ પ્રશ્ન પૂછી પહેલા નંબરવાળાને મ્હાત કરી તેને છેલ્લે નંબરે મોકલી પોતે પહેલે નંબરે બેસી શકતો. શાસ્ત્રની દૃષ્ટિએ આ વહેલા પહેલી કે સવાલવારી કેવી ગણાતી હશે તે શિક્ષણશાસ્ત્રીઓ જાણે. શિક્ષણ એ શાસ્ત્ર છે કે કલા છે એની માહિતી વિદ્યાર્થી અવસ્થામાં કોઈને જ ન હોય. એવી પરવા પણ ન હોય. માત્ર શિક્ષકો હસમુખા છે કે રડમુખા, ઉત્સાહ પ્રેરક છે કે નિદ્રાપ્રેરક, ખારીલા છે કે ઉદાર, મારકણા છે કે સૌમ્ય એટલીજ વાત તેમને મન મહત્વની હતી શિક્ષણનું માપ શિક્ષકોની ચર્ચા ઉપરથી મળતું શાળામાં જવું એ સામાન્યતઃ ટેવ બની જાય છે એ ટેવ રોચિક્ય પણ ઉપજાવે. એમાં વહેલાપહેલી અને સવાલવારીની યોજના ઠીક ઠીક ગરમી ઉપજાવતી, હરિફાઈની ભાવના જગાડતી, અને કોઈને ન આવડે એવી ઝીણી ખૂણે ખાંચે વેરાયલી વિગતો ખેળી કરવાની વૃત્તિ જગાડતી.

આવા ઉત્તેજક સાધનો આજની શાળાઓમાં છે કે નહિ તેની ખબર નથી પરીક્ષાની ચમક ઉપરાંત શિક્ષકની સોટી પણ ચમક પ્રેરક નીવડતી અને તેમાં વહેલા પહેલી અને સવાલવારી જેવી યોજનાઓ ઉપરટાં વિદ્યાર્થીઓને જાગૃત પણ રાખતી.

ઉપર નંબરે આવવાની આવી યોજનાઓ ઉપરાંત આજ શિક્ષકને ઘેર બેસાડવા માટે પૂરતી ગણાય એવી એક ત્રીજી યોજનાનો પણ ક્વચિત ઉપયોગ ત્યારે થતો એ યોજના અનુસાર શિક્ષકને ઘેર જઇ તેનું ખાનગી કામ કરવાની તૈયારી શિષ્યને પહેલો બીજો નંબર મેળવવાની–નિશાન તેનો જે ચાલુ નંબર હોય તે કાયમ રાખવાની–પાત્રતા અર્પતી હતી. શિક્ષકને પણ ખાનગી જીવન તો હોય જ ને ! પાણી ભરવાનું બાકી રહ્યું હોય, લુગડાં ધોતાં તેમની પત્ની થાકી ગયાં હોય, બજારમાંથી ઘી તેલ કે શાક લાવવાનું હોય, ઘરથી કોઠીમાં પધારતાં ગુરૂપત્નીની સાથે નાં પોટલાં ઘેર પહોંચાડવાનાં હોય, આવાં આવાં કામ પસંદ કરેલા વિદ્યાર્થીઓ કદી કદી કરતા, અને વર્ગમાં પહેલો બીજો નંબર હક્ક અને અધિકારસહ મેળવતા. બીજા વિદ્યાર્થીઓના મનમાં આવા હક્કનો વિરોધ સહજ પણ ઉઠવા પામતો નહિ, ઊલટ એવા હક્કને અનુમોદન મળતું. એક શિક્ષકના ઘર બહાર પડેલાં લાકડાંના ઢગલા તેમના ઘરમાં ગોઠવવાનું માન મ્હેં પણ લીધું હતું, અને મ્હારો પહેલો બીજો નંબરનો અધિકાર તે દિવસ પૂરતો મ્હેં નિર્ણય કરી લીધો હતો. મ્હારી આવી જાતની શક્તિ મર્યાદિત હશે એટલે મને આવા અપવાદ રૂપ એકાદ પ્રસંગ સિવાય ગુરૂસેવા કરવાની વધારે તક મળી નથી. એ પ્રસંગ મ્હેં ઉત્સાહ પૂર્વક વધાવી લીધો હતો, અને આજ પણ મને ગુરૂના ઘરનાં લાકડાં ઉંચકવાની વાત માન ઉપજાવે અને માનભરી લાગે છે.

હાલના પરીક્ષકો અને નિરીક્ષકોની નીતિનાં ધોરણ બહુ કડક છે કે કેમ એ શિક્ષણ વર્તુલથી બહાર રહેલા મારા જેવાથી કહી શકાય એમ નથી. હાલ પણ પ્રશ્નપત્રો ફૂટે છે, પ્રોફેસરો પ્રશ્નોત્તરી સૂચવે છે, ઉત્તરો બીજા કોઈ પાસેજ લખાવાય છે, ઉત્તર લખેલી નોંધપોથીઓ ફરી જાય છે, અને ગુણપત્રકો–Mark Sheets–માં કરવાના સુધારા વધારાની હિમ્મત અપાય લેવાય છે–કે યુનિવર્સિટીની

કચેરી સુધી— એવી વાતો થાય છે. માત્ર વાતો નહી, એક બે પ્રસંગોમાં તો ઠીક ઠીક રકમો અપાયાનો હું સાક્ષી પણ બની શકું એમ છું—જો કે ન્યાયાધીશ પાસે હું સોગનપૂર્વક એવું કથન કરું નહિં જ. છતાં આજની નીતિ કક્ષા વધારે ઊંચી છે એવા ઉકળાને આપણે ભલે સ્વીકારીએ. મ્હારા પ્રાથમિક કેળવણીયુગમાં કેટલાક શિક્ષકો અને પરીક્ષકોની નૈતિક કક્કાઈ જાણીતી હતી. છતાં બાર મહિના શીખવી શીખવી કંટાળી ગયેલા કેટલાક શિક્ષકો પોતાની નીતિ ભાવનાને સરળ બનાવી પરીક્ષા વખતે શિષ્યોને આછાં પાતળાં સૂચનો કરી તેમને સફળ થવાની તક આપવામાં વાંધો ગણતા નહી. અમને શિષ્યોને એવા શિક્ષકો બહુ ગમતા. મ્હોટે ભાગે ગણિતની પરીક્ષા વખતે આવાં શિક્ષકસૂચન ઉપયોગી થઈ પડતાં.

'જુઓ છોકરાઓ! પરીક્ષા વખતે હું બહુ જ કડક દેખાઈશ, આંખો ક્હાઢીશ-કદી ધમકાવીશ. પરંતુ તમારે મ્હારા હાથની આંગળીઓ તરફ ધ્યાન રાખવું. પરીક્ષક દાખલાઓ ગણવાના આપશે અને તેઓ પેરા કરી ફરતા હશે. હું પણ મ્હારા બન્ને હાથ કમર ઉપર પીઠ પાછળ રાખીશ. ચાર આંગળી બતાવું એટલે તમારે સમજવું કે એ ભાગાકાર છે, ત્રણ આંગળી દેખો તો જાણજો કે એ ગુણાકાર છે, આમ કોઈ કોઈ શિક્ષક પરીક્ષામાં બહુ ઉપયોગી ભાગ ભજવતા, અને આમાં કાંઈ પણ ગેરવ્યાજબી વર્તન થાય છે એવું અમને લાગતું નહી. ઊલટ આવી સગવડ ન આપતા શિક્ષકો પ્રત્યે અમને રોષ ચઢતો.

સત્ય, નીતિ, સદાચાર એ બધા શાશ્વત તત્ત્વો હશે! કે તેમનાં સ્વરૂપ સમયાનુસાર બદલાતાં હશે! આજ એ બિચારા શિક્ષકો માટે કદાચ ખાત્રીપૂર્વક કોઈ કહે કે એમની નીતિ ઘસાયલી બની! એવું શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓ કડક નીતિ પાળી શકે નહી!

પરંતુ સત્ય, નીતિ, સદાચાર આજ પણ ક્યાં છે! યુદ્ધ, ભૂખમરો, રાજકીય ઝઘડાઓ અને સામાજિક કે ધાર્મિક ઉપદ્રવો વચ્ચે રહેલી આજની દુનિયાને એ ચાળીસ પચાસ વર્ષ ઉપરના શિક્ષકોની નીતિ વિષે બોલવાનો કંઈ અધિકાર છે ખરો! અને એમના અમારા સરખા શિષ્યો માટે!

પરીક્ષામાં ન આવડતું હોય તે બીજા પાસે જોઈ લખી લેવું એને વિદ્યાર્થીઓ આજની માફક copy નહી પણ ચોરી જ ક્હેતા. ચોરીમાં પકડાનારને સજા થાય જ એવા નિયમને તેઓ માન્ય પણ રાખતા. છતાં વગર પકડાયે આવી વિદ્યાચોરીમાં કંઈ ભયાનક પાપ છે એવું બહુ લાગતું નહિ. અલબત મોટા ભાગના બ્હીકણ વિદ્યાર્થીઓ પકડાવાના ભયથી ચોરી કરતા જ નહી પરંતુ કોઈ આવડતવાળા વિદ્યાર્થી ચોરી કરનાર અણઆવડતવાળા વિદ્યાર્થીને સરળતાપૂર્વક પોતાના ઉત્તર પત્રો જોવા દેવામાં જાણી જોઈને હરકત કરે તો વિદ્યાર્થી વર્ગ આખો તેની ચાપલાશ માટે તેને તિરસ્કારી ક્હાડતો! Honour among thieves! ચોરમંડળમાં પણ ટેક તો હોય જ!

ઈશ્વરે ઠગારી માયા રચી જગત પ્રપંચ ઊભો કરી જૂઠાણાંને અને ચોરીને જ સરજી છે, નહી! ઈશુ યાદ આવે છે. પતિતાને પથ્થરે પથ્થરે મારવી જોઈએ. એ સાચું પણ એને પથ્થર મારે કોણ! જેણે જીવનભર પાપ ન કર્યું હોય તે! ઈશુએ આદેશ આપ્યો પતિતાને મારવા. ભેગું થયેલું ટોળું એક પણ પથ્થર માર્યા વગર વીખરાઈ ગયું. વિદ્યાર્થીઓની ચોરી અને શિક્ષકોની તેમાં સામેલગીરી બન્ને પથ્થર મારવાને પાત્ર છે. જેણે જીવનભર કદી ચોરી કરી જ નથી એ જરૂર પથ્થર મારે! લાંચ, કાળા બજાર, જુગાર, સટ્ટા અને નફાખોરીની આ દુનિયામાં કોઈ કોઈને પથ્થર મારે એમ સંભવ નથી!

અલબત્ત, આજ એ પ્રથાનો બચાવ કરવા હું ઊભો થયો નથી. હું તો માત્ર એ પ્રથાનું સ્મરણ જ કરું છું અને માનવીના માનસને ઘડતી એક ઘટનાનો ઉલ્લેખ કરું છું.

આ અંગે એક બીજી વાત યાદ આવે છે. વડનગરા નાગર કોમમાં જન્મ્યાનું આજ કે ત્યારે પણ મને ખાસ અભિમાન હોય એમ લાગતું નથી. મ્હારા બાળ મિત્રોમાં બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, વાળંદ, ઘાંચી અને ડબગર કોમના વિદ્યાર્થીઓ હતા જેમાંના કેટલાક આજ પણ હયાત છે અને કદી કદી મળે છે ત્યારે અમને અરસપરસ હર્ષ પણ થાય છે પરંતુ મ્હારા મોસાળમાં નાગર અને સુરત વૈષ્ણવના કડક આચાર પાળવામાં આવતા. અમારા ઘરમાં વિસ્તૃત દેવ

લેવા હતી અને તેને અંગે આચાર આગ્રહ ઘણો ભારે રહેતો. એજ કડક આચારને અંગે પિતરાઈના થયેલા એક મૃત્યુ પ્રસંગે મને સૂતક લાગતાં ત્યારે અસ્પૃશ્ય રહેવું પડતું, સહુથી અલગ બેસી જમવું પડતું, વાસણ માંજવાં પડતાં અને જમણની જગાએ હાથે અબોટ કરવો પડતો. કોણ પિતરાઈ ગત થયા એ ત્યારે—તેમજ આજે સ્મરણ બહારનો કોયડો હતો. પરંતુ અંત્યજોની પણ અદેખાઈ આવે એવી અસ્પૃશ્યતાનું વર્તુલ એ ત્યારે સાચી વસ્તુ હતી એમ યાદ જરૂર આવે છે. એ એમ જ હોય. આવી દૃઢ માન્યતામાં સૂતકની અસ્પૃશ્યતા આફત લાગતી નથી.

આવા કડક આચારઆગ્રહી વાતાવરણમાં પરન્યાતમાં ખાવાની છૂટ તો ન જ હોય. એ યુગમાં નાગરો કોઈ પણ અન્ય કોમના હાથનો ખોરાક જમતા નહીં. ઘરમાં પણ જેટલીવાર જમવું એટલી વાર પહેલાં ન્હાવું એ અફર નિયમ બની ગયો હતો. નાગર સિવાય બીજા કોઈના હાથનું બનેલું કાચું કોઈ પણ ન ખવાય એવો અમારા ઘરનો કડક નિયમ તે વખતે હું પાળતો. આજના રેશનીંગ યુગમાં આવો રિવાજ સજીવન કરવા જેવો લાગે છે!

મ્હારા એક વણિક મિત્ર હતા મ્હારાથી મ્હોટા, બહુ ભાવિક અને ધાર્મિક. એટલી ન્હાની ઉમરમાં પણ શનિવારે વહેલા પહેલીની હરિફાઈ અંગે તેઓ કદી કદી મને નિશાળે સાથે લેઈ જતા અને

જળ કમળ છાંડી જાને બાળા
સ્વામી અમારો જાગશે

એ નાગદમણ કાવ્ય, અગર

પ્રભાતના પ્હોરમાં હીરા ડાકોરમાં
ઠીક ઠાકોર શું મન મોહ્યું

જેવાં પ્રભાતિયાંઓ તેઓ ગાતા અને મને શીખવતા—પ્રભાતની શાન્તિમાં ભર રુમ્વે! એમાં મને નવાઈ પણ લાગતી નહીં.

એક એવી જ સવારે તેમણે મને પોતાના ઘરના ઠાકોરજીને ધરાવેલો પ્રસાદ આપવા પુછ્યો. એ મહીનું કે ખારી પૂરી હશે. ઠાકોરજી પણ મીઠાઈ સાથે ખાટું ખારું આરોગે જ.

મ્હેં નાગરે એ પ્રસાદ લેવાની ચોખ્ખી ના પાડી. પ્રસાદ દૂધનો બનાવેલો છે એમ કહેવા છતાં મારી તે સમયની આચારશીલતાએ મને અડગ રાખ્યો. પરંતુ તેમણે ભય બતાવ્યો કે પ્રસાદની ના પાડવી એમાં ઈશ્વરનું અપમાન થઈ બેસે. એ ભય મને જરા અનુકૂળ પડ્યો, અને સ્વાદની લોલુપતાએ તેનો લાભ લઈ મારી પાસે પુરીના એકાદ કટકાનો સ્વીકાર કરાવ્યો.

પરંતુ એ ટુકડો મુખમાં ગયા પછી મારું નાગરત્વ જાગી ઊઠ્યું અને મને એ કામને અંગે એટલો પશ્ચાત્તાપ થયો કે જેટલો પશ્ચાત્તાપ મ્હેં ત્યારથી આજ સુધી કરેલાં સમગ્ર પાપનાં સ્મરણે પણ મને નહીં થયો હોય! સાથે સાથ એ અભક્ષ્યાભક્ષનો ચચરાટ અતિ ઉગ્ર બની ગયો, અને જેમ્સ માસ્તરના તમાચાની ચચરાટની માફક તે આજ સુધી સાંભરી રહ્યો છે.

ખાનપાન અંગે આજ મ્હારા શા આચાર વિચાર છે એ કહેવાની જરૂર નથી. બાળપણમાં એમ લાગતું કે બીજી ન્યાતનું ખાતાં નાગર જરૂર વટલાઈ જાય. હવે એમ લાગે છે કે કોઈપણ ન્યાત કે ધર્મના માણસને ત્યાં જમતાં વટલાય એ નાગર જ નહીં.

પરીક્ષામાં ચોરી કરવી કે કરવા દેવી એમાં પાપ ન માનનારને એક વણિક મિત્રના ઘરમાં બનેલી પુરી ખાતાં મહાપાપની યાતના થઈ આવી!

સંસ્કાર, વાતાવરણ આપણી માન્યતાઓને ઘડે છે અને ભારે ઓપ આપે છે. બધી જ ચોરી કદાચ પાપ પણ ન હોય. પરીક્ષામાં ચોરી કરવી એ એક ચાલાકીભરી રમત છે એવું વાતાવરણ જ્યાં રચાયું હોય ત્યાં આજના કંઈક ન્યાયાધીશોએ ચોરી કરી કરાવી હશે.

ગુન્હાઈત ગણાતી કેટલીયે કોમમાં બે ચાર ગુન્હા કરવા જેટલું દૈવત ન બતાવનાર યુવકને કન્યા પણ કોઈ આપતું નથી.

કન્યાની વાત આવતાં મને મ્હારા બાળવિવાહનું ઝાંખું સ્મરણ થાય છે.

# માણસશાસ્ત્ર



"પ્રશાંત"

૪૨ની ચળવળ કંઇ કેટલાના જીવન ઉપર ભાત ભાતની છાપ મૂકી ગઇ. ભોળુના ભાઇ એને ભોળુ–કહેતા જીવનમાં કોણ જાણે શું ક્રાન્તિ થઇ ગઇ કે ત્યારનું તેનું મગજ બગડી ગયું. મોટે ભાગે તો તે ગુમસુમ પડી રહેતો કે બાઘાની જેમ કોઇની સામે જોયા કરતો. કોઇપણ પૂછે તો તે હેં'! નો જવાબ વાળતો અને ઘણીવાર ગણીને પ્રત્યુત્તર વાળતો હોય તેમ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ' શબ્દ બોલતો.

'ઇન્કીલાબ ઝીન્દાબાદ' શબ્દની હવે જરૂર ન હતી છતાં ભોળુ જીભના ટેરવે હજીયે એ શબ્દ એટલો જ તાજગી ભર્યો અને તાજો હતો. ભોળુ જે પોળમાં બે એક માસથી એક એમ. એ. થયેલા ભાઇ રહેવા આવ્યા હતા. સાહિત્યના, અને નાટકપ્રવૃત્તિના તેઓ શોખીન હતા અને એમ. એ.માં માનસશાસ્ત્રને મુખ્ય વિષય લઇને ઉત્તીર્ણ થયા હોવાથી વાત વાતમાં માનસશાસ્ત્રની વાતો લગાડીને સામાને ચકિત કરી દેતા.

તેમનું નામ મનુભાઇ હતું. તેઓ ઉત્સાહી સેવાભાવી, સરળ અને કોઇ પણ પ્રવૃત્તિનો ભાર ઊંચકી લેવા તેઓ હંમેશા તૈયાર રહેતા.

'આ ભોળુ આમ કેમ કરે છે?' એક દિવસ તેમણે પોળમાં રહેતા એક જણને પ્રશ્ન કર્યો.

'ઇન્કીલાબ ઝીન્દાબાદ' પેલાએ ભોળુના જ શબ્દો ઉચ્ચારી વિચિત્ર ચાળો કર્યો

'પણ એનો કંઇ અર્થ?'

'આખો દેશ જાણે છે અને તમે નથી જાણતા?'

'પણ ભોળુ એનો અર્થ શું કરે છે?' મનુભાઇએ આગ્રહ કર્યો.

'કે હું આઝાદ છું, ગુલામ નથી તમે મારા જેવા આઝાદ થાવ.' પેલો હસતો હસતો ચાલ્યો ગયો.

મનુભાઇને આ પ્રશ્નમાં ખૂબજ રસ પડવા માંડ્યો પરંતુ જેમ જેમ તે પ્રશ્ન તેઓ વિચારવા લાગ્યા તેમ તેમ વધારે ગુંચવાતા ગયા અને વધુને વધુ ગુંચવણે તેમને આ પ્રશ્ન ઉકેલવા વધુ ઉત્સુક બનાવ્યા.

એક દિવસ ભોળુની તબિયત વધારે બગડી તે ખૂબજ લવારા ઉપર ચઢ્યો. મનુભાઇ તેને ઘેર ગયા. અને ભોળુના પ્રશ્નને વધુ ચીવટાઇથી ચકાસવા લાગ્યા.

'હું વાવટો ચઢાવીશ.... ઇન્કીલાબ ઝીંદાબાદ, કરેંગે યા મરેંગે......મને છોડી મૂકો...... આજે મને દુનિયાની કોઇ તાકાત રોકી નહી શકે .....બચાવ કોણ......અમારી ખુલ્લી છાતીઓ એનો પ્રતિકાર કરવા તૈયાર છે.. હું કાયર નથી.. . વગેરે ' શબ્દોની તૂટક હારમાળાઓ ભોળુના મોંમાંથી સરવા માંડી.

'જુઓને મનુભાઇ, આને આ શું થઇ ગયું છે? કેટકેટલી દવાદારૂ કરી, બાધા મંતર કર્યા પણ કંઇ ફેર પડતો નથી. ભગવાન મને સુખે મરવાય નહી દે?' ભોળુની વિધવા માએ પોતાની વિતક કહી નાખી.

એવો સારું થઇ જશે. તેના મગજ ઉપર કંઇ સખત આઘાત થઇ ગયો છે તેનું આ પરિણામ. એવોજ જબ્બર પ્રત્યાઘાત થાય તોજ તેનું મગજ ઠેકાણે આવે. મને તો ખાત્રી છે કે

એને સારો કરવાનું ગજું અમારું નથી. આમાં ડૉક્ટરની કોઈ દવા અસર કરે તેમ નથી. ડૉક્ટ-રનું આમાં કામ જ નથી. માનસશાસ્ત્રીનું કામ છે.

અને ત્યાર પછી તો છોટુને ઠીક થવા માંડ્યું. આમ છોટુ બીજા કોઈને નુકસાન કરતો નહોતો. ફક્ત વાણીમાં જ તે ગરીબ હતો. મનુભાઈએ છોટુભાઈનો સમાગમ સાધવા માંડ્યો અને તેનો અભ્યાસ કરવા માંડ્યો. મનુભાઈને વાતનો દોર મળી ગયો. ૪૨ ની ચળવળ વખતે એ પોળના છોકરાઓએ સરકારી કચેરી ઉપર વાવટો ફરકાવવાનું નક્કી કર્યું હતું. છોટુભાઈ પોતાના નેતા હતા. તેમણે જ એ વાવટો ત્યાં ફરકાવવો એવું નક્કી થયું હતું પરંતુ કોણ જાણે, આગલે દિવસે છોટુભાઈ ખરાં ખોટાં બહાનાં કાઢીને તેમાંથી છટકી ગયા અને બીજા યુવકને મહામહેનતે એ માટે તૈયાર કર્યો. પેલો યુવાન ધ્વજ ચઢાવતાં ચઢાવતાં ગોળીથી વીંધાઈ ગયો અને તે દિવસથી છોટુભાઈનું મગજ અસ્થિર થઈ ગયું.

હવે વાતનો દોરનો મળ્યો. મનુભાઈએ એક જણને કહ્યું.

'શાનો ?'

'છોટુનો રોગ, તેને લાગી ગયું છે કે તે કાયર છે તેને મોતની બીક લાગી જતે વાવટો ચઢાવવા બીજાને ઊભો કર્યો, આ વાતનો તેને પાછળથી સખ્ત આઘાત લાગ્યો અને તેનું પરિ-ણામ આ આવ્યું.'

'તો આઘાત મટાડી દો ને ભાઈ સાજા.'

'એ જ પછી તમે જોયા કરોને.'

અને છોટુની પાછળ મનુભાઈ લાગુને લાગુ રહ્યા. 'જુઓ છોટુભાઈ દેશને ખાતર આ કામ કરવાનું છે' એ વાક્ય જ્યારે મનુભાઈ છોટુભાઈને કહેતા ત્યારે છોટુભાઈ ધનજીલાલ ઝીણાભાઈનો જવાબ આપી તરતજ કરતા. બધાને લાગવા માંડ્યું કે મનુભાઈએ છોટુની શાન ઠેકાણે લાવશે તેમાં કોઈ શક નથી જ. મનુભાઈ સમજી ગયા કે દેશસેવા કરતાં દેશનો દ્રોહ છોટુને હાથે થઈ ગયો છે અને તેના પશ્ચાત્તાપની પરાકાષ્ઠાએ તેને આઘાત પહોંચાડ્યો છે દેશના કાર્યમાં તેને રોકવામાં આવે તો તેનું મગજ સ્થિર થાય.

ત્યાર પછી તો છોટુને મનુભાઈએ કાંતવા બેસાડ્યો. અને આખો દિવસ છોટુ કાંતવા લાગ્યો. પરંતુ તે આવા સૌમ્ય બલિદાન કરતાં ઉગ્ર બલિદાનને ઝંખતો હોય તેમ ઘણીવાર મનુ-ભાઈને કહેતો 'હું કાયર નથી.' 'પણ તને કાયર કોણ કહે છે ?' 'લોકો. . હું ગોળીથી નથી ડરતો.'

'હં' મનુભાઈ વિચારમાં પડી ગયા. હજુ ૪૨ ની વાત આના મગજમાંથી ભૂંસાઈ નથી આખો દેશ લગભગ ૪૨ ને ભૂલીને ૪૭ ની રાષ્ટ્રઘડતરની યોજનામાં પરોવાયો હતો. છતાંયે આનું મગજ તો પાંચ વર્ષ પાછળ હતું.

રાષ્ટ્રીય સપ્તાહની તૈયારીઓ તડામાર ચાલવા લાગી. ઠેર ઠેર ગાંધીજીની કુટીરો, હરિ-પુરા અને ૪૨ નાં દૃશ્યો અને બીજી એવી પ્રવૃત્તિઓ પાછળ જનતા ઘેલી બની ગઈ. સરકારી મકાન ઉપર વાવટો ચઢાવતાં એ જ પોળના એક યુવકના સંભારણાં તરીકે એ શહીદના ધ્વજ આરોપણ વખતનાં દૃશ્યનો નાનો શો નાટક ભજવવાનું પણ નક્કી કર્યું.

નાટક પ્રવૃત્તિમાં મનુભાઈને આગવો રસ ખૂબ હતો એટલે રીહર્સલોમાં સક્રિય ભાગ લેતા હતા. એક દિવસ અભિનય બતાવતાં બતાવતાં ઓચિંતા તેઓ બોલી ઊઠ્યા.

'હવે ઉપાય જડ્યો.'

'કયો ?' બધા બોલી ઉઠયા.

'બસ આજ તમે તમારે જોયા કરો ને.'

આર્કીમીડીઝ સ્નાનગૃહમાંથી નગ્નાવસ્થામાં દોડતો દોડતો બહાર નીકળીને બૂમો પાડવા લાગ્યો કે 'મેં શોધી કાઢ્યું છે, મેં શોધી કાઢ્યું છે,' એવું દશ્ય લાગતું હતું.

નાટક કરવાનો દિવસ આવી પહોંચ્યો. મનુભાઈ છોટુની પાછળને પાછળ ફરતા હતા. ચાલીના માણસો ઠીક ઠીક પ્રમાણમાં ભેગાં થયા હતાં.

'આજે એક એવો અપૂર્વ પ્રયોગ થશે કે દુનિયા મોં પહોળું જોઈ રહેશે.' મનુભાઈ છાતી ફુલાવીને બોલતા હતા.

'કેમ શું છે ?

'તમે બધા માનસશાસ્ત્રની ઠેકડી ઉડાવો છો તે આજ ખબર પડશે કે માનસશાસ્ત્ર શું કરી શકે છે ? જ્યાં મોટામોટા વૈદ ડૉક્ટરો નિષ્ફળ જાય છે ત્યાં માનસશાસ્ત્ર કામયાબ બને છે આપણે ત્યાં માનસશાસ્ત્રનો ઉપયોગ ફક્ત પરીક્ષા પાસ કરવા પૂરતોજ થાય છે પરંતુ અમેરિકામાં તો કેટલાક દર્દી માનસ પૃથક્કરણ શાસ્ત્રની મદદ વડે સારા કરવામાં આવે છે.

આ ભાષણ ક્યાં જઈને અટકત તે એક સવાલ હતો પરંતુ એટલામાં તેમના ભાષણને કોઈએ અટકાવ્યું અને કહ્યું કે 'છોટુની મા તમને બોલાવે છે. છોટુ પાછો આજ લવરી પર ચઢયો છે.'

'એને એક કલાક લવરી કરી લેવા દો. આવતી કાલથી એક શબ્દ બોલે તો મારું નામ મનુભાઈ નહિ.'

સાંજે સાતને સુમારે નાટક શરૂ થયો. મનુભાઈ દેખાતા ન હતા બધાને થયું હતું કે 'મનુભાઈ ક્યાં ગયા ? પડદો પડયો અને ઊંચકાયો તે વખતે મનુભાઈ છોટુને લઈને આવી પહોંચ્યા. એક છોકરાના હાથમાં વાવટો લઈને છોટુના હાથમાં આપી દીધો અને કહ્યું. 'જાવ છોટુભાઈ સરકારી મકાન ઉપર વાવટો ચઢાવી દો. ઈન્કીલાબ ઝીન્દાબાદ'

'બધાએ ઈન્કીલાબ ઝીન્દાબાદ'નો નાદ કર્યો બધાને થયું કે ઉલ્ટી ઘડીએ મનુભાઈએ આ શું કર્યું એક જણથી પૂછી દેવાયું'.

'મનુભાઈ, તમે આ શું ગાંડપણ કરવા માંડ્યું છે ? પેલો ગાંડો આખો નાટક બગાડી નાંખશે.'

'અરે ભાઈ જુવો તો ખરા. નાટક પણ સુંદર થશે અને છોટુનું મગજ પણ સારું થશે. મેં આગળથી બધી ગોઠવણ કરી રાખી છે.'

'ઈન્કીલાબ ઝીન્દાબાદ'ના પોકાર કરતું સરઘસ રંગમંચ ઉપર આવી પહોંચ્યું. છોટુને વાવટો લઈને રંગમંચ ઉપર આવેલો જોઈ પ્રેક્ષક વર્ગ હસવા માંડયો અને 'આ ગાંડાને ક્યાં લાવ્યા' જેવી ટીકાઓ સંભળાવા લાગી.

સરઘસ જનનારો કર્યું હતું ત્યાં સામેના નેપથ્યમાંથી પોલિસ ટુકડી આવી પહોંચી અને લાઠીચાર્જ કરવા માંડી. છોટુ તાદૃશ અને આબેહૂબ અભિનય કરતો હતો. સાચે સાચ શહીદીનું ઝનૂન ઓઢીને વાવટો લઈને આગળ વધતો હતો. તેની આંખોમાં ઝુનૂન સ્પષ્ટ દેખાતું હતું. પોલિસો ખોટી ખોટી રીતે રંગમંચ ઉપર લાઠીઓ ઉગામતા હતા એક પોલિસે છોટુના હાથમાંથી ઝંડો ખૂંચવવાનો પ્રયાસ કરતાં કહ્યું 'છોડ દે નહિ તો...'

'ક્યા કરેગા નહિ છોડુંગા' છોટુની સિંહગર્જના સંભળાય અને પ્રેક્ષકો તાળીઓ પાડી.

# પેશ્વાઇની સંધ્યા ટાણે



મણિભાઈ દ્વિવેદી

સન ૧૮૧૮ના ફેબ્રુઆરી માસના એ સમયે કાળચક્રના અજબ પ્રવાહમાં સ્વતંત્ર હિન્દનાં નાના મોટા રાજ્યો ગોથા ખાવા લાગ્યા હતા. અંગ્રેજોની કોઠી હવે વેપારી પેઢી જ માત્ર રહી હતી નહીં. પ્રપંચ, કૂટિલ નીતિ, રૂશ્વતખોરી પાશવાટ રમતો વગેરે દાવ નાખી, દિલ્હીના દરબારમાં કે પેશ્વાઈના પાયતખ્તમાં હશે, રહેમ અને વેપારી સગવડોની માગના કરનાર ગોરા વેપારીઓની કંપની એક પછી એક મુલક હડપ કરી આજે પેશ્વાઈની સત્તાનો પણ ફેંસલો આણવા જાળ બીછાવી ચૂકી હતી.

કુરના ઉત્તંગના અટકના કિલ્લા પર પેશ્વાઈનો ભગવો ઝંડો રોપી પોતાના અશ્વોની તરસ કાબુલ નદીમાં છીપાવનાર મરાઠા વીરો અને નાના સરખા મુત્સદ્દીનો પેશ્વાના દરબારમાં અભાવ હતો. તેનો સૂર્ય પશ્ચિમના સાગર જળમાં ડૂબવા લાગ્યો હતો. તેમ છતાં ડૂબતા સૂર્યની આભા નભોમંડળને વિવિધ રંગોથી અલંકૃત કરી રંજિત કરે છે. તેમ પેશ્વાઈની સંધ્યા ટાણે એક વીર તેના સમરક્ષેત્ર પર ઝઝૂમી થરમોપોલી કે મેરેથનના યુદ્ધોની વીર કથાઓ સાથે સરખાવીની શૈલ વીર કથાને જોડવાનો હતો.

જે સમયની આપણે વાત કરીએ છીએ તે સમયે દેશના દુર્ભાગ્યે દૂરદેશીશૂન્ય, હિંમત વિનાનો બાજીરાવ પેશ્વાઈનું તખ્ત સંભાળતો. તેમ છતાં કોરેગાવના રણમેદાનમાં મહારાષ્ટ્રીય વીરોએ અંગ્રેજોના મોરચાને છિન્નભિન્ન કરી ભાર હાર આપી હતી, તો પણ તેને ટકાવી આગળ વધવાની બાજીરાવની હીંમત ન હતી. પોતાના સ્વાર્થને ખાતર દેશદ્રોહી બનેલા મેઢા પુરેરીઓની પુષ્ટિથી અંગ્રેજોએ પુનાની આસપાસ નાગચૂડ ભીડી હતી. આ આપત્તિના વખતમાં બાજીરાવને બચાવી પંઢરપુર રવાના કરવાનું બીડું તેના વીર સેનાપતિ નરશાદુલ બાપુ ગોખલેએ ઝડપ્યું. અંગ્રેજોના લશ્કરો તેના પગલાં દાબતા ચારે તરફથી ધસતા હતાં, એવા વિકટ સંજોગોમાં પણ જનરલ સ્મીથને થાપ આપી બાપુ ગોખલેએ બાજીરાવને પંઢરપુર સહી સલામત પહોંચાડ્યો. અંગ્રેજો પાસે વિશાળ સેના હતી તેની સરખામણીમાં બાપુ ગોખલે પાસે જૂજ માણસો હતાં અને અંગ્રેજ લશ્કરો ધસતા ચાલ્યાં આવતા હતા એથી બાપુએ બાજીરાવને પંઢરપુરથી તાકીદે કુકાંમ હાલવા-આગ્રહ કર્યો પણ પંઢરપુરના અપ્પા સાહેબ દેશાઈ વગેરેએ બાજીરાવને આગ્રહ કર્યો કે બીજે દિવસે પૂર્ણિમા છે તેનો ઉપવાસ છોડી ભોજન લીધા પછી વિદાય લેજો. અને ટોળકીની પળે પણ ભોજનના નિમંત્રણે બાજીરાવ રોકાઈ ગયો. બાપુએ ઘણુંએ આગ્રહ કર્યો પણ તે એકનો બે ન જ થયો. આતિથ્ય કરતા અને દેવતાનું નિમંત્રણ છોડવું એને જરાએ ઠીક ન લાગ્યું.

બીજે દિવસે બાજીરાવ ભોજન કરવા બેઠા હતા તે વખતે જમતા જમતાં તેમણે બાપુને શિખામણ આપી કે "સેવકના પર સ્વામીની નજર રહે તેવે વખતે સેવકને માટે બે જ રસ્તા ખુલ્લા રહે છે. એક તો તેણે પોતાના માલિકની ખાતર યુદ્ધ કરતાં ખપી જવું અગર તો વિજય મેળવી પાછા આવવું."

અણીની પળે ચાલ ઝપ રાખવા બાપુ ગોખલેએ કરેલી વિનંતિનો આ જવાબ બાપુ સરખા તેજદાર પુરુષથી સહી લેવાય તેમ ન હતું "જીવ્યો તો ફરી આવી આપના ચરણદર્શન કરીશ નહીં તો આખરી નમસ્કાર" એટલુંજ કહી બાપુ રવાના થયો.

# નાગા બાવાઓનાં ઝુંડ



સુમન્ત મહેતા

આપણા ખેડુતોને ચૂસી ખાનારા અગર લૂંટનારા અનેક માણસો છે. તેમાં નાગાબાવાઓની ટોળીઓનો એક તાજો અનુભવ આ માસિકના વાચક વર્ગ સમક્ષ મૂકું છું. અમે એક નાના ગામડામાં ચોરામાં મુકામ કરેલો. ગ્રામજીવનના અનેક પ્રશ્નોની ચર્ચા ત્યાંના જુવાનો સાથે ચાલતી હતી અને હું ગામડાઓના મંદિર મહાદેવમાં ચારિત્ર્યવાન, સાધારણ ભણેલા અને કંઈક સેવાભાવી બાવાઓ કે પૂજારીઓને ગોઠવવાની ચર્ચા કરતો હતો. આજે તો ઘણું ખરું આવા મંદિરોના સાધુઓ નિષ્ક્રિય ભિખારીઓ જેવા હોય છે, તેમને જો ભણતાં આવડતું હશે તો પણ ઉપદેશ આપવાની તાકાત તો હોતી નથી, અને એ લોકો મંદિરના પૈસા જુજ ભાગને સારુ રાખે છે. તે સિવાય ગ્રામસમાજને જરાય ઉપયોગી હોતા નથી. પણ મારા જોવામાં એવા પણ નાગા બાવા આવ્યા છે કે જેમને ખપ પૂરતા અંગ્રેજી શબ્દો આવડે છે અને પોતાની વાતોમાં પચીસ શબ્દો (ખરાખોટા) વાપરે છે, એટલે આવડે છે તેના કરતાં વધારે શબ્દો વાપરીને એવી છાપ પાડવાનો પ્રયત્ન કરે છે કે એમણે અંગ્રેજી શિક્ષણ પણ લીધું છે પણ એક બીજો વર્ગ એવો છે કે જે વર્ષમાંથી આઠ મહિના યાત્રાના બહાને ગામડે ગામડે રખડે છે. તેમની ટોળીમાં પંદર વીસ માણસો હોય કે પચાસ પણ હોય છે. કેટલાક પગે ચાલે છે કેટલાક ઘોડા ટટ્ટુ અને હાથીઓ રાખીને ફરે છે અને તે ટોળીના મહંતની આગળ રૂપાની છડીવાળા બે સાધુઓ હોય છે એટલે પૂરા રજવાડી ઠાઠમાઠથી મુસાફરી કરે છે. આવી ટોળી ગામડે જાય છે ત્યારે ત્યાંના મહાદેવના સાધુની મારફતે તે ગામના બધા આગેવાનોને મહંતના દરબારમાં જવાનું આમંત્રણ મળે છે. આમંત્રણ એવું તાકીદનું હોય છે કે દરેક આગેવાનોને તેડવાને બે ઉઘાડા જબરા ખડતલ નાગાબાવા જઈને તેમને મહંતની પાસે લઈ જવામાં આવે છે. જો કોઈ આગેવાન વાર લગાડે કે આનાકાની કરે તો તેના હાથ પકડીને તેમને લઈ જવામાં આવે છે. પછી આગેવાનોને ફરમાન કરવામાં આવે છે કે દિવસના ભોજનની તૈયારી કરવી અને મુસાફરીના ખર્ચને અંગે રૂપિયા આપવા. ગુરુમાં જે સંખ્યા હોય છે તેના પ્રમાણમાં અને મહંતના કારભારીના આગ્રહના પ્રમાણમાં રૂ. ૨૦ થી ૧૦૦ સુધી દરેક ગામડાને આપવા પડે છે. ભોજનમાં પણ બનતા સુધી તો દૂધપાક માગવામાં આવતો હતો, આજની મોંઘવારીમાં શું અપાય છે તે ખાત્રીથી કહી શકતો નથી. વડોદરા રાજ્યમાં પોલિસખાતાનો હુકમ મળેલો છે કે જો કોઈ ગામડામાં જોરજુલમથી બાવાઓ પૈસા ઉઘરાવે તો તેમને પકડવા અને તેમના પર કેસ ચલાવવો પણ મુશ્કેલી તો આવા બાવાઓનો સામનો કરવાની છે.

અમે ચોરામાં બેસીને ચર્ચા કરતા હતા એટલામાં એક ત્રીસેક નાગા બાવાઓની ટોળી આવી પહોંચી અને તળાવ કિનારે આવેલા મંદિરની અંદર મુકામ કર્યો. ગામઆગેવાનોને મેં પ્રશ્ન પૂછ્યો કે બોલો હવે શું કરશો? મને એવું લાગે છે કે તેમના મોં ફીક્કાં તો પડી ગયાં હતાં. તે છતાં અમે ગામમાં હતા તેની થોડી હુંફ હતી. આગેવાનોને બોલાવવા માટે એક જબરો નાગોબાવો (કારભારી) અને છડીદારોને લઈને આવ્યો. અમે લોકોને સલાહ આપી હતી કે તેમને બાવાઓમાં શ્રદ્ધા હોય તો જરૂર સત્કાર કરવો. ગ્રામલોકોએ કહ્યું કે લાખમાંથી એક માણસને પણ શ્રદ્ધા હોતી નથી પણ બધા બીકના માર્યા પૈસા ખર્ચે છે. આ આગેવાનોમાંથી એક ભાઈ હિંમતવાન હતો તેણે મહંતની પાસે જઈને કહ્યું કે જે ગામલોકોને શ્રદ્ધા હશે તે ફાળો આપશે. પણ ગામલોકો પરાણે ફાળો આપવાની ફરજ નહીં કરે. આ બાવાઓને મંદિરના માણસે ચેતવણી આપી દીધી હતી કે જે મહેમાનો ચોરામાં બેઠા છે તે બધા વગદાર છે માટે સંભાળપૂર્વક કામ લેજો. તેથી મહંતે એ

બાવાઓને અમારી પાસે ઘોગામાં મોકલ્યા. કારભારીએ કહ્યું કે અમે હરદ્વારથી આવીએ છીએ, હવે સિદ્ધપુર થઈને દ્વારકા તરફ જવું છે. અમે માત્ર મહાજન લોકો પાસેથીજ નાણાં લઈએ છીએ. (ભજનભરી વિશેના મારા ઉપદેશનો આ પ્રત્યુત્તર હતો) માટે અમને મદદ કરશો અને કરાવશો. અમને મદદ માગવાનો પરવાનો મળ્યો છે એમ કહીને માગ હાથ પાસે એક બંડલ ધર્યું. પુસ્ત કેપના જાડા કાગળપર અંગ્રેજી ભાષામાં ટાઈપ કરેલી જાહેરાત (અજર સર્ટિફિકેટ) હતી કે આ ટોળીમાં અમુક અમુક સાધુઓ છે અને તે યાત્રા કરવા નીકળ્યા છે આ કાગળીઆ નીચે હજુર તરફના એક મામલતદારની સહી હતી અને તેનો સિક્કો હતો. મે વાચીને કહ્યું કે આ કાગળોમાં કોઈ જાતનો પરવાનો નથી, તેમાં પૈસા માગવા કે આપવાની વાત નથી, ત્યારે એ તો માત્ર મામલતદારનો સિક્કો બતાવીને ભાવીભવળા ગાતો કરતો હતો. ગામડાની અભણ પ્રજાને અંગ્રેજી લખાણ અને સહી સિક્કા બતાવીને આ હરામખોરો પૈસા કમાઈ ખાતા હતા, જો કે ખરૂં જોતાં તો સિક્કા કરતાં પણ વધારે આધાર તો એમના શરીરબળનો તથા સ્વભાવનો હતો. જ્યારે કારભારી ઊઠીને પાછો મંદિરમાં ગયો ત્યારે અમે વિચાર કરતા હતા કે હવે શું કરશું, પણ થોડીજ વારમાં આખી ટોળીએ કૂચકદમ શરૂ કરી, અને તેમણે પાસેના બીજા ગામડાના ધામા નાખ્યા. અમે ગામ લોકોને પૂછ્યું કે એમ ધારો કે અમે ગામમાં ન હોત તો શું થાત ? ત્યારે એમણે કહ્યું કે અમારી અને સાધુઓ વચ્ચે કેટલા રૂપિયા આપવા તે વિશે ખૂબ ખેંચતાણ થાત. જમાડવા તો પડત જ, અને ગામ લોકો મદદ ન કરે તો પણ એ ગામડાંના મંદિરના બાવાને તો આખી જમાતને જમાડ્યા વિના છૂટકોજ ન થાત, પણ તે ઉપરાંત અમારે આશરે ૫૦-૭૫ રૂપીઆ આપવા પડત આવી રીતે ગામ લોકોને ખુલ્લે દિવસે લૂંટવામાં આવે છે જે મનુષ્યો સમાજને ઉપયોગી નથી, જેમનામાં ઉપદેશ આપવાની યોગ્યતા નથી તેવા બામટાઓ દેશમાં રખડ્યા કરે છે અને સારાં ભોજન ખાઈને મોજમઝા કરે છે ખેડૂતની સ્થિતિ એવી હોય છે કે આપણા અર્થશાસ્ત્રીઓ એમ કહે છે કે ખેડૂત પોતાના કુટુંબનો નિર્વાહ શી રીતે કરે છે તે સમજાતું નથી. અને નિર્વાહ એટલે શું ? નથી ખેડૂતને રહેવા માટે પૂરતી જમીન, નથી મળતો પૌષ્ટિક ખોરાક, નથી મળતાં પૂરાં કપડાં નથી તેમને સારા રસ્તા, નથી મળતાં ચોખ્ખાં હવા-પાણી અને નથી તેમને આનંદ ઉલ્લાસનાં સાધનો.

ભાટ ચારણો પણ અડધી ધાર્મિક સંસ્થાઓના મનુષ્ય મનાય છે અને આજનું ભિખારીઓ પણ ખેડૂતના પરસેવા પર કમાઈ ખાય છે અને પાવૈયા હીજડાઓની જમાત પણ માતાના ભક્તો તરીકે મશહૂર છે.

આજના ભગવા સન્યાસીઓ એક દલીલ કરે છે કે અમારી સંખ્યા બાવન લાખની ગણાય છે તે ખોટી છે, ખરા સન્યાસીઓ તો ભાગ્યેજ ૨૦-૪૦ હજાર હશે, બાકીના બીજા બધા તો ભિખારીઓ છે આ દલીલ લુલી લંગડી છે. જો સન્યાસીઓ ખોટા ઢોંગી હોય તો ખરા સન્યાસીઓ તેમને ઉઘાડા શા માટે પાડતા નથી ? વૈદ્યોનું પતન એવું થયું છે કે આજના વૈદ્ય પોતાને વૈદ્ય કહેવડાવાની નામરજી બતાવે છે લુચ્ચા હરામખોર સાધુ સન્યાસીઓ પરખાઈ જાય એવી વ્યવસ્થા સાધુ જમાતે કરવી જોઈએ અને જનસમાજે-ખાસ કરીને મારી અપીલ તો હિંદુ સમાજને છે કે તેમણે જે મનુષ્યો જનસેવા કરતા ન હોય તેમને એક ટંકનું ખાવાનું તો નહીં જ પણ એક રાતી પાઈ આપવી નહી વિદ્વાન સાધુ સન્યાસી ભૂખે મરવાનો નથી, ભૂખે મરશે માત્ર હાડકાંહરામ આળસુ. હરામનું ખાનારો મોટો ભિખારીનો વર્ગ જેને કામ કર્યા વિના ખાવું છે.

# કિંશુક અને માલ્યક



[ એકાંકી સંવાદિકા ]

ધ્રકેસરી

પાત્રો -

અસિતા—કિંશુકની પત્ની
વંજુલા—માલ્યકની ધણિયાણી
રેણુ—અસિતાની પરિચારિકા
એણી—વંજુલાની દાસી

પડદો ઉઘડતાં.

બે ઓરડાને જુદા પાડતા અદ્યતન તરીકે વડે શણગારેલા દીવાનખાનામાં નાજુક નાનું મેજ અને બે ત્રણ ખુરસીઓ છે, જેમાંની એક પર નાજુક લલનાની મૂર્તિસમી રમતિયાળ સ્વભાવની વિચારમય હાલતમાં અસિતા બેઠી છે. મજકુર દીવાનખાનામાં એક બાજુ માલ્યકના ઘરમાં આવજા કરી શકાય એવું બારણું છે અને બીજી તરફ રસોડું છે, જેમાં રેણુ કામ કરી રહી છે.

અસિતા-(સ્વગત) જમી રહ્યા પછી મારે માટે ખાસ કંઇ કામ હોતું નથી. રોજ રોજ માત્ર ચોપડીઓ વાંચીને પણ કંટાળો આવે છે. ઘરકામ તો બધું રેણુ સમેટી લે છે એટલે બીજું કરાય પણ શું ? સીવેલા કપડાં તો એ પહેરતા નથી, કે સીવણકામમાં ચિત્ત પરોવી શકાય. આજે ઘડિયાળને ચાવી આપવાનો દિવસ હતો પણ એ કામ પણ એમને યાદ આવી જવાથી મારે માટે બાકી ન રહ્યું. લાવ, એમના જોડા સાફ કરી રાખું. (નજીકમાં પડેલી એક હાથહું નવી જોડ કાઢીને ઉક્ત વ્યવસાયનાં સાધનો વડે આવડત મુજબ પોતાનો હાથ અજમાવે છે.

[ રસોડામાંથી કારજ થઇ રેણુ બહાર આવે છે. ]

રેણુ-(તાજુબ સહીત) તમારા નાજુક હાથને વળી આ તકલીફ શી ?

અસિતા-મને એ જરાયે તકલીફરૂપ નથી લાગતું.

રેણુ-એ વાત તે કંઇ મનાતી હશે ?

અસિતા-ત્યારે કેવી વાત મનાય ?

રેણુ-આ પહેલાં મેં ઘણી જગ્યાએ કામ કર્યું હશે. પણ આવી લેખાશું બાબતમાં માથું મારનાર બાનુ તો તમને એકલાને જ જોયાં. તમારી વખત પસાર કરવાની રીત ઘણી વાર અજુજ રમૂજ પમાડે એવી હોય છે. પણ ભલે, મારે ક્યાં એની ટીકા કરવી છે ?

અસિતા-સૈતાનની બાબડી ! પોતાનું તીણું નાક પારકા મધમાં ડબોળવાની મેં તને કેટલીયે વાર મના કરી, પણ તું તો હતી તેવી ને તેવી જ રહી !

રેણુ-એટલી બધી આવડત અમારામાં હોય તો તમારા જેવી સાહબી ન ભોગવીએ ?

અસિતા-કમજાત ખિસકોલી ! તને ખબર નથી કે સાહબીનો દોર ભોગવવા માટે આ જમાનામાં પ્રથમથી સાહેબજાદા થવું પડે છે.

રેણુ-જન્મથી ખાનદાન અથવા વિના નાટકમાં કામ કરનાર બાહોશ અભિનેતાના પત્નીપદે હરગિઝ ન જ બેસી શકાય.

અસિતા-ફરીથી તે પાછો મારા ઉપર પ્રાણઘાતક ગોળો ફેંક્યો ! હમણાં જતી રહે, અથવા બીજું કંઇક કર, કે જેથી મને નિરાંતે રહી લેવાની તક મળે.

રેણુ–મારાથી બનવું હોત તો તમારે બદલે હુંજ ગઈ હોત. પણ શા માટે આપણે એમ કરવું જોઈએ ? તમારા ઘરવાળા હવેલીમાં રહેતા ફૂલ જેવા નવતર જુવાન છે, અને વધારામાં ઠીક આગળ પડતા છબીલા છે મારો અભિપ્રાય પૂછો તો, વગર શરમે કહેવું જોઈએ, કે એમની નિશ્રા નીચે રહેવા માટે હરકોઈ સ્ત્રી પરિજન વગર પગારે રહેવા માટે કબૂલ થાય.

અસિતા–તારું કહેવું સાવ ખોટું નથી. પણ મારો અનુભવ જરા જુદો છે.

[ વચલા બારણા પર ટકોરા પડે છે. મુહૂર્તાર્ધ પછી ]

અવાજ–અલી રણુકોર, કમાડ તો ખોલ, મારી મા ! બિચારાં વંજુલા બેન બારણા આગળ ક્યારના ઊભાં થઈ રહ્યાં છે.

અસિતા–જા, ઝટ કર.

[ રેણુ બારણું ખોલે છે તે સાથે વંજુલા પાકી ગોરખ આમલીના ઝુમખા સહિત, બેણી સમેત પ્રવેશ કરે છે ]

વંજુલા–( આણેલી ભેટ ટેબલ પર મૂકી ખુરસી પર સ્થાન લેતાં ) આપણે વચલું બારણું બંધ રાખીએ છીએ એ બહુજ ખોટું છે એકબીજાને જ્યારે આવવું જવું હોય તો હમેશાં આવીજ તકલીફ ઉઠાવવી પડે છે હશે અસિતાબેન, આપણે માટે આજે બહુજ સુંદર સોગાદ આવી છે.

અસિતા–સારું થયું, તમે આ વસ્તુ લાવ્યા તો. થોડાક દિવસ ઉપર મેં એક છોકરીને એવું ખાતાં જોઈ હતી ત્યારની મને પણ મંગાવવાની વૃત્તિ થએલી, પણ નામ ન જાણવાને કારણે ન તો મારાથી રેણુને કહેવાયું ના ન તો રેણુના શેઠને

વંજુલા–શી વાત કરો છો ! તમે પણ, મારાં બેન ! ગોરખ આમલીનું નામ તમારા જેટલી ઉંમરની સ્ત્રીએ ન સાંભળ્યું હોય એ બને જ કેમ !

અસિતા–તમારા સોગંદ સાચું ન બોલતી હોઉં તો ! હું ધારું છું કે ગોરખ આમલી મને ઘણીજ ભાવતી હોવી જોઈએ ( ઉપરોક્ત કામમાં થોડાક અંતરાય પછી આમલીને ઇન્સાફ આપતા ) સાચે જ, બહુત સ્વાદિષ્ટ અને રોચક છે તમે એ ક્યાંથી આણી ?

વંજુલા–આપણી બેણીને અહીંના એક ખાતેદાર સાથે ઘરવટ જેવો નાતો છે આજે સવારે તેઓ જાતે જ અહીં આવીને આપી ગયા અને બાપડીનો થોડો પગાર વધારવાની ભલામણ કરી ગયા.

રેણુ–હરકોઈ માના જણ્યા જેવા સજ્જન સાથે સારા સારી રાખવામાં જ ફાયદો છે.

બેણી–ત્યારે વેર કરીને તે શું આપણે સાથે લઈ જવાના છીએ !

વંજુલા–હું પણ એમજ કહેવા જતી હતી અમારા ઘરમાંથી એ પુરુષપાત્રની મુખ્ય ભૂમિકા ભજવે છે તેમને મહિને દહાડે માંડ બસો રૂપિયા મળે છે ત્યારે આમનો ભાયડો તેમની સાથે સીપાઈની કામગીરી બદલ પૂરા આઠસો ખિસ્સામાં સેરવે છે. છતાં વિખવાદનો છાંટોયે કોઈ દિવસ અમારી વચ્ચે દેખાયો નથી.

રેણુ–એ વાત તો મેં આજેજ જાણી. મને શી ખબર કે કિંશુકભાઈ આટલું બધું કમાય છે ! બાકી, વચગાળે મારે માટે વિધવાપણું ફગાવી દેવાનો સારો સરખો જોગ હતો. પૈસાવાળા બીજવરોને સારી બાયડીઓની કદર હોતી નથી, તેમજ ગરીબ વિધુરોને સાવ સાધનહીન જોગીઓ પોસાતી નથી, એટલે અમારા જેવી હાલતની સ્ત્રીઓને પારકી મજૂરીમાં જ જિંદગી વિતાવવી પડે

અસ્મિતા—તારું સમાધાન મધુરું જરૂર દિસે છે એટલે તેના પ્રમાણનું રૂપ પણ તારું મહાભારત દીસે; કારણ કે આ દુનિયામાં જેઓ વધારે વેઠે છે અને સમજે છે તેમની જ રોજ રોજ અધિકાધિક દુર્દશા થાય છે.

[ પગરખાં પર પુનઃ બ્રશ મારે છે ]

મંજૂષા—સ્વામીની પાદુકાને રોગાન ચઢાવવાનું વ્રત તમે એવી જ કોઈ ભાવનાના પ્રતિકાર લેખે તો સ્વીકાર્યું નથી ને?

અસ્મિતા—તમારી આગળ મારું રહસ્યમય સંકટ ક્યાં સુધી છુપાવું? આપણે બધી એકબીજાની અત્યંત નિકટ આવેલી વ્યક્તિઓ છીએ. બેણીએ કરેલો સોદો અને રેણીનો પૂછાયેલો ભાવ આજના સંસારની સામાન્ય બીના છે. મારી હકીકત પણ છે તો સમભાગે એ જ કોટીની, પણ તેને જરા ગંભીરપણે સાંભળવાની જરૂર છે.

મંજૂષા—આપણા ત્રિપુટક તરફની તો કોઈ ફરિયાદ નથી ને?

બેણી—માગ પાટિયાનો હેવાલ રખી એટલે આ કોઈ દહાડો પણ તકરાર થઈ હોય તો આપણા જાણવામાં આવે. દિવસે તો કોઈ વખત એવું બન્યું નથી, એની સાક્ષી તો હું આપી શકું. રાત્રિની કથા તો તમને અને તમારા સ્વામીદેવ માલિકને માલૂમ.

મંજૂષા—અમારે કાને તો દહાડે, રાત્રિએ, સંધ્યાકાળે કે મળસકે કદી પણ એમનો ચડભડાટ આવ્યો નથી.

અસ્મિતા—આ માટે આવે? કારણ કે બોલ્યા વિના પણ ગંભીર લડાઈ કરવાની કળામાં એ નિપુણ દીસે છે.

મંજૂષા—તમારા સરખાં ચતુર અને આદર્શશીલ પત્નીને કનડવાથી એમને શો ફાયદો?

અસ્મિતા—એ તમને કોણે કહ્યું, કે મને એમના તરફની કનડગત છે?

બેણી—ત્યારે તો તમે ઉલટાં ભાગ્યશાળી કહેવાય.

અસ્મિતા—લોકોની નજરે ભાગ્યશાળી કહેવાવું એ જ મોટી કમનસીબી છે.

રેણી—તમારી અઘરવાણીમાં ખરી સમજ અમને ક્યાંથી પડે?

બેણી—સાધારણ ભાષામાં વાત કરો તો તેનો તોડ કોઈ રીતે પણ જડી આવે.

મંજૂષા—ત્રિપુટક અમારે ત્યાં ઘણો વખત બેસી રહે તે પસંદ નથી પડતું? તમારો વિચાર હોય તો આપણે બધાં ખાવા પીવાનું પણ એકત્ર કરી નાખીએ, આપણો સહિયારો ધંધો રહ્યો એટલે ઘરખટલો પણ ટૂંકમાં લેખે લગાવીને સારી સરખી રકમ ફાજલ પડી શકીએ.

રેણી—ત્યારે તો બે નોકર ચાકરને બદલે એકથી પણ ચાલે.

બેણી—ફક્ત એટલું જ નહિ, પણ તેને ઠીક પગાર આપીને સંપૂર્ણ રાજી કરી શકાય.

અસ્મિતા—આ તો વૈદ વૈદું કહે અને દુઃખો સુવાનું એવી વાતો થઈ.

મંજૂષા—ત્યારે તમારી ઉમેદ એવી છે કે આપણા પતિદેવોએ એક બીજાની સાથે ઝઘડો કરવો?

અસ્મિતા—તમને અમારે માટે સમાં કરતાં વધારે પક્ષપાત છે એટલે અમારી ખરી અડચણ તમારા ધ્યાનમાં ન આવે.

મંજૂષા—એનો અર્થ તો એ કે તમારી સાથે મમતા કેળવી એ અમારો ગુન્હો થયો.

અસ્મિતા—એવું મારાથી કેમ બોલાય?

બેણી—તમે એવું કહેતા નથી, પણ તમારા કહેવામાંથી એવો ભાવ તરી આવે છે.

# વેચાણ વેરો

નારણજીભાઈ ભાણદાસ દેસાઈ.

વેરો એ મોટે ભાગે અણગમતી વસ્તુ છે પછી તે કોઈ સરકાર નાખે સુધરાઈ કે પંચાયત જેવી સંસ્થાઓ નાંખે પણ કર કે વેરાના નામે ઉઘરાવાતી વસ્તુ સામેનો વિરોધ, જુગ જુનો છે છતાં કેટલીક પરિસ્થિતિમાં જન કલ્યાણની પ્રવૃત્તિ વધારવા માટે, સાર્વજનિક સંસ્થાઓને કે સરકારને, આવક વધારવાની જરૂરિયાત ઊભી થાય છે અને પ્રજાના અણગમા છતાં પણ, પ્રજાના અમુક વર્ગ પાસેથી કે સમગ્ર પ્રજા વર્ગ પાસેથી વેરા કે કરના નામે વધુ આવક મેળવવાનું અનિવાર્ય થઈ પડે છે.

વડોદરા રાજ્યમાં દિનપ્રતિદિન વિકાસ પામતી લોક કલ્યાણની પ્રવૃત્તિ જનક અનેક યોજનાઓ અમલમાં મૂકવા માટે, તેમજ હાલની મોંઘવારીના સમયમાં રાજ્ય કારોબાર ચલાવવા માટે વધેલા ખર્ચને પહોંચી વળવા જેટલી આવક ન હોવાથી, વધુ આવક મેળવવા માટે વેચાણ વેરો દાખલ થએલો છે

આ વેરો દાખલ કરતાં પહેલાં, અર્થશાસ્ત્રના સિદ્ધાંતો અનુસાર અને ત્યાં સુધી મોજ શોખની અને ગરીબોને અનિવાર્ય નથી એવી ચીજો ઉપરજ આ વેરો પડે અને તેની વસુલાત બને તેટલી સરળ બને તે તરફ પૂરતું ધ્યાન અપાયું છે

વડોદરા રાજ્યમાં આ વેરો દાખલ થયો તે પહેલાં લગભગ સાત વર્ષથી મદ્રાસ ઈલાકામાં અને બાર વર્ષ ઉપરાંતથી બંગાળ, સિંધ અને પંજાબમાં વેચાણવેરો લાગુ પાડેલો છે. એ પ્રાંતોમાંના વેચાણવેરાના વખતો વખતના ધોરણોનો વિચાર કરીને મુખ્યત્વે મુંબઈ ઈલાકાના ધોરણે વડોદરાનો કાયદો ઘડાયો છે, તેમાં મુંબઈ તેમજ ઉપર જણાવેલા બીજા પ્રાંતોની સરખામણીમાં વડોદરામાં વેચાણવેરાના કાયદામાં આકારણી અને વસુલાત સંબંધે વધુ સરળતાઓ મળે તેવી જોગવાઈ કરવામાં આવેલી છે

મદ્રાસમાં કોઈ પણ વસ્તુ વેચાણ વેરામાં મુક્ત નથી જો કે દર ઓછો છે પણ એકજ ચીજ જેટલી વખત વેચાય તેટલી વખત તેના ઉપર વેરો પડે છે અને તેની વસુલાત દર માસે થાય છે

બંગાળમાં અને સિંધમાં જો કે કેટલીક વસ્તુઓ વેરામુક્ત છે પણ વડોદરા રાજ્યમાં વેરામુક્ત ચીજોની સંખ્યા ત્યાંના કરતાં ઘણી વધારે છે અહીંની માફક ત્યાં પણ એક ચીજ ઉપર એકજ વખત વેરો પડે છે પરંતુ ત્યાંનો વેરાનો દર વડોદરા રાજ્યના દર કરતાં બમણો એટલે દર રૂપીએ ૦-૧-૦ એક આનો છે. વેપારીઓની નોંધણી માટેનું ત્યાંનું ધોરણ વડોદરાના જેવું જ છે. જે વેપારીનો પાછલા વર્ષનો વકરો રૂ. ૧૦,૦૦૦ દસ હજાર ઉપરાંત હોય તેની નોંધણી ફરજીયાત છે

વેરાને અંગે ગુન્હા શિક્ષા જપ્તી અને વિવાદ તપાસણી વગેરેનાં ધોરણો વડોદરાના જેવાં જ છે

વડોદરાના કાયદામાં વેપારીએ હિસાબ કઈ રીતે રાખવા તે માટે કોઈ ફરજીયાત ધોરણ દાખલ કરેલું જ નથી. જો આવક છુપાવવાના ઈરાદે, વાંચી સમજી શકાય તેવા હિસાબ વેપારી રાખતો નહી હોય તોજ તેવા વેપારીને અમુક પ્રકારની સારી રીતે હિસાબ રાખવાની, ફરજ પાડવાનું ધોરણ દાખલ કરેલું છે.

ઝડતી અને ચોપડા હસ્તગત કરવા સંબંધે દાખલ કરેલા ધોરણ મદદ, વેપારીઓને ભિતિ રહે છે, પણ તે અસ્થાને છે કારણ કે જે વેપારી વેચાણ વેરના કાયદા પ્રમાણે તેની પાસે લેવા પાત્ર વેરો ભરવાનું ટાળવાના હેતુથી ચોપડા નવા બનાવતો હોય કે ખોટા લખતો હોય અથવા વેપારનો માલ ખસેડી નાંખતો હોય અથવા એવીજ બીજી રીતે અખત્યાર કરવા વિષે વાજબી કારણ મળે તો જ તેની વખારમાં દાખલ થવા, તેના ચોપડા હસ્તગત કરવાના અધિકાર કાયદામાં રખેલા છે પરંતુ આવા અધિકાર જવલ્લેજ વાપરવાનો પ્રસંગ આવે, અને આવે ત્યારે પણ નાયબ સુબાના દરજ્જાના વેરા આકારણી અમલદારથી ઉતરતા દરજ્જાના વેરા અમલદાર તેવો અધિકાર વાપરી શકતા નથી.

વળી ગુન્હા, શિક્ષા અને વેરાની આકારણી સંબંધમાં પણ કોઈને કંઈ અન્યાય જેવું લાગે તો તે માટે પણ તપાસણી, વિવાદ, અને માંડવાળના સ્પષ્ટ ધોરણો છે. એટલું જ નહીં પણ સર વેરા અધિકારીની પ્રથમ મંજૂરી સિવાય વેચાણ વેરા નિબંધ ઉપર નિયમ વિરૂદ્ધના ગુન્હાનું કામ દાખલ થઈ શકતું નથી એ રીતે વેપારીઓને વેચાણ વેરાના કાયદાથી વ્યાજબી રક્ષણ મળે અને ખોટી કનડગત ન થાય તેવી પૂરતી જોગવાઈ રાખવામાં આવી છે

વેચાણવેરાના કાયદાનાં ધોરણો વિસ્તારથી તપાસતાં જણાશે કે કાયદા અન્વયે વડોદરા રાજ્યના તમામ વેપારીઓ કે જેમનો પાછલા વર્ષના વેપારનો કુલ એકંદર વકરો રૂા ૧૦,૦૦૦ દસ હજાર ઉપરાંત હોય તેમણે નોંધણી કરાવી લેવી જોઈએ નોંધણી કરાવ્યા સિવાય વેપાર કરે તો આ કાયદા અન્વયે ગુન્હો બને છે વેપારી કોને કહેવો તેની પણ કાયદામાં સ્પષ્ટતા કરી છે કે આડત, દલાલી, મહેનતાણું કે બીજું કંઈ લઈને આ રાજ્યમાં માલ વેચવાનો અગર માલ પૂરો પાડવાનો ધંધો કરનાર, કોઈપણ સખસ, સહકારી મંડળ અગર સંઘ, રાજ્ય, સરકારના વેપારી ખાતાઓ આ રાજ્યની હદના વ્યવસ્થાપકો કે આડતિયા એ સઘળાને વેપારી ગણેલા છે.

નોંધણીને પાત્ર વકરો ગણવા માટે વેરા પાત્ર અને વેરા મુક્ત એ તમામ ચીજોના વેચાણનો એકંદર આંકડો ગણાય છે. ફક્ત વેરા પાત્ર ચીજોનાજ વેચાણનો વકરો રૂપિયા દસ હજાર હોવો જોઈએ એવું નથી. વેપારના એકંદર વકરાનો આંકડો રૂપીયા દસ હજાર ઉપરાંત હોય એવા વેપારીઓએ નોંધણી કરાવી લેવી આવશ્યક છે. વેપારીની નોંધણી કરાવવાનો પાયો પાછલા વર્ષનો વકરો છે અને પાછલું વર્ષ ગણવા માટે જે વેપારી સંવત વર્ષ મુજબ ખ્રિસ્તી વર્ષ મુજબ કે બીજા કોઈ વર્ષ મુજબ હિસાબ રાખતો હોય તે વર્ષ સમજવાનું છે. જુદા જુદા પ્રકારના હિસાબી વર્ષ માટે નોંધણીને પાત્ર સમય જુદો જુદો હોય છે જેમકે .

૧. દિવાળી બાકી હિસાબ રાખતા હશે તો સંવત ૨૦૦૧ ના વર્ષના વકરા આધારે તા. ૧-૧૦-૪૬ થી નોંધી શકાય છે

૨. સંવત ૨૦૦૨ નો વકરો હશે તો સંવત ૨૦૦૩ ના મહા સુદી ૧ થી નોંધી શકાશે.

૩. સંવત ૨૦૦૩ નો એટલે ચાલુ વર્ષનોજ વકરો દસ હજાર ઉપરાંતનો થતો હશે તો પણ તેની નોંધણી ચાલુ વર્ષ પૂરું થયા પછીના ત્રણ માસ બાદ એટલે સંવત ૨૦૦૪ ના મહા સુદી ૧ ના રોજ થઈ શકશે.

તેજ પ્રમાણે ખ્રિસ્તી વર્ષના તારીખ માસ મુજબ હિસાબ રાખનાર માટે પૂરતા વકરાવાળું વર્ષ ડિસેમ્બર આખરે પૂરું થતું હશે તો બીજા વર્ષના એપ્રિલ માસમાં માર્ચ આખરે

કરીયાણું, મરચી, મગ, કપાસ, સુતર, પાણીનું વેચાણ, મગફળી, તલ, વગેરે કોલસા ઊનમાંથી હેન્ડલુમથી બનાવેલું કાપડ, કમાવેલું ચામડું, વર્તમાનપત્રો વિગેરેને વેરામુક્ત બનાવીને ગરીબ જે સામાન્યપણે આટલી ચીજો ઉપર જીવન નભાવે છે તેમના ઉપર તો બીલકુલ વેરો પડવા દીધો નથી. વળી ખેડૂતોના પશુધન તેમને માટેનો ચારો, ખેતીના ઓજારો, કપાસીયા, ખોળ, ખાતર, અને ખેતી માટે અપાતું ઇરીગેશનનું પાણી વેરામાંથી બાકાત રખાએલ છે. તેથી ખેડૂતોને પણ ઉદાર રાહત મળી છે. શાળામાં જતા બાળકોના સ્લેટ પેન, પુસ્તકો વિગેરે, વેરા મુક્ત થવાથી શિક્ષણ અંગે કંઇ બોજો વધવા પામ્યો નથી

હાથ વણાટના અને જાડા કાપડને વેરામુક્ત રાખીને તેવું કાપડ વાપરનારને રાહત આપવામાં આવી છે વેરા મુક્ત રાખેલી ચીજોની ઉપરની નામાં ફક્ત નોંધાએલા વેપારીને જ વેરા પાત્ર ચીજો ઉપર વેચાણવેરો ચડાવીને વેચવાનો હક્ક છે બીન નોંધાયેલા વેપારીઓ જેમણે નોંધાએલા વેપારીઓ પાસે વેરો ભરીને માલ લેવાનો હોય છે તેઓ કાપડ, તાંબા પિત્તળના વાસણો જેવી ટકેલા બાંધેલી ચીજો ઉપર જ વેચાણ વેરા પુરતો ભાવમાં વધારો લઇ શકે કે એવા માલ સિવાયના માલ માટે બીન નોંધાએલા વેપારીએ વેચાણ વેરા સાથે જ પોતાની પડતર કિંમત ગણવાની છે. તેમજ વેચાણવેરો આપ્યા સિવાય મળેલી બીજી કોઇ પણ ચીજ ઉપર પછી ભલેને તે ચીજ વેરાને પાત્ર હોય તો પણ, નહી નોંધાયેલા વેપારીને તેના ઉપર વેચાણ વેરો લેવાનો હક્ક નથી

જે વેપારી આ રીતે વેચાણ વેરો વસુલ કરે છે તેની પાસેથી ખરીદેલી ચીજનું પૂરું બીલ માગવાનો હક્ક છે વગેરે તે પ્રમાણે બીલ માગવું જોઇએ અને વેચનાર વેપારીએ તે આપવું જોઇએ નોંધેલા વેપારીએ પોતાની નોંધણીનો દાખલો દુકાન ઉપર બરાબર જોઇ શકે તેવી રીતે રાખવાનો તેના ઉપર કાયદાથી ફરજ રાખેલી છે. જો કોઇ વેપારીએ પોતાની નોંધણીના અનુક્રમ વાળો દાખલો દુકાન ઉપર દેખાઇ આવે તેવી રીતે રાખેલો ન હોય, તો ઘરાકે તેને પૂછી ખાત્રી કરી લેવી જેવા મળે તોજ વેચાણવેરો આપવાનો છે જો કોઇ વેપારી પોતાની નોંધણીની સાબિતી દુકાન ઉપર નહી રાખવા છતાં વેચાણવેરો લેતો હશે તો તેની માત્ર પોસ્ટ કાર્ડથી જે તે પ્રદેશના વેચાણવેરા અમલદારને ખબર આપવામાં આવેથી ઘટતું કરવામાં આવશે.

વેચાણવેરામાંથી બાકાત રાખેલી ચીજોની નામાવલી સાંભળી જનતાની ખાત્રી થશે કે જેની તેની આર્થિક સ્થિતિને અનુસરી જીવનની જરૂરિયાત સિવાયની મોજ શોખની જે વસ્તુઓ જેટલા પ્રમાણમાં જે કોઇ ખરીદ કરશે તેટલા પ્રમાણમાંજ તેને વેરો આપવાનો છે. એટલે વેચાણવેરાનું ભારણ અને આમ જનતાની આર્થિક નબળી સ્થિતિ વિગેરે દલીલોનો જવાબ આખા વર્ષમાં એક પાઇનો પણ વેચાણ વેરો જેમને આપવો પડ્યો નહિ હોય એવા હજારો દાખલા બન્યાની સત્ય ઘટના આપણને જોવા અને સાંભળવા મળશે, એટલે મળી રહેશે.

વેપારીઓ તેમજ જનતાએ એટલુંજ યાદ રાખવાનું છે કે પ્રત્યેક નવીન કાયદો પ્રારંભ થીજ સંપૂર્ણતાએ પહોંચેલો હોતો નથી પણ અનુભવ બાદ તે કાયદામાં સુધારા વધારા થઇ નડતી મુશ્કેલીઓનું નિવારણ થઇ શકે છે



---

• વડોદરા રેડિયોના સૌજન્યથી

# મારા બંધુનો હાથ

શશિકાન્ત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

હું ખરેખર માનું છું, મિત્રો, કે સો વરસમાં હસ્તધનૂન કરવાની પદ્ધતિનો ત્યાગ કરવામાં આવશે. એક બીજાને મળતાં લોકો માત્ર એટલું જ પૂછશે, 'કેમ છો ?' અગર માત્ર સ્મિત જ ફરકાવશે અને કંઇ પણ નહિ બોલે.

જો આપણી સંસ્કૃતિ પ્રગતિ કરી સંસ્કાર અને બુધ્ધિનું ઉચ્ચતમ પદ પ્રાપ્ત કરે તો કંઇ અટપટું આવું વાક્ય સત્કારાર્થે યોજવામાં આવશે "જીવનદાયક સર્વ થાઓ". અગર કંઇક એવુંજ.

અગર તેઓ કંઇ બોલશે નહિ અને અસલના રોમન માફક અગર પરદેશમાં કહું તો અત્યારના આપણા કેદી માફક મળતાં માત્ર હાથજ ઊંચા કરશે.

તેઓ ગમે તે રીત અખત્યાર કરે પણ મને એક વસ્તુની ખાત્રી છે કે તેઓ એકબીજાને હાથ વળગવાની બીનઆરોગ્યકારક પધ્ધતિનો ત્યાગ કરશે. આ પધ્ધતિ હજી આ જમાનામાં ચાલુ રહી છે તે શોચનીય છે.

આ પુરાણી હસ્તધનૂન કરવાની પધ્ધતિનો ગને ઘણો ખેદકારક અને ભયંકર અનુભવ થોડા વર્ષ પર થયેલો.

હું સત્ય હકીકત રજુ કરું છું. દેશમાં આંતરિક વિગ્રહના તેમજ ૧૯૧૮ ની લડાઇ વખતના સૈનિકોની વાત તો ખરી જ માનશો.

મને યાદ છે કે આ ૧૯૧૯ માં બન્યું હું ત્યારે ઘણો જુવાન, ઉધ્ધત, નીડર અને મૂરખ હતો. હું લડાઇની દરેક બાજુએ ઝઝુમી લડતો. હું સિદ્ધાંત ખાતર લડું છું એમ માનવાની બાબતમાં મૂર્ખતા હતી

ફેબ્રુઆરી આખરની આનંદી સવાર હતી. વસન્તના પ્રથમ સ્પર્શનો વાતાવરણમાં અનુભવ થતો હતો જગત મૃદુ અને ભીનું થયું હતું

મારો કમાન્ડર બહાર ફરવા ગયો હતો. હું વિચારગ્રસ્ત અવસ્થામાં બારી આગળ બેઠો હતો. એકાએક એક ખેડૂત જેવાને મે દરવાજાના પહેરેગીર સાથે કંઇ દલીલ કરતો જોયો. પહેરેગીર તેને દાખલ થવા દેતો ન હતો. અને તે માણસ આગ્રહ કરી અંદર પ્રવેશ કરવા મંથન કરી રહ્યો હતો. તે ટોપી ઉતારી આજીજી કરતો દેખાયો.

મે પહેરેગીરનું ધ્યાન ખેંચવા બારી ઠોકી અવાજ કર્યો અને તેને આવવા દેવા જણાવ્યું. પહેરેગીરે ખભાં હલાવ્યાં, પેલાને દાખલ થવા દીધો.

ખેડૂત રૂમમાં દાખલ થયો. તેણે ઘણા ખરાબ કપડાં પહેર્યા હતાં અને ગળે ગંદાં ચીથરાં વીંટયાં હતાં

તે ઘણા નમ્રભાવે જાણે પરવશ હોય તેવી રીતે રૂમમાં આવ્યો. તે દર સેકન્ડે નમન કરતો અને બારણા આગળ ઊભો હતો તે એટલો નમ્ર અને શરમાળ લાગ્યો કે આપણને પણ શરમ લાગે.

મારા મગજમાં શું વિચારો આવ્યા તે યાદ નથી. હું ધારું છું કે ક્રાન્તિ સફળ થયે, સર્વ સમાન છે એ ભાવના પ્રવર્તી છે એવું મેં વિચાર્યું હોય અને અહીં આ માણસ સર્વસમાન હકનો ભંગ કરતો વર્તમાન સ્વતંત્રતાનો ભુક્કો કરતો ઊભો હતો !

કદાચ મને બીજું કંઈ બહાદુરીના વિચારો આવ્યા હશે અને મને આ મૂરખ-તુચ્છને તેના હકનું ભાન કરાવવાનું સૂઝ્યું હશે.

મેં હાથ લંબાવતા તેને કહ્યું 'સલામ, બિરાદર, બેસોને ! શું કહેવું છે ?'

ગળે ચિંથરા વીંટેલો માણસ વધુ ગભરાયેલો લાગ્યો. તેણે જમણું ખભું હલાવ્યું પણ મારો હાથ લીધો નહિ.

મને ત્યારે શું વિચારો આવ્યા તે યાદ નથી. બહુધા એવા હશે કે તે મારી માયાળુતાથી ગૂંચવાયો હોય. મહાન પ્રગતિકારક વિચારોના ભારથી હું તેના પર ઊછળ્યો.

મેં ધીમેથી તેના ખભા પકડી તેને આરામ ખુરશીમાં બેસાડ્યો, પછી મારા બંને હાથમાં તેનો હાથ લઈ ધીમેથી હસ્તધૂનન કરતાં તે હલાવ્યો.

ગળે ગંદાં ચીંથરાં વીંટેલો માણસ વધુ ગભરાયો અને ભયભીત થયેલો જણાયો.

“વારુ, હવે તમારે શું કહેવાનું છે તે મને જણાવશો ?” મેં પૂછ્યું.

‘બાબત એમ છે” તેણે ઉતાવળે કહ્યું, 'કે તમારું લશ્કર પાછું હઠે છે જો દુશ્મન તમારો પીછો પકડે તો અમારે દેશની અંદર નાસી જવું કે ત્યાંજ રહેવું ? જો અમારે ખસવાનું હોય તો અમને પાસ આપો. તમારા પહેરેગીરોને હુકમ કરો કે અમને જવા આવવા દે. અમારું ‘ગૃહ’ અહીંથી થોડે દૂર છે. અમે તેનું નામ ‘જીવનપ્રવાહ’ રાખ્યું છે. એ કોઢિયાની સંસ્થા છે.

પછી શું બન્યું તે મને ચોક્કસ યાદ નથી. મને યાદ છે કે તેણે ગળે ચીંથરા છોડી કોઢનાં ચિહ્નો અંદર આવેલા પહેરેગીર અને ટેલીફોન કારકુનને બતાવ્યાં

તે માણસના ગયા પછી હું ઘણા ભયમાં મારી ખુરસી પર બેસી ગયો. પછી હું બહાર નીકળ્યો અને લાંબા સમય સુધી મારા હાથો બરફમાં ઘસ્યા.

પછી હું અમારા દવાખાને ગયો અને મરવા પડેલા માણસ માટે રુદન કરતા ડાક્ટરને કહ્યું, મને કાર્બોલિક એસિડ આપો' અને સાંજના ખાતી વેળા ડાક્તર સાથે મેં કોઢ અને તે રોગોનો ચેપ કેટલી સહેલાઈથી પ્રસરે છે તે વિષે કલાકો સુધી ચર્ચા કરી.

માલુમ પડ્યું કે તેનો ચેપ બહુ સહેલાઈથી પ્રસરે છે. વળી વધારે ખરાબ તો એ કે તેનો ચેપ તરત માલુમ પડતો નથી વસ્તુતઃ બે ત્રણ વરસ સુધી એ ચેપનાં ચિન્હો ન પણ દેખાય. અને કેટલીકવાર તો પાંચ વરસે પણ દેખા દે.

ત્યાર પછી કેટલાક વરસ સુધી મને જ્યારે જ્યારે આ બનાવ યાદ આવતો ત્યારે હું નિરુત્સાહી બની મારો જણાતો અને તરત મારા હાથો તપાસી જોતો.

હવે ચેપનો સમય વીતી ગયો છે મારા હાથ પર કોઢનાં કોઈ ચિહ્ન જણાતાં નથી. તેઓ સુંદર, સ્વચ્છ છે. આવા સુંદર સ્વચ્છ હાથને કોઈ ચેપી રોગવાળાને શેકહેન્ડ કરવા આપવા એ કેટલું ખરાબ !

# સત્ય અને અહિંસાની સાપેક્ષતા



રમેશનાથ રંગનાથ ગૌતમ

દુનિયાનું પહેલું અખબાર ક્યાં અને ક્યારે પ્રસિદ્ધ થયું હતું? જુદાં જુદાં પુસ્તકોમાં અને લેખોમાં આ વિશે જાતજાતની અટકળો અને દાવા જોવામાં આવે છે. પરંતુ છેલ્લી માહિતી એવી છે કે પહેલું છાપું પ્રાગમાં ૧૫૯૪ની સાલે પ્રસિદ્ધ થયું હતું. તે પછી આવે છે બેલ્જિયમ (૧૬૦૫), સ્ટ્રાસબર્ગ (૧૬૧૦) વગેરે વગેરે. ઇંગ્લેન્ડનો નંબર આ યાદીમાં આઠમો આવે છે. ૧૬૨૨માં 'વીકલી ન્યુસ' નામનું પહેલું છાપું ત્યાં બહાર પડ્યું હતું. પણ એ સામે ઇંગ્લેન્ડનો દાવો તો એવો છે કે ૧૫૮૮માં "ઇંગ્લીશ મરક્યુરી" બહાર પડ્યું હતું, અને તે દુનિયાનું પહેલું છાપું હતું, પરંતુ ફ્રાન્સ આ દાવાનો ઇન્કાર કરે છે, કેમકે એ છાપું અઢારમી સદીની એટલે કે હાલની લીપી કરતાં જુદા પ્રકારની લિપિમાં છપાયેલું હતું. અને વાસ્તવમાં એ છાપું હતું જ નહિ. એ લેખકના કહેવા પ્રમાણે, પ્રાગવાળું છાપું ૧૬૯૪ ના જાન્યુઆરીની ૨૪ તારીખે શરૂ થયું હતું, તેના પછી ત્રણ વરસે સમાચારોનું માસિક અવલોકન પ્રગટ થતું હતું. જેના પહેલા અંકનું નામ હતું "ઓગષ્ટ સપ્ટે-મ્બર મહિનાની સંપૂર્ણ નોંધ."

આ સમાચાર વાંચતાં વિચાર આવ્યો કે, ઇંગ્લેન્ડનો દાવો સાચો કે, પછી ફ્રેન્ચ લેખકે તેનો કરેલો ઇન્કાર અને એ ઇન્કાર માટે આપેલાં કારણો સાચાં? એમાં સત્ય કેટલું, ને પૂર્વગ્રહ કેટલો? સાચાખોટાની પારખ માટે કોઈ સર્વમાન્ય કસોટી હશે ખરી?

સત્ય શું છે?...ઇસુ ખ્રિસ્તના ન્યાયાધીશ પાયલેટને કહેવામાં આવ્યું કે આ યુવક સત્યનો જ પ્રચાર કરે છે, ત્યારે ન્યાયાધીશે સામો પ્રશ્ન કર્યો, "સત્ય શું છે?" એ પ્રશ્ન તે સમયે અનુત્તર રહ્યો. એનો ઉત્તર હજી કોઈએ આપ્યો નથી. પરંતુ એટલું તો બધાએ કબુલ કરવું પડે છે કે આધ્યાત્મિક અર્થને બાદ કરીએ, અંતે તો દરેક માનવ પ્રવૃત્તિનો છેડો આધ્યાત્મિકમાં જ વિરમે છે ને! અને માત્ર રોજીંદા વ્યવહારની નજરે કહીએ, તો સત્ય સાપેક્ષ વસ્તુ છે. એકનું સત્ય બીજાનું ન પણ હોય. ગળ્યું સારું લાગે છે એ દરેકને માટે સત્ય હોય પરંતુ તીખા તમતમતા સ્વાદનો શોખીન તરત જ એવા વિધાનને તુચ્છકારશે અને સામું વિધાન મૂકશે, કે તીખું સારું લાગે છે.

"નાની રકમ" એ સાપેક્ષ કથન છે, એક હજાર આગળ પાંચ નાની રકમ છે, પણ ચાર આગળ નહિ. લાખનો આંકડો નાની રકમ કહેવાશે? સ્વતંત્ર રીતે નહિ જ. પરંતુ કરોડ આગળ તેનું કદ કેવું સંકોચાઈ જાય છે! એની મહત્તા ઘટી ઝાંખી પડે છે! એનું મોં કેવું ફિક્કું મારી જાય છે! એની મૂલ્યનો આંકડો કેવો કાળો પડે છે!

ખગોળની વાતો આ સાપેક્ષતાના સુંદર દાખલા પુરા પાડે છે. સૂર્ય એટલે શું? પૃથ્વીથી તે કેટલો બધો મોટો છે? પરંતુ પૃથ્વીથી મંગળના અંતરના હિસાબે તો એ ઢૂંકડો જ કહેવાય. અને યુરેનસ, નેપ્ચ્યુન કે પ્લુટોની સરખામણીમાં આપણાથી મંગળનું છેટું પણ નજીવું જ ગણાય. સૂર્ય સાથે વિચાર કરતાં બધા ગ્રહો નજીક લાગે, અને અન્ય તારા, નક્ષત્રો, નિહારિકાઓ વ. નો વિચાર કરતાં એમની સરખામણીમાં બીજા ગ્રહ જોડાજોડ લાગે. એકને હિસાબે મોટું સૂર્ય, લાખની સરખામણીમાં એક સૂર્ય પરાર્ધ આગળ લાખ એટલે મીંડું...એવી રીતે સૂર્ય, નાનાપણું, મોટાપણું, એ બધું સાપેક્ષ જ છે. નાનકડા નિશાળીયા પણ એ જાણે છે.

સત્યનું પણ તેવું જ છે. સાપેક્ષવાદની જ નજરે પરંતુ બીજા દૃષ્ટિકોણથી કહીએ, તો જોવા જોવામાં પણ ફેર છે જેવા આંખના રંગ, તેવું સત્યનું સ્વરૂપ.

યુનોમાં સપડાઈ આપણે પાછા ફર્યા પછી ફીલ્ડ માર્શલ સ્મટ્સે પોતાને વતન આવીને કહ્યું હતું: "જાત, વર્ણ અને તેના પ્રશ્નો અને તે પ્રશ્નોની દક્ષિણ આફ્રિકામાં થતી છણાવટ અંગે અમને ત્યાં ન માની શકાય તેવી ગેરસમજ પ્રવર્તતી લાગી હતી." પરંતુ બીજાઓને તો એવું લાગ્યું હતું કે યુનોએ એ વિષયમાં ઘણી સારી સમજ બતાવી હતી!

આજે બધા કહે છે કે લોકશાસન સારું છે કોંગ્રેસ, લીગ, મહાસભા, સામ્યવાદીઓ, સમાજવાદીઓ, ફોરવર્ડ બ્લૉક અને રેડિકલો પણ એમ જ કહે છે. પરંતુ લોકશાસનને દરેક જુદા જુદા રૂપમાં નિહાળે છે, અને જે રૂપ તેઓ દેખે છે, અગર દેખવા ચાહે છે, અથવા તો પોતે દેખે છે એવું પોતે માને છે, તે જ તેમને સારું લાગે છે, અગર સારું લાગવું જોઈએ એવું પોતે માનતા હોવાનું અથવા તો પોતે માનવું જોઈએ એમ માને છે!

આ ગોટાળા આજકાલ એટલા બધા વધી ગયા છે, કે સત્ય પોતે કેટલું સાચું છે તેની સમજ પડતી નથી. તેથી દરેક વિચારવંત માણસ માટે એક જ માર્ગ રહે છે, કે પોતે પોતપોતાના પૂરતું પ્રત્યેક પ્રશ્ન પરત્વેનું સત્ય શું છે તેનું ધોરણ ઠરાવી લેવું અને તેને વળગીને ચાલવું. એમાં કોઈની સલાહ કામ લાગતી નથી. કેમકે બીજાની સલાહ લેવામાં પણ ગધેડાને લઈને જનારા ભાઈઓના જેવી તેની દશા થવાની વકી છે. ગધેડા ઉપર બેસીને જવું સાચું છે, કે ગધેડાને ઊંચકીને જવું સાચું છે, તેની મૂંઝવણમાં એમણે ગધેડાને ખોયો હતો. તે જ રીતે દરેક જણે સત્યની બાબતમાં જેવું તેવું સાંભળવા જતાં પોતાના ભેજાનું સમતોલપણું ગુમાવવાનો વારો આવે તો આ જમાનામાં નવાઈ નહિ!

બકરું ઊંચકી જતા બ્રાહ્મણને ઠગોએ ફરી ફરી કહ્યું કે 'મહારાજ! કૂતરું ક્યાં લઈ જાઓ છો?' અને મહારાજ ફસાયા અને બકરું પડતું મૂક્યું તેમ સત્યનું પણ થયા કરે છે અને સત્ય લાગતું હોય, તેના સાચાપણા વિષે કોઈના કહેવાથી શંકા પડે, ને જો હું ખરેખર ભોળો હોઉં તો ભરમાઈ પણ જાઉં અને વ્યવહારુ હોઉં તો આ મહારાજની જેમ હું યે કહું કે સાચું છતાં લોકને જૂઠું લાગતું હોય તો તે જૂઠું માનીને ચાલવામાં જ મજા છે.

સાચાઈની બાબતો ફેંકાફેંક થાય છે અને છાપાં તથા નેતાઓના આ જમાનામાં ખોટી ટોણીને સલાહ આપનારાનો પાર નથી અને તે પણ સાવ પરસ્પર વિરોધી. એવા સમયમાં સાચી માનેલી વાતને સાચી માનવા જ કબૂલવાની અને તેને વળગી રહેવાની ચીવટ થોડા જ માનવીઓમાં હોય છે. તેને ખૂબ હિંમત, દૃઢતા અને આત્મનિષ્ઠાની જરૂર રહે છે.

વર્તમાન સમયમાં જે સાચાજૂઠાનો જંગ ચાલે છે અને ખરું શું અને ખોટું શું તેનો નિશ્ચયપૂર્વક નિર્ણય કોઈ આપી શકતું નથી, જ્યારે પક્ષના હિસાબે સાચાઈના રંગ બદલાય છે, જ્યારે ધન કે કીર્તિની અસ્તરી સાચાજૂઠાના નિર્ણયમાં મહત્ત્વનો ભાગ ભજવે છે, જ્યારે નિર્ણય કરવાની શક્તિની ઊણપને લીધે લાખો માનવીઓ બે વચ્ચે ઝોલાં ખાય છે, તેવા જમાનામાં એક વખત તો કોઈ પણ સહૃદયી માનવીના હૃદયમાં નિરાશા પ્રકટ્યા વગર રહેતી નથી. આપણને લાગે છે કે સાચે જ હડહડતો અતિકળજુગ હવે આવ્યો છે.

પરંતુ એ વાદળની રૂપેરી કિનાર એ છે કે અત્યાર સુધી આવા મંથનનો પ્રસંગ આપણને આવેલો જ નહિ હોવાથી આપણે સાચજૂઠની તુલના કરવાની ટેવ ભૂલી ગયા છીએ; આપણે તે બાબતમાં પ્રમાદી બની ગયા છીએ. આપણને એવી તુલના કરતાં હવે આવડતું પણ નથી.

પણ હવે એ કસરત આપણે માથે આવી ઊભી છે. અને તેમાં રમવા વગર આપણો છૂટકો નથી. દરેક કસરત નવેસરથી શરૂ કરવામાં આવે ત્યારે થોડા દિવસ કાયા એવી દુઃખે છે, કે કસરત કરનાર નિરાશ થઈ જાય, અને તેને લાગે કે મને કસરત કદી આવડવાની નથી. પરંતુ ધીરજથી એ સમયગાળાને વટાવી જાય એટલે તરત એ મહેનત એને સહેલી લાગે છે, અને તેને તેનો ફાયદાની પ્રતીતિ થવા માંડે છે. તેવીજ રીતે, સત્યની ચકાસણી કરવાની પ્રાથમિક મહેનતમાં આપણે બધે ગૂંચવાઈએ, મુંઝાઈએ, આડે રસ્તે ચડી જઈએ અને જગતની અથાગ તથા માનવીની અંતર્ગત શક્તિમાં ભરોસો ગુમાવવાની હદે જઈએ. પરંતુ ધીમે ધીમે એ નિર્ણય કરવા આપણે ટેવાઈ જઈશું. ધીમે ધીમે વિવેક કેળવવાની ટેવ ઉકસત જનતાને આવવા લાગશે. ધીમે ધીમે પોતાની મેળે તોલ કરીને 'સમજ' મેળવવા પૂરતી આત્મનિષ્ઠા લોકમાં આવશે.

તેમ થશે ત્યારે લોક વધારે બળવાન અને સ્થિર બનશે. ત્યારે તેમનું મનોબળ અને ચારિત્ર્ય વધશે. સંક્રમણ કાળની વિટંબણાઓમાંથી લોકમત અને લોક નિર્ણયનું ઘડતર થશે. અને તેમ થશે ત્યારે એવા લોકમતનું વજન વ્યક્તિ તેમજ સમૂહ જીવનના વિવિધ ક્ષેત્રોમાં પ્રબળ રીતે પડવા લાગશે.

લોકશાસનની સિદ્ધિ માટે માત્ર એવા મનોબળયુક્ત લોકમતના પ્રાકટ્યની જ રાહ જોવાય છે. આપણે શું કરવું છે, આપણને શું જોઈએ છે, તે આપણે જાણતા નથી. એ આપણે જાણવા લાગીશું, આપણી એ જરૂરતને અમલી બનાવવાની પ્રક્રિયા કરીશું, અને તેમ કરવાની તાકાત કેળવીશું, તે દિવસે લોકશાસનની સ્થાપના થઈ જ સમજવી.

તેથી અત્યારનું ભયંકર દેખાતું મનોમંથન જરા પણ નિરાશા માટે કારણ આપતું નથી. એ મંથનમાંથી જ રત્નો લાધવાના છે. એમાં "ચૌદમું રતન" પણ હશે. પરંતુ હળાહળને પીનારા પીનાર નીલકંઠ પણ તે સમયે મળી રહેશે. ગુલાબ જેવો કાંટો આવે, પરંતુ કાંટા વગર ગુલાબ પણ ક્યાંથી હોય ?

જેવું સત્યનું, તેવું જ અહિંસાનું પણ છે. ગાંધીજી પોતે કબૂલ કરે છે કે અહિંસા સાપેક્ષ છે એ હકીકતનો પરચો આપણને જીવનમાં પળે પળે થયા જ કરે છે અને તેમાં પણ પ્રત્યેક માનવીએ પ્રસંગ પૂરતો અહિંસાની માત્રાને નિર્ણય બુદ્ધિપૂર્વક કરી લેવો રહેશે. જેઓ અહિંસાની ટીકા કરે છે અગર તેને વખોડે છે, તે એ વસ્તુનું હાર્દ સમજ્યા વગર તેમ કરે છે. અને તેવા ઘાતકી અને ખૂની માણસને પણ અહિંસાનું અમુક ધોરણ તો હોય છે જ. એ ધોરણ જેટલું ઊંચું તેટલી માણસાઈની માત્રા વધારે સમજવી અને તેવી માત્રા દરેક પોતના સ્વભાવ અનુસાર નક્કી કરતા રહી, બીજાઓ બહુ બહુ તો અનુસરણને યોગ્ય દૃષ્ટાંતો અથવા માર્ગદર્શન આપી શકે.

તેથી સત્યને અહિંસાના નામથી ડાઈએ ભડકવાની કે એને મમતા વાણી અને વર્તનના અખાડાખાનમાં દેખાતા વિરોધમાં એનું ગુમાવી બેસવાની કશી પણ જરૂર નથી.

---

   

૧ મિત્ર—મેં જાણ્યું છે ? તારી પત્નીથી એટલો બધો ડરે છે શાને ? તું તો માણસ છે કે ઉંદર !
૨ મિત્ર—માણસ.
૧ મિત્ર—એટલી બધી ખાત્રીથી કેવી રીતે કહી શકે છે ?
૨ મિત્ર—કારણ કે મારી પત્ની ઉંદરથી તો ડરે છે.

# પ્રાથમિક કેળવણી                                          ×

## હિંદને ઉપયોગી સ્કોટલેન્ડની કેળવણી પ્રથા                    ટી. કે. એન. મેનન

[ પ્રિન્સિપાલ મેનને આ માસિક માટે ખાસ અંગ્રેજીમાં લખેલા લેખનું ગુજરાતી રૂપાંતર ]

સર્વસામાન્ય જાણીતી વાત છે કે રાષ્ટ્રીય કેળવણીની યોજનામાં સૌથી વધારે વ્યાપક અને ખર્ચાળ પ્રાથમિક કેળવણી છે ઓગણીસમી સદીના પાછલા અર્ધા ભાગમાં સમાજશાસ્ત્રીઓ વલણને લઈને શાળામાં ભણવા યોગ્ય ઉંમરના સર્વે બાળકોને ભણાવવાની જવાબદારી પોતાની છે એમ સરકારને સમજાયું. આવા મતના પ્રચાર માટે સૌથી કદાચ વધારે કારણભૂત જર્મન સ્કૂલ માસ્તર પેસ્ટેલોઝી હતો, સામાન્ય માણસને પણ શીખવાનો હક છે, એમ તેણે જનતાને સફળતાપૂર્વક સમજાવ્યું. કેળવણીના ઈતિહાસમાં પેસ્ટેલોઝીનું નામ સુવર્ણના અક્ષરે લખાવું જોઈએ. તેને પિતા પેસ્ટેલોઝી કહેવામાં આવતો તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી કારણ કે એક પિતા પોતાના સંતાનોની સંભાળ રાખે તે પ્રમાણે તે જગતના બાળકો માટે કાળજી રાખતો.

અંગ્રેજી કેળવણી પ્રથાની અસર હિન્દી કેળવણીની જેમ બીજી શાખાઓ પર થઈ છે, તેજ પ્રમાણે પ્રાથમિક કેળવણી પર તેના નમુનાના સંસ્કારો પડયા છે. ક્રાન્તિકારક આદર્શો અને સ્થિતિચુસ્ત વ્યવહારપણાનાં મિશ્રણને લઈને ઈંગ્લેન્ડમાં પ્રાથમિક કેળવણીની પ્રગતિ થઈ છે. ઊર્મિ પ્રવાહમાં આ બને તત્વો મિશ્રિત થઈ અંગ્રેજી કેળવણીને પ્રગતિમાન કરી છે. આ મિશ્રણમાં આદર્શો કરતા વ્યવહારપણાને ઘણા મોટા પ્રમાણમા હમેશ સ્થાન આપવામાં આવ્યુ છે

ઘણાજ થોડા હિંદીઓને ખબર છે કે ઇંગ્લેન્ડની કેળવણી પ્રથા કરતા સ્કોટલેન્ડની કેળવણી પદ્ધતિ જુદી છે, અહીં એવી માન્યતા પ્રસરે છે કે ઈંગ્લેન્ડની અને સ્કોટલેન્ડની કેળવણી પ્રથાઓ સરખી જ છે બને દેશના કેળવણીના અભ્યાસક્રમ અને પધ્ધતિ અલબત લગભગ સરખા છે, પણ ઈંગ્લેન્ડની કેળવણી કરતા સ્કોટલેન્ડની કેળવણી ઘણી આગળ વધેલી છે ક્રાંતિકારક આદર્શો અને સ્થિતિચુસ્ત વ્યવહારપણું લઈને આ બને દેશોમાં પ્રાથમિક કેળવણીએ પ્રગતિ કરી છે એમ સૂક્ષ્મ અવલોકનકારને દેખાશે, પણ સ્કોટલેન્ડમા કેળવણીએ વધારે પ્રગતિ કર્યાનુ કારણ એ છે કે સ્કોચ અંગ્રેજોના માફક આ મિશ્રણમાં સ્થિતિચુસ્ત વ્યવહારપણાને નહી પણ આદર્શોને વધારે અગત્ય આપે છે ૧૮૭૦ મા જ્યારે ફરજિયાત કેળવણી દાખલ કરવામા આવી ત્યારે ઈંગ્લેન્ડ કરતાં સ્કોટલેન્ડે બાળકોને સ્કૂલ મુક્ત થવાની ઉમ્મર વધારે રાખી. ઈંગ્લેન્ડે જ્યારે તે મર્યાદા ૧૨ વર્ષ પર મુકી ત્યારે સ્કોટલેન્ડે તે ૧૩ વર્ષ રાખી અને ઈંગ્લેન્ડે વરસ વધારી ૧૩ કરી ત્યારે સ્કોટલેન્ડે તે ૧૪ કરી. આ પ્રમાણે સ્કોટલેન્ડ આગળને આગળ રહ્યુ છે. અત્યારના મુંબઈના ગવર્નર સર જ્હોન કોલ્વીલ જે એક વખતે સ્કોટલેન્ડના સેક્રેટરી અને જેના અંકુશમાં કેળવણી ખાતુ હતુ, તેમણે ગયા જાન્યુઆરીમાં સેન્ટ્રલ એડવાઈઝરી બોર્ડ ઓફ એજ્યુકેશનની તેરમી પરિષદનુ ઉદ્ઘાટન કરતા આ માત્ર ૫૦ લાખ સ્કોચો પરદેશગમનની પ્રથા અખત્યાર કરી, દુનિયાના દરેક ભાગો પર ફરી વળી આર્થિક, ઔદ્યોગિક ઈજનેરી વિ. ક્ષેત્રોમાં અગ્ર ભાગ લે છે, તેમની જીતનું રહસ્ય સ્કોચ કર્યું. વધારે સારી કેળવણી વ્યવસ્થાને લઈને તેઓ વિજયવંત નીવડે છે. સ્કોટલેન્ડની માફક હિંદે પણ સંખ્યા કરતા ઉત્તમતા પર વિશેષ ધ્યાન આપવું જોઈએ એમ નામદાર ગવર્નરે સૂચવ્યું. ખચીત એમનો મત મનનીય છે

સ્કોટલેન્ડે હમણા જ પ્રાથમિક કેળવણી વિષે એક રિપોર્ટ પ્રગટ કર્યો છે, જે રિપોર્ટના વિષય કેળવણીની એ શાખાની માન્યતાઓમાં ક્રાંતિકારક પરિવર્તનો થશે. આ રિપોર્ટ ગયા દેશ-

આરીમાં સ્કોટિશ એડવાઇઝરી કાઉન્સિલે પ્રગટ કર્યો છે. પ્રાથમિક કેળવણીની સલાહકાર સમિતિએ ૧૯૩૧ જે હેડો રિપોર્ટ બ્હાર પાડયો હતો તે અંગ્રેજી કેળવણીના ઇતિહાસમાં અગત્યનો બનાવ હતો. "પ્રાથમિક કેળવણીના અભ્યાસક્રમમાં જ્ઞાન અને હકીકતોના બદલે પ્રવૃત્તિ અને અનુભવ પર ભાર મૂકવાનું નવું દૃષ્ટિબિન્દુ અખત્યાર કરવા માટે આ રિપોર્ટ પ્રખ્યાત થયો. કેટલાંક વરસ પછી હિન્દમાં જન્મેલી વર્ધા કેળવણી યોજનાથીએ એક પગલું આગળ વધી આ યોજનામાં સૂચના કરવામાં આવી છે કે પ્રાથમિક શાળાની પ્રવૃત્તિ એક મુખ્ય હુન્નર ફરતે કેંદ્રિત રહેવી જોઇએ. અને તેમાંથી જ અદુભર મળે એવી વ્યવસ્થા રાખવી જોઇએ. વર્ધા યોજનાના મૂળગત અગત્યના સિદ્ધાંતો વિષે શંકાને સ્થાન નથી, પ્રાથમિક શાળાના રિપોર્ટમાં સૂચવાયેલાં તત્ત્વોને અનુસરે છે, પણ હજી આ દેશમાં એ મૂળ સિદ્ધાંત ચુસ્ત યોજના વ્યવહારૂ છે કે નહિ એની આપણે ચર્ચા કરીએ છીએ. ઘણાંક વર્ષ પછી કોઈ અગત્યનો રિપોર્ટ બહાર હોય તો તે સ્કોટિશ રિપોર્ટ છે અને તે પ્રાથમિક શિક્ષણ અને કળા સંબંધીનો સૌથી મહત્ત્વનો છે માટે હિંદુસ્તાનની કેળવણીએ જો પોતે ફાયદો ઉઠાવવો હોય તો સાર્વત્રિક કેળવણીની યોજના માટે આ રિપોર્ટમાં સૂચવેલી અગત્યની ભલામણો પર ધ્યાન આપવું જોઇએ.

પ્રશ્નોની સીધી છણાવટ એ આ રિપોર્ટની સૌથી અગત્યનો ગુણ ધર્મ છે. સ્કોટિશ એડવાઇઝરી કાઉન્સીલના આ રિપોર્ટના કેટલાક મહત્ત્વના નિર્ણયો આપણે તપાસી જોઇએ. તેનો સૌથી વધુ ક્રાંતિકારક નિર્ણય આ રહ્યો. "લખવું, વાંચવું અને ગણવું" એ કેળવણીના અગત્ય સિદ્ધાંતો છે એવી માન્યતા અમે જરા પણ અફસોસ વિના ફગાવી દઇએ છીએ. કોઇ એક વિષય કરતાં બીજો વિષય વધારે અગત્યનો છે એવી વાતો કરવાની જરૂર જ હોય તો અમે અનુભવાર્થે સૂચના કરીશું કે શારીરિક કેળવણી, હાથ કામ અને વાણી એ મહત્ત્વના સિદ્ધાંતો લેખાવા જોઇએ."

એડવાઇઝરી કાઉન્સિલે નિયત કરેલા ધ્યેયો દરેક પ્રગતિશીલ દેશે અખત્યાર કરવા યોગ્ય છે. આ બધાં ધ્યેયોમાંનું એક સૂચવે છે કે બાળકને "વગર ચૂકે સ્પષ્ટપણે બોલતાં, ધ્યાનપૂર્વક સાંભળતાં, સુવાચ્ય અક્ષરોમાં લખતાં, ગણિતના મુખ્ય સિદ્ધાંતનો ઉપયોગ કરતાં, જોડણીની ભૂલો વિના સુયોગ્ય વાક્યોમાં સાદી હકીકતો લખતાં શીખવવું જોઇએ. બીજાને કંટાળો આપ્યા વિના બાળકે રમતાં અને કામ કરતાં શીખવું જોઇએ અને પોતાને હિસ્સે પ્રમાણ કરતાં વધુ ધ્યાન માગવું ન જોઇએ. પોતાના સમવયસ્કો જોડે સમજુતી પર આવી સહકાર સાધતાં શીખવું જોઇએ." બાળકોએ શું નહિ કરવું જોઇએ તે વિષે રિપોર્ટ જણાવે છે કે "પૂર્વથી નિયત કરેલ ચોકઠાંમાં જ અને રીતોમાં વિચારી વર્તે તેમ બાળકોને સ્થગિત ન કરવાં જોઇએ." આપણને માત્ર ભલે ઝાંખી જ થતી હોય પણ એવા તેના સંજોગોમાં તેણે જીવતાં શીખવું જોઇએ. તેના શારીરિક, માનસિક સશક્તપણાને ઉત્તેજન મળવું જોઇએ કે જેથી તે કોઇપણ અણધાર્યા પ્રસંગોને પહોંચી વળે એવો થાય.

રિપોર્ટ જણાવે છે કે સાંપ્રદાયિક શાળાઓમાં નિરર્થક ઘણો કાળક્ષેપ કરવામાં આવે છે. જૂની શાળા પદ્ધતિ ચાલુ રાખવામાં આવે તો ઘણો વખત અને ઘણા શ્રમનો નિરર્થક વ્યય થશે. એ મુદ્દો અતિ ઘણો ભાર મૂકી સ્પષ્ટપણે જણાવવામાં આવ્યો છે. વખત અને મહેનતના નિરર્થક વ્યય સંબંધી આમ વર્ગીકરણ કરવામાં આવ્યું છે. (૧) વર્ગને શાંત અને વ્યસ્ત રાખવા માટેની કરામતો (૨) ઘણા પ્રકારની 'ભૂલો' સુધારવામાં (૩) જેમાં રસ ન રહ્યો હોય અને જેની ઉપયો-

ગિતનો મોટો ભાગ કમી થઈ ગયો હોય એવાં પુસ્તકોનો ચાલુ ઉપયોગ. ડિક્ટેશન, તરજુમો, પાટિયાં ઉપર કે પાઠ્ય પુસ્તકમાંથી દાખલાઓનો મોટો અંક, વર્ગમાં વ્યક્તિગત મોટેથી વ ચાવવું અને વધારે નિરર્થક શાંત વાંચન, વિ. ની શંકાસ્પદ ઉપયોગિતા વિષે રિપોર્ટ અતિ કિંમતિ સચોટ ઘસારો આપે છે. ઘરથી ગણી મ ગાવાના મનોબળ માટે રિપોર્ટ સખત વિરોધ કરે છે અને એ પ્રથા નાબુદ કરવા નિશ્ચિતપણે ભલામણ કરે છે અને ઐચ્છિક રીતે બાળકો મનોબળ કરી શકે અગર તેમને ગમતી પ્રવૃત્તિ (hobby) સબંધી કંઈક કરતા રહે એમ ઉત્તેજન મળવું જોઈએ.

અભ્યાસક્રમની બીજી વિગતો સબંધી પણ એડવાઈઝરી કાઉન્સિલની ભલામણ એટલી જ અર્થ સૂચક છે: —

**શારીરિક કેળવણી** પરંપરાથી રમાતી આવતી રમતો, અને ઐચ્છિક રમતોમાં અને મેળાવડામાં સ્ફુરી આવતાં નૃત્યો બાળકોએ શીખવાં જોઈએ. જાહેરમાં રજુ કરવા માટે એકાદ થઈ જવાય અને દુરાગ્રહ નૃત્યો નહિ પણ વાતાવરણ હળવું અને આનંદી રહે એવું બાળકે શીખવું જોઈએ.

**હાથ કામ**, નિરસ યાંત્રિક મજૂરી પર નહિ પણ હાથ કામથી મનની અને હાથની ચપળતા વધે તે પર ધ્યાન અપાવું જોઈએ સાદાં યંત્રો અને વસ્તુઓ બાળકોના હાથમાં આપવાં જોઈએ, તેથી તેની ઉપયોગિતા અનુભવથી જાણે અને શિક્ષિત જિંદગી વધારવા કે નાશ કરવા વિષેના તેના ગુણ ધર્મો સમજે.

**ગણિત** ગણિત વ્યવહારૂ હોવું જોઈએ અને માનસિક કસરતો કરવી પડે એવું તે બનવું ન જોઈએ. દા. ત. પુખ્ત માણસોને અપૂર્ણાંકમાં નેવું ટકા જરૂર માત્ર, અડધા, પા અને ત્રુતિયાંશની રહે છે. સામાન્ય બાળકનું ધ્યાન પણ આટલાની મર્યાદામાં રહેવું જોઈએ.

**વાંચન** વ્યક્તિગત વાંચન કળા સાધ્ય કર્યા પછી, બાળકો પાસે વારા ફરતી વર્ગમાં મોટેથી જે રોજ વંચાવવાનું આપણા જોવામાં આવે છે તે માત્ર કૃત્રિમ જ નહી પણ હાનિકારક છે અને નિરર્થક કાળવ્યય કરે છે

**લેખન** સ્પષ્ટ સુવાચ્ય અને એકધારી શૈલિ સંપાદન કર્યા પછી ઝડપ અને ગોળાક્ષરમાં સામાન્યતઃ શીઘ્ર હવે લખતાં આવડવું જોઈએ.

**સૃષ્ટિવિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ** આ અભ્યાસોમાં બાળક સાહસ કરનાર, સમજ કરનાર અને પ્રશ્નો પૂછનાર બનવું જોઈએ. પ્રેરણા ઉત્પન્ન કરવી, સમજાવવું અને ઉત્તેજન આપવું એ શિક્ષકના કર્તવ્યો છે.

આપણે દેશમાં શાળાના મકાનો પર મકાનો બાંધીએ તે કંઈ પુરતું કર્યું ન કહેવાય. થોડા દિવસ ઉપર જ ઓન. સી. રાજગોપાલાચારીએ યથાર્થ કહ્યું કે " એકજ વેળા અપાતી, સરકારી આર્થિક મદદને ચુના ને ઇંટમાં રૂપાન્તર કરીએ તેથી આપણો ઉદ્દેશ પૂર્ણ થતો નથી. " જ્યારે સેંકડો શાળાના મકાનો બાંધવામાં આવે છે, ત્યારે કેળવણીનું ઉત્તમ ધોરણ સાચવીએ તો જ સારી કેળવણીની પુનર્ઘટના કરી શકાય. એ વિષે સ્કોટલેન્ડ આપણને શીખવી શકે એમ છે આટલા માટેજ સૌરાષ્ટ્ર એડવાઈઝરી કાઉન્સિલે હમણાંજ પ્રગટ કરેલો પ્રાથમિક કેળવણી વિષેનો રિપોર્ટ આપણને હિંદમાં ઘણો ઉપયોગી છે.



# આંતરરાષ્ટ્રીય રાજકરણ



વાસુદેવ બળવંત કોલ્હટકર

ચારે પ્રમુખ પરરાષ્ટ્ર મંત્રીઓની મોસ્કો પરિષદ મંદ ગતિએ ચાલે છે અને કોઈપણ મહત્વના મુદ્દા પર હજી એકમત થઈ શકી નથી. જર્મની સાથે કરવાના તહમાં કયા કયા મહત્વના પ્રશ્નો અંતર્ભૂત થયેલા છે, એ જાણ્યા સિવાય એ ચાર મહારાષ્ટ્રોનો ટંટો આપણે સંપૂર્ણપણે સમજી ન શકીએ. મહાયુદ્ધ પહેલા કમ્યુનીઝમનું નિકંદન કરી, જર્મનીમાં સામ્રાજ્યશાહી પ્રસ્થાપિત કરવા માટે અમેરિકા-ઈંગ્લેન્ડે સફળ પ્રયાસો કર્યા હતા, છતાં પણ મહાયુદ્ધથી રશિયા અને એંગ્લો-અમેરિકા સંઘને યુદ્ધ વેઠવું પડ્યું. છેવટે જર્મનીને દમ નીકાળી હરાવવું પડ્યું અને તેના પ્રદેશનો કબજો કરવો પડ્યો હવે આ વિરોધી જૂથો ખુદ જર્મનીમાંજ હરિફાઈ કરતા ખડાં રહ્યાં છે. યુદ્ધ પૂરું થતાંજ પોટ્સડામ કરારમાં આ બંને જૂથોને જર્મની વિષે સુમેળ થઈ હતી. જર્મન જનતાનું ગરીબી ધોરણ મધ્ય યુરોપનાં લોકોના જીવન ધોરણ કરતા ઊંચું રાખવું નહિ, જર્મનીના યુદ્ધ સાહિત્ય તૈયાર કરવાનાં કારખાનાઓ નષ્ટ કરવા, રશિયન વ્યાપ્ત જર્મન પ્રદેશનાં કારખાનાનાં યંત્રો રશિયાએ લઈ લેવાં, પશ્ચિમ ભાગના યંત્રોમાંથી ૨૫ ટકા જેટલાં પણ રશિયાને આપવાં, પ્રથમ દેશમાંથી પોલેન્ડને જરૂરી ચીજો આપવી, ચાલુ પેદાશમાંથી ખંડણી વસુલ કરવી, દેશમાંથી નાઝી સંસ્થા નષ્ટ કરવી, શાંતિ સમયમાં જરૂરી જેટલી જ યંત્ર સામગ્રી જર્મનીમાં રહેવા દેવી, એવી શરતો નક્કી કરવામા આવી હતી. સામ્રાજ્યશાહીના તત્વો નાબૂદ કરવા માટે પણ નિર્ધાર કરવામાં આવ્યો હતો. જીતેલા સર્વ દેશોના એક સંયુક્ત મંડળનો જર્મની પર અધિકાર રહે એમ ઠરાવવામાં આવ્યું હતું. પણ એ વિસ્તૃત ઠરાવો એંગ્લો-અમેરિકન વ્યાપ્ત જર્મની પ્રદેશોમાં પાળવામાં આવ્યા નહી. એ બે દેશોને જર્મનીના પોતાના ભાગના પ્રદેશમાં વ્યાપારી કંપનીઓનો કબજો કરવો છે. મુખ્યત્વે જર્મન ઉદ્યોગધંધાઓની અને ખેતીવાડીની ધૂળધાણી થયેલી છે આ સર્વ બગડેલી પરિસ્થિતિ સુધારવાના પ્રયાસો કરવાના બદલે તેનાં કારખાનાઓનું રહસ્ય હસ્તગત કરી સાધન સંપતિનો કબજો લેવા માટે પશ્ચિમ જર્મનીમાં પ્રવૃત્તિ શરૂ થયેલ છે. આથી જર્મન દુઃખો વધ્યા છે પૂર્વ જર્મનીમા જનતાને આનાથી ઊલટું જ બન્યું છે. ખંડણી વસુલ થવાને બદલે, જર્મનીમા જનતાને ભૂખમરામાથી ઊગારવાને ઇંગ્લેન્ડ-અમેરિકાને જાતનો પૈસો ખરચવો પડે છે. ઈંગ્લેન્ડને આથી ઘણી હાનિ થતાં તેને અમેરિકાની મદદ લેવી પડી છે. આવી વસ્તુસ્થિતિમાં મૂડીવાદીઓની ચાલાકી હજી ચાલુ જ છે. મોસ્કો પરિષદની આ પાર્શ્વભૂમિ.

બને પક્ષો પોતાને નુકસાન ન થાય અને ખંડણી વસુલ કરી શકે એમ ચાહે છે. મુખ્યથી રશિયાને અપરિમિત નુકસાન થયું છે અને તેથી તેની નુકસાનીની ભરપાઈ કરવાની સૌથી વધારે છે. પણ રશિયાને આમ બદલો મળે તે પશ્ચિમના જૂથોને એ પ્રકારની હાનિ થાય છે. રશિયાને થયેલા નુકસાનનો બદલો આપવામાં આવે તો રશિયા વધારે પ્રબળ બને અને એંગ્લો-અમેરિકન વ્યાપ્તભાગોમાંના કારખાનાઓની પેદાશ આમ ચાલી જાય, તો તેઓનો ભાગ અને કારખાનાઓ પરના માલકીપણાનું અર્થ શું? આ બે રાષ્ટ્રોએ જર્મનીમાં દાખલ થતાં જ સોનાનો મોટો જથ્થો કબજે કરી પોતાને લેવાની ખંડણીનો મોટો ભાગ વસુલ કરી લીધો હતો. તેથી જર્મની પાસેથી ખંડણી લેવાની તેમને ગરજ રહી નથી અને "આ દેશ ઘણો ગરીબ થયો છે" એવો યુક્તિવાદ ચલાવવામાં આવે છે. આખરે તડજોડ કરી જર્મન પેદાશના ૧૦ ટકાના બદલે થોડા ટકા ખંડણી વસુલાત પર લેવી એવું સંભવ છે.

એવા વાદવિવાદ સાથે જ જર્મનીના રાજકીય અને આર્થિક એકીકરણ અંગે તકરાર ઊભી થઈ છે. પશ્ચિમના જૂથોને માત્ર આર્થિક એકીકરણ જોઈએ છે, પણ રાજકીય એકીકરણ વિના આર્થિક એકીકરણનો કશો અર્થ નથી. રાજકીય એકીકરણ થાય તો સમગ્ર જર્મનીમાં ખાસ રશિયનવાદ પ્રચાર પામે એવો ધાક પશ્ચિમના જૂથોને લાગે છે. ત્રીજો મુદ્દો રૂર પ્રાંત વિષેનો છે. જર્મનીમાંથી ઉદ્યોગસમૃદ્ધ આ પ્રદેશ ફ્રાંસથી છૂટો પાડી આંતરરાષ્ટ્રીય મંડળ હેઠળ મૂકવાની ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી છે. રશિયા એવા ઉકેલ સાથે સહમત થાય છે પણ એવા મંડળમાં પોતાના પ્રતિનિધિત્વ માટે હિસ્સો માગે છે. એ બાબતમાં કેવા નિર્ણયો આવે તો ઉપર આજે જગત મીટ માંડી જોઈ રહ્યું છે. સૌથી મોટો પ્રશ્ન તો ક્યા રાજકીય તત્ત્વજ્ઞાનનો વિજય થશે તે છે. બન્ને પક્ષ પોતપોતાનું વર્ચસ્વ વધારવા પ્રયત્નશીલ છે.

મોસ્કો પરિષદના પ્રારંભ સમયે જ ટ્રુમેને એક મહત્ત્વની જાહેરાત કરી કમ્યુનીઝમનો ફેલાવો અટકાવવા તેણે ગ્રીસ અને તુર્કીને આર્થિક મદદ આપવી જોઈએ એવી ઘોષણા કરી એ રશિયાને એક જાતની ધમકી જ છે. પ્રત્યક્ષ યુદ્ધ નથી પણ આ રાજકીય દાવપેચોનું યુદ્ધ તો ચાલુ જ છે. વાસ્તવિક રીતે પ્રે. ટ્રુમેનની આ ઘોષણા સંયુક્ત રાષ્ટ્ર સંઘના નિયમોની વિરુદ્ધ છે. સર્વ આંતરરાષ્ટ્રીય પ્રશ્નો સંયુક્ત રાષ્ટ્ર સંઘે જ ઉકેલવાના છે અને તેથી પ્રે.

# હિંદી રાજકારણ

વાસુદેવ યશવંત કોલ્હટકર

ગયા માસમાં આ દેશમાં બે અગત્યના બનાવો બન્યા. એક તો દિલ્હીમાં ભરાયેલી ઇન્ટર એશિયન કૉન્ફરન્સ. એશિયા ખંડના દેશોમાં એક બીજા જોડે સહકાર અને સહાનુભૂતિ વધે એ હેતુથી પંડિત જવાહરલાલ નહેરુએ એ પરિષદ બોલાવી હતી. આ પરિષદમાં એકંદર ત્રીસ કરતાં વધારે રાષ્ટ્રોનાં ૨૫૦ પ્રતિનિધિઓ હાજર હતા. એશિયામાંના પછાત રાષ્ટ્રો કોઇને કોઇ રીતે યુરોપી દેશોની વર્ચસ્વ નીચે હોવાથી એ દબાયેલા રાષ્ટ્રોની પહેલી જ પરિષદ ભરાતી હોવાથી એનું અનેકપણું મહત્ત્વ છે. યુ. એસ. એસ. આર માંના એશિયન રાષ્ટ્રો, આઝરબૈજન, અને સાઇબિરિયાના પ્રતિનિધિઓ પણ એમાં હાજર હતા. એશિયામાંના રાષ્ટ્રોમાં અન્યોન્ય માટે સહાનુભૂતિ સાધી વેપારવૃદ્ધિ થાય અને પારકા અને યુરોપિયન મૂડીદારોના પંજામાંથી આપણો છુટકારો થાય, પરસ્પરના સ્નેહભાવથી એશિયામાંના રાષ્ટ્રોનું સંસ્કૃતિસંગઠન થાય એ દૃષ્ટિએ આ પરિષદનું કામકાજ જગતકલ્યાણ માટે પોષક બને એમ કરી શકાય. વિશેષતઃ જાગતિક શાંતિ માટે સર્વ એશિયન રાષ્ટ્રોએ કસીને પ્રયત્ન કરવા નિર્ધાર કર્યો છે. ઇન્ડોનેશિયા અને ઇન્ડોચાઇના નામની હાલની સરકારોને માન્ય રાખવી એવું એ પરિષદે ઠરાવ્યું છે. એકંદર રીતે પંડિત નહેરુના પ્રયત્નોને યશ મળશે અને હિંદુસ્તાનની આંતરરાષ્ટ્રીય શાખ વધશે, એમાં શંકા નથી. યુરોપિયન સૈન્ય એશિયાના રાષ્ટ્રોમાંથી ખસેડી લેવું એવો પણ ઠરાવ પરિષદમાં આવ્યો છે. પંડિત નહેરુએ એનાયતિ આગળ જઈ બ્રહ્મદેશ, મધ્યપૂર્વ, વગેરે અન્ય સ્થળોએ મૂકેલી હિંદી ફોજ ખસેડી લેવા માટે આગળ પડતો ભાગ લેવો જોઇએ. હાલ બ્રહ્મદેશમાં બ્રિટિશ સામ્રાજ્યશાહી વિરુદ્ધ કમ્યુનિસ્ટ પક્ષે પ્રચંડ આંદોલન શરૂ કર્યું છે તેને નામશેષ કરવા માટે આપણી ફોજનો ઉપયોગ થાય છે. બ્રહ્મદેશમાં ઉત્તર અને દક્ષિણ બાજુએ જનતા પોતાનું સ્વાતંત્ર્ય મેળવવા આગળ ધપી રહી છે. ત્યાંના લોકોએ એ ચળવળનું નિકંદન કરવા બ્રિટિશ તેમજ હિંદી સરકારોનો ઉપયોગ કરવા માટે સગવડ આપી છે. બ્રહ્મદેશમાં ગમે તે થતું હશે તો પણ ત્યાંના કારભારમાં આપણા સૈન્યે ભાગ લેવો એટલે બરમી જનતા અને હિંદીઓમાં કાયમનું શત્રુત્વ પેદા કરવા જેવું થાય છે. પંડિત નહેરુએ પરરાષ્ટ્રીય નીતિમાં પ્રશંસનીય કરારો અત્યાર સુધીમાં અત્યાર સુધી યશ પ્રાપ્ત કર્યો છે, તેમાં આથી લાંછન લાગવા સંભવ છે. તે તેમણે નષ્ટ કરવો જોઇએ. નિદાન એ બાબતમાં પોતાના પ્રયત્નોની પરાકાષ્ઠા કરવી જોઇએ.

લોર્ડ લુઇ માઉન્ટ બેટન હિન્દુસ્તાનમાં દાખલ થતાની સાથે જ નેતાઓને મળવાનો કાર્યક્રમ ઘડ્યો છે તે પ્રમાણે મહાત્મા ગાંધી અને વાઇસરૉયની રોજ બેઠક થાય છે. જિન્ના સાહેબ પણ વાઇસરૉયને હમણાં જ મળ્યા. દરમ્યાનમાં બીજો ભાગ હવે શરૂ થાય છે. આપણા રાષ્ટ્રીય નેતાઓએ દરેક બાબતોની વાટાઘાટોમાં ખૂબ કાળજી રાખવી જોઇએ. હિન્દુસ્તાનમાં બ્રિટિશોની સત્તા કેટલાંક વિશિષ્ટ ક્ષેત્રોને લઇને છે. બહારનો પરદેશનો વેપાર ૯૦ ટકા બ્રિટિશ કંપનીઓના હાથમાં છે. પરદેશી વેપાર ૯૦ ટકા બ્રિટિશ બેંકોના મારફતે થાય છે. વેપારની દેખરેખ પણ બ્રિટિશોએ પોતાના હાથમાં રાખી છે. ખુદ આ દેશમાં કરોડોની મૂડી તેઓએ રોકી છે. અને તેમાંથી કરોડ રૂપિયાનો નફો તેઓ દર વર્ષે ઉઠાવે છે. ગયા ચાર વર્ષમાં અહીંના મૂડીદારો સાથે સહકાર કરી નવી વેપાર ઉદ્યોગની સંસ્થા બ્રિટિશોએ અહીં

સ્થાપી છે આયાત નિકાસમાં ઘણો મોટો વેપારી હિસ્સો બ્રિટનને ભાગે જાય છે આ માલની પેદાશ ઉપર બ્રિટનમાંના લાખો લોકોનું પોષણ થાય છે. એ સર્વ હિત સંબંધ જાળવવા માટે બ્રિટને હિંદુસ્તાનમાં પોતાનું સૈન્ય રાખ્યું છે, એ સૈન્યના જોર ઉપર દેશના લોકોને કાબુમાં રાખી શકાય છે. તેમજ બીજા દેશો તરફથી આ હિતસંબંધ ઉપર આક્રમણ થાય છે ત્યારે તેનાથી રક્ષણ કરવામાં આ સૈન્યનો ઉપયોગ થાય છે. આપણને ખરેખર સ્વરાજ્ય જોઈતુ હોય તો પ્રથમ સમગ્ર દેશમાંથી, બ્રિટિશ લશ્કર, સર્વ સનદી નોકરો વગેરે છ મહિનાની અંદર જવા જોઈએ. એટલુંજ નહી પણ દેશની આસપાસ પણ તેઓ રહેવા ન જોઈએ. દેશમાંના વેપાર ધંધા, ઉપર પરદેશી મૂડી ઉપર તેમજ બીજા હિતસંબંધો પર દેશની સરકારની અનિયંત્રિત સત્તા હોવી જોઈએ. પરરાષ્ટ્રિય રાજકારણ ઉપર પણ દેશી સરકારને સર્વ જાતની સ્વતંત્રતા હોવી જોઈએ. અને દેશી સરકાર સંપૂર્ણપણે બહુજન સમાજને જવાબદાર હોવુ જોઈએ. ખરી સ્વતંત્રતાનો આ મૂળભૂત સિદ્ધાંત છે. ઉપર પ્રમાણેની સત્તા જેમાં નથી એવુ સત્તાંતર સ્વરાજ્ય નથી પણ પરરાજ્ય જ છે. એ માગણી પ્રથમ એકમુખે થાય તો જ સફળ થશે. પણ તેવુ થવુ અશક્ય છે. દરેક પક્ષ સાથે જુદી જુદી વાટાઘાટો કરવી અને જુદી જુદી રીતે તેમને મનાવું એ પ્રસંગની મેળી કાયમ રાખવી એ તો બ્રિટિશોનો પ્રથમથી જ દાવ છે અને તે અદ્યાપિ પર્યંત ફતેહમંદ નીવડ્યો છે આપણા પક્ષનેતાઓનો હિતસંબંધ જનતાના હિતસંબંધોથી વેગળા છે અને તેથી જ જનતાની તકલીફ ઉપર તેમનુ રાજકારણ ઊભું કરવામાં આવ્યું છે. એવી પરિસ્થિતિમા દેશમાંના ડાબા પક્ષનુ એકય આ એક જ માર્ગ અવશેષ રહે છે. પરંતુ એમા ઘણી અડચણો છે. દેશમાંનો મજૂર કિસાન વર્ગ એટલી ઝડપથી આગળ આવે છે કે એકલા કમ્યુનિસ્ટ પક્ષને જ એ વર્ગને માર્ગ બતાવવો પોતાની શક્તિ બહાર છે એ દેખાય આવે છે. એકંદર પરના ક્રાંતિને પોષક હોવા છતાં એકયના અભાવે મજૂર કિસાનોને હાર ખાવી પડશે એવો સંભવ છે. અસ્તુ

૨૦મી ફેબ્રુઆરીની ઘોષણા થયા પછી હિંદુસ્તાનમાં કોમી ઝઘડાને જોર ચઢ્યું છે અને તે હજી પણ ચાલુ જ છે. વિશેષમાં પંજાબમાં થયેલા હત્યાકાંડ મનુષ્ય જાતને શરમાવનારો છે. એ અત્યાચાર ચાલુ થયા પછી કોંગ્રેસ કાર્યકારી મંડળની જે બેઠક થઇ તેમા પંજાબ પ્રાંતની, કોમવાર ધોરણે ભાગલા કરવા એવી કોંગ્રેસની નીતિ જાહેર કરવામાં આવી છે. શીખ નેતાઓએ

પોતાનો પ્રદેશ પંજાબથી જુદો પાડવો એવો આગ્રહ શરૂ કર્યો છે. બંગાળના હિંદુ નેતાઓએ પણ બંગાળના ભાગલા પાડવા એવું સૂચવ્યું છે. આજસુધી જાતવાર દેશના ભાગલા પાડી ન શકાય એમ કોંગ્રેસ આગ્રહ રાખી પ્રતિપાદન કરતી હતી તેજ કોંગ્રેસ આજ જાતવાર પ્રાંતની ફાળણી કરવી એવો આગ્રહ ધરાવે છે એ અત્યંત શોચનીય વાત છે. કમ્યુનિસ્ટ આ મતના નથી. જાતવાર ફાળણી કરવાના બદલે દરેક ભાષાવાર વિભાગને સ્વયંનિર્ણયનું તત્વ લાગુ કરવું અને આ નિર્ણય દરેક ભાષાવાર પ્રદેશમાંના પુખ્ત ઉમ્મરના માણસોના મતોથી કરવો. એમ થવાથી કોઈ પણ પ્રદેશ હિંદી સંઘરાજ્યમાંથી બહાર પડી શકશે નહીં અને સંઘરાજ્યમાં દરેક પ્રદેશને સમાન હક્ક આપવા, આ કુદરતી દેખાતો માર્ગ છોડી-આજ કોંગ્રેસ કોમી તત્વ પોતે અમલમાં લાવવા ધારે છે. હિંદુ, શીખ, મુસલમાન એમનો ઝગડો પરાકાષ્ટાએ પોંહચેલો હોવાથી કોંગ્રેસને એમ કરવુ પડે છે. દરેક જમાતમાંના બહુજન સમાજ સાથે સમરસ થવાનો પ્રયત્ન રાષ્ટ્રસભાએ કર્યો નહીં; એનું આ પરિણામ છે. જાતવાર તત્વ પ્રાંત રચનામાં અમલમાં લાવવું એવો કોંગ્રેસનો વિચાર દેખાય છે. મુસલમાનોને પોતાના કોમ માટે સ્વતંત્ર રાષ્ટ્ર બનાવવું છે, અને તેથી જ જાતવાર પ્રાંત રચના કરી તેમનું સમાધાન થવાનું નથી. ઝગડો એથી મટવાનો નથી એ ઉઘાડું છે. કોમી ઝગડા સાથે હમણાં પ્રાંતો પ્રાંતો વચ્ચે બખેડા ઊભા થયેલા છે. આસામ પ્રાંતને તેની ઈચ્છા વિરુધ્ધ બંગાળ સાથે વિભાગમાં શામીલ થવાનું છે. આ વિરુધ્ધ આસામે ચળવળ ઊભી કરી છે. સિંધ પ્રાંતને પશ્ચિમના વિભાગમાં શામેલ થવું નથી, તેથી ત્યાં પણ વિભાગ વિરુદ્ધ ચળવળ ઊભી થઈ છે. બ્રિટિશ સરકારે પ્રાંતનું કુદરતી જુદાપણું ધ્યાનમાં ન ધરતાં વિભાગ પાડવાનું ઠરાવેલું હોવાથી પ્રાંતો પ્રાંતોમાં ઝગડાઓ શરૂ થયા. કોમી તત્ત્વ પર સમાજની કુદરતી વહેંચણી થતી નથી હોવા છતાં કોમી તત્ત્વ બ્રિટિશ સરકારે માન્ય કરેલું હોવાથી કોમ કોમમાં ઝગડા ઉત્પન્ન થયા. સર્વ પ્રકારે દેશમાં અધમપણાની ભાવના નથી. માંહોમાંહે કલહ વધે એવું બ્રિટિશ સરકારનું ધોરણજ દેશમાંના ઝગડાના મૂળમાં છે અને જ્યાં આવા પ્રકારના બનાવથી ત્યાં પોતે જ તેવી પરિસ્થિતિ કરે છે એવી બ્રિટિશોની નીતિ દિવસે દિવસે સ્પષ્ટ થતી જાય છે. આવી પરિસ્થિતિમાં બ્રિટિશોની દેશમાં સત્તા વધારે બળવાન બને તો તેમાં આશ્ચર્ય નથી.

ઉપરની પરિસ્થિતિમાં પ્રાંતિક સરકારે પ્રથમ ધ્યાનેં કોમી અશાંતિ માટેના ઉપાયનું કારણ આપી પોતના અમલ નીચેના બહુજન સમાજની નાગરિક સ્વતંત્રતા ઉપર કાપ મારવાની શરૂ-

# તરભોણુનો વાઘજી



(દક્ષિણ ગુજરાતના એક અનાવિલ જ્યોતિર્ધરની કથા.)

બ. મ. દેસાઈ.

'વાડ આવે રે ' ધાડ !'

ક્યાંકથી ધ્રૂજતા ફાટી ગયેલા અવાજે કોઈએ બૂમ પાડી

શાંત-સ્વસ્થ તરભોણુ હાલી ઉઠ્યું. બેઠી, આળસુઓના હાથપગમાં પણ ચાંચલ્ય આવ્યું. સૌએ માલમત્તા ઝડપથી એકઠી કરવા માંડી. સર્વની આંખ આવતા ભયે ઘેરી લીધી હતી. માત્ર એકજ માણસ શાંત-અડગ, આ બધી ધમાલ જોતો-કોઈ ભગવાન ન હોય તેમ-મીઠું મીઠું મરકતો, પોતાની ખુરસી પાસે ઊભો રહી રહ્યો હતો.

'કેમ વાઘજી ! નિરાંતે બેઠો છે ? પેલા ડાકુ હમણાં આવી પહોંચશે, જલ્દી કર ' લેવુ હોય તે લઈ લે '

'મારે નાસવું જ હોત તો અત્યાર સુધી બેસી શું કરવા રહ્યો હોત ?' વાઘજીએ જવાબ આપ્યો.

'ત્યારે શું મરવું છે ? કાંઈ ભાન છે ? એ આખી ધાડ અને તું એકલો !' રામભાઈએ કહ્યું

'કેમ તું પણ નાસે છે ?' વાઘજીએ રામભાઈને સવાલ કર્યો.

'ત્યારે શું કરવું ? એ ધાડને આપણે બે કાંઈ પહોંચી વળીએ ? દસબાર માણસ સામે હોય તો જાણે સમજ્યા ' પણ આ તો મારા બાપ ' દોઢસો-બસો માણસ ' એ મૂર્ખાઈ મારે નથી કરવી.'

'અરે બે મરણીઆ તો બારસોને ભારે પડે, તું જોતો જા, રંગ જામશે !' વાઘજીએ આશા આપી.

'તું જ જમાવ રંગ ' બાપા ' હું તો આ ચાલ્યો, [illegible], વાત માની જા, વાઘજી'' રામભાઈએ એને સમજાવ્યો.

'હત્ બાયલા ' નાસ, નાસ, તારા કાકા હમણાં આવી પહોંચશે ' વાઘજીએ રામભાઈને તિરસ્કાર્યો, અને એને ભાગતો જોઈ પાછળથી ખડખડાટ હસ્યો.

—

સરભોણવાસીઓના જીવનમાં ચાંદેરી માતાનું સ્થાન અનેરું છે કોઈપણ દેવ-દેવીને ન માનતો સરભોણનો રહેવાસી ચાંદેરી માતા આગળ જરૂર માથું ઝુકાવે છે એ માતાનું સ્મરણ માત્ર એના હૃદયમાં પવિત્ર ભાવો જગવે છે એના નાના મોટા કાર્યની સફળતા માટે એ માતાની વિવિધ બાધા- આખડીઓ રાખે છે કાર્યની સફળતામાં એ માતાનો અદૃશ્ય હાથ જુએ છે, અને એનો બધો યશ એ માતાને જ આપે છે.

સરભોણ પર આવેલી ધાડ તરભોણ ગઈ, તેમાં પણ સરભોણની એ રક્ષા કરતી શુભેચ્છક દેવીનોજ હાથ હતો એમ તે વખતે ખાત્રીપૂર્વક મનાયલું.

'કેમ ભાઈ ! સરભોણ કેટલું આઘું ?' સરભોણ નજીક આવતી જતી ધાડના સરદારે એક રાહદારીને પૂછ્યું.

કહે છે કે સાંભળનારને માતાના પ્રતાપે 'તરભોણ' સંભળાયું, અને એણે તે બાજુ આંગળી ચીંધી. ધાડપાડુઓ પણ માતાનાજ પ્રતાપે કશી વધારે પૂછપરછ કર્યા વિના તરભોણને પંથે પડ્યા.

આપણને આજે તો આ હકીકત જોડી કાઢેલી જેવી લાગે છે, પણ તે વખતે તો એ સત્ય હકીકત તરીકે પ્રસિદ્ધિ પામી હતી, અને લોકોએ કશી પણ શંકા વિના એ વાત સાચી માની હતી.

આમ એ દેવીની પ્રતિષ્ઠા વધી ગઈ, અને પરાપૂર્વથી ઉતરતા આવતા સંસ્કારે એ માતાનું સ્થાન પ્રત્યેક સરભોણ વાસીના હૃદયમાં અદ્વિતીય રાખ્યું.

આ જ ધાડના આગમને તરભોણમાં તરખાટ મચાવ્યો.

×

નાસી જતા એક માણસને ધાડપાડુના નાયકે આંબી લીધો. 'અલ્યા નાસે છે ક્યાં? સરભોણ કેટલું દૂર?'

'સરભોણ?—સરભોણ તો પાછળ રહી ગયું, અહીંથી દોઢેક ગાઉ.'

'ત્યારે આ સામે દેખાય એ કયું ગામ?'

'એ તો તરભોણ.'

સરભોણ પૂછતાં તરભોણ તરફ આંગળી ચીંધનાર ભેદી રાહદારી તરફ તે મનમાં દાઝે બળ્યો પણ દાઝ કાઢવાનું તે પાત્ર ત્યાં નહોતું. પોતાને ફસાવેલો માની ઓગી પડેલો એ ધાડપાડુનો નાયક પોતાના સાથીઓ તરફ ફરી ફીકું હસતાં બોલ્યો: 'ચાલો, તરભોણ તો તરભોણ—એમ જ ભલે.'

અને કીકીયારીઆટ કરતું એ ધાડ તરભોણ ઉપર તૂટ્યું.

+

'અલ્યા! ગામ લોક તો બધું નાસી ગયું લાગે છે' ગામમાં પેસતાંજ બધું સુમસામ જોઈ એક ધાડપાડુએ કહ્યું.

'ચાલો એ વધારે સારું.' ધાડપાડુનો સરદાર હસ્યો.

ધાડપાડુઓ ગામમાં ઘુસ્યા. લોકો ઘરબાર છોડી નાસી ગયા હતા. કશા પણ અટકાવ વગર ધાડપાડુઓ એક પછી એક ઘર તપાસતા ચાલ્યા. ઉપયોગી જણાતી ચીજો લઈ બાકીની ફેંદી-ફાડી-તોડી-ફોડી નાખી.

•

'અલ્યા કોણ છે? ખોલ!'

ગામના પાદરમાં માત્ર આ એક ઘર અંદરથી વાસેલું હતું. એને બંધ જોઈ બારણાં તોડવાં ધાડપાડુના સરદારે હુકમ કર્યો.

અંદરથી કોઈના ખખડાટ કરવાનો અવાજ સંભળાયો.

'કોઈ ગરીબ લાગે છે' એક ધાડપાડુએ અનુમાન વ્યક્ત કર્યું.

'ગરીબ તારો બાપ' માથામાં વાગે એવો અંદરથી જવાબ મળ્યો.

આ જવાબે ધાડપાડુને ચીડવ્યા. એણે કુહાડાનો એક ઘા બારણામાં માર્યો, બારણું તૂટી પડ્યું. સામે રુદ્રમૂર્તિ વાઘજીને હાથમાં ફરસી લઈ ટટાર ઊભેલો જોયો.

વાઘજીની ઊંચાઈ, એનો કરાડ દેહ, લાંબા લાંબા હાથ જોઈ ધાડપાડુઓ થંભી ગયા.

ધાડપાડુઓને થંભેલા જોઈ વાઘજીએ પડકાર કર્યો, 'આવી જાઓ, જવાંમર્દો!' એના મુખ ઉપર નિર્ભયતા તરતી હતી.

વાઘજીનો આ પડકાર ધાડપાડુઓને જરા ખુંચ્યો. વધારે ખુંચ્યો એના સરદારને. એણે ત્રાડ મારી 'ઝૂઓ છો શું? તૂટી પડો!'

સરકારના આ શબ્દે ધાડપાડુઓને પાનો ચડયો, હથિયાર સાથે વાઘજી ઉપર તૂટી પડયા. વાઘજી ગાફેલ નહોતો. એની ફરસી તૈયાર જ હતી. એણે કંઇકને ઘા કીધા, કંઇકનાં ઝીલ્યા, કંઇકને માર્યા, અને લાગ જોઇ વાઘજી ઘરમાંથી બહાર સરકી ગયો. બહાર નીકળતા જ સામેથી પચ્ચીસ જુવાનોને ધઇ રામભાઇને આવતો જોયો.

' કેમ પેલા ક્યાં છે ? ' આવતાં વાત જ રામભાઇએ પૂછ્યું

' કેટલાકના રામ તો રમાડી દીધા છે, હવે થોડા બાકી છે બહાર આવે એટલે પૂરા કર '

ફળીમાં ઊભો ઊભો વાઘજી હસતો હતો એને પાછલાં ઉઘાડાં બારણાંનો ખ્યાલ રહ્યો નહિ

બારણે વાઘજી અને રામભાઇની વાતચીત ચાલતી હતી જુવાનીઆઓની કડિયાળી ડાંગો ઠેકતી હતી, ગોકીરો થતો હતો. ધાડપાડુઓને ' બહાર 'ની ગંધ આવી સરદાર સચેત બન્યો. સાથીઓને ચેતવ્યા. પાછલે બારણેથી સીધા જ નાળમાં ઉતરી પડી રસ્તે પડી ગયા. વાઘજી અને તેની વ્હારે આવેલા આગલે બારણે વાટ જોતા રહી ગયા.

ધાડપાડુઓ પલાયન કરી ગયાની ખબર પડતા જુવાનીઆઓ પાછળ ધાયા, પણ ઘાડુ ઘણે ઘણે દૂર નીકળી ગયું હતું. બધા નિરાશ થઇ પાછા આવ્યા. વાઘજીએ ઠપકા ભરી આંખે એટલજ સવાલ પૂછયો. ' આ તૈયારી પહેલેથી રાખવી હોત તો ! '

કોઇએ જવાબ ન આપ્યો. મુંગા મુંગા બધા નીચું જોઇ ઊભા રહ્યા.

આ ધાડપાડુઓને ભગાડયાની વાત પેશ્વા સરકારને કાને પહોંચી. વાઘજીને તેડું આવ્યું. પેશ્વા સરકારે તેની આ બહાદુરી બદલ કેટલીક જમીનો વાઘજીને આપવા ખુશી બતાવી પણ વાઘજીએ તે જાત માટે ન સ્વીકારતાં એ બધી જમીનો ગામના ગરીબોને આપવા વિનંતી કરી. પેશ્વા સરકારે વાઘજીની વિનંતીનો સ્વીકાર કરી ગામના ગરીબ-ગુરબાંને થોડી થોડી જમીન આપી.

એ વીરનો દેહાંત થયો ત્યારે કહે છે કે એના શરીર પર ચોસઠ નાના મોટા હથીયારનાં ઘાનાં કાપા કોઇએ ગણી જોયા હતાં.

## પરદેશી કહેવતો



ફીનલેન્ડ.

પડોશી પ્રત્યેક ભાષા જાણે.

આનંદી દરેક ખડને પુષ્પ ગણે અને દુ:ખીને દરેક ફૂલ ખડ દેખાય.

ખાવાથી ખૂટતું નથી પણ સાહસ વિના ખૂટે છે.

મૂર્ખો પોતાના ઘોડાની, ગાંડો પોતાના વહુની, અજ્ઞાની પોતાની દીકરીની પ્રસંશા કરે છે

સોનામાં ડાઘ અને ડાહ્યામાં દોષ તરતજ દેખાઇ આવે.

ઇશ્વરે ઉતાવળ પેદા કરી નથી.

આળસુ બિચારો ક્યારે કામ કરે ? શિયાળામાં ટાઢ, ઉનાળામાં તાપ અને ચોમાસામાં વરસાદ પડે છે

પૈસા મેળવવામાં નહિ પણ સાચવવામાં બહાદુરી છે

તમારા ઘોડાનાં કાલે, તમારા છોકરાના તેની દાઢી ઊગે ત્યારે, તમારી દીકરીનાં, તે પરણે ત્યાર પછી વખાણ કરો પણ તમારા વખાણ કદી કરશો નહી.

અવિવેક પોતાનેજ શિક્ષા કરે છે.

કમાઇને નહી પણ બચાવીને માણસ પૈસાદાર થાય છે

પૈસાદારની માંદગીની બધાને જાણ થાય પણ ગરીબ મરી જાય તેની પણ કોઇને ખબર ન પડે.

પ્રત્યેક પવનને અનુસરી ચાલતું વહાણ બંદરે પહોંચે નહિ.

# સમાલોચના

આધુનિક સાવિત્રી.—લે. શ્રી રમણલાલ જોષી

પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર. અમદાવાદ. કિં. રૂ. ૩-૦-૦. અનેક દૃષ્ટિકોણથી આધુનિક યુવાન યુવતિઓના પ્રેમની ચર્ચા કરતો આ નાટક વિચારપ્રેરક અને ઘણાને માર્ગદર્શક નીવડશે. લગ્ન સમસ્યાની છણાવટ કરતાં પાત્રોના સંવાદમાં અનેક સત્યો રજુ કરવામાં આવ્યા છે અને તેથી વસ્તુની ગતિ શિથિલ બને છે પણ વિચારોની ઉત્તમતા વાચકોને અવશ્ય પ્રેરણાત્મક નીવડશે, એમ અમે ખાત્રીપૂર્વક કહી શકીએ.

કાવ્યકિશોરી —લે. પૂજાલાલ. કિં. ૦-૮-૦. પ્ર, ગુર્જર કાર્યાલય. ગોપીપુરા, સુરત.

ત્રિભુવન વ્યાસ અને પ્રીતમલાલ મજમુદારની 'ફુલકણી' જેવા બાલ કાવ્યનું સાહિત્ય અતિ અલ્પ છે ઘણા મોટા ભાગોના બાલ કાવ્યો અર્થરહિત જોડકણાં કે બાળકો નહી સમજી શકે તેવાં દુર્ઘટ હોય છે. આ કાવ્યોમાં એ સ્વરૂપ નથી એટલું જ નહી પણ કિશોર અને બાળકો હોંસે ફરી ફરી વાંચે એવાં સુંદર રાસ અને ગીતો છે. ઘણાંની સુંદર પંક્તિઓ ઉતારવા મન થઈ જાય છે પણ સ્થળ સંકોચને લીધે તેમ કરતા અટકવું પડે છે. માબાપોએ તેમના બાળકોને આ કાવ્યસંગ્રહ ભેટ આપવા જેવો છે એવી અમારી નિસંકોચ ભલામણ છે

કવિશ્વર શાલિભદ્રસૂરિ કૃત ભરત–બાહુબલિ–રાસ.

અનુ૦ અને પ્રકાશક પં. લાલચંદ ભગવાન ગાંધી. પૃ. ૧૨+૮૯ કિં રૂ. ૧-૪-૦ પાકું પૂઠું

વડોદરાના પ્રાચ્ય વિદ્યા મંદિરમાં સંશોધન કાર્ય કરી રહેલા વિદ્વાન પં. લાલચંદજીએ વિ. સં. ૧૨૪૧ માં પ્રાચીન ગુજરાતી ભાષામાં લખાયેલા વીરરસના આ કાવ્યને અનુવાદ સહિત પ્રકટ કરી ગુજરાતી સાહિત્યના સંગ્રહમાં કીમતી ભેટ આપી છે

કાવ્યની સાથે ભાષા વિ. ની સમીક્ષા કરતો પ્રસ્તાવના રૂપે લખેલો પંડિતજીનો લેખ ખાસ ધ્યાન ખેંચનારો છે.

આ વીરરસ પ્રધાન કાવ્યની વસ્તુ અયોધ્યાના ભરત અને તક્ષશિલામાં રાજ્ય કરતા તેમના ભાઈ બાહુબલિ વચ્ચે જામેલા યુદ્ધ અને સમાધાનીની છે. પ્રસ્તુત કાવ્યમાં યુદ્ધના પ્રસંગના વર્ણનો પ્રાચીન ગુજરાતી ભાષાની શબ્દ સમૃદ્ધિનો સરસ ખ્યાલ આપે છે. પ્રાચીન ભાષાના અભ્યાસીઓ માટે આ એક મહત્વનું પ્રકાશન પંડિતજીએ ગુજરાતને ભેટ આપી સારી સેવા બજાવી છે.

સ્વીકાર —શ્રી ર. વ. દેસાઈકૃત. અપ્સરા ભા. ૧–૨ અને ઊર્મિપનેવિ. અવલોકન હવે પછી.

મ.

Purna Regd. No. B. 4913

# પૂર્ણિ



નવી સીરીઝ પુસ્તક ૧] મે, ૧૯૪૭ [ અંક ૧૦

" ધર્મ વિશે તકરાર કરવી એના કરતાં
વધારે અધર્મિષ્ટ બીજુ કશું નથી. "

★

તંત્રી :

ર. પ. મહેતા

●

વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦
છૂટક નકલના રૂ. ૦-૮-૦
પરદેશ માટે શિલિંગ ૭-૬

★

આનંદપુરા, વડોદરા.

અનુક્રમ

# પૂર્ણા

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

નવી સીરીઝ પુસ્તક ૧ ] મે, ૧૯૪૭ [ અંક ૧૦


## અડગ નિશ્ચય

એક ચીની દંતકથા કહે છે કે, એક વૃદ્ધે એક પર્વતની નજીક પોતાનું ઘર બાંધ્યું. પર્વત ઘણો નજીક હોવાથી ડોસાના ઘરમાં પવન આવી ન શકતો. તેથી તે વૃદ્ધે તેના બે જુવાન પુત્રો સાથે કોદાળી લઈ પર્વત ખોદવો શરૂ કર્યો. પર્વતમાંથી માટી ખોદી ટોપલીમાં ભરી ત્રણે જણ વારાફરતી તે લઈ જઈ દરિયામાં નાખવા લાગ્યા. વૃદ્ધ પત્નીએ ડોસાને ઠપકો આપ્યો, "તમે ઘરડા થયા છો. એક પથરો તો ઊંચકાતો નથી. તમે મરી જશો પણ પર્વતનો જરા જેટલો ભાગ પણ તમે દૂર ન કરી શકો." બૈરાંઓમાં ભાગ્યેજ અક્કલ હોય છે એવી કંઈક સમજવાળા ડોસાએ તેની પત્નીના કહેવા પર કશું લક્ષ ન આપ્યું અને નિરુત્તર રહી પોતાનું કામ જારી રાખ્યું.

થોડીવાર પછી તેનો એક મિત્ર ત્યાં આવ્યો અને ડોસાની પ્રવૃત્તિનો આશય જાણી તેણે ઠપકો આપતાં કહ્યું, 'તમે કેવા મૂરખા છો . . .'

ડોસાએ શાંત ચિત્તે જવાબ આપ્યો, "હું નહિ પણ તમે મૂરખ છો. હું મરી જઈશ પણ મારા છોકરાઓને છોકરા થશે. અને પૌત્રોના છોકરા થશે અને એ પ્રમાણે વગર અટકે મારો વંશવેલો ચાલુ રહેશે. પણ આ પર્વત હવે વધતો અટક્યો છે. એને કંઈ છોકરા થવાનાં નથી. એટલે વખત જતાં અમારો વંશ એને ખોદીને દરિયામાં ફેંકી દેશે અને અમારા ઘરમાં જોઈતા હવા ઉજાસ આવશે.'

પર્વતનો દેવ આ વાર્તાલાપ સાંભળી ઈશ્વર પાસે દોડી ગયો અને તેને કરગરીને કહ્યું, 'પ્રભો! મને અહીંથી ખસેડો નહિતર આ બુઢો અને એના વંશજો મારો નાશ કરશે.'

પર્વતની કરુણ સ્થિતિ ધ્યાનમાં લઈ ઈશ્વરે તેને બીજે ખસેડ્યો અને પેલા વૃદ્ધના ઘરમાં પવનની આવજા માટે છૂટ થઈ.

ર. પ. મ.

# પાદરમાં પડેલા

૧

મંદિર નિર્જનતાભર્યું ખાલી હતું
ત્યાં દેવ નહોતા — કોઈ નહોતું —
ગર્ભદ્વારો યે બધાં ખાલી હતાં
લૂંટી ગયાં'તા કોઈ લૂંટારા બધું.
પથ્થરોના યે પછાડીને ક્યાં'તા કાંકરા,
હીરા હતા જે આંખમાં—
તે ટાંકણે ત્રોફાઈને ખાડા બન્યા બિહામણા.
ઘૂમટોની ઝાલરો,
ને દીપકાની દેવની—
કચ્ચરો થઈને પડી'તી
રૂપખંડિત યે પડયાં'તાં આંગણાં સોહામણાં.

૨

મંદિર કાજે જે મૂવા'તા તેમની
લાંબી કતારોમાં પડી'તી ખાંભીઓ
મંદિરથી થોડેક છેટે
થોરનાં જ્યાં ઝુંડ જામ્યાં'તાં ઘણાં—
એનીજ વચ્ચે મૌનને મીઠું બની
સૂતા હતા શૂરવીર તાણી સોડ નિધનપ્રેમની
મંદિર ત્યાં ખાલી હતું.
એ મંદિરોના દેવના યે દેવ જેવા દેવતા
થોરથી રક્ષિત એહને પડયા'તા જીવવા,
દેવ સાચા એ હતા.

ચન્દુલાલ ગાંધી



# કોણ રોકે ?

ચરી શકે તે ડરે ન
બને છૂટો થઇને ફરે.
ન ઘરમાં
એ વનવગડે ચરે—
ઝરણું સદા તૈયાર નદીમાં
શમી જઇ વહવાને
ટપકેલા એ ટીપાં ટચુકડા
જત સાગર ભરવાને—
એવા મૃત્યુંજય નિર્ભિકને
કોણ શકે અટકાવી ?—
બીજ મરે ને ઝાડ ઉગે છે
વનને વેલવવાને
વિકાસમાં જુનાના શુભ પગ
અભિનવ ઉગાડવાને
એ બિપ્લવ કુમ્બાન ઉગરને
કોણ શકે ડમવાવી !
છે ટગમગતા તરૂણા નર નવલા
ગુરૂ ઘરડા સ્વપ્ના
સાહસ પાદ દિએ એ અધર
શાખા ફાલવતા
સપ્ત વિશે એ કોમલકરને '
કોણ શકે કરમાવી ! 'પ્ર'

# વાદળી ને સરિતા

શાલિની

આભે જોતા વાદળી ને સરિતા
ગર્વે કે'તી જાત મારે કુલાતા
'શોભામૂર્તિ', આભમાં ઉડતી હું
તારાથી ના કોઇનું દિલ થાવું.
નાગણી તો સૃષ્ટિને લાભદાયી
હું છું સાચી વારી જીવત રાખું"
બોલ્યાં ટાણાં સાંભળીને સરિતા
રંગે વર્ષી વાદળી જાય મે ત્યાં '

પૃથ્વી

નિહાળી ઉર વાદળી સરિતનેય દૃષ્ટિ 'થકી
કરે વચન ભૂલીને સભર સૃષ્ટિ સમાગમાં.

ભૂપેન્દ્ર ઠા. વકીલ



# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

૫

રમણલાલ વસંતલાલ દેસાઈ.

ગુજરાતનો સુધારો બાળલગ્ન વિરોધી હોઈ વકીલોની દલીલ માફક હું કહી શકું કે બાળ લગ્ન અને બાળવિવાહ એક નથી ।

એક દિવસ હું શાળામાંથી ઘેર આવ્યો. એક મિત્ર સાથે હતો. ઘેર મ્હારા દાદી અને બીજા થોડા માણસો બેઠા હતા—જેમાં બ્રાહ્મણ-ગુરુજન-નો હોય જ. મને સહુની વચ્ચે બેસાડ્યો, કપાળમાં ચાંદલો કર્યો અને સહુની સાથે મને જાહેર કરવામાં આવ્યું કે મ્હારો વિવાહ મેળવવામાં આવ્યો છે । ક્યાં, કોની સાથે, શા માટે એ બધા પ્રશ્નોને એ પ્રસંગે અવકાશ જ ન હતો. મને એ વિષે જરાય કુતૂહલ ઉત્પન્ન થયું ન હતું. મ્હારી ઉમ્મર બહુ તો સાત આઠ વર્ષથી વધારે હોય. મ્હને સાકરના સરસ ટુકડા પણ આપવામાં આવ્યા, જે મેં ભેગા મળેલા સ્વજનોથી હું છૂટો થયો અને મિત્રને સાકરમાં ભાગ આપી નદી કિનારે હું રમવા ચાલ્યો ગયો. હું ધાર્મિક રાજી થયો હોઈશ એમ લાગે છે, પરંતુ તે વિવાહ મળવાથી કે સાકર મળવાથી તે નિશ્ચિત કરી શકાય એમ નથી. મને ડર છે કે સાચો આનંદ સાકર મળવાથી જ થયો હોવો જોઈએ ।

પછી તો વર્ષો વીતી ગયાં હોય. મને મ્હારા વિવાહનું કે વિવાહના મહત્વનું કશું ભાન જ રહ્યું ન હતું. ભાન રહ્યું હોત તો પણ મ્હારા અભિમાનને મ્લાન કરે એવા પરણેલા મિત્રો મ્હારી સાથે ભણતા હતા, જેમની અપેક્ષાના મ્હારા સરખા માત્ર વિવાહ મળેલા વિદ્યાર્થી કરતાં વધારે જ ગણાય ।

હવે અમારી જ્ઞાતિમાં તેમજ બીજી જ્ઞાતિમાં પણ આટલી ન્હાની ઉમરે વિવાહ થતા અટકી ગયા છે. લગ્ન તો આમ મોડાં જ થતાં. વિવાહની સમજણ કે ઉતાવળ સાતેક વર્ષના મને પણ ન હતી અને દોઢેક વર્ષની મારી પત્નીને પણ હોતી ન જોઈએ ! પરંતુ મને ધીમે ધીમે પાછળથી ખબર પડી કે આ બાળવિવાહમાં મ્હારી કુલીનતાને પોષક એક મહા તત્ત્વ રહેલું હતું. નાગરો બ્રાહ્મણ તો ખરા જ; પરંતુ હું એ વર્ગનો નાગર છું કે જે વર્ગ પોતાને બ્રાહ્મણ નહીં પણ ગૃહસ્થ તરીકે ઓળખાવવામાં અભિમાન લે છે । ગૃહસ્થાઈ કેટલી હશે તેનું માપ તો કાઢી કઢાયું હોય છતાં બ્રાહ્મણના ઉપનયન સંસ્કારને અમારા વર્ગમાં પણ મહત્વ અપાતું. મને જનોઈ દેવાનો પ્રસંગ આવ્યો—જે પ્રસંગ પછી વર્ણાશ્રમ ધર્મ અનુસાર ગુરુ આશ્રમે જઈ વિદ્યા પ્રાપ્ત કરવાનો અધિકાર મળે છે ।

હું તો જનોઈ દીધા પહેલાંથી શાળામાં ટકા ખાતો હતો । વર્ણાશ્રમ ધર્મથી વિરુદ્ધ હોય તોય । ગુરુ આશ્રમ બદલાઈ શાળા વિદ્યાભ્યાસનું સ્થાન બની ગઈ હતી. છતાં જનોઈ દેવાનું સામાજિક મહત્વ પણ હતું—હજી પણ ઘસાતું મહત્વ ચાલુ જ છે.

એવી એક માન્યતા તે સમયે અમારી કોમમાં પ્રવર્તતી હતી કે જનોઈ દેતી વખતે જનોઈ પામનારને 'ફેંટો' મળે તો કુટુંબની કુલીનતા કૃતકૃત્ય બની જાય. 'ફેંટો' એટલે જનોઈ દેતી વખત શ્વસુર પક્ષ તરફથી ઉપવીત પામનાર બ્રહ્મચારીને મળતી સોનાની સાંકળી, ઝીકની ટોપી, કોઈ હીરાગળ કપડાં વગેરેની ભેટ. બ્રહ્મચારી ભણતરના આવેશમાં કાશી ચાલ્યો ન જાય એ અર્થે એને મનાવવા શ્વસુરપક્ષ તરફથી અપાતી લાંચ ને 'ફેંટો' કહીએ તો ચાલે ।

ઉપવીત આપ્યા પહેલાં લગ્ન થઈ શકે જ નહીં, એટલે માત્ર વાગ્દાનદ્વારા વિવાહ મેળવીને જ આવો શ્વસુર પક્ષ ઊભો કરી શકાતો । જે બાળકને ઉપવીત સાથે બ્રહ્મચર્યની દીક્ષા લઈ વિદ્યાભ્યાસનું વ્રત લેવાનું હોય એ જ બાળકને ગૃહસ્થાશ્રમને પાટે ચઢાવી દેવાનું કાર્ય કુલીનતા મનાતું ।

અને મ્હારા પિતાનું કુટુંબ અમારી જ્ઞાતિમાં ઠીક ઠીક કુલીન મનાતું. બાદશાહી, પેશ્વાઈ, ગાયકવાડી અને સિંધીયા શાહી સાથે સંબંધ ધરાવી સાર વતન મેળવી ચુકેલા અમારા પૂર્વજો સિંધીયા-ગ્વાલિયરના પંચમહાલમાં તેમજ ગાયકવાડના સાવલી વાઘોડીઆ તાલુકાઓમાં ઈનામ-

દારીની પ્રતિષ્ઠા પામેલા હતા, જ્ઞાતિમા ઉચ્ચ મનાતા- તે એટલે સુધી કે પચમહાલના નાગર, વતનદારોને અમારા જ્ઞાતિજનો 'પાલીયા રાજા' તરીકે ઓળખાવતા. જગલવાળા પ્રદેશ 'પાલ' ને નામે ઓળખાય છે પચમહાલનો ઘણો ભાગ જગલ ભર્યો હતો, અને અમારી ટીખળી નાગરજ્ઞાતિ પચમહાલના વતનદારોને 'પાલીયા રાજા' તરીકે ઓળખાવી તેમના જગલ સહવાસ અને જડ સસ્કારને કટાક્ષમા આમળ કરતી હોય એમ માનવામા પણ હરકત નથી. ભલે જગલના તો જગલના, પણ રાજા તો ખરાજને! એટલે અમુક પ્રકારનુ અભિમાન પણ અમારામા વિકસ્યુ

એ અભિમાન ઘસાતુ ઘસાતુ આછુ થતુ જતુ હોય ત્યોય તે કુટુબના બાળકને જોઈ દેતી વખતે રૂઠો મેળવવા તત્પર થાય અને મળે ત્યારે પ્રસન્ન થાય એ સહજ છે આમ મ્હારી નહી, પણ મ્હારા કુટુબની સાયકાત ઉપર મ્હારો વિવાહ મળ્યો. મ્હારી તે સમયની લાયકાતમા સાત આઠ વર્ષની ઉમર, બીજી ત્રીજી ચોપડીનો અભ્યાસ, અનિશ્ચિત ભાવિ, અને સદેહગ્રસ્ત આરોગ્ય હતા! અલબત્ત, તે સમયે જેટલી અકલ હોશિયારી હશે તેનો બીનોખ ઉપયોગ કરી એ વિવાહમા મ્હારી ઉડાણ સમતિ અપાઈ યે હશે. વિવાહ લગ્નમા વર્ષો પછી પરિણમ્યો, અને એ લગ્ન કાઈપણ romance ઉર્ફે પ્રેમ વગર પરમ સુખદ જીવન પ્રસગમા ખીલી શક્યુ, બાળ વિવાહનુ મ્હારે માટે તો પરમ ભવ્ય પરિણામ આવ્યુ જે મ્હારા પ્રસગ બન્યુ એ બીજાને માટે પણ બનવુ શક્ય છે. એથી જ હુ બાળવિવાહ કે બાળલગ્નમા ફસાયલા માની દુ ખી થતા યુવક યુવતીને કહી શકુ એમ છુ કે બાળવિવાહ અને બાળલગ્ન એ કાઈ સર્વદા આપઘાત કરવા જેવી આફત તો નથી જ નથી.

અને આફત તો મોટી વયના લગ્નોમા પણ ક્યાં નથી આવતી ? બધાજ પ્રેમલગ્ન સુખમય જીવન સર્જતાં નથી.

આનો અર્થ એમ નથી કે હુ સર્વ સજોગોમા બાળ વિવાહ કે બાળ લગ્નની હિમાયત કરુ છુ. લગ્ન અને પરિણીત જીવન એ બન્ને કલા છે કલારહિત સ્પર્શ જીવનને કદરુ અને દુખમય બનાવી દે છે પછી એ જીવનનુ સાફલ્ય બાળ લગ્નથી સાધ્ય થયુ હોય કે યૌવન લગ્નથી સાધ્ય થયુ હોય !

એ તો સાચુ જ કે લગ્ન એ યૌવન વાંછના છે, બાળ વાંછના નહીં લગ્નની બાળ વાંછના કાતો રોગ હોય કે રમત હોય !

હુ તો મ્હારા વિદ્યાર્થીજીવનની રમતમાં મ્હારા વિવાહને વર્ષોનાં વર્ષો સુધી વીસરી ગયો.

કહે છે કે વૉટર્લુનો યુધ્ધવિજય ઈટન હેરોના રમત મેદાન ઉપર સાધ્ય થયો હતો. વૉટર્લુમા નેપોલીયનને વેલીગ્ટનને હરાવ્યો. વેલીન્ગ્ટનનુ વીરત્વ અને તેની યોજનાશક્તિ તેની શાળાઓના રમત મેદાન ઉપર જ ઘડાયાં હતાં એવો એ કથનનો ભાવાર્થ. નેપોલીયન પણ પોતાની શાળામા નહીં રમ્યો હોય એમ માનવાનુ કારણ નથી. રમતનુ મહત્વ એ કથનમાં દર્શાવાયુ છે

એ સમયમા રમત એ વડીલોને પ્રિય વ્યવસાય તો નહોતો જ રમતને અને ભણતરને બનેજ નહીં એવી તે યુગની માન્યતા. એ વડીલોની માન્યતાને બાજુએ મૂકી વિદ્યાર્થીઓ રમત તો રમતા જ હતા. મ્હને પણ રમતનો ઠીક ઠીક શોખ હતો.

કેટલીક રમતો તે સમયના જીવન સાથે જ ડાયલી હતી. માતાપ્રસાદ નામનો એક પુરભૈયો નોકર ઘણી સરસ ફેરવતો હતો, અને તે મને પણ ઘણી ઘણી બતાવતો હતો.

ઘર સામે અમારો એક ન્હાનકડો બાગ હતો. એ બાગમા મોગરો, ચપો, સૌભાગ્ય સુદરી અને પારિજાત શાળીના છોડ, વેલા અને વૃક્ષ પણ હતા. ઘરમા પૂર્ણ ઠાઠ ભરી પુષ્પપૂજન, એટલે પુષ્પ વીણવાનાં ગમતા કાર્યમા દેવસેવાનુ ધાર્મિક કાર્ય પણ ભળી જતુ હતુ પારિજાત પુષ્પિત બને ત્યારે ફૂલની પથારીઓ સર્જે. ત્યાં ઘણાં ફૂલ ખેરવવા માટે નોકર કે પડોશી મિત્ર સાથે હુ પણ ઝાડ ઉપર ચડતો, અને ડાળીઓ હલાવી ફૂલ પાડતાં ગીરાવતો.

એમાંથી રમતે પણ ચઢી જવાય. કહેવાય આમલીપીપળી, પણ હરકોઈ ઝાડ ઉપર રમી

આપણી ગેડીદડાની દેશી રમત ત્યારે ગામડામાં બહુ પ્રચલિત હતી. ખાસ કરીને હોળીની આસપાસના દિવસોમાં સાંજ અને અજવાળી રાત ગેડી-દડા માટે બહુ અનુકૂળ ગણાતી. હું પણ ગેડી દડા ઠીક ઠીક રમતો. ક્રિકેટ, હૉકી અને ફુટબોલ એ ત્રણે રમતોનો જાણે ભાર એમાં ન સમાયો હોય એવા ઉત્સાહથી શેરીએ શેરીએ એ રમત રમાતી.

માર દડી પણ એક રમત જ કહી શકાય. સખ્ત રીતે સુતળી ગુંથી મજબૂત બનાવેલી દડી પૂરા જોરથી રમનારાઓને મારતી અને એ મારમાંથી બચી જવાની ચાલાકી રમનારાઓએ વાપરવી એ માર દડીનો કાર્ય પ્રદેશ. વાગે ત્યારે ઠીક વાગતું, છતાં એમાં સારી ઝપટ અને સારો ઉત્સાહ રાખી શકાતા.

સાહિત્ય કે ભાષાશાસ્ત્રની દ્રષ્ટિએ ગુજરાત ઉપર તેલગણ પ્રદેશની અસર સૂચવતા ગીલી-દંડા-મોઈદાંડાની રમત પણ અમારી પ્રિય રમત કહી શકાય. ગઝુ ચડાવતી વખતે અમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે વટ્ટ, રેંટ જેવી રમત પ્રાપ્તિઓ તેલુગુ ભાષાની અમુક અસરનાજ માત્ર છે. મદ્રાસ કે નિઝામના તેલુગુ વિસ્તારમાં ગીલી દંડા રમાય છે કે કેમ, એ રમત કયા યુગમાં કયા વીર સેનાપતિ સાથે ગુજરાતમાં દાખલ થઈ, ગીલીદંડાની રમત રમતા કોઈ રાજવી કે મંડળેશ્વરની આકૃતિ ઉપસાવતો કોઈ સિક્કો, પાળીયો કે પ્રશસ્તિ મળ્યાં છે કે કેમ, ગીલીદંડા ઉત્તમ રીતે રમનાર કોઈ નિષ્ણાતને ખેતર કે ગામ બક્ષિસ અપાયાના સંસ્કૃત, પ્રાકૃત કે જૂની ગુજરાતી લિપિમાં કોતરાયલા શિલાલેખ કે તામ્રપત્રો હાથ લાગ્યાં છે કે નહીં, આ બધી રસ ભરી ચર્ચામાં કોઈ પણ ખેલાડી ઉતર્યો હોય એમ જાણવામાં નથી. હજી ગીલીદંડા ગુજરાતમાં રમાય છે, અને રમતમાં રમતના ઇતિહાસની જરૂર જરાય પડતી નથી એટલીજ હકીકત નોંધવી બસ છે. મને હજુએ ગીલીદંડાની રમત ગમે છે—જો કે ગીલ્લી વાગવાનો જે ભય હું બાળપણમાં જાણતો પણ નહીં તે આજ અનુભવું છું. વય માનવીને કાયર બનાવે છે, નહીં?

આટાપાટા, ખોખો, વાઘ બકરી જેવી રમતો ગામ વિસ્તારમાં ત્યારે પહોંચી ગઈ હતી એનો હું સાક્ષી છું.

લખોટીઓ રમવાનો મને સારો શોખ હતો. મને હજી યાદ છે કે મ્હારી લેખન વાચન સામગ્રી મુકવા મને આપેલો કરંડિયો મ્હોટે ભાગે લખોટીઓથીજ ભરેલો રહેતો. એમાં ભાત ભાતની લખોટીઓ રહેતી. લીટીઓવાળી અને સાદી, પત્થરની, ચુનાની કે કાચની ન્હાની ગોળીઓ કે મ્હોટા ગ્રહ!

હું લખોટીઓ રમતો પણ ઠીક કેટલાક. મ્હારી વિદ્યાર્થી અવસ્થામાં અમારે કમનસીબે રમતો પ્રત્યે વિદ્યાપ્રેમીઓનો તિરસ્કાર હતો. વાંચવું, લખવું, આવડતું હોય તોય ફરી ફરી વાંચવું અને ગોખવું એમાંજ સમયનો સદુપયોગ છે એમ માનનાર વડીલો અને શિક્ષકો પોતાના વાલી કે વિદ્યાર્થીને અનુશાસન માટે ધમકાવે ત્યારે કટાક્ષમાં કહે પણ ખરા કે—

લખોટીઓ રમી ખાઓ!

આટલું બધું મહત્વ લખોટીઓની રમતનું તે સમયે હતું. આવા વાતાવરણમાં રમતની દ્રષ્ટિઓ તો ચોગમજ ક્યાંથી? એવી દ્રષ્ટિઓ ખોળતી હોત તો જરૂર લખોટી કે પતંગની રમતમાં ખ્યાલો કે રાસ ઉઠતી ગયો હોત!

ગેડીદડા અને પતંગની માફક ગીલીદંડા અને લખોટીઓની મોસમી રમત ન હતી. બારે માસ એ રમી શકાય. લખોટીઓની તાસકડીમાં કાચકાનો પણ ઉપયોગ થતો. લખોટીઓની રમતના જયપરાજયમાં લખોટીઓનીજ ખંડણી પણ અપાતી લેવાતી. વિજયવીરને છ આઠ લખોટીઓ કે કાચકા મળે એમાં જુગાર ખેલવાની જરાય ભ્રાન્તિ અમને થતી નહીં. કદી કદી લખોટીઓ ચલણી નાણું—legal tender તરીકે પણ વપરાતી. શાળામાં પેન પેન્સિલ ખોવાઈ હોય તો એક બે લખોટીઓના બદલામાં પેન પેન્સિલનો ટુકડો મળવાનો પુરો સંભવ રહેતો એવી લખોટીની પ્રતિષ્ઠા હતી.

એવીજ બીજી બારમાસી રમત ભમરડાની. આર, દોરી, ભમરું અને રંગીલા દેખાવથી શોભતા ભમરડાને શિક્ષિત વિદ્યાર્થીની સખ્તાઈમાં કેમ મુક્યો હજી એની મને સમજ પડતી નથી. ભમરડો મને તો સર્વદા smart—ચબરાક જ લાગ્યો છે.

# નવસારી ચોતરફ સંશોધન

+

મણિભાઈ દ્વિવેદી

પ્રવનની પાંખે નવસારીની ચોતરફના પ્રદેશના ભૂતકાળની ભીતરમાં ડોકીયું કરી લેવાનું કામ મુશ્કેલ છે, તેમ છતાં આજના આ વાર્તાલાપમાં દક્ષિણ ગુજરાતના નવસારીની આસપાસના કેટલાક ગામોનો સંશોધનનો ભાગ રજુ કરતા પહેલી નજર પૂર્ણા અને મીંઢોળા નદીઓ વચ્ચે આવેલા દાઘના સરોણા અને સિસોદરા ગામો પર પડે છે. એ વિભાગની ગોરાટ, પણાવાળી, ચુનાના કાંકરા મિશ્રિત અને કાળી માટીના પડોના ઢાંકણથી પથરાયેલી ધરતી તથા નદીકાંઠાના કરાડાઓએ ભૂતકાળની અદ્ભુત સામગ્રીઓ પોતાના પેટાળમાં સાચવી રાખી છે

નવસારીથી ઈશાનમાં લગભગ અગીઆર માઈલ દૂર આવેલા સિસોદરાની ધરતી અને કબુત્ર ગામ પાસેના મીંઢોળા નદીના કરાડાઓમાંથી મળેલી પત્થરની છરી જેવા નાનાં અને બીજી જાતના પત્થરનાં હથિયારો ઉત્તર પાષાણયુગમાં માનવીઓના વિસામા આ નદીતટ અને તેની આસપાસમાં થતા હોવાની શાખ પૂરે છે

તેજ મુજબ સિસોદરા ગામના ગભાણીયા વગાના નામથી ઓળખાતા વોકળામાં ચોમાસાના વરસાદના પાણીએ એકઠા કરેલા, હાથથી થાપેલા, અને સૂર્યની ગરમીએ સૂકવેલા માટીના વાસણોના ટુકડાઓ માનવ જાતની પ્રારંભ યુગની કલાકારોની એંધાણી આપે છે પત્થરના ટુકડાને એક બાજુએથી ઘસીને તે પર સળંગ રેખાઓ કોતરવામાં આવી હોય એવા ટુકડા પણ આ સ્થળમાંથી મળી આવ્યા છે પણ પુરાણા કાળમાં લોખંડ ગાળવાનો ઉદ્યોગ આ સ્થળે સારા પ્રમાણમાં ચાલતો હશે. આ વગામાં આવેલા ખેતરોમાં લોખંડના કીટાઓના જથ્થો વિસ્તાર પથરાએલા છે.

આમ, ઐતિહાસિક કાળ પહેલાંની અને ઐતિહાસિક કાળના સોપાન કાળની હજારો વર્ષ પૂર્વેની આ સામગ્રીઓ પર નજર ફેરવી આગળ ચાલતાં આ સ્થળમાં ગુપ્તકાલિન ઈંટોથી ચણેલા બાંધકામના નમુના જોવા મળે છે. આ ઉપરાંત માટીના વાસણો પણ ઈ. સ. ના જેવા ચળકાટ મારતાં પડ ચડાવેલાં વાસણોનાં અને ખાસ જાતના મણકાઓના ભંડાર, મણકાઓનાં માટીના રમકડાઓ, નાની માટીની મૂર્તિઓ, પત્થરના વાસણોના ટુકડાઓ વિ. પુષ્કળ પ્રમાણમાં પથરાએલું મળી આવે છે,

પૂર્ણા નદીના કાંઠા નજીક આવેલા સરોણા ગામથી સિસોદરા અને ત્યાંથી બારડોલી તાલુકાના મઢીપુર અને પલસાણા તાલુકાનાં કબુત્ર ગામ પાસેની મીંઢોળા નદી વચ્ચેનું સીધી લીટીએ અંતર ૭ માઈલ કરતા વધારે નથી. પુરાતન અવશેષોની નજરે આ ૭ માઈલની સળંગ પટ્ટીને છુટી પાડી શકાય એમ નથી

સરોણા ગામના પાદરમાં કપિલેશ્વરનું પ્રસિદ્ધ સ્થાન આવેલું છે. આ શિવાલયની સામેજ એક નાનકડા કુંડ સરખું તળાવ છે પણ તે પૂરાઈ ગયેલું છે અને બાજુમાં વાવ છે આ શિવાલય લાલ રેતીઆ પત્થરનું બાંધેલું છે એ શિવાલય પણ પ્રાચીન શિલ્પનો એક નાનકડો નમુનો છે. શિવાલયના ગોખલામાં કોતરેલી દેવના જુદા જુદા સ્વરૂપની મૂર્તિઓ અને ઘુમ્મટની અંદરના ભાગમાં હાથે કરી ઝાખાં પડેલાં ચિત્રો ખાસ ધ્યાન ખેંચનારા છે

પણ આ બધા કરતા આ સ્થળ માટે મહત્વની બીના તો એ છે કે આજથી એક હજાર વર્ષ ઉપર ત્યાં એક બૌદ્ધ વિદ્યાપીઠ હોવાના પુરાવા મળ્યા છે. કાપિષ્ય વિહારના નામથી પ્રસિદ્ધ થયેલા એ સ્થાનના નિભાવ માટે રાષ્ટ્રકૂટ રાજાઓએ આપેલાં દાનના તામ્રપત્રો મળ્યાં છે. અને તે ઉપરાંત સિસોદરામાંથી ગોપ્તકાલિન લખા

ખુવાળી માટીની તકતી તથા બુદ્ધની મૂર્તિઓને ચરણે ભક્તિના ચિન્હ તરીકે ધરવામા આવતી માટી તથા પત્થરના સખોટાઓ પણ મળેલા છે. આ બધા પરથી એમ જણાય છે કે તામ્રપત્રોમાં જે કામ્પિલ્ય વિહારના વર્ણન મળે છે, તે સરોણા અને સીસોદરા ગામોથી માંડી મલેકપુર ગામ નજીકની નાની ટેકરીઓ સુધીનાં વિશાળ વિસ્તારમાં ફેલાયલાં હશે.

આ સ્થળમાં પંચમાર્કના તાંબા અને ક્ષત્રપ રાજ્ય કાળના ચાંદીના જૂજ સિક્કાઓ પણ મળી આવ્યા છે: એ બધું આ વિભાગના પુરાણા ઇતિહાસની યાદ આપે છે.

સિસોદરા અને સરોણા વિભાગમાં નજર ફેરવી નવસારીની આસપાસના બીજા સ્થળોની ગણના કરતાં પહેલાં એટલું જણાવી દેવું જરૂરી છે કે મહાભારતમાંના વનપર્વમાં સહદેવની વિજય યાત્રાના માર્ગના વર્ણન પરથી એટલું તો ચોક્ખુ જ તરી આવે છે કે સંજયતીહાસના સંજાણથી માંડી પૂર્ણા અને મીંઢોળા વચ્ચેના પ્રદેશમાં એ કાળે પણ આબાદી હતી. અને એકછત્રી સમ્રાટ બનવા માટે આ પ્રદેશમા આવેલી રાજસત્તાને પણ નમાવવાની જરૂર હતી એટલી ગણનાપાત્ર શક્તિ આ સ્થળમાં હતી. આટલો ઉલ્લેખ કરી ભૂતકાળની ભીતરમા આ પ્રદેશ પર નજર ફેરવતાં નવસારીની ગણના કરવી જરૂરી છે.

સાહસિક અને દીલાવર પારસી કોમના ઇરાન છોડ્યા પછીના મોટા વિસામાનુ આ શહેર પણ લગભગ બે હજાર વર્ષની પોતાની હયાતી દફતરે નોંધાવે છે. ઇસુની સદીની શરૂઆતમા ટોલેમી અને ગ્રીસના સાગરના સોદાગરોના દફતરે પશ્ચિમ ગુજરાતના બંદરો તરીકે એ નોંધાયું. ઇસુની આઠમી સદીમાં દક્ષિણના વાતાપીના બળવાન ચાલુક્યોની રાજ્યસત્તા નીચે લાટ મંડળનું તે પાટનગર બન્યુ અને ત્યારથી ચાલુક્યોની એક શાખાની સ્વતંત્ર રાજધાની પણ બન્યું. આ શહેરના બળવાન બાદુઓએ સિંધ વિજય કરી મુલક સર કરવા નીકળેલા અને દક્ષિણ સુધી કૂચ કરી વાતાપીની ચાલુક્ય સત્તાને ઝીંકી કાઢવા ધસતા આવતા આરબ સેનાપતિને નવસારી પાસેના જંગમાં ધનઝટ શિકસ્ત આપી પાછા વાળ્યાના પુરાવા તામ્રપત્રમાંથી મળે છે.

ગુજરાતની સોલંકી રાજસત્તાના કીર્તિ યુગમાં લાટના અંગના ૬૩ નાયકો પણ નવસારીમાં રહી દક્ષિણ ગુજરાત પર શાસન ચલાવતા હતા.

મહમંદ તુગલકના રાજ્ય અમલનો જામે મસીદમનો અને ફર્વેનશાહ શાહજાદાના સમયનો કુધીયા તળાવની મસીદમનો શેખ મુસ્લીમ અને મોગલ સત્તાના સમયમાં નવસારીમાં કેવા ધનાઢ્ય માણસો વસતા હતા એનુ સ્મરણ કરાવે છે

ઇસુની બારમી સદીથી માંડી ઓગણીસમી સદી સુધીમાં બારેક શિલાલેખો નવસારીના ઇતિહાસની સાંકળને જોડે છે. આ ઉપરાંત ગુપ્તની મૂર્તિઓ અને સુંદર કોતરકામવાળા સ્થંભો વિ. શિલ્પાકૃતિઓ તો વિશાળ પાયા પર નવસારી અને તેની આજુબાજુના ગામો સુધી પથરાએલી જોવામાં આવે છે. આ મુર્તિઓમાં શિવલિંગો, શિવની ચતુર્મુખવાળી મૂર્તિઓ, શક્તિની દશ ભૂજવાળી મૂર્તિઓ વિષ્ણુ અને બ્રહ્માની મૂર્તિઓ, નાગદેવી અને અન્ય નાનાદેવો, મુરલીધર વિ. ની મૂર્તિઓનો ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે આમ હિંદુ ધર્મ પંથોની સાથે સાથે જૈન ધર્મના શિલ્પોની અદ્ભૂત કારીગરીવાળી પુરાતની મૂર્તિઓ પણ મળી આવી છે રાષ્ટ્રકુટ રાજા કર્ક સુવર્ણ વર્ષના ઇસુની નવમી સદીના નવસારીના જૈન દેરાસરને અપાયેલા એક દાનપત્ર પરથી આજથી એક હજાર વર્ષ પર હિંદુ ધર્મ પંથોની સાથે જૈન ધર્મના વિકાસનુ એક ધામ નવસારી હોવાનો પુરાવો મળે છે

પણ આ ઉપરાંત નવસારીની ધરતી પર વિવિધ ધર્મસંપ્રદાયોની સુમેળભરી ગુંથણી

ઉમેરી જવાતાં આવે છે. ઇસ્લામના ઓલીયા ફકીરા અબુબકરની ઓલાદમાંથી ઉતરી આવેલા નસીરૂદીન મખ્દુમ સાહેબની દરગાહ અને સૈયદ સાદાત સાહેબનુ સતપથી સંપ્રદાયનુ ધામ, સન ૧૪૮૫ માં નવસારીમાં પારસીઓએ કરેલી આતશ બહેરામની સ્થાપના એ સૌ આ સુમેળની શાખ પૂરે છે. આમ વિવિધ મત ધર્મના સુમેળ સાથે નવસારીના મહાજનોએ પણ એ મેળમાં રંગોળી પુરી છે. બાદશાહ અકબરના દરબારમાં નવસારીના વડા દસ્તુરજી સાહેબ મહેરજી રાણાને આદરભર્યું સ્થાન સાંપડયું અને શાહી નવાજેશની સનદ મેળવેલી નવસારીના હિંદુઓમાંથી કેટલાક ફારસીના સારા અભ્યાસી હતા અને ફારસી ભાષામાં જ્યોતિષના બે ગ્રંથ રચી ગયેલા, તેજ મુજબ મુસ્લીમ વિદ્વાન આબાદ આરઝા કેસુઆએ સન ૧૭૨૧ માં નળદમયંતી આખ્યાનને ફારસી કવિતામાં 'કુસ્સે દમુન નળ' ના નામથી ઉતાર્યું. સન ૧૮૧૫ માં પારસી—ધર્મ પુસ્તકોને ગુજરાતી ભાષામાં ઉતારનાર રાણા કામદીન સંસ્કૃતના અભ્યાસી લેખાતા અને સન ૧૬૦૦માં મોબેદ મોબાદ સંજાણાએ 'કિસ્સે સંજાણ' જાણીતા ગ્રંથની રચના કરી આ રીતે ધર્મ સાથે નવસારીમાં સાસ્કૃતિક મેળ જામ્યો હતો.

કેરડી ખાનદાનના હિંદના દાદાની ખ્યાતિ પામનાર સ્વર્ગસ્થ દાદાભાઈ નવરોજજી, એક સાધારણ ઘરમાં જન્મ લઈ વ્યાપારી આલમમાં અમરસ્થાન મેળવનાર, સ્વ માનની નર સર જમ શેદજી ટાટાભાઈ અને સર દાદાના વતન હોવાનું ગૌરવ નવસારી લઈ શકે છે

મુસ્લીમ અને મોગલ સત્તાના સમયમાં કાપડના વણાટનું નવસારી મોટું કેન્દ્ર હતુ. અને સુરતની બંદરી ખ્યાતિના સમયમાં નવસારી, મુઘી જગમાંથી અને બારતાના કાપડના મોટા ઉત્પાદન માટે તે ચીજોનો વપરાશ વધ્યો. નવસારીની આજુબાજુના ગામોમા પણ વણાટનો ઉદ્યોગ મોટા પ્રમાણમાં ચાલતો અને "હોટી તો દાભેલની" એ કહેવત બની ગઈ છે. આમ કાપડ સાથે હાથ બનાવટના કામળા અને ગાદર બનાવવાનો ઉદ્યોગ પણ મોટા પાયા પર ચાલતા હોવાનુ જણાય છે આ ઉપરાંત માટીના વાસણો પર મિનિઅમના જેવા ચળકાટ મારતાં પડો ચઢાવેલા વાસણોના પુષ્કળ ભંગાર મળી આવે છે. આ જાતના કેટલાંક વાસણો પરતો લગભગ એક દોરા જેટલું જાડું અને કાચના જેવું નીલવર્ણ રંગીન પડ ચઢાવેલું મળી આવે છે. તાપી કાંઠાના ઐતિહાસિક કામરેજની ઉત્તરના તડકેશ્વર અને માંગરોળ તાલુકાના ખંડીએર વસાહતોથી માંડી દક્ષિણના બીલીમોરા પાસેના ધનધરા સુધીના વિશાળ ભાગમાં આ પ્રકારના વાસણોના પુષ્કળ ભંગાર મળે છે એ પરથી લાગે છે કે જુના સમયમાં માટીના મીનાયુક્ત વાસણો બનાવવાના ઉદ્યોગ દક્ષિણ ગુજરાતના ઘણા મોટા ભાગોમાં ચાલતો હશે. નવસારીના કોટના ટેકરાની નીકળેલી માટીની એક પુરાતની કોઠી વડોદરાના મ્યુઝીયમમાં સંઘરાયેલી છે.

નવસારી પાસેના અબ્રામા ગામેથી દક્ષિણના કદંબરાજ ૧ ના એક શિલાલેખ મળી આવ્યો છે એ પૂજ સૂચક છે જુના વખતમાં અહિ કાપડના રંગાટ અને વણાટનો ધંધો ધમધોકાર ચાલતો અને તે જોવા તથા શીખવા માટે ડચ અને અંગ્રેજ કંપનીના માણસો નવસારી, અબ્રામામાં આવી રહ્યાની નોંધો મળે છે

બીલીમોરાની બન્ને બાજુએ આવેલી અંબિકા કાવેરી અને ખરેરાની ખાડીઓમાં વહાણ બાંધવાનો ઉદ્યોગ ચાલતો. પારસીઓની વાડીયા અટક આ ધંધા સાથેના તેમના સંબંધની સૂચક છે.

મરોલી પાસેના નડોદ ગામની ખોડિયાર માતાને ઓળે વડની છાંયા નીચે ગોઠવાયેલા મોટી સંખ્યાના પાળીયાઓ કોઈ અજ્ઞાત જંગની કુરબાનીનું સ્મરણ કરાવે છે. અને તેજ મુજબ તેના

વાસ્તુમંડળમાંથી નીકળતી ગુપ્ત સમયની ઈંટો એના ટેકરાઓના સંશોધનની જરૂરત સૂચવેછે નવસારીમાંથી પણ ગુપ્તકાલિન ઈંટો મળી આવે છે.

વિક્રમની બારમી સદીના દક્ષિણના ચાલુક્યોની એક શાખાએ નવસારી પ્રાંતના બાગ તાલુકાના મંગળપુરી ગામે નવીન રાજસત્તા સ્થાપી હતી. આ મંગળપુરી તે હાલનું મંગળીયા ગામ. બારા તાલુકાનુ આ મંગળપુરી અને વસંતપુર એ બે ગામોમાં આ રાજ્ય સત્તાની રાજધાની રહીછે. મુસ્લિમ અને મરાઠા રાજ્યઅમલમાં વસંતપુર બીસનપુર તરીકે ઓળખાવા લાગ્યું આયક્વાડોની સત્તાની શરૂઆતમા પણ પરગણાના મુખ્ય ગામ તરીકેનું તેનુ મહત્વ હતુ પણ હવે તો એ બેસનીયા તરીકે ઓળખાય છે તેની નજીકમાં આવેલા બાલપુરના પુરાતની શિવાલય અને જળકુંડોની પાસેનો શિલાલેખ હજુ પણ વસંતપુર ના નામની યાદ આપે છે. એ રાજ્યવંશના જિનરાજ નામના રાજાના રાજ્ય અમલમાં એમના ભાઈ કુમારે વિક્રમ સંવત ૧૨૭૩ માં ધવલનગરીમા આદિદેવની મૂર્તિનુ પ્રતિષ્ઠાન કર્યોના ત્રણ શિલાલેખો મળી આવ્યા છે.

ચાલુક્યોના આદિદેવ વિષ્ણુના એક અવતાર તરીકે મનાતા વરાહ છે. એટલે કુંમારે ધવલ નગરીમા આ વરાહની મૂર્તિનું પ્રતિષ્ઠાન કર્યાનુ ફલિત થાય છે

નવસારીથી મુંબઈ જવાના રાજમાર્ગ પર નવસારીથી લગભગ અઢાર માઈલ દૂર પોલધરા નામની એક નાની નદી આવેછે, એ પોલધરાની ખાડી તરીકે ઓળખાય છે અને સડકથી બે એક માઈલની અંદરના ભાગમા બરોલિયા કરીને એક ગામ આવેલુ છે આ સ્થળો સુરત જીલ્લાના ચીખલી તાલુકામા આવેલા છે આ પોલધરાની ખાડીને કાંઠે રાજભેસણાના નામથી ઓળખાતો એક ટેકરો છે. તેની નજીકમા કુળદેવ સ્થાપિત આદી દેવની આકૃતિ અને ધવલનગરીના ઉલ્લેખવાળા બે શિલાલેખોને રાની પ્રજાએ પોતાની દેવી બનાવી સીંદુરના થર ચઢાવી જમીનમાં દાટી રાખ્યા છે.

અને ત્રીજો લેખ ગણદેવાના મંદિરમા છે. પાસેના બરોલીયા ગામની આસપાસમાં ધવલનગરી નામે એક વિશાળ શહેર હતુ એની ફલત કથાને કુંમારેના શિલાલેખો અને આ વિભાગના ખેતરોમાથી દૂર દૂર સુધી ફેલાયલા મારીના વાસણો વિ. ના અવશેષોમાંથી પુષ્ટિ મળે છે.

આમ નવસારીની નજીકમા પુરાતની સમૃદ્ધિઓની એંધાણી જેવા ભૂતકાળની ભીતરમાં ફેરવેલી ઉતાવળી નજર સમેટ્યા પહેલા એટલુ જણાવી લેવું જરૂરી છે કે પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો અને અન્ય સાધનોથી એટલું સાબીત થાય છે કે આ વિભાગમાં આજે પણ ૫૦૦થી ૨૦૦૦ કરતા વધુ વર્ષો ઉપરના સમયના દાખલા સામે મોજુદ છે

---

# અંગત વાત

[ રશિયન નવલિકા ]

ગૌરીકાંત ચતુર્વેદી

એક વખત રસ્તાઓ પરથી જતા મને એકાએક માલૂમ પડ્યુ કે સ્ત્રીઓ મારા તરફ જોતી ન હતી.

થોડા વખત અગાઉ મને યાદ છે કે હું નીકળતો ત્યારે સ્ત્રીઓ મારા તરફ જોતી, હસતી અને સહાનુભૂતિ પ્રદર્શિત કરતી.

અને હવે એકએક-કે કમે નહિ!

"અફસોસ!" મને વિચાર આવ્યો, "પુરુષના જીવનમા સ્ત્રીઓ મહત્વનો ભાગ ભજવે છે જ."

આપણા શહેરી અર્થશાસ્ત્રીએ કે કદાચ કોઇ કેમિસ્ટે એક અપૂર્વ વિચાર જાહેર કર્યો હતો. તેણે જણાવ્યુ હતુ કે આપણી અંગત જિંદગી જ નહિ પણ આપણે જે સર્વ કંઇ કરીયે છીએ તે સ્ત્રીઓને ખાતર જ કરીયે છીએ કીર્તિ માટે પ્રયાસ, સંપત્તિ અને કીર્તિ પ્રાપ્તિ, ઘર બદલવાં, કપડાં લેવા વિ. સર્વ સ્ત્રીને લઇને કરીએ છીએ

આવુ કહેવા-આટલે હદ સુધી જવામા અતિશયોક્તિ છે. શહેરીઓવાને રુચિકર લાગે માટે તે આમ બોલ્યો હશે. એ બધુ તો ઠીક છે પણ અંગત જિંદગીનો આધાર સ્ત્રી ઉપર રહે છે એટલુ તો હું જરૂર સ્વીકારું છુ.

હું સંપૂર્ણપણે સમ્મત થાઉં છુ કે આપણી અંગત જિંદગીનો આધાર સ્ત્રી ઉપર જ છે.

ન તમે સ્ત્રીને લઇને સિનેમા જોવા જાઓ અને ફિલ્મ ખરાબ નીકળે તો પણ તે જોતા કંટાળો આવતો નથી. તમે તેનો હાથ દબાવી શકો છો અગર તેના કાનમાં કંઇ મૂર્ખ વાત કરી શકો છો

સ્ત્રીઓ મારા તરફ જોતી અટકી ગઇ એમ મને જણાયુ, ત્યારે મને શુ થયુ હશે તેની હવે તમે કલ્પના કરી શકશો.

"કમભાગ્ય શુ થયું? છોકરીઓ મારી તરફ નજર કેમ માંડતી નથી? શું કારણ હશે? તેમને શું જોઇએ છે?" મને વિચારો આવ્યા.

ઘરે આવી સીધો હુ આયના પાસે ગયો. તેમા મે મારૂ નિસ્તેજ મુખ જોયું. આંખનો ચળકાટ પણ ઓછો દેખાયો. અને ગાલની રતાશ પણ કમતી થયેલી નિહાળી.

"હવે હુ સમજ્યો.." મે વિચાર્યું "મારે ખોરાક સુધારવો જોઇએ. મારા ક્ષીણ થતાં શરીરમા નવુ લોહી ભરવુ જોઇએ"

માખણ લીધુ, વીટામીનવાળા ખોરાક લીધા કોકો વિ. વિ. લીધું.

વગર અટકયે એ સર્વ ખાવું ચાલુ રાખ્યુ. ટૂંક સમયમાંજ મારૂં વજન વધ્યુ અને મોં પર તંદુરસ્તીના સ્પષ્ટ ચિન્હો તરવરી ઊઠ્યાં.

આવો સુધરેલો હું ફરવા નીકળ્યો પણ વનિતાઓ અગાઉ મફક જ મારી તરફ દ્રષ્ટિપાત કરતી ન હતી.

"આહ," મને વિચાર આવ્યો, "કદાચ હુ બેડંગુ ચાલતો હશે. મારે અખાડામાં કસરત કરવી જોઇએ. દંડ-બેઠક-મલખમ વિ. સર્વે કરવુ જોઇએ કદાચ મારા સ્નાયુઓ દઢ, ઉપસેલા લાગતા નથી- સ્ત્રીઓને મજબૂત મરદો ગમે છે!!"

હુ બજારે ગયો અને ડમ્બેલ્સ, સ્પ્રીન્ગ, રીંગ, મલખમ, વિ. કસરતોનાં સાધન લીધાં અને હવામાં હાથ ઊંચો રાખી ફેરવવાની ટેવ પણ લીધી.

એ કમબખ્ત બીજ તો સવારે હું હવામાં ફેરવતો સાંજના બીજી કસરતો કરતો અને ઘણા દિવસો સુધી મેં પડોશીઓને મફત લહાવો ગીરી આપ્યા.

હું અખાડા, કસરતનો સભ્ય બન્યો. હું તરવામાં અને બોક્ષીંગમાં પ્રવૃત્ત રહ્યો. પાળામાં પણ ઠંડા પાણીમાં સ્નાન કરવા લાગ્યો. એમ કરતા એક વાર તો મરતાં જેમ તેમ બચી ગયો.

છ માસ આમ ચાલ્યુ, મારી જિંદગી ઘણીવાર અકસ્માતથી બચી ગઈ ઘણીવાર જીવપર આવતાં ઈશ્વરકૃપાથી હું બચી ગયો.]

પુરુષને શોભે એવી ચીજથી મે આ સર્વ સહન કર્યું અને સૂર્યના તાપમાં કસરત કરી મરડાઈ ગયેલો વનિતાના સ્મિતોત્તરીથી સંપાદન કરવાની ઈચ્છાથી બજારમા ફરવા નીકળ્યો.

પણ એ સ્મિત ક્યાય આવ્યાં નહિ.

પછી હું શીખવાના ઓરડાઓની બારી ઉઘાડી રાખવા લાગ્યો, ચોખ્ખી હવા મારા ફેફસામાં પ્રવેશી, મારા ગાલ પર લાલી ચમકી, મો પહેલા સુકાયો અને પછી લાલચોળ બન્યુ. છેવટે કઈ કારણને લઈ તે રતુમડુ બન્યુ રતુમડા ગાલવાળો હું એક દિવસ નાટક જોવા ગયો. પણીક લલનાઓ પાછળ હું પતંગીઆ માફક ઘુમવા લાગ્યો. કોઈને હસેલી, કોઈને સ્હેજ કોણી મારી, કઈક અસભ્ય શબ્દ પણ બોલ્યો પણ કઈ પરિણામ ન આવ્યુ, માત્ર એક બે વગર મનના હાસ્યો.

હું સ્નોઈંગ રૂમમાં ગયો અને આયનામા મારી મુખાકૃતિ અને છાતી—જે હવે એક વાર પહોળી થઈ હતી તે પ્રશંસા કરી નિહાળવા લાગ્યો. મારા હાથ જોયા, પગ જોયા, વાળ જોયા.

આ વિચિત્ર પ્રાણી સ્ત્રીને રાજી કરવી કેટલુ મુશ્કેલ છે તે આશ્ચર્યમાં વિચારવા લાગ્યો. અગર એ લોકોને શુ જોઈએ છે તેની મને ખબરજ નથી ?

મને એકાએક સુઝ્યુ કે મારો પોશાક જ બરાબર નથી. ખરૂ કહું તો મારો ડ્રેસ ખરાબ હતો. મને પણ તે પ્રત્યે ઘૃણા થઈ. મારૂ પાટલુન ટૂંકુ અને બુટથી આગળ કોથળા જેવું લાગતુ હતુ અને પગ તરફ જોયુ તો કપારી છેટી આનુ વર્ણન કરૂં તો સાહિત્યને કલંક લાગે

"હવે હું સમજ્યો," મને લાગ્યુ, "મારી આ ગત જિંદગી શા માટે બગડે ? તેનુ કારણ મને જણાયુ. હું ખરાબ પોશાક પહેરૂ છુ"

હતાશ થયેલો. હવેથી બુટથી આસને, 'માત્ર ફેશનેબલ નવા કપડાંથી ભરી દેવાનો ઠરાવ કરતો હું ઘરે આવ્યો.

મે મારા કપડા ઉખેડી ફરીથી શીવડાવ્યાં. બારીના લાલ પડદાનુ જાકીટ કરાવ્યુ. એસ્પ્રેસ સ્ટાઈલના પાટલૂન કરાવ્યાં.

અર્વાચીન ફેશનને મનમાં ધિક્કારતો, નવાં કપડાંમા બબૂન જેવો દેખાતો હું ફરીથી ફરવા નીકળ્યો.

આપણી પૃથ્વીના પટ પર વિશાળ છાતી ન હોય તેટલી પહોળી છાતીવાળો પછી મે ઓવર કોટ બજારમાથી ખરીદી.

અને મારી છુટીના દિવસે હું આ કપડા પહેરી ઉદ્યાનમાં ફરવા ગયો ગોઠવેલા જેટની માફક હું નાચતો કુદતો ચાલ્યો

આશ્ચર્ય અને ગભરાટમા સ્ત્રીઓ ફફડાતી આંખે મારા તરફ જોવા લાગી. અને પુરુષો તો મારા પ્રત્યે એકી ટસે જોઈ રહેતા. તેઓની ટીકા શિક્ષિત પુરુષોની અસભ્ય ટીકા મારે કાને પડતી. પણ તેમને મારી પરિસ્થિતિનો ખ્યાલ હતો. જેવો આદિમો ' કેવો શણગારાયો છે ! તેને શરમ નથી લાગતી ? ગણ માણસ પથરાય એટલા કપડાંમા વિંટાયો છે ! '

મારા પર વાક્પ્રહારો થતા અને પ્રત્યેક માણસ હસતો.

નાગી તલવારોની બેહાર વચ્ચેથી હું જાણે પસાર થતો હોઉં તેમ લાગતાં હું ઉદ્યાન તરફ વળ્યો.

અને એકાએક ત્યા પુષ્પિનના બાવલાં

# અદ્ભુત સ્વયંવર



પુ કુજ.

'મલ્લિકા' ! શ્રાવસ્તીનો પ્રખ્યાત માલાકાર સેઠી બોલ્યા: 'હું એક વાત પૂછું ?'

' ખુશીથી, પિતાજી '

' તું હવે વિવાહ યોગ્ય થયું છે' તારે માટે વિવિધ દેશોમાંથી માગા આવ્યાં છે, પરંતુ તારી મા કહે છે કે તેમાનુ એક પણ તને પસંદ નથી !

' ખરી વાત છે, પિતાજી ! '

' કારણ ? '

'અને એમાં કોઈ યોગ્ય પુરુષ જણાતો નથી.'

' મગધરાજ અજાતશત્રુ પણ યોગ્ય નથી?'

' ના, એ ઉદ્ધત અભિમાની, અને મદાંધ છે.'

'અને વત્સરાજનો પુત્ર ?'

' તે નિર્બળ અને અલ્પજ્ઞ છે '

'મહાનામા શાક્ય ?'

' તે વ્યભિચારી છે. '

' અંગરાજ સુલિક્ષણ ?'

' તે કુરુપ છે. '

' ત્યારે આ બધામાં તને કોઈ યોગ્ય જણાતો નથી. તો પછી આધાર રાજા પુષ્ક– શક્તિ તો મારા ધારવા પ્રમાણે સર્વગુણસ– પન્ન છે.'

' પિતાજી તમે હજુ નારી હૃદય પારખી નથી શક્યા, તમે મને ઉચ્ચ શિક્ષણ આપ્યું છે અને એના પ્રભાવે મારામાં સત્યાસત્યનો વિચાર કરવાની શક્તિ ઉત્પન્ન થઈ છે. ગાંધારરાજ એક પુરુષ શક્તિનો નમૂનો ભલે હોય, પરંતુ શ્રાવસ્તીના માલાકાર સેઠીની પુત્રી મલ્લિકાના પતિ થવાની યોગ્યતા તેનામાં નથી.'

સેઠી ચૂપ થઇ ગયો. મલ્લિકાના ઉચ્ચતમ આદર્શને પોતે એનો યુવક શોધશે તેને અસં- ભવિત લાગ્યું પિતાને ચૂપ જોઈ મલ્લિકા બોલી

' પિતાજી ચિંતાનું કાંઇ કારણ નથી. હું પોતે જ યોગ્ય પતિ શોધી લઈશ. '

' પુત્રી ! તારી જેવી ઇચ્છા, હું તારા દિલને દુ:ખી કરવા નથી માગતો. સેઠીના ઘરમાં કઈ સમૃદ્ધિની મણા નથી. સુયોગ્ય કાંત ન મળે ત્યા સુધી તને પરણાવવાની મારી ઇચ્છા પણ નથી.

સેઠી ગયો. મલ્લિકા શાંત ચિત્તે બારીમાંથી બહાર જોવા લાગી.

*

મલ્લિકાએ તે રાત્રીએ ભારે હૃદયમંથન અનુભવ્યું. તેને વારે વારે પોતાના વિવાહની વાત યાદ આવતી હતી. તેને વિચાર થયો કે જગતમાં યોગ્ય પુરૂષ મેળવવાને અનેક ઉપાયો રચવા પડશે. તેને સર્વગુણસંપન્ન પુરૂષ મેળ- વવાની ચાહના હતી ' કેમ ન હોય! તે પણ સુંદરી હતી. યૌવના હતી. લક્ષ્મીનંદન સેઠીની લાડકી પુત્રી હતી. તે જેમ તેમ મનમનાવીને સુવાની ચેષ્ટા કરવા લાગી, પરંતુ તેને નિદ્રા આવી નહીં

*

મલ્લિકા હું તો અનેક આશાઓ સાથે આવી હતી. તારા લગ્નોત્સવમાં મ્હાલવાની મને ઘણી ઇચ્છા હતી, પરંતુ મે સાંભળ્યું કે તે તો પરણવાનીજ ના પાડી છે.

' ઓહો! કરુણા! સાકેતથી ક્યારે આવી?'

' આજે જ, અને બે ત્રણ દિવસમાં જવાની છું. '

' કેમ એટલી બધી ઉતાવળ ?

' કારણ કે મારે ત્યાં મારા દિયરનો લગ્નો- ત્સવ છે. '

" ક્યારે ? "

' એક માસ પછી. '

' તો પછી ઉતાવળ શી છે ! '

'તારો સમોત્સવનું તો કંઇ દેખાતું નથી; રહીને શું કરું ?'

'એમ કહેને કે પતિ વગર ગમતું નથી મદાના શા માટે કાઢે છે ?'

સગુણા શરમાઇ ગઇ ને ચૂપ રહી. મલ્લિકા બોલી, 'સગુણા ! હું એક વાત પૂછું ખોટું તો નહિ લાગે ?'

'ના, રે ! ના.'

'તને આ તારા લગ્નથી સંતોષ છે ?'

'મનુષ્ય કોઈ પણ સંજોગોમાં સ્વેચ્છાથી સંતોષી રહી શકે છે.'

'તારા કહેવાનો ભાવાર્થ મને નથી સમજાતો.'

'ભાવાર્થ એ કે જગતમાં સર્વગુણસંપન્ન કોણ છે ?'

'તે જ હું નથી જાણતી માટે તો પૂછું છું.'

'મલ્લિકા ! તું ધનિકની પુત્રી છે માટે આટલી પાછળ શક્તિનો અપવ્યય કરવાનું તને પાલવે છે. બાકી જગતમાં કોઈપણ વસ્તુ પૂર્ણ નથી. એ અપૂર્ણતા પૂરવા જગત મથી રહ્યું છે, પણ એ પૂરાતી જ નથી. એટલે તારે તો હવે જેમાં તને મનપસંદ ગુણો વધારે દેખાતા હોય એવો પુરુષ શોધી લેવો જોઈએ વારે વારે મારા પતિ સંબંધી તું પૂછે છે. પણ મારો પતિ પુરુષ છે એ સિવાય વધારે હું નથી જાણતી. એટલામાં બધું સમજી લે.'

મલ્લિકા ચૂપ રહી. થોડી વાર પછી સગુણા પાછી બોલી, મલ્લિકા, ચાલ મારી સાથે. સાકેતમાં થોડા દિવસ રહીને પાછી આવજે. તને મારું સ્વજીવન જોવાની પણી ઇચ્છા છે તે પણ સાથે સાથે પૂર્ણ થશે.

મલ્લિકા સાકેત આવી. પછી ત્યાં થનાર વીરોત્સવ જોવા જવાને વિદ્યામુખ, સગુણા, મલ્લિકા તૈયાર થયાં. ત્યારે સગુણાએ પોતાના પતિને કહ્યું, "નાથ, રસ્તે ભય છે માટે સાથે રક્ષક લેજો."

'વાહ, તારી એવી ઇચ્છા હેય તો લઇ લઇશું પરંતુ શું તને આ બાહુમાં વિશ્વાસ નથી?'

સગુણા કંઇ બોલી નહિ.

વિદ્યામુખ હસ્યો. મલ્લિકા વીરતની મૂર્તિ જોઈ આનંદમય થઇ ગઇ.

વિદ્યામુખ, સગુણા, મલ્લિકા અને રક્ષકો વીરોત્સવ જોવા બહાર નીકળ્યાં. મલ્લિકાએ જોયું કે નિત્યનો ભારત વિદ્યામુખ આજે પ્રેમમૂર્તિ બની રહ્યો હતો. સગુણાના મુખ પર સ્મિત હતું. થોડે દૂર આવ્યાં હશે એટલામાં એક સુંદર પુરુષ દોડતો દોડતો તેઓના રથ પાસે આવ્યો, અને વિદ્યામુખને કહેવા લાગ્યો, 'દેવ પેલા ' દસ્યુઓ મારી પત્નીને ઉપાડી લઇ જાય છે.'

'અને તું જોયા કરે છે ?'

'હું એકલો અને તેઓ અનેક હું શું કરું !'

'હત્ કાયર ! ચાલ ! હું આવું છું;" વિદ્યામુખ બોલ્યો અને સગુણા અટકાવે તે પહેલા તેની સાથે દોડ્યો રક્ષકો પણ દોડ્યા થોડીવાર પછી સગુણાએ જોયું કે રક્ષકો પાછળ વિદ્યામુખને તથા એક સુંદર સ્ત્રી તથા પુરુષને લઈ આવતા હતા, પાસે આવીને વિદ્યામુખ બોલ્યો, 'સગુણા ! ગભરાવાની જરૂર નથી; સહેજ હાથમાં ઘા પડ્યો છે' સગુણા પાટો બાંધે લાગી. મલ્લિકા સ્તબ્ધ થઈ ગઈ થોડીવાર પછી વિદ્યામુખ પેલા યુગલને ઉદ્દેશી બોલ્યો 'તમે હવે જાઓ' તે સ્ત્રી બોલી, હે વીર ! મારો બચાવ કરવા માટે તમને ધન્યવાદ, પરંતુ હું એ કાયર પતિ સાથે જવા કરતાં વૈધવ્ય ભોગવવું વધારે પસંદ કરું છું. હું જાણતી ન હતી કે એ સૌંદર્યની પાછળ આટલી બીકણતા સંતાયેલી છે.'

'પરંતુ એમાં એ બિચારો એકલો શું કરે!' સગુણાએ બચાવ કર્યો.

'કેમ શું કરે ? મારી રક્ષા કરતાં વીરગતિ પ્રાપ્ત કરે.'

તે સ્ત્રી સાકેત તરફ પાછી વળી. વિદ્યામુખે બે રક્ષકો તેને સાકેતના દ્વાર સુધી મૂકી આવવા મોકલ્યા. મલ્લિકા આ દૃશ્ય જોઇને વિચારમાં પડી ગઈ. તે પણ પેલા પુરુષનું સુંદર શરીર જોઇને મુગ્ધ થઈ હતી પરંતુ, તેના શબ્દોએ તેને પણ મુંઝાવી દીધી, સૌન્દર્ય કે વીરતા એમાંથી કયી વસ્તુ વિશેષ ઉપયોગી છે તેનો વિચાર કરતી તે મૂંઝાવા લાગી.

# તાલીમ પામેલા શિક્ષકો વધારવાની યોજના 

(કેળવણી વ્યવહાર સૂચનાઓ—નં. ૫)

ટી. કે. એન. મેનન

કેન્દ્રીય એડવાઇઝરી બોર્ડે તૈયાર કરેલી યોજના (સાર્જન્ટ રિપોર્ટ) સંપૂર્ણપણે અમલમાં મૂકવા માટે ચાળીસ વર્ષો જોઈએ છે. આટલો લાંબો સમય જરૂરી હોવાનું મુખ્ય કારણ એ છે કે તાલીમ પામેલા શિક્ષકો જોઈતી સંખ્યામાં મેળવવા એટલો વખત જોઈશે. નહિ તાલીમ પામેલાને તાલીમ આપવા માટે અને તાલીમ પામેલા શિક્ષકો નિવૃત્ત થતાં તેમની જગ્યાઓ પૂરવા માટે જોઈતા શિક્ષકો ઉત્પન્ન કરવા માટે હાલના તાલીમ વિદ્યાલયો અપૂરતાં છે. શિક્ષણની ગણતરીપૂર્વકની યોજનાને પહોંચી વળવા માટે તાલીમ શાળાઓ વિદ્યાલયો અને યુનિવર્સિટીનું કેળવણી ખાતું હવે તાત્કાલિક સ્થાપિત કરવાં જોઈએ. કેળવણી ગણતરી કમિટીની યોજના અમલમાં મૂકવા રાષ્ટ્રમાં માત્ર ૨૦,૦૦,૦૦૦ નોન-ગ્રેજ્યુએટ અને ૧,૮૦,૦૦૦ ગ્રેજ્યુએટ શિક્ષકોની આવશ્યકતા છે. ઉપર્યુક્ત રિપોર્ટમાં તાલીમ પામેલા શિક્ષકો સંબંધીની સૂચવેલી યોજના પર પુષ્કળ ટીકાઓ થઈ છે અને એ યોજનામાં ઝડપી વધારો થઈ શકે કે કેમ તે સંબંધી પૂર્ણ વિચારણા ચલાવવામાં આવી છે. ઇંગ્લેન્ડની એડવાઇઝરી કાઉન્સિલ ઑફ એજ્યુકેશને આ વધતી જતી માગણી પહોંચી વળવા માટે ઘણી વ્યવહારુ ભલામણો કરી છે તે આપણને માર્ગદર્શક નીવડે એવી છે માટે તે અતિ સંક્ષિપ્તમાં અહીં તપાસીશું.

ઇંગ્લેન્ડ કેળવણીમાં હિન્દ કરતાં ઘણું આગળ વધેલું છે, તે આપણે આ માસના લેખમાં જોઈ ગયા. લડાઈ પછીના વરસોમાં તાલીમ પામેલા શિક્ષકોની ઘણી ખેંચ પડશે એમ આ કાઉન્સિલને જણાયું, તેથી એ સંબંધીની યોજના તૈયાર કરવાની તેણે પહેલ કરી. તાલીમ વિદ્યાલયો અને તાલીમ પામેલા શિક્ષકોની સંગીન સુધારણા કરવાના હેતુનો પણ આ યોજનામાં સમાવેશ થાય છે. લડાઈ પછીના ત્રણથી પાંચ વરસના ગાળામાં, જો ફરજિયાત કેળવણી લેવાની ઉમ્મર ૧૪ ને બદલે ૧૫ની કરવામાં આવે તો ૫૭૮૦૦ તાલીમ પામેલા શિક્ષકોની જરૂર પડે એમ આ કાઉન્સિલને તપાસતાં જણાયું. આ અસામાન્ય જરૂરિયાતને પહોંચી વળવા કાઉન્સિલે તેના રિપોર્ટમાં અસામાન્ય સૂચનાઓ કરી. બીજી સૂચનાઓ જોઈએ તે પહેલાં એક સૂચના પર હું સર્વેનું ખાસ ધ્યાન ખેંચવા આગ્રહ રાખું છું, તે એ છે કે આ વચગાળાના સમય માટે મોટા વર્ગો રાખવા આ રિપોર્ટ મંજૂરી આપે છે. પ્રાથમિક કેળવણીમાં સૌથી વધુ પ્રગતિ કરેલા દેશ ઇંગ્લેન્ડમાં વર્ગમાં ૫૦ વિદ્યાર્થી રાખવાની છૂટ મળે છે, ત્યારે કેળવણીમાં ઘણા પછાત એવા આપણા દેશમાં, આ અસાધારણ સમયમાં પણ સાર્જન્ટ રિપોર્ટ વર્ગમાં ત્રીસનીજ સંખ્યા રાખવા આગ્રહ રાખે એ કેટલું અવ્યવહારુ છે!

બ્રિટિશ કાઉન્સિલની બીજી અગત્યની ભલામણો.—

૧ કેળવણી સુધારવા માટે સૌથી અગત્યની વાત એ છે કે શિક્ષકોના પગારો સત્વર સુધારવા જોઈએ.

૨ ચાર પાંચ વરસ પૂરાં થયે વર્ગોમાં વિદ્યાર્થીની સંખ્યા ઓછી કરવી, સ્કૂલમાં સાધન સરંજામમાં ઉમેરો કરવો, અને કેળવણીની નીતિ નક્કી કરવામાં શિક્ષકો ભાગ લઈ શકે એવી વ્યવસ્થા રાખવી.

૩ સાર્વજનિક શિક્ષણ ધંધામાં આકર્ષક એવી એ ધંધામાં તકો મળવી જોઈએ. પ્રાપ્ત કરેલી ડિગ્રીઓ પર નહિ પણ શિક્ષકની કાર્યક્ષમતા પર પગારમાં વધારો મળવો જોઈએ, અધ્યાપન માટે શાળામાં પ્રબંધ કરવો જોઈએ.

યોજાતા ગયા અને તેનો પ્રચાર થતો ગયો. ગાયકવાડી સરહદની પડોશના અંગ્રેજી તાલુકાઓના પ્રજાજનો ન્યાયખાતાના તથા વહીવટી શબ્દોથી વાકેફ થવા લાગી, અને એ શબ્દો ચલણી બન્યા. વડોદરા રાજ્યનો ગુજરાતી ભાષાને મળેલો આવો શબ્દ-વારસો એક સ્વતંત્ર શોધ અને અભ્યાસ માગે છે.

જિજ્ઞાસુ સયાજીરાવને એક પ્રસંગે કોઈ રાજકાજના પત્ર વ્યવહારમાં ' પ્રપંચ '* શબ્દથી કુતૂહલ નીપજ્યું. મરાઠી ભાષામાં ' જીવન-પ્રપંચ 'નો અર્થ– જીવનને અંગે વેઠવી પડતી અનેક મુશ્કેલીઓ અને વ્યવહારની વિસ્તરેલી મુંઝવણો–એવો થાય છે. મૂળ સંસ્કૃત શબ્દનો પ્રાથમિક અર્થ ' વિસ્તાર ' ' પ્રકટીકરણ, ' ' વૈવિધ્ય '– એ અર્થ મરાઠીમાં કાયમ રહ્યો છે, ત્યારે ગુજરાતીમાં એનો વેદાન્તની સંસ્કૃત પરિભાષાને અંગે થયેલો બીજો અર્થ ' આભાસ ' અને તેથી ' છળ, ' , માયા ' ' કપટ ' એવો અર્થ પ્રચારમા આવ્યો છે

આજે વડોદરામાં ગુજરાતી અને મહારાષ્ટ્રી ભાષાનો સંગમ સધાય છે. કહેવાતા પ્રેમાનંદીય નાટકોમાં મરાઠી ભાષાના શબ્દોનું ભરણું તેના આધુનિક તત્વને છતું કરે છે–એવો મુદ્દો પણ વડોદરાના તેના પ્રકાશકોને લીધે ઉદ્‌ભવવા પામ્યો છે, એ સૌ જાણે છે. એટલે વડોદરામાં ગુજરાતી અને મરાઠી ભાષાનું સમજવા પૂરતું જ્ઞાન ધરાવનાર ઘણાં મળી આવે છે. કારણ કે તેમને માત્ર સામ્ય વૈષમ્યનો ખ્યાલ આવી જતાં, વ્યવહારમાં મુશ્કેલી નડતી નથી.

શ્રીમંત સયાજીરાવને જ્યારે ગુજરાતીમાં ' પ્રપંચ ' શબ્દનો અર્થ ' છળકપટ ' અને તેથી ' ખટપટ ' એવો થાય છે એવું કહેવામાં આવ્યું ત્યારે તેમને આવા નાનાર્થવાચક શબ્દોનો પરિચય કરવાની ઉત્કટ ઈચ્છા થઈ આવી. તત્કાળ એક રાજ્યના કેળવણી ખાતા તરફ મોકલવામા આવી કે ' પ્રપંચ ' જેવા સમાન છતાં વિરુદ્ધ અર્થવાચક શબ્દોનો સંગ્રહ તૈયાર કરવા સમિતિ નીમવી (જાનેવારી ૧૯૩૦) એ સમિતિને અંગે જે કાંઈ કામ થયું તેનો સંક્ષેપમાં પરિચય કરાવવા આ લેખ-(અને વાચકોને રસ પડશે તો લેખમાળા-)નો ઉદ્દેશ રાખ્યો છે, વર્ષો સુધી સંઘરી રાખેલું આ શબ્દ ધન આજે 'પૂર્ણિમા'ના તંત્રીના આગ્રહથી જાહેરમા મૂકું છું.

ગુજરાતી ભાષામાં પે આવા ઘણા નાનાર્થ વાચક સામાન્ય શબ્દો છે જેનો ઉચ્ચાર ઘણે ભાગે સરખો થાય છે. લખવામાં સામાન્ય જોડણી પણ એક સરખી થાય છે, છતાં એ શબ્દો જુદે ક્રમે અને મૂળ જુદા શબ્દ ઉપરથી ઉતરી આવવાથી અર્થમાં ભિન્નતા રહે છે. અને તેથી શ્લિષ્ટ પદ તરીકે યોજી શકાય છે (ઉદાહરણ તરીકે ચોરી-ચૉરી, કોડી-કૉડી વિગેરે) સદ્‌ગત મિત્ર ચતુરભાઈ પુરુષોત્તમદાસ પરેખે બુદ્ધિ પ્રકાશમાં આવા શબ્દોનો સંગ્રહ છુટક છુટક છપાવ્યો હતો, અને પછી તેને તેમના " જુની ગુજરાતી ભાષા" (સયાજી સાહિત્યમાળા, પુ ૨૩૯,૧૯૩૫)માં સવાબસો શબ્દોના પરિશિષ્ટરૂપે સંગ્રહેલો છે તે જિજ્ઞાસુએ જોઈ લેવો.

મરાઠીમાંનો બહુ સામાન્ય એવો 'નવરા' (વરના અર્થમાં) શબ્દ ગુજરાતી 'નવરો' સાથે સરખાવતાં રમૂજ ઉત્પન્ન કરે છે. પરંતુ એમાંનું ઉચ્ચાર સામ્ય, તેનો મૂળ શબ્દ ધ્યાનમાં લેતાં (सं. नूवरः म. नवरा; सं निर्वृत प्रा निव्वुओ, ગુ. 'નવરો'), કેવળ ઉપર ઉપરનું છે એ સહેજે ધ્યાનમાં આવી શકે છે.

આ દૃષ્ટિએ ભરતી આવેલાં શબ્દોને વિદ્વાનોએ ચકાસી જોવાની જરૂર છે.

---

* આવા જ કોઈ અર્થમાં સ્વ. નરસિંહભાઈ પટેલે 'છદ્મ પ્રપંચ' નું પુસ્તક લખ્યું' છે.

સામના ગણિકાઓ શેરીમાં ભટકે છે એવું હિંદમાં નથી, એ બંને ભેદો પૂર્વની અને પશ્ચિમની ગણિકાના કર્તાએ બતાવ્યા છે પણ મહત્ત્વનો ભાગ તો ગણિકા સંસ્થાની ઉત્પત્તિનાં કારણો ત્યાર પછી એમણે ચર્ચ્યો છે એ છે મુખ્ય કારણ તરીકે એમણે બતાવ્યો છે પુરુષને. એ સંબંધમાં આ રહ્યા એમના શબ્દો -

'ગણિકાનો ગણિકાસંસ્થાનો સખ્તમાં સખ્ત વિચાર કરતી વખતે પણ આપણે એ ન ભૂલવું જોઈએ કે એ સંસ્થા પુરુષપ્રેરી અને પુરુષપોષી સંસ્થા છે. પુરુષો નહિ માગે તે દિવસે ગણિકા નહિ હોય!' (પૃ ૬૫)

સ્ત્રીની કામવાસનાને અવગણવા યોગ્ય તત્ત્વ એમણે માન્યું છે એવો આનો અર્થ નથી. એ વાજબી રીતે જ કહે છે કે 'પુરુષ અને સ્ત્રી બન્નેની સંમતિ ગણિકાવ્યવહારમાં કારણરૂપ છે.' જવાબદારી આમ બન્નેની, છતાં આર્થિક તંત્ર પર પુરુષનો કાબૂ વિશેષ, અને એ સ્ત્રીના શરીરને ખરીદી શકે છે, માટે એની જવાબદારી વધુ, એ એમણે સ્પષ્ટ કર્યું છે. ગણિકા સંસ્થાને નિપજાવતાં અન્ય કારણોમાં આર્થિક પરિસ્થિતિ, જન્મપ્રાપ્ત વલણ, વૈધવ્ય અને ત્યક્તાપણું જેવાં સામાજિક કારણો અને વર્તમાન સંસ્કૃતિને તેમણે ગણાવ્યાં છે. આધુનિક નગરજીવન, અક્ષમ્ય કૌમાર્યનો અને તેમ છતાં કામભોગનો વધતો જતો લોભ, કામોદ્દીપક નાટકસીનેમા ને નવલકથાઓ, જાતિય પ્રશ્નો ચર્ચતું સાહિત્ય, સ્ત્રીપુરુષોનાં સહેલાં મિલન અને લોહીનો વેપાર જેવાં આધુનિક સંસ્કૃતિનાં જાણીતાં લક્ષણોનો ગણિકા સંસ્થાની ઉત્પત્તિ અને પોષણમાં જે પ્રત્યક્ષ અને પરોક્ષ હિસ્સો હોય છે એની નોંધ એમણે ઠીક લીધી છે. ત્યારપછી, જુદા જુદા દેશોમાં થએલી તપાસના પરિણામ વર્ણવી ગણિકાસંસ્થાના ઉદ્ભવમાં ક્યા દેશમાં ક્યાં કારણો વિશેષ પ્રવર્ત્યાં છે એ બતાવી, 'એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા'એ બતાવેલાં આઠ અને રાષ્ટ્રસંઘની સમિતિએ રજૂ કરેલાં ચોદ કારણોનો સંક્ષિપ્ત ઉલ્લેખ કરી, એમાનાં ઘણાંનિ કેટલીક ગણિકાઓની કથનીઓમાંથી મળતો ટેકો તેમણે દેખાડી આપ્યો છે.

આટલે આવ્યા પછી ગણિકા પ્રત્યે સમાજનું વલણ કેવું રહ્યું છે, એ કર્તાએ તપાસ્યું છે. ગણિકા પ્રત્યે નીતિઘમંડી સમાજની દૃષ્ટિ સામાન્ય રીતે કેવી હોય છે એ બતાવી, એને (૧) 'સર્વ અનિષ્ટ ભયંકર રોગ' તરીકે, તેમજ (૨) 'લગ્ન સંસ્થાના નિષેધોમાંથી ઊભી થતી અકળામણ કે મુંઝામણને વટી જવા માટે સારા સ્વાસ્થ્યમાર્ગ' તરીકે, 'જાહેર નીતિની અનીતિમાન રક્ષિતા (?કા)ઓ' તરીકે, એટલે કે 'સામાજિક જરૂરિયાત' તરીકે સમાજ કેમ જોતો ને ચલાવી લેતો આવ્યો છે, એ તેમણે ચર્ચ્યું છે. 'ગણિકાઓનો સમગ્ર પ્રશ્ન સમાજના પડછાયા સરખો છે—સમાજમાંથી જ તે ફૂટી નીકળેલો છે' (પૃ ૧૫૨) એમ સિદ્ધ કરી કર્તાએ એ પણ સિદ્ધ કર્યું છે કે 'પતિતા પાપી નથી, એને ઉપજાવતો સમાજ પોતે પાપી છે' (પૃ ૧૫૩).

આટલી વિગતો પહેલાં પાંચ પ્રકરણમાં સમાવી છઠ્ઠા પ્રકરણમાં ધર્મ અને કામની ઐતિહાસિક દૃષ્ટિનો દોર કર્તાએ પકડ્યો છે. એ પ્રકરણનો 'ધર્મનો ઉદ્ભવ' એ ત્રીજો ખંડ રા. રમણલાલનાં અભ્યાસ, વાચન અને લેખનશૈલીનો સારો પરિચયદાતા બને એવો કોઈ નોંધપાત્ર છે. કામવૃત્તિ કેવું અનુપેક્ષ્ય જીવનસત્ય છે, હોળી ફાગ ફટાણાં ભવાઈ આદિમાં એ કેવી રીતે વ્યક્ત થાય છે, અને આપણી સંસ્કૃતિના અપભ્રંશકાળમાં ધર્મ સાથે સેળભેળ થઈ કેવી ધર્મવિકૃતિઓ એણે ઊભી કરી છે તે બધું એ પ્રકરણમાં સારી રીતે દર્શાવ્યું છે.

પછી રા. રમણલાલ આદરે છે જુદા જુદા દેશોની ગણિકા સંસ્થાનું ઐતિહાસિક નિરીક્ષણ. પહેલા ખંડના સાતથી નવ એ ત્રણ પ્રકરણોમાં શરૂ કરેલું જુદા જુદા દેશોમાં ગણિકા સંસ્થાની ભૂત અને વર્તમાન પરિસ્થિતિનું દાસ્તાન ત્રણ વર્ષ પછી પ્રગટ થએલા 'અપ્સરા'ના બીજા ખંડનાં પહેલાં ૭ પ્રકરણ સુધી તેઓ લંબાવે છે.

રોમના ગણિકાઓ શેરીમાં ભટકે છે એવું હિંદમાં નથી, એ ભેદ પૂર્વની અને પશ્ચિમની ગણિકાના કર્તાએ બતાવ્યા છે. પણ મહત્વનો ભાગ તો ગણિકા સંસ્થાની ઉત્પત્તિનાં કારણો ત્યાર પછી એમણે ચર્ચ્યાં છે એ છે મુખ્ય કારણ તરીકે એમણે બતાવ્યો છે પુરુષને. એ સંબંધમાં આ રહ્યા એમના શબ્દો.-

'ગણિકાનો ગણિકાસંસ્થાનો સખ્તમાં સખ્ત વિચાર કરતી વખતે પણ આપણે એ ન ભૂલવું જોઈએ કે એ સંસ્થા પુરુષપ્રેરી અને પુરુષપોષી, સંસ્થા છે. પુરુષો નહિ માગે તે દિવસે ગણિકા નહિ હોય!' (પૃ ૧૫)

સ્ત્રીની કામવાસનાને અવગણવા યોગ્ય તત્ત્વ એમણે માન્યું છે એવો આનો અર્થ નથી એ વાજબી રીતે જ કહે છે કે 'પુરુષ અને સ્ત્રી બંનેની સંમતિ ગણિકાવ્યવહારમાં કારણરૂપ છે.' જવાબદારી આમ બંનેની, છતાં આર્થિક તંત્ર પર પુરુષનો કાબૂ વિશેષ, અને એ સ્ત્રીના શરીરને ખરીદી શકે છે, માટે એની જવાબદારી વધુ, એ એમણે સ્પષ્ટ કર્યું છે ગણિકા સંસ્થાને નિપજાવનારાં અન્ય કારણોમાં આર્થિક પરિસ્થિતિ, જન્મપ્રાપ્ત વલણ, વૈધવ્ય અને ત્યક્તાપણું જેવા સામાજિક કારણો અને વર્તમાન સંસ્કૃતિને તેમણે ગણાવ્યાં છે આધુનિક નગરજીવન, અલગ્ન કૌમાર્યનો અને તેમ છતાં કામભોગનો વધતો જતો શોખ, કામોદ્દીપક નાટકસીનેમા ને નવલકથાઓ, જાતીય પ્રશ્નો ચર્ચતું સાહિત્ય, સ્ત્રી-પુરુષોનાં સહેલાં મિલન અને સોદીનો વેપાર જેવાં આધુનિક સંસ્કૃતિનાં જાણીતાં લક્ષણોનો ગણિકા સંસ્થાની ઉત્પત્તિ અને પોષણમાં જે પ્રત્યક્ષ અને પરોક્ષ હિસ્સો હોય છે એની નોંધ એમણે ઠીક લીધી છે. ત્યારપછી, જુદા જુદા દેશોમાં થએલી તપાસનાં પરિણામ વર્ણવી ગણિકાસંસ્થાના ઉદ્‌ભવમાં કયા દેશમાં કયાં કારણો વિશેષ પ્રવર્ત્યાં છે એ બતાવી, એન્સાયક્લોપીડિયા બ્રિટાનિકા'એ બતાવેલાં આઠ અને રાષ્ટ્રસંઘની સંમિતિએ રજૂ કરેલાં ચોદ કારણોનો સંક્ષિપ્ત ઉલ્લેખ કરી, એમાંનાં ઘણાંનિ કેટલીક ગણિકાઓની કથનીઓમાંથી મળતો ટેકો તેમણે દેખાડી આપ્યો છે

આટલે આવ્યા પછી ગણિકા પ્રત્યે સમાજનું વલણ કેવું રહ્યું છે, એ કર્તાએ તપાસ્યું છે. ગણિકા પ્રત્યે નીતિધમંડી સમાજની દૃષ્ટિ સામાન્ય રીતે કેવી હોય છે એ બતાવી, એને (૧) 'સૌથી અનિષ્ટ ભયંકર રોગ' તરીકે, તેમજ (૨) 'લગ્ન સંસ્થાના નિષેધોમાંથી ઊભાં થતી અકળામણ કે મુંઝવણને વહી જવા માટે સારા સ્વાસ્થ્યમાર્ગ' તરીકે, 'જાહેર નીતિની અનીતિમાન રક્ષિતા (રાંકા) ઓ' તરીકે, એટલે કે 'સામાજિક જરૂરિયાત' તરીકે સમાજ કેમ જોતો ને ચલાવી લેતો આવ્યો છે, એ તેમણે ચર્ચ્યું છે. 'ગણિકાઓનો સમગ્ર પ્રશ્ન સમાજના પડછાયા સરખો છે—સમાજમાંથી જ તે ફૂટી નીકળેલો છે' (પૃ ૧૫૨) એમ સિદ્ધ કરી કર્તાએ એ પણ સિદ્ધ કર્યું છે કે 'પતિતા પાપી નથી, એને ઉપજાવતો સમાજ પોતે પાપી છે' (પૃ ૧૫૭).

આટલી વિગતો પહેલાં પાંચ પ્રકરણમાં સમાવી છઠ્ઠા પ્રકરણમાં ધર્મ અને કામની ઐતિહાસિક દૃષ્ટિનો દોર કર્તાએ પકડ્યો છે એ પ્રકરણનો 'ધર્મનો ઉદ્‌ભવ' એ ત્રીજે ખંડ ૨૮ રમણલાલનાં અભ્યાસ, વાચન અને લેખનશૈલીનો સારો પરિચયદાતા બને એવો કોઈ નોંધપાત્ર છે કામવૃત્તિ કેવું અનુપેક્ષ્ય જીવનસત્ય છે, કેવા કામ કટાક્ષ ભવાઈ આદિમાં એ કેવી રીતે વ્યક્ત થાય છે, અને આપણી સંસ્કૃતિના અમુક કાળમાં ધર્મ સાથે સેળભેળ થઈ કેવી ધર્મવિકૃતિઓ એણે ઊભી કરી છે તે બધું એ પ્રકરણમાં સારી રીતે દર્શાવ્યું છે.

પછી ૨૮ રમણલાલ આદરે છે જુદા જુદા દેશોની ગણિકા સંસ્થાનું ઐતિહાસિક નિરીક્ષણ. પહેલા ખંડનાં સાતથી નવ એ ત્રણ પ્રકરણોમાં રજૂ કરેલ જુદા જુદા દેશોમાં ગણિકા સંસ્થાની ભૂત અને વર્તમાન પરિસ્થિતિનું દસ્તાન ત્રણ વર્ષ પછી પ્રગટ થએલા 'અપ્સરા'ના બીજા ખંડનાં પહેલાં ૭ પ્રકરણ સુધી તેઓ લંબાવે છે.

એમાં પેલેસ્ટાઇન, મિસર, ફિનિશિયા, ઈરાન, ચીન, ગ્રીસ, રોમ, ખ્રિસ્તી ધર્મના પ્રારંભ-કાળ અને મધ્યકાળનું યુરોપ, અમેરિકા અને પૂર્વના પ્રદેશો પર, સંક્ષેપમાં સમસ્ત જગત પર, એમની નજર ફરી વળી છે. ૨૮ રમણવાળે આમ જંગલી અને સંસ્કૃત પ્રજાઓની જૂની ને નવી દુનિયાની પ્રદક્ષિણા પોતે કરી છે ને વાચકોને કરાવી છે ગણિકાસંસ્થાના ભૂત ને વર્તમાન ને તપાસવાને જ મિષે, જુદી જુદી સંસ્કૃતિઓનો તેમની સાંસારિક ભૂમિકાઓ સાથેનો પરિચય પણ એમણે સાથોસાથ વાચકોને કરાવ્યો છે. એ પ્રદક્ષિણાનું પુણ્ય શું ? 'ભુવન ભુવન મદનનાં મહારાજ્ય રે' અને કામવૃત્તિ જૂની તેમ નવી બંને દુનિયામાં 'ભૂખ્યે રૂપે અનંત ભાસે' છે એટલું એમાંથી વાચકોને મળશે તે મહાજ્ઞાન જ ? ના, ભારતની સંસ્કૃતિએ અને તેના સ્મૃતિકારોએ ભારતીય સ્ત્રીત્વને કેવું ક્રિયું ઘડ્યું છે તેનું તુલનાત્મક સમીક્ષામાંથી નિષ્પન્ન થતું ભાન પણ.

બીજા ખંડનાં આગલાં અગિયા[illegible]
પ્રકરણોમાં મુખ્ય [illegible] અનીતિ'
ઓની ગણિકાવૃત્તિને [illegible] રીતે વ[illegible]
રીતે 'સૈન્યોમાં અને [illegible] ની જ'
વગાડવા માટે [illegible] સરકાર
લે છે' (પૃ. ૧૬[illegible]) [illegible] રીતે મુખ્ય
ત્તિની [illegible] (પૃ. [illegible]૧) [illegible]
'સ્ત્રીઓના [illegible] ભોગ
હોય તો [illegible] તનુ
(પૃ ૨૦[illegible]) [illegible] વિશ્વ
[illegible] સ્થિતીને
[illegible] ર્યું
[illegible] ીત
[illegible] તાં
[illegible]

પ્રસિદ્ધ રમણીઓની જીવનકથા પણ વાંચકોના કુતૂહલને ખાદ્ય આપવા સંક્ષેપમાં રજૂ કરે છે. એની પ્રસ્તુતતા ભાગ્યેજ છે. ગણિકાવૃત્તિથી જ કામ લેવું પડવાના દૃષ્ટાન્તો એ પૂરાં પાડે છે તેટલા પૂરતીજ ગણાય. એની પહેલાંના ૭ અને એની પછીના આ ચાર પ્રકરણોના હાર્દ વચ્ચે મરાયેલું આ બીજા ખંડનું સાતમું પ્રકરણ 'ઇતિહાસનું મંથન' એવા સહેજ આડંબરી મથાળા તળે સમસ્યાની બાબીઓ, ગણિકાના નિયમન અને નિવારણની જરૂર, ગણિકાપદ સાથે જોડાયેલ ગુનેગારી ને પાપો ગણિકાના ધંધામાં ભભૂકતું વ્યાપારનું ભયંકર વિષ અને એવા પરચુરણ મુદ્દાઓ ચર્ચે છે.

એણે ખરે કેટલાક ભાગમાં મોટી 'કામ
કહાણી બની જાય છે એ ખરું, પણ ૨૮ રમણ-
વાળનો હેતુ ખરો [illegible] પુસ્તકની પ્રસિદ્ધિની
આવશ્યકતા વિ[illegible] એક બાજુથી શકા
ભાસતી છે પણ[illegible] [illegible]ગ લખે છે કે પોતાને
[illegible] અભ્યાસ [illegible] પ્રસિદ્ધિથી દિલગીરી
[illegible] નથી. [illegible] અને [illegible] ખિ
[illegible]સણીય [illegible] [illegible]વી
[illegible]મની મા[illegible] એ[illegible] [illegible]એ
[illegible] આપે [illegible] [illegible]એ
ગણિકાસ[illegible] [illegible]ગ[illegible] [illegible]રી
ફાંખી છે. [illegible] [illegible]તા
સ્વતંત્ર [illegible] [illegible]માં [illegible] પડશે
એને મ[illegible] ને[illegible] જુદા
જુદા [illegible] [illegible]રહે
ને સ[illegible]
[illegible]સમા[illegible]
એ[illegible]
[illegible]

શોધવા ગણિકાઓ શેરીમાં ભટકે છે એવું હિંદમાં નથી, એ બંને ભેદો પૂર્વની અને પશ્ચિમની ગણિકાના કર્તાએ બતાવ્યા છે. પણ મહત્ત્વનો ભાગ તો ગણિકા સંસ્થાની ઉત્પત્તિના કારણો ત્યાર પછી એમણે ચર્ચ્યાં છે એ છે મુખ્ય કારણ તરીકે એમણે બતાવ્યો છે પુરુષને. એ સંબંધમાં આ રહ્યા એમના શબ્દો:-

'ગણિકાનો ગણિકાસંસ્થાનો સમસ્તમાં સમસ્ત વિચાર કરતી વખતે પણ આપણે કદી ન ભૂલવું જોઈએ કે એ સંસ્થા પુરુષપ્રેરી અને પુરુષપોષી, સંસ્થા છે. પુરુષો નહિ માગે તે દિવસે ગણિકા નહિ હોય!' (પૃ ૬૫)

સ્ત્રીની કામવાસનાને અવગણવા યોગ્ય તત્ત્વ એમણે માન્યું છે એવો આનો અર્થ નથી. એ વાજબી રીતેજ કહે છે કે 'પુરુષ અને સ્ત્રી બંનેની સમ્મતિ ગણિકાવ્યવહારમાં કારણરૂપ છે.' જવાબદારી આમ બંનેની, છતાં આર્થિક તંત્ર પર પુરુષનો કાબૂ વિશેષ, અને એ સ્ત્રીના શરીરને ખરીદી શકે છે, માટે એની જવાબદારી વધુ, એ એમણે સ્પષ્ટ કર્યું છે ગણિકા સંસ્થાને નિપજાવતા અન્ય કારણોમાં આર્થિક પરિસ્થિતિ, જન્મપ્રાપ્ત વલણ, વૈધવ્ય અને ત્યક્તાપણું જેવા સામાજિક કારણો અને વર્તમાન સંસ્કૃતિને તેમણે ગણાવ્યાં છે. આધુનિક નગરજીવન, અસ્વસ્થ લગ્નજીવન, ગૃહજીવનનો અભાવ, મોજશોખ ને ભોગવિલાસ, ભોગોપભોગ, વધુ કામભોગ(?) ... હોમાયનો અને તેમ છતાં કામભોગનો વધતો જતો શોખ, કામોદ્દીપક નાટકસીનેમા ને નવલકથાઓ, જાતિય પ્રશ્નો ચર્ચતું સાહિત્ય, સ્ત્રીપુરુષોનાં સહેલાં મિલન અને લોહીનો વેપાર જેવાં આધુનિક સંસ્કૃતિનાં જાણીતાં લક્ષણોનો ગણિકા સંસ્થાની ઉત્પત્તિ અને પોષણમાં જે પ્રત્યક્ષ અને પરોક્ષ હિસ્સો હોય છે એની નોંધ એમણે ઠીક લીધી છે. ત્યારપછી, જુદા જુદા દેશોમાં થએલી તપાસનાં પરિણામ વર્ણવી ગણિકાસંસ્થાના ઉદ્ભવમાં કયા દેશમાં કયાં કારણો વિશેષ પ્રવર્ત્યાં છે એ બતાવી, એન-સાઇક્લોપીડિયા બ્રિટાનિકા'એ બતાવેલાં આઠ અને રાષ્ટ્રસંઘની સમિતિએ રજૂ કરેલાં ચૌદ કારણોનો સંક્ષિપ્ત ઉલ્લેખ કરી, એમાંનાં ઘણાંનાં કેટલીક ગણિકાઓની કથનીઓમાંથી મળતો ટેકો તેમણે દેખાડી આપ્યો છે

આટલે આવ્યા પછી ગણિકા પ્રત્યે સમાજનું વલણ કેવું રહ્યું છે, એ કર્તાએ તપાસ્યું છે. ગણિકા પ્રત્યે નીતિધર્મદૃષ્ટિએ સમાજની દૃષ્ટિ સામાન્ય રીતે કેવી હોય છે એ બતાવી, એને (૧) 'સર્વ અનિષ્ટ ભયંકર રોગ' તરીકે, તેમજ (૨) 'લગ્ન સંસ્થાના નિષેધોમાંથી ઊભા થતી અકળામણ કે ગુંગળામણને વહી જવા માટે સારા સ્વાસ્થ્યમાર્ગ' તરીકે, 'જાહેર નીતિની અનીતિમાન રક્ષિતા (૧ કા) ઓ' તરીકે, એટલે કે 'સામાજિક જરૂરિયાત' તરીકે સમાજ કેમ જોતો ને ચલાવી લેતો આવ્યો છે, એ તેમણે ચર્ચ્યું છે. 'ગણિકાઓનો સમગ્ર પ્રશ્ન સમાજના પડછાયા સરખો છે—સમાજમાંથી જ તે ફૂટી નીકળેલો છે' (પૃ ૧૫૨) એમ સિદ્ધ કરી કર્તાએ એ પણ સિદ્ધ કર્યું છે કે 'પતિતા પાપી નથી, એને ઉપજાવતો સમાજ પોતે પાપી છે' (પૃ ૧૫૭)

આટલી વિગતો પહેલાં પાંચ પ્રકરણમાં સમાવી છઠ્ઠા પ્રકરણમાં ધર્મ અને કામની ઐતિહાસિક દૃષ્ટિનો દોર કર્તાએ પકડ્યો છે. એ પ્રકરણનો 'ધર્મનો ઉદ્ભવ' એ ત્રીજો ખંડ ૨૮ રમણલાલના અભ્યાસ, વાચન અને લેખનશૈલીનો સારો પરિચયદાતા બને એવો કોઈ નોંધપાત્ર છે કામવૃત્તિ કેવું અનુપેક્ષ્ય જીવનસત્ય છે, હોળી ફાગ ફટાણાં ભવાઈ આદિમાં એ કેવી રીતે વ્યક્ત થાય છે, અને આપણી સંસ્કૃતિના અપભ્રંશ કાળમાં ધર્મ સાથે સેળભેળ થઈ કેવી ધર્મવિકૃતિઓ એણે ઊભી કરી છે તે બધું એ પ્રકરણમાં સારી રીતે દર્શાવ્યું છે.

પછી ૨૮ રમણલાલ આદરે છે જુદા જુદા દેશોની ગણિકા સંસ્થાનું ઐતિહાસિક નિરીક્ષણ. પહેલા ખંડનાં સાતથી નવ એ ત્રણ પ્રકરણોમાં શરૂ કરેલું જુદા જુદા દેશોમાં ગણિકા સંસ્થાની ભૂત અને વર્તમાન પરિસ્થિતિનું દસ્તાન ત્રણ વર્ષ પછી પ્રગટ થએલા 'અપ્સરા'ના બીજા ખંડના પહેલાં ૭ પ્રકરણ સુધી લંબાવે છે

એમાં પેલેસ્ટાઇન, મિસર, ફિનિશિયા, ઇરાન, ચીન, ગ્રીસ, રોમ, ખ્રિસ્તી ધર્મના આરંભ–કાળ અને મધ્યકાળનું યુરોપ, અમેરિકા અને પૂર્વના પ્રદેશો પર, સંક્ષેપમાં સમસ્ત જગત પર, એમની નજર ફરી વળી છે ૨૮. રમણભાઈએ આમ જગતની અને સંસ્કૃત પ્રજાઓની જૂની ને નવી દુનિયાની પ્રદક્ષિણા પોતે કરી છે ને વાચકોને કરાવી છે ગણિકાસંસ્થાના ભૂત ને વર્તમાન ને તપાસવાને જ મિષે, છતાં જુદી જુદી સંસ્કૃતિઓનો તેમની પરસ્પર ભૂમિકાઓ સાથેનો પરિચય પણ એમણે સાથોસાથ વાચકોને કરાવ્યો છે. એ પ્રદક્ષિણાનું પુણ્ય શું ? 'ભુવન ભુવન મદનનાં મંદિરજન રે' અને કામવૃત્તિ જૂની તેમ નવી બન્ને દુનિયામાં 'જુજવે રૂપે અનંત ભાસે' છે એટલું એમાંથી વાચકોને મળશે ને મહાજ્ઞાન જ ? ના, ભારતની સંસ્કૃતિએ અને તેના સ્મૃતિકારોએ ભારતીય જીવનને કેવું ઊંચું ઘડ્યું છે તેનું તુલનાત્મક સમીક્ષામાંથી નિષ્પન્ન થતું સૂચિત ભાન પણ.

બીજા ખંડના આઠથી અગિયાર એ ચાર પ્રકરણોમાં પુરુષો જાતીય અનીતિને અને સ્ત્રીઓની ગણિકાવૃત્તિને કેવી રીતે વાપરે છે, કેવી રીતે 'સૈન્યોમાં અને સૈન્યોની આસપાસ વાસના વગાડવા માટે કામદેવને સરદાર નોકરીમાં રાખી લે છે' (પૃ ૧૬૮), કેવી રીતે પુરુષ 'ગણિકાવૃત્તિની ઉત્તેજકતાદ્ધિ' (પૃ ૧૯૧) બને છે, કેવી રીતે 'સ્ત્રીઓના દેહનો આવો ભોગ પુરુષ માગતું હોય તો પુરુષ એ માનવજાતનું મહાકલંક છે' (પૃ. ૨૦૪) એ, બન્ને અંત વિશ્વ પુરુષોએ પૂરી પાડેલી એ પ્રકારની માહિતીને ટાંકીને, ૨૮. રમણભાઈએ સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે, પણ ગણિકાવૃત્તિને પુરુષ જેવી રીતે ખપમાં લે છે એની વાત ચર્ચતાં સ્ત્રી પુરુષ વિષે જ સામાન્ય ચર્ચા કરવા મંડી ગયા છે આઠમા પ્રકરણના પહેલા બે ખંડ તેમજ અગિયારમાં પ્રકરણનો ચોથો ખંડ આ બતાવે છે દશમું પ્રકરણ પુરુષમાં જાતસિ કરનારી આઠ પ્રસિદ્ધ ગણિકાઓની જીવનકથા પણ વાચકોના કુતૂહલને ખાતર આપવા સંક્ષેપમાં રજૂ કરે છે. એની પ્રસ્તુતતા જાતસિના ગણિકાવૃત્તિથી જ કામ લેવું પડવાના દૃષ્ટાન્તો એ પૂરાં પાડે છે તેટલા પૂરતી જ ગણાય. એની પહેલાંના ૭ અને એની પછીના આ ચાર પ્રકરણોના દાબ વચ્ચે મૂકાયેલું આ બીજા ખંડનું સામાનું પ્રકરણ 'ઇતિહાસનું મંથન' એવા સહેજ આડંબરી મથાળા તળે લગ્નસંસ્થાની ખામીઓ, ગણિકાના નિયંત્રણ અને નિવારણની જરૂર, ગણિકાગૃહ સાથે જોડાયેલ ગુનેગારી ને પાપો ગણિકાના ધંધામાં ભળેલું વ્યાપારનું ભયંકર વિષ અને એવા પરચુરણ મુદ્દાઓ ચર્ચે છે.

બેઉ ખંડો કેટલાક ભાગમાં મોટી 'કામ કહાણી' બની જાય છે એ ખરું, પણ ૨૮. રમણભાઈનો હેતુ ખોટો નથી. પુસ્તકની પ્રસિદ્ધિની આવશ્યકતા વિષે એમણે એક બાજુથી શંકા બતાવી છે પણ બીજી જ પળે લખે છે કે પોતાને એ અભ્યાસ કે અભ્યાસપ્રસિદ્ધિથી દિલગીરી થતી નથી. આવો અભ્યાસ અને તેની પ્રસિદ્ધિ 'વિક્ષણીય અન્વેષણનો માર્ગ' દર્શાવે છે એવી એમની માન્યતાનો પોતાના એ વિધાનને એ ટેકો આપે છે. વાત ખરી છે આજના રશિયાએ ગણિકાસંસ્થા પોતાને ત્યાં લગભગ નાબૂદ કરી નાંખી છે. આપણે ત્યાં પણ સ્વરાજ ભોગવતા *સ્વતંત્ર ભારતના નવવિધાનમાં એમજ કરવું પડશે.* એને માટે ગણિકા સંસ્થાનો ઇતિહાસ, જુદા જુદા દેશોમાં એનું સ્વરૂપ, એનાં પ્રવર્તક કારણો ને સામાજિક ભૂમિકા, એ બધાનો વ્યવસ્થિત સમાજશાસ્ત્રીય અભ્યાસ અનિવાર્ય ગણાય. એવા અભ્યાસથી જ એનાં મૂળ ઓળખી પકડી શકાય અને પછી એને દૂર કરી શકાય. નહિ દાબ દઈ બાજી છૂટવા કરતાં અણગમતી વાસ્તવિકતાની સામી છાતીએ ઊભા રહી તેને બરાબર જોવી તપાસવી એ સાચો માર્ગ છે. જોવાનું એટલું જ કે સુરુચિનું ધોરણ ઊંચું જળવાવું જોઈએ, અને દરેક પ્રકારની સ્વૈરવૃત્તિને અસ-

# આંતરરાષ્ટ્રીય રાજકારણ



વાસુદેવ યશવંત કોલ્હટકર

મૉસ્કો પરિષદની બેઠક આખો મહિનો સુધી ચાલી છતાં પણ જર્મની સાથે કરવાની સુલેહના મહત્વના પ્રશ્નોનો નિકાલ ચાર મહારાષ્ટ્રોના મંત્રીઓ કરી શક્યા નહિ એ વાત ખરી છે. જર્મનીનું આર્થિક અને રાજકીય ભવિષ્ય એ સુલેહ ઉપર આધાર રાખે છે આખું જર્મન રાષ્ટ્ર એક સંઘ રૂપે રહે, આર્થિક અને રાજકીય બાબતમાં એ રાષ્ટ્ર એક છત્ર તળે રહે, તેમાંથી નાઝી તત્વજ્ઞાન સમુળગું નાશ પામે અને જર્મનીએ લડાઈ દરમિયાન રશિયાને અને ઇતર દેશોને જે નુકશાન કર્યું છે તે ભરપાઈ કરે એવી સોવિયેટ યુનિયનની ભૂમિકા પહેલેથી જ જાહેર થયેલી છે. તેમ છતાં પણ બાકીના ત્રણે સ્વાર્થ સાધુ મહામંત્રીઓએ આમાંનો કોઈ પણ મુદ્દો હજી સુધી માન્ય રાખ્યો નથી તેમ છતાં પણ આ પરિષદનું કાંઈ જ પરિણામ આવ્યું નહિ એમ તો કહી શકાય તેમ નથી ઑસ્ટ્રિયા સાથે થનારી સુલેહના સંબંધમાં તેઓ ખૂબ જ એકમત થયા હતા, અને એ સુલેહ હવે લગભગ પૂરી થઈ જવા આવી છે બીજી બાબતો સંબંધે પણ એ પરિષદ છેક જ નિષ્ફળ નીવડી હતી એવું કાંઈ નથી બ્રિટિશ પરરાષ્ટ્ર મંત્રી મિ બેવિને આ પરિષદના સંબંધમાં સંતોષકારક ઉદ્ગાર કાઢેલા છે, અને આવતા નવેંબર માસમાં લંડનમાં જે પરિષદ ભરાવાની છે તેમાં મહારાષ્ટ્રોનું ઐક્ય વધારે દૃઢ થશે એવી ધારણા તેમણે જાહેર કરેલી છે, દુનિયાની શાંતિને પૂરેપૂરી રીતે પોષે એવી જ સુલેહ તૈયાર કરવામાં આવશે એમ તેમણે જાહેર કર્યું છે પરંતુ મિ, જ્યોર્જ માર્શલને મૉસ્કો પરિષદમાં થયેલી ચર્ચા વિષે સંતોષ થયો નથી. છતાં પણ લડાઈનાં હથિયારોના ખડખડાટ પાછા શરૂ થવાની તૈયારી છે એવા મુદ્દાની ભાષા તેમણે વાપરી નથી. ઊલટું સ્ટેલિને અમેરિકા અને રશિયા વચ્ચેની મિત્રતા વિષે તથા સુલેહના સંબંધમાં એકમત થવાની શક્યતા વિષે જે ઉદ્ગાર કાઢ્યા હતા તેમનો ઉલ્લેખ તેમણે કર્યો હતો અને નિરાશ થવાનું કારણ ન હોવા વિષે જણાવ્યું હતું. અમેરિકાનાં વર્તમાન પત્રોએ મિ. માર્શલનાં ભાષણો કરતાં દુનિયાની શાંતિની શક્યતાને અને સ્ટેલિનના ભાષણને જ વધારે પ્રસિદ્ધિ આપી. આથી એમ સિદ્ધ થાય છે કે સામાન્ય જનતાને લડાઈ જોઈતી જ નથી તેમ છતાં પણ મિ. માર્શલની અને બીજા અમેરિકન અધિકારીઓની ઇચ્છા લડાઈ ઉભી કરવાની હોવી જોઈએ એમ માનવાને સ્થાન રહે છે.

અમેરિકાના રિપબ્લિકન પક્ષનો એક જાણીતો આગેવાન થોડા વખત પૂર્વે સ્ટેલિનની મુલાકાત લઈ આવ્યો હતો. સ્ટેલિને તેની સમક્ષ મિત્રતાની ઇચ્છા દર્શાવી હતી અને પોતે અમેરિકા સાથે મિત્રતા સાધવા તૈયાર હોવાનું તેને જણાવ્યું હતું. અમેરિકાના પ્રમુખની ચૂંટણી થોડા વખત પછી થવાની છે તેને માટે ઉમેદવાર તરીકે એ આગેવાન ઊભા થવાના છે. અમેરિકાની કોંગ્રેસની ચૂંટણીમાં રિપબ્લિકન પક્ષને જે વિજય મળ્યો હતો તે ધ્યાનમાં લેતા એ આગેવાન પ્રમુખ તરીકે ચૂંટાઈ આવે એવો સંભવ છે. એ ઉપરથી આ મુલાકાતનું મહત્વ સમજાશે તેમ છે. બીજી તરફ મિ. હેન્રી વૉલેસ યુરોપનો પ્રવાસ પૂરો કરીને અમેરિકા પાછા પહોંચ્યા બાદ દુનિયાની શાંતિના સંબંધમાં વ્યાખ્યાનો આપી રહ્યા છે. અને કેમ થાય તો પણ અમેરિકા અને રશિયા વચ્ચે મિત્રતાનો સંબંધ રહે, એવી તેમની ઇચ્છા છે, અને એ દૃષ્ટિએ સતત અવિશ્રાંત પ્રયત્ન કરી રહ્યા છે. તેમ છતાં પણ કેટલીક ઘટનાઓ દાવમાં બીક ઉત્પન્ન કરે તેવી બની રહી છે, એમ કહેવું પડે છે. અમેરિકામાંના ઉદ્યોગ ધંધાઓને લડાઈની ભૂમિકા ઉપર સંઘટિત કરવાનું સરકારનું ધોરણ જાહેર થયેલું છે, અને તે મુજબના પ્રયત્નો ચાલુ

છે. લડાઈના સરંજામમાં વધારો કરવા માટે સાડાપાંચ કરોડ ડોલરની માગણી કોંગ્રેસ સમક્ષ થોડા વખત પૂર્વે જ પેશ કરવામાં આવી છે. ગ્રીસ તેમજ તુર્કસ્તાન, એ દરેક દેશને ચાલીસ કરોડ ડોલરની મદદ આપવાનો ઠરાવ પણ થયો છે. અમેરિકાનું મૂડીવાદી આર્થિક જીવન એવી કફોડી સ્થિતિમાં મુકાઈ ગયુ છે કે લડાઈ થાય તો જ ફાયદો થાય—નહિ તો આર્થિક મંદી અને બેકારી વધી પડે. આથી કરીને અમેરિકન મૂડીવાદીઓને લડાઈ કરવા સિવાય બીજો કોઈ ઉપાય જ રહ્યો નથી, અને તેથી જ લડાઈની બાબતે બીક ઊભી થઇ છે એ નિ:શંક છે. મિ. બેવિનને આ જ બીક લાગી છે, અને તેથી મોસ્કો પરિષદના સંબંધમાં મિ. માર્શલે જે ઉદ્ગાર કાઢ્યા છે તેમનાથી જુદા પડતા ઉદ્ગાર તેમણે કાઢ્યા છે

ફ્રાંસ દેશમાંની પરિસ્થિતિ પણ છેલ્લા થોડા દિવસો દરમિયાન ગમઠી જવા પામી છે, એમ કહેવામાં કોઈ હરકત નથી. ફ્રાંસના સામ્રાજ્યવાદી ધોરણને કોઈ ખાસ ફતેહ મળતી નથી. વિયેત—નામમાંની લડાઈ ફ્રાંસને અનુકૂળ પડે તેવી રીતે ચાલી રહી નથી. માડાગાસ્કરમાંના બળવાનો વિસ્તાર ગયા મહિનામાં હતો તેનાથી આ મહિનામાં વધ્યો છે, એમ ત્યાંથી આવેલા સમાચાર ઉપરથી સ્પષ્ટ થાય છે. તાબાના રાષ્ટ્રના સ્વતંત્રતા માટે ઝપડો ચલાવી રહેલા પક્ષની સાથે ઘરછોડની વાટાઘાટ કરવી, એવો આગ્રહ કોમ્યુનિસ્ટ પક્ષ સતત કરી રહ્યો છે, પણ લીઓ બ્લુમનો પક્ષ પોતાની સોશિયાલિસ્ટ ભૂમિકાને બાજુએ મૂકીને લડાઈને પ્રોત્સાહન જ આપી રહ્યો છે. કોમ્યુનિસ્ટ પક્ષ તેમજ એમ. આર. પી. પક્ષ આમ તો બહુમતી ધરાવતો જ નથી. સોશિયાલિસ્ટ અને રેડિકલ્સ પક્ષ જેની સાથે મળી જાય તેના જ હાથમાં સત્તા રહે, એ સ્થિતિ હોવાથી કોમ્યુનિસ્ટ પક્ષનું પોતાનું બળ બીજા પક્ષોના પોતપોતાના બળ કરતાં વધારે હોવા છતાં પણ તે પક્ષ કાંઇ ખાસ હીલચાલ કરી શકતો નથી. વિયેત—નામ વગેરે સાથેની લડાઈની બાબતમાં ઊભા થયેલા પ્રશ્ન વિષે એ પક્ષના મંત્રીમંડળના સભાસદોએ વિરુદ્ધ મત આપ્યો છે તેથી તેમને બરતરફ કર્યા છે, એવા સમાચાર હમણાં જ બહાર આવ્યા છે આ સમાચાર ખૂબ જ નિરાશાજનક છે સરકારમાં રહીને તાબાનાં રાષ્ટ્ર બદલ કુમેહ ઉઠાવવાની શક્યતા હવે રહી નથી. તે જ પ્રમાણે શાંતિને માટે શક્ત આપવાનું હવે શક્ય લાગતું નથી આવી પરિસ્થિતિમાં વિરોધ પક્ષ તરીકે રહીને સરકાર ઉપર દબાણ લાવવાનું જ હવે એ પક્ષથી બની શકે, તેમ છે. પરંતુ આ કામે એ પક્ષ સંપીલો બની સામનો કરશે તો સરકાર આકરાં પગલાં લેશે. બીજી તરફ જનરલ ડ ગાલેએ પોતાનો સ્વતંત્ર પક્ષ ઉભો કર્યો છે, અને ફ્રાંસના ભૂતકાલના વૈભવ (?) માટે જહેમત ઉઠાવવાનો તેનો ઇરાદો છે આવી પરિસ્થિતિમાં, એ દેશમાં યાદવાગ્રહી ઉભી થશે કે શું, એવી શંકા ઉભી થઇ છે ત્યા લડાઈ ફાટી નીકળે તો ઈંગ્લાંડને તેમજ અમેરિકાને તથા પ્રસંગ આવ્યે સ્પેઇનને પણ ફ્રાંસમાં હાથ ઘાલવાનુ સહેલું થઈ પડે તેમ છે, અને એ રીતે હાથ ઘાલતા તેઓ આગળ પાછળનો વિચાર કરે તેમ નથી આવી જાતની દેશમાં લડાઇ રૂપાંતર પામીને કદાચ દુનિયા ભરની લડાઇ નીવડે, એ બનવા જોગ છે. તેમ ન થાય તો ફ્રાંસમાંની પ્રજાની ચળવળને ધીમે ધીમે દાબી દઇને ત્યાં જોહુકમી દાખલ થાય. એ બે પૈકીનું કયુ પરિણામ ત્યાં આવે છે એ જોવાનું રહે છે. વળી હાલની પરિસ્થિતિ થોડા વખત સુધી ત્યાં એમ ને એમ ચાલુ રહે છે કે કેમ, એ પણ જોવાનું રહે છે.

બીજી બાજુએ ગ્રીસમાંની સરકારે ૧૫૦૦૦ લડવૈયાઓની ફોજ સાથે ગનીમા સામે જે પ્રચંડ ચડાઇ કરી હતી તેને જરા પણ સાફલ્ય મળી નથી, એવુ હવે જાહેર થયું છે. ગનીમાએ જર્મન સરકારની ચઢાઇ સામે જે યુદ્ધનીતિનો અમલ કર્યો હતો તેનો જ અમલ આ ચઢાઇના પ્રસંગે પણ કર્યો હતો અને છેવટે સરકારી

સૈન્યની ચઢાઈને પાછી વાળી દીધી હતી. આ બનાવની અસર અમેરિકન યુદ્ધવિશારદોના મન ઉપર થઈ હોય તો તેમાં કાંઈ નવાઈ નથી. યુરોપમાં વધેલી મોટી લડાઈ ફાટી નીકળે તો પોતાને ખરી જાતના દુશ્મનનો સામનો કરવો પડશે, એનો ખ્યાલ એ લોકોને આવ્યો હશે જ.

ચીની લડાઈ હજી ચાલુ જ છે નાણાંનું નુકસાન, માનવ જીવનું નુકસાન અને ઇતર નુકસાન પણ ન ગણકારતા જનરલ ચાંગ-કાઈ-શેક પોતાની આબરૂને હોડમાં ઉતારી રહ્યા છે, અને અમેરિકા તેમને આર્થિક મદદ કરી રહ્યું છે. જ્યાં સુધી અમેરિકન માલમલીદા મળ્યા કરશે ત્યાંસુધી ચાલતુ ચક્કર પેટને ખાતર લડાઈ ચાલુ રાખશે, પણ તેથી ચીનની એકતાના, શાંતિના અને લોકશાહીના પ્રશ્નનો નિકાલ આવે તેમ નથી.

પૂર્વ આફ્રિકાનીને અને પેલેસ્ટાઈનનો પ્રશ્ન સંયુક્ત રાષ્ટ્રસંઘ સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે. એ બાબતમાં હજી કંઈ ખાસ મહત્વની ચર્ચા થવા પામી નથી. હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે બેરિસ્ટર આસફઅલી અમેરિકા ગયા છે તેમણે આ બાબતમાં એવો આગ્રહ કર્યો છે કે યહૂદીઓના આગેવાનોને પણ આ ચર્ચામાં ભાગ લેવા બોલાવવા જોઈએ. ખૂદ પેલેસ્ટાઈનમાં હિંસાવાદી પક્ષનાં કારસ્તાનો ચાલુ જ છે મધ્યપૂર્વમાંની ઇંગ્લાંડની ભૂમિકા ધ્યાનમાં લઈએ તો ઇંગ્લાંડ અમેરિકાની નીતિનો વિરોધ કરશે, એ કુદરતી છે પરંતુ એ વિરોધના વાતાવરણમાં એ બન્ને દેશો વચ્ચે અણબનાવ ઊભો થશે, એમ લાગે છે. મૂડીવાદ સામે મોરચો ખૂમારો કરીને હમેશા તેનો જ ટેકો આપનારા ઇંગ્લાંડના સોશિયલ ડેમોક્રેટ લોકો આ બાબતમાં અમેરિકાને મદદ કરે એવો સંભવ નથી. વળી આખા મધ્ય પૂર્વના રાજકારણની બાબતમાં તેમની પોતાની ભૂમિકા મૂડીવાદને પોષે તેવી જ છે. ઇંગ્લાંડના મૂડીવાદીઓ અમેરિકાના મૂડી-વાદીઓ સામે ગમે તેટલો ખૂમારો કરશે તો પણ તેમને અનુસરવું જ રહેશે તો પછી રશિયા સાથેના સહકારની વાતો ચાલી ચાલતી હશે! એ તો જે હોય તે ખરૂં

પુના, ૭-૫-૪૭

# હિંદી રાજકારણ



વાસુદેવ યશવંત કેળુસ્કર

ગયા મહિનામાં હિંદી રાજકારણનો યુગ એકાએક પલટાઈ ગયો છે, અને જનતા સમક્ષ ભાવિ સંકટની છાયા એકદમ ઉપસ્થિત થઈ છે. આમાં પ્રશ્નો એવા તો ગુંચવાઈ ગયા છે કે તેમનો સંતોષકારક નિવેડો કેવી રીતે થશે, એ બાબતમાં ભારે શંકા ઊભી થઈ છે. સાધારણ રીતે આ પલટાયેલા યુગના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે તરી આવે છે —

(૧) કોઈપણ પરિસ્થિતિમાં હિંદુસ્તાનની અવિભાજ્યતાને પોતે કાયમ રાખશે અને જાતીય તત્વ ઉપર હિંદુસ્તાનના ભાગલા પોતે પાડવા દેશે નહિ, એવો કોંગ્રેસનો નિર્ધાર હતો, પછી [illegible] ઝીણા પાકિસ્તાન મેળવવા માગશે તો પણ તે તેમને મળશે નહિ એમ સરદાર બોલી ગયા; અને હવે ઝીણાને પાકિસ્તાન આપવાને કોંગ્રેસ પોતે તૈયાર થઈ છે. પરંતુ ઝીણાના પાકિસ્તાન અને કોંગ્રેસના પાકિસ્તાન વચ્ચે બહુ મોટો તફાવત રહેલો છે. કોંગ્રેસને પંજાબ તેમ જ બંગાળા પ્રાંતના ભાગલા જાતીય તત્વ ઉપર પાડવા છે. એટલેથી જ બસ નથી; નોકરવર્ગ, લશ્કર વગેરે તમામ બાબતોમાં પૂરેપૂરા ભાગલા પાડવાનો કોંગ્રેસનો વિચાર છે. પણ જેના જે જાતીય તત્વ ઉપર હિંદુસ્તાનના ભાગલા પાડવાનું ઝીણાને યોગ્ય લાગે છે તે જ જાતીય તત્વનો આધાર કોંગ્રેસે પોતાની આ નવી ભૂમિકાને અંગે લીધો છે. જાતીય તત્વ એક વાર કબૂલ રખાય તો એ જ તત્વ ઉપર બંગાળાના અને પંજાબના ભાગલા પાડવામાં આવે તે ક્રમિક રીતે યોગ્ય ગણાય. એ તત્વ પ્રમાણે ભાગલા પાડવાનું કાર્ય બધી બાબતોમાં પૂર્ણ અંશે સાધવાને બદલે અમુકાંશે કોંગ્રેસે આરંભ્યું છે. અત્યારસુધીમાં લીગ અને કોંગ્રેસ વચ્ચે સમજૂતી સાધવાના પ્રયત્નો એટલા બધા નિષ્ફળ નીવડ્યા છે અને એ બાબતની તમામ આશાઓ એવી તો ધૂળભેગી થઈ ગઈ છે કે કોંગ્રેસના મગજમાં ખુમારી રાખીને ગમરામણની બાબતમાં ઉપર મુજબના ભાગલા પાડવાનો આગ્રહ કરે તેમાં કાંઈ નવાઈ નથી.

(૨) બીજી તરફ કોંગ્રેસના આવા ભાગલાને સમતા વલણને લીધે ઝીણા અને બીજા લીગી આગેવાનો બહુ જ ઊંચા નીચા થઈ ગયા છે. કોંગ્રેસે હાલ જે ભૂમિકા સ્વીકારી છે તે જ ભૂમિકા ઉપર હિંદુસ્તાનના ભાગલા પાડવાની માંગણી લીગના લાહોરના ઠરાવમાં કરવામાં આવી હતી. પરંતુ હવે ઝીણાને આખો પંજાબ અને આખો બંગાળા જોઈએ છે. તેમની પોતાની જ ભૂમિકાની નજરે તેમની આ માગણી અનિષ્ટ અવિચારી ગણાય એ દેખીતું છે. જાતીય તત્વ લાગુ પાડવું હોય તો પછી તે બધીજ બાબતોમાં કેમ ન લાગુ પાડવું? આ બાબતની લીગની હાલની ભૂમિકા તદ્દન આપમતલબી છે એમાં જરા પણ મતભેદ ન હોઈ શકે. પરંતુ ઝીણા હવે એમ કહે છે કે કોંગ્રેસ ઇંગ્લાંડના અમેરિકાના મૂડીવાદીઓનો ભોગ બનીને પ્રાંતોના ભાગલાની પોતાની કલ્પના આગળ ધરે છે. ઝીણા જેવા સરંજામવાદી ને મૂડીવાદી આગેવાનના મોંમાં આવી મૂર્ખાઈભરી કલ્પના શોભે નહિ. અત્યાર સુધીના રાજ્ય કારભારને લીધે પ્રાંતોમાં જે એકતા સધાઈ છે તેને આથી ધક્કો પહોંચશે, એમ પણ તેઓ કહે છે. પણ એજ વિચારસરણી આખા હિંદુસ્તાનના ભાગલા પાડવાની યોજનાની વિરુદ્ધ જાય છે, એ વાત તેઓ ભૂલી જાય છે. વાત એમ છે કે લીગને પાકા પ્રદેશને પોતાના કબજામાં લેવા છે. વધારામાં ઝીણા એમ કહે છે કે તેમને જે પ્રાંતો જોઈએ છે તે પ્રાંતો તેમને મળી જાય ત્યાર બાદ પ્રાંતોમાંના લોકોની હેરફેર થવી જોઈએ એ સૂચના પણ તદ્દન બિનવ્યવહારુ છે. યુરોપમાં લાખ બે લાખ લોકોની અદલાબદલી કરવા જતાં કેવડો મોટો સવાલ ઊભો થયો હતો, એ કોઈ અજાણ્યું નથી. હિંદુસ્તાનમાં આ સવાલ કરોડો

લોકોના જીવનનો, તેમની-માલમત્તાનો, તેમના ઉદ્યોગધંધાનો અને ઇતર અનંત હિતસંબંધોનો છે. પોતાને પાકીસ્તાનમાં જવું પડે તો પોતાના ઘરબારનું, ચગિતાર્થનું, ધંધાધાપાનું, અને એવી અનેક બાબતોનું, શું થાય, અને ત્યાં ગયા પછી પોતાનું ને પોતાના કુટુંબકબીલાનું શું થાય, એ બાબતમાં પાકિસ્તાન બહારની મુસલમાન પ્રજાને ધીમે ધીમે ભારે ચિંતા ઊભી થવા લાગી છે. ભાગલાની વાતો જ્યાં સુધી રાજકારણને લગતા દાવપેચ પૂરતી થતી હતી ત્યાં સુધી તો ઠીક હતું પરંતુ આજે સાચું વસ્તુસ્થિતિનું ભયાનક સ્વરૂપ પોતાની નજર સામે ખડું થતાંની સાથે જ મુસલમાન પ્રજા ભારે વિચારમાં પડી ગઈ છે. એમાં કાંઈ નવાઈ નથી. પાકીસ્તાન બહારની મુસલમાન જનતાની જે સ્થિતિ છે તે જ સ્થિતિ પાકીસ્તાનમાંની હિંદુ જનતાની છે. પંજાબમાંની શીખ જનતાનો પ્રશ્ન પણ ખૂબ વિકટ થઈ રહ્યો છે. શીખો પાકિસ્તાનમાં સામેલ થાય તેટલા માટે ઝીણા તેમની દાઢીમાં હાથ ઘાલી રહ્યા છે. પરંતુ હવે કોઈ આ જાળમાં સપડાય તેમ નથી.

(૩) ખરું જોતાં કોંગ્રેસના માગાના વલણથી કે લીગના સ્વાર્થી વલણથી આ સવાલનો નિકાલ થાય તેમ છે જ નહિ. ભાષા પ્રમાણે પ્રાંતોની રચના કરવાથી અને દરેક પ્રાંતની તમામ જનતાને સ્વયંનિર્ણયનો હક્ક આપવાથી આ સવાલનો નિકાલ આવી શકે તેમ છે આવી જાતનો સૂર આજકાલ બધી બાજુએ સંભળાઈ રહ્યો છે. ભાષાને અનુસરીને મદ્રાસના ચાર પ્રાંત કરવા, એવો ઠરાવ મદ્રાસ ઇલાકામાં પસાર થયો છે. આંધ્ર, તામીલનાડ, કેરળ અને કર્ણાટક એમ ચાર પ્રાંત પાડવા ત્યાં કહ્યું છે. કર્ણાટકનો કેટલોક ભાગ નિઝામ સરકારની હદમાં છે. ને કેટલોક ભાગ મુંબઈ ઇલાકામાં છે. કર્ણાટકને સંયુક્ત રાખવા બાબતની માગણી ઘણા વખતથી આગળ ધરાતી આવી છે. મહારાષ્ટ્રને સંયુક્ત રાખવા બાબત મોટો વખત પૂર્વ ધૂળિયામાં ભરાયેલી પરિષદમાં ચર્ચા થઈ હતી ને તેને સ્વતંત્ર પ્રાંત તરીકે રાખવાની માગણી થઈ હતી. ગુજરાત પ્રાંતને પણ સ્વતંત્ર રાખવા બાબત ઠરાવ થયેલા હોવાનું જાહેર થયું છે આવી રીતે પ્રાંતોની રચના થાય તો દરેક પ્રાંતને સ્વયંનિર્ણયનો હક આપવો જોઈએ, એ દેખીતું છે. તેથી રાજ્યોની પ્રજાને પોતાની આસપાસના પડોશી બાંધવોની સાથે એકત્ર થવાની છૂટ હોવી જોઈએ એ હિંદી કોમ્યુનિસ્ટ પક્ષનું આ વલણ છે. પરંતુ, દરેક પ્રાંતે જુદા થઈ જવું, એનો આનો અર્થ થતો નથી. દુશ્મનાવટની અને વિરોધની નજરે જ જોઈએ તો પ્રાંતો જુદા જુદા થયે જ છૂટકો છે, પણ પૂરેપૂરી સમાનતાની અને મિત્રતાની નજરે જોઈએ તો ભાષાવાર તમામ જૂથોએ સમુદાય રાખી એક બીજા ઉપર ચઢાઈ ન કરતાં હળીમળીને એકતા સાધી રહેવું, એ જ યોગ્ય છે, સૌને સ્વયંનિર્ણયનો હક્ક આપી એક બીજા ઉપરના વર્ચસ્વની કામનાનો નાશ કરીને પૂરેપૂરી સમાનતા સ્થાપી હોય તો જ પછીથી ખરી એકતા અને મિત્રતા ઊભી થઈ શકે છે આથી જ સમાનતાના આધારે એકતા સાધવા આજે પ્રાંતોને જુદા જુદા થવાની છૂટ આપવાની જરૂર છે. એકતા સાધવા માટે જુદા પડવાનો હક્ક આપવો એ બાબત પહેલી નજરે તો વિરોધાભાસ ઉત્પન્ન કરે છે. પરંતુ ખરું જોતાં ખુદ લેનિનની વિચારસરણી આને બરાબર મળતી આવતી હતી. વળી, હાલ તો દેશમાં ભાષાવાર પ્રાંતરચના કરવાની અને સ્વયંનિર્ણયનો હક્ક મેળવવાની માગણી આગળ ધસતી આવી રહી છે. સિંધમાં ચળવળ ચાલી રહી છે. બલુચિસ્તાનમાં પણ આવો જ સૂર નીકળી રહ્યો છે. આખરે આવી રીતે આ સવાલનો નિવેડો આવશે. હાલમાં તો જાતીય વૈમનસ્યને લીધે આ આ પ્રશ્ન જોર પકડ્યો છે.

દરમિયાનમાં નવા વાઇસરોયની જાતીય તત્ત્વના આધારે હિંદના ભાગલા પાડવાની રીત માન્ય રાખતા હોય એમ લાગે છે બ્રિટીશ સામ્રાજ્યવાદીઓએ જ આ ભૂત ઊભું કર્યું હોવાથી તેને જો

એ રીત માન્ય હોય જ. આ બાબતમાં લીગને પૂર્ણ મદદ આપવાનું સરકાર માનતી હોય એમ લાગે છે. સરહદ પ્રાંતમાં કૉંગ્રેસની બહુમતી હોવા છતાં પણ જાતીય વૈમનસ્ય વધારી દઈને ત્યાંના રાજ્યવહીવટને તોડી પાડવાની રમત ત્યાંના ગવર્નર પોતે જ રમી રહ્યા છે, એવો આરોપ મુકાય છે. એથી ઊલટું બંગાળાના રાજ્યવહીવટને અંગે તેટલા અત્યાચાર થયા હોવા છતાં પણ તોડી પાડવાનું કારણ જણાતું નથી. આવી રીતે જાતીય તત્ત્વ ઉપર મુસ્લીમ લીગના પ્રાંતોની રાજકીય શક્તિના આધારે દેશના ભાગલા પાડવાનો વિચાર ચાલી રહ્યો છે, પરંતુ આમ આ પ્રશ્નનો નિવેડો આવે એવું છે જ નહિ. પ્રાંત પ્રાંત વચ્ચેની અને હિંદુસ્તાન-પાકિસ્તાન વચ્ચેની સરહદ નક્કી કરવી પડશે. આ સરહદો નક્કી કરતાં તસુતસુ જમીન માટે લડાઈ ઊભી થશે. મુંબાઈ, કલકત્તા વગેરે કોના પક્ષમાં રહે, લશ્કરની વહેંચણી કેવી રીતે કરવી, સરકારી માલમતાનું શું કરવું વગેરે અનેક બાબતો પરત્વે સતત ટંટા ઊભા રહેશે. આમ વૈમનસ્ય ઓછું થવાની શક્યતા દૂર રહેશે એટલું જ નહિ પણ વૈમનસ્ય ઊલટું વધવાની શક્યતા ઊભી રહેશે. આથી એમ લાગે છે કે રાજ્યબંધારણના પ્રશ્નનો નિકાલ બંધારણ સમિતિમાં નહિ થાય, પણ પ્રત્યક્ષ અનુભવ, કદાપણું, તડજોડ વગેરે જે ઐતિહાસિક પગથિયાં હોય છે તેનાથી જ તેનો નિકાલ આવશે. પરંતુ એ પ્રશ્નનો નિકાલ આમ થાય તે પણ બ્રિટિશ રાજ્યસત્તાને પસંદ નથી. હાલ પરસ્પર લડી રહેલા બને રાજકીય પક્ષોમાં જે બેદિલી રહેલી છે તે આગળ ઉપર પણ કાયમ રહે તે માટેની ખટપટ સતત ચાલુ છે કારણ કે તેમાંથી બ્રિટિશ લોકોનો રોટલો ઊભો થાય તેમ છે.

સને ૧૯૪૮ના જૂન સુધીમાં બ્રિટિશ તરફથી સત્તાનો ત્યાગ થવાનો છે જેના દેખાવો થઈ રહ્યા છે, અને તે માટે બધી જાતના પ્રયત્ન ચાલુ છે પરંતુ હમણાં જ બ્રિટિશ વેપારીઓની સુરક્ષિતતાના પ્રશ્નના સંબંધમાં આમની સભામાં જવાબ આપતા મિ. હેંડરસને કહ્યું હતું કે બ્રિટિશ વેપારીઓની સુરક્ષિતતા બદલ સુલેહના કરારનામામાં કલમ દાખલ કરવામાં આવશે. એમનો વેપાર સુરક્ષિત રહેશે, સ્વરાજનો ખરો અર્થ શો છે, એ અહીં અગાઉ લખાઈ ગયેલું જ છે. એમાં એમ સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે પરદેશી વેપાર ઉપર રાષ્ટ્રીય સરકારની અનિયંત્રિત સત્તા હોવી જોઈએ. આવી જાતનું ચોખ્ખે ચોખ્ખું સ્વરાજ આપણને મળવાનું નથી, એમ ઉપરના જવાબ ઉપરથી સ્પષ્ટ થાય છે. બ્રિટિશોને માલમલીદા મળતા રહેવાનો હોય તો પછી સ્વરાજ મળ્યું શાનું કહેવાય? પરંતુ આપણા આગેવાનો આ જ મૃગજળની સામે આંખ મીંચીને દોડી રહ્યા છે અને જેઓ સાવધાન રહેવાનું સૂચવી રહ્યા છે તેમને જ દેશ દેવાને તેઓ પ્રવૃત્ત થઈ રહ્યા છે. આપણા ઘરમાંથી લડાઈ પતશે નહિ ત્યાંસુધી બ્રિટિશ લોકો અહીં રહેશે, એમ મહાત્માજી કહે છે. એ લોકોએ હાલ જ ચાલ્યા જવું, એવો મહાત્માજીનો આદેશ છે. બ્રિટિશ સરકારને ઉઠાવી લેવું, એવો આનો અર્થ થાય છે કે શું? એનો અર્થ એવો થતો હોય તો બ્રિટિશ લોકો તે કબૂલ રાખશે શું? તો પછી સરહદ પ્રાંતમાં પંડિત નેહરુ ગયા તે વખતે જે બનાવો બન્યા તે અને હજી પણ જે બનાવ બની ગયા છે તેનો અર્થ શો? બંધારણ સભા ખરેખર લોકમતને અનુસરે છે કે કેમ? ભાષાવાર પ્રાંતરચના કરવાની માગણી સર્વત્ર થઈ રહી છે તે બાબતમાં કૉંગ્રેસ શું કરી રહી છે? બંધારણ સભાનું કામ લોકમતને અનુસરીને થતું નથી, પણ તેમાં તો આંધળાની રમત રમાય રહી છે. થોડા જ વખતમાં એક બંધારણ સભાને બદલે બે બંધારણ સભાઓ કામ કરતી થશે, એમ લાગે છે

બીજી તરફ કૉંગ્રેસના અંતર્ગત કારભારમાં પણ ઘણા જ પ્રશ્નો ઊભા થયા છે. કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ લોકોએ પોતાના પક્ષના નામની આગળના 'કૉંગ્રેસ' શબ્દને તિલાંજલિ આપી દીધી છે. થોડા જ વખતમાં થનારી ફાટફૂટની આ શરૂઆત છે. સોશ્યાલિસ્ટ લોકો

# પરદેશી કહેવતો

પ્રશંસા અજ્ઞાનની પુત્રી છે. (ફ્રાન્સ)

દુઃખ માણસ બનાવે છે, પણ સુખ રાક્ષસ બનાવે છે.

'તરસ વિના પીએ અને ગમે ત્યારે પ્રેમ કરીએ.' જનને જનાવરમાં આટલોજ તફાવત છે

ધનિક થયેલા ભિખારી જેવો કોઈ અવિષ્ટ નથી

હિંમત, ફરી હિંમત અને હમેશ હિંમત.

શેતરંજમાં રાજાઓની નજીક મૂર્ખાઓ હોય છે.

તમારું પહેરેલું બદન પણ આપી દેવું પડે એવી સમાધાની કદી કરશો નહિ.

તમારો કેસ મજબુત હોય તો સમાધાની કરો, લુલો હોય તો કોર્ટમાં જાઓ.

રોગ કરતાં દાક્તરથી વધારે ડરવું.

અધિકાનું ઘૂંકવું સ્વર્ગે નહિ પહોંચે

શંકા કરો એટલે જરૂર છેતરાશો.

જેના પર શંકા હોય, તેને નોકરીમાં ન રાખો, અને નોકરીમાં રાખો, તેના પર શંકા નહિ કરો.

જેને નહીં જોઈએ, તેને બધું મળે.

ડાહ્યાઓ મૂર્ખાઓને ઉપયોગી છે, તેના કરતાં મૂર્ખાઓ ડાહ્યાઓને વધારે ઉપયોગી છે

મૈત્રિ એ પાંખ વિનાનો પ્રેમ છે

પ્રેમ કરતાં મૈત્રિથી વધારે ઘરો સુખી બને.

ઈશ્વર, માબાપ અને ગુરૂઓનો બદલો કદી વાળી ન શકાય.

એકજ માણસ દુનિયામાં સુખી—જે પોતાને સુખી માને છે તે.

વકીલના પૈસા સિવાય બીજું કંઈ ચોરવું નહીં.

આવીએ અને રડીએ તે જિંદગી, રડીએ અને જઈએ તે મરણ.

પ્રેમ અધિકાને પણ નાચતાં શીખવે છે

જેને આપણે ચાહીએ તે ન મળે, તો આપણી પાસે છે તેને ચાહો.

'યાદદાસ્ત નબળી છે' એમ સર્વે ફરિયાદ કરે છે, પણ અક્કલ ઓછી છે એમ કોઈ કહેતું નથી.

મરે નહીં ત્યાં સુધી ફક્કડ અને કંજુસ કામનાં નહિ.

એકલા એકલા ડાહ્યા થવું તેના કરતાં લોકો સાથે ગાંડા થવું સારૂં.

રોગથી નહીં પણ દવાથી ઘણાખરા લોકો મરે છે.

પૈસાની કિમ્મત જાણવી હોય તો ઉછીના લઈ જુઓ.

બાળકો અને મૂર્ખાઓ ખરૂં કહે.

રસ્તા કરતાં કોંગરાથી થોડા ઘણા બગડે.

દારૂના સમયમાં જે બોલી ન શકાય એવું હોય તે ગાઈ શકાય.

દુરૂપિયો આપણને ત્યજી જાય, ત્યારે આપણે મગરૂરીથી કહીએ કે આપણે દુરૂપિયો ત્યજ્યા છે
ઘણા પૈસા એકઠા કરવામાં મહેનત નથી, પણ થોડા પૈસા એકઠા કરવામાં મોટી મહેનત પડે છે.

સુવાનીઆઓ કરે તે કહે, ઘરડાઓ કરેલું કહે, અને મૂર્ખાઓ કરવાના હોય તે કહે.




નવી સીરીઝ પુસ્તક ૧ ] જુલાઇ, ૧૯૪૭ [ અંક ૧૨

# પ્રતિકાર

ગયા વિશ્વયુદ્ધની વ્લાડિકાવકાસ આગળ થયેલી એક લડાઇમાં જર્મન દળે ટૅંકોથી ભયંકર સતત હુમલો ચલાવી રશિયન લશ્કરને ગભરાવી મૂક્યું. આ ભીષણ હલ્લાથી રશિયન સૈનિકોના કાળજાં કંપી ઊઠ્યા અને તેઓ નાસભાગ કરવા લાગ્યા. રશિયન કમાન્ડર સેલિમાનવોએ જોયું કે જો સૈનિકોને નાસી જતા રોકવામાં ન આવે તો દુશ્મનો લડાઇ જીતી જશે. તે તરત નીચે ઉતરી પડયો અને હાથમાં ચાબૂક લઇ રાક્ષસી દેખાતી જર્મન ટૅંકો તરફ સીધો ચાલ્યો અને રણભૂમિ છોડી જતા સૈનિકોને યુદ્ધના ઘોંઘાટમાં સાંભળી શકાય તેવા ઉચ્ચ અવાજે પૂછવા લાગ્યો, “ કૉઝેક ક્યાં નાસી જાય ? આ જર્મન ટૅંકોથી ડરે છે ? એ તો માત્ર માણસે બનાવેલાં યંત્રો અને માણસે બનાવેલું માણસ નાશ કરી શકે છે ” ભાગી છૂટતા રશિયનો તેની આવી નીડરતાથી શરમાયા અને અપ્રતિમ શૌર્યથી જર્મનો સામે ઝઝૂમી નિશ્ચિત દેખાતા પરાજયને વિજયમાં ફેરવ્યો. પ્રતિસ્પર્ધી માત્ર મનુષ્ય છે અને તેના શસ્ત્રો માત્ર મનુષ્ય કૃતિઓ છે એવું જ્ઞાન કોઇપણ પ્રકારના યુદ્ધક્ષેત્રમાં પ્રતિસ્પર્ધીનો સફળ સામનો કરવા માટે આવશ્યક છે.

ર. પ. મ.

# ગુલછડી



ડોલતી ગુલછડી એક દીઠી
આંખમાં તારાઓ નાચતા'તા
હતું હોઠે સવારનું સ્મિતઃ
દેહડોલનમાં ગૂંજી રહ્યું કોઈ
અણલખાયેલ ગીત.

સંધ્યાના રંગની ઘોળેલ પીઠી,
ડોલતી ગુલછડી એક દીઠી
દાડમી નીચી નમી જાણે બોલતી
'દર્શનથી થયાં ધન્ય'
ઝોળી ભરીને ગુલાલની ઉતર્યું"

શિરીષનું નવું સૈન્ય
જાણે વસુંધરાને ગઈ જીતી,
ડોલતી ગુલછડી એક દીઠી.
ઉજ્જડ વગડો ચોભી રહ્યો હતો'
નિરખી અંગ-ત્રિભંગ

મારગને મલકાવી રહ્યો હતો
મત્ત કસુંબલ રંગ,
જેની વસંત વધુ નથી વીતી,
ડોલતી ગુલછડી એક દીઠી.

ઈન્દુલાલ ગાંધી

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો



## (૭)

રમણલાલ વસંતલાલ દેસાઈ

એટલે વગર સમજે, વગર જાણ્યે મ્હારી બાલ સૃષ્ટિમાં નર્મદા, નર્મદાનો કિનારો અને એની પાર આવેલી વિંધ્યાદ્રિની મેરી આરમાની પર્વતમાળા આબ્બાજ કરે છે મ્હારા મકાનથી થોડે દૂર હનુમાનનું મંદિર અને હનુમાનની ભેખડ આવેલાં છે એ ભેખડ ઉપર ઊભા રહી સામા કાંઠા ઉપરથી અત્યંત ઝડપભેર વધતો વરસાદ નદીમાં વારીબુંદ વેરતો ભેખડ ઉપર મને ભીંજવવા કેવો આવતો હતો એનું મને સ્પષ્ટ સ્મરણ છે સૃષ્ટિમાં હિસાબ વગરનો છું! વરસાદ કોઈ ખરેખર મને ભીંજવવા આવતો ન હતો. એક બાળકને ભીંજવવાની રમત કરવા કરતાં વધારે ગંભીર અને મહત્ત્વનાં કાર્ય એને કરવાનાં હોય છે, પરંતુ રેતીના પટમાંથી પાણી વેરતો નર્મદાના પટને ઓળંગી પાસે આવતો વરસાદ કેવો આવતો હતો તે જોવામાં અને ન્હાસતે ન્હાસતે પલળવામાં મઝા જરૂર પડતી હતી.

નર્મદાને નાચતાં, રમતા, દોડતા આવતું નથી એમ કહી શકાય નહીં જ ત્હોય એની અસર એકંદરે ગંભીર બની. નર્મદા શીનોર પાસે અત્યંત ગંભીર બને છે તેમાં પણ વર્ષામાં નર્મદા જે રૌદ્રરૂપ ધારણ કરે છે એવું રૂપ બીજી બહુ થોડી નદીઓ ધારણ કરતી હશે. સ્હામે આવેલું પાણીના પટ કરતાં પણ મ્હોટું બાકું આખું ડૂબી જાય અને શીસોદરા ગામ તણાવાની અણી આવ્યા જ કરે, પટનાં પાણી ઉભરાઈ કરાડોના પોલા ભાગને છાબકે ન્હવરાવે, અને જાણે સમુદ્ર ફેલાયો હોય એવો જળ વિસ્તાર વ્યાપક બની જાય, આગગાડીની ઝડપે પાણી વહેતાં હોય, મોજાં એકમેકની ઉપર ચઢી પાર્વતીના સ્થૂલ ટેકરાઓ જેમાં કરે અને લુપ્ત કરે, મોટા ગોળ દાઓ સરખી ઘુમરીઓ કુંડાળી રચના કરતી હોય અને ઉન્મત્ત તાંડવ કરતી નર્મદાનો ચમકાર ચારે પાસ સળગાવ્યા કરતો હોય. એ દૃશ્ય ભૂલ્યું ભૂલાય એમ નથી.

તેમાં પણ ઘુસા ફળિયાને ઓવારે રચાતી ઘાટી જેવી પ્રચંડ ઊર્મિ રમત મ્હેં દરિયામાં પણ દીઠી નથી. વર્ષોથી બંધાયેલો એ ઊંચો ઘાટ નર્મદાના ધસમસતા પૂરની વચ્ચે આવતો હતો. એનાં પગથિયાં, પગથાર અને દાબણીઓની સ્હામે ઝૂમતાં અને માર્ગ કરતાં નર્મદાનાં પાણી જે વમળો, ફુવારા, ઘુમરી, ભમરી અને જલછટાઓની પરંપરા રચતા એ દૃશ્ય તો કોઈ રવિવર્મા કર રાવળ કે કનુ દેસાઈને જ હાથે આછો શો આકાર પામી શકે ' એટલાં જલ વિભાગમાં તરવું લગભગ અશક્ય બની જતું હશે માટે એને ઘાટીને નામે ઓળખતાં હશે.

એવાં મહા ભારે જળ ઉભરાયાં હોય ત્યારે કોઈ નોકરની નજર તળે મને એ ઘાટ ઉપર નર્મદામાતાનાં દર્શનાર્થે મોકલવામાં આવતો. નર્મદા એ સમયે ખરેખર દર્શનીય બની જતી અને નાસ્તિકમાં નાસ્તિકને પણ નમવાની ફરજ પાડતી. હું તો ત્યારે આસ્તિક હતો, એટલે ભય અને ભાવ સાથે નર્મદાને નમી પડતો.

નર્મદાના એ રૌદ્રરૂપથી એને કિનારે વસતાં એનાં બાળકો ટેવાઈ પણ જાય છે એવા ભર-પૂર પાણીમાં પણ સીમળાનું લાકડું આધાર માટે લેઈ "નર્મદે હર"ના પ્રચંડ ઉચ્ચાર સાથે કેટલાક તારાઓ નર્મદાના જલમાં કૂદી પડતા અને દૂર દૂરથી તણાઈ આવતાં લાકડાં ભેગાં ઘાલી આખા વર્ષની બળતણ સામગ્રી ભેગી કરતા. જે સ્થળેથી તારો કૂદી પડ્યો હોય ત્યાંથી અડધા પોણા ગાઉ ઉપર એ તારો બહાર નીકળી શકતો એવું પાણી વહેતું રહેતું. નર્મદાના તાગને બીજી નદીઓનો બહુ હિસાબ ન લાગે.

આમ નર્મદા સુંદર અને ભવ્ય દશ્યોનો ભંડાર બની રહેતી.

સાથે સાથે એ આખા શીનોર ગામને પીવા નહાવાનું પાણી પૂરું પાડતી. મરાઠાઓના રાજકીય ઉદયમાં હિંદુ સંસ્કૃતિનો પુનરોદ્ધાર બહુ થયો નથી એમ કહેનાર અને માનનારે નર્મદા કિનારો ફરી વળવો. અનેક મંદિરો અને અનેક ઘાટ સ્થળે સ્થળે નજરે ચઢશે એ મરાઠાઓના અમલનું એક પરિણામ. ચાંદોદનો મલ્હારરાવનો ઘાટ અને ગોપાળરાવ મૈરાળે બાંધેલો શીનોરનો ગણપતિનો ઓવારો આજ પણ આપણને ગમે એવાં સ્થાપત્યો છે.

થાક ન લાગે એટલા માટે ઘાટનાં પગથિયાં ઉપર વળાંકે પગલે ચઢતી પનિહારીઓ હવે જરૂર ઓછી થતી ગઇ હશે, કારણ શીનોરમાં હવે તો 'વોટર વર્કસ' થયું છે. મ્હારા અભ્યાસ કાળે 'વોટર વર્કસ' ન હતું એટલે આખા ગામને નર્મદા પાણી પાતી.

લગભગ અરધી શીનોરની વસતી ન્હાવા માટે પણ આ સાર્વજનિક વહેતા સ્નાનાગારને ઉપયોગમાં લેતી.

બળતણના પ્રશ્નનો અંત ઉકેલ પણ નર્મદા માં કરતી હતી એ વાત આજના વહેમથી વાપરવાના યુગમાં જરૂર મહત્વની લાગે. લાકડાં કોલસા મેળવવાની અત્યારની મુશ્કેલીનો વિચાર કરતા આવી નર્મદાની આર્થિક મદદ જરૂર આકર્ષક થઇ પડે

ભરૂચ, કોરલ, ચાંદોદ, નદિયાદ જેવાં સ્થળોને શીનોર સાથે વ્યાપાર અને વ્યવહારના સંબંધમાં સાંકળી લેવા માટે નર્મદા બહુ કામ લાગતી. હોડીઓ, પનાઇઓ અને તેમના સઢનું દશ્ય ચિત્ર કે કવિતા બહુ થોડાના હૃદયમાં ઉપજાવે, પરંતુ ઇમારતી લાકડાં, વાંસ, નાળિયેર, કરિયાણું અને અનાજની અવરજવર માટે નર્મદાનો જળમાર્ગ ધોરીમાર્ગ બની રહેતો.

આજ તો આગગાડી અને મોટરકારે માર્ગ અને ચીલા પાડી નાખ્યા છે. ત્યારે હોડી અને નદી માનવીઓને અવરજવરનાં સાચાં સાધન હતાં. પુત્ર પુત્રીની પરદેશ વિદાય, પ્રિયતમ પ્રિયતમાનાં મિલન, સગાં મિત્રોની ખબર અંગે અવરજવર, તીર્થાટન અને શોખની મુસાફરી એ સર્વ માટે નદી સરસ સાધન બની રહેતી.

જમીનમાં કોતરો કોતરતી નદી સાથે સાથે જમીનને ફળદ્રુપ પણ બનાવતી. નદીના ભાઠામાં શાક, મકાઇ, ચીભડાં, શક્કરટેટી ઘણાં સરસ બનતાં

આમ ભૂમિને રસાળ બનાવતી, વ્યવહારના માર્ગો ખુલ્લા કરતી, અનેક ગામ સમૂહોને આર્થિક પાર્શ્વભૂમિ પૂરી પાડતી, રમણીય, ભવ્ય અને ભયાનક દશ્યોની પરંપરા રચતી. માનવીની ઊર્મિઓ સાથે સંવાદ રચતી નર્મદાને મૈયા કહી સંબોધવા સર્વ કિનારાવાસીઓ પ્રેરાય એમાં શી નવાઇ ?

નર્મદાએ અનેક કાવ્યો પ્રેર્યાં છે મ્હારા મકાનની પાસે મ્હારા મોસાળના પિત્રાઇઓ રહેતા અને તેમને ઘેર મામાઓ હતા. એમાંના એક બાળાભાઇ મામા બહાર ઓટલા ઉપર ન્હાતે ન્હાતે નમામિ દેવી નર્મદે ના ધ્રુવપદવાળું નર્મદાષ્ટક દરરોજ ગાતા અને મને તે ગમતું. આજની સભ્યતાને ન ગમે એવાં ઓટલા ઉપરનાં જાહેર સ્નાન હજી હિંદમાંથી અદૃશ્ય થયાં નથી. નારાચ છંદમાં રચાયલા નર્મદાષ્ટકના શબ્દાલંકાર સ્મરણે ચઢી જાય એવા છે.

सबिंदु सिंधु सुस्खलत
रंग भंग रंजितम्

. .

कृतांत दूत काल भूत
भीती हारी वर्मदे

. ..

सुमच्छ कच्छनक्रचक्र
चक्रवाक शर्मदे

જેવા બહુવિધ પ્રયોગો એ સ્તુતિને અત્યંત કર્ણપ્રિય બનાવે છે અને આજના વધતા જતા વાસ્તવવાદના સ્વીકાર સમયે પણ શબ્દની શક્તિનો સરસ પરચો આપે છે.

મ્હારાં માથી પણ એ સ્તોત્ર નિત્ય ગાતાં.

અને એ ઉપરાંત કેંક કવિતાઓ અને ગરબાઓ નર્મદાને ઉદ્દેશીને ગવાતા તે આજ પણ ટુકડે ટુકડે યાદ થાદ આવી જાય છે:

નમો નર્મદા ! નીર ગંભીર ગાજે

નો ભુજંગપ્રયાત, તેમજ

નર્મદા ! તું તો રૂદરેલા કહાવે !

જેવા ગરબા નર્મદાને સાહિત્યવાણીમાં ઉતારતા.

કેંક વર્ષો પછી રસાધકારના એક ગુજરાતી પ્રબંધમાં શાન્તરસના ઉદાહરણ તરીકે નર્મદાના વાતાવરણને વપરાવું જોતાં અને સ્વભાવિક રીતે ગર્વ પણ થયો !

'સ્નાન કરી નર્મદા નીરમાં ધીર નર
એક કૌપીન અંગે ધરીને
નર્મદે ! નર્મદે ! એમ ઉચ્ચારતો,
દર્ભથી રોમ ઉભાં કરીને.'

સ્કંદપુરાણમાં એક આખો વિભાગ 'રેવા ખંડ'ને નામે ઓળખાયો છે નર્મદાનું બીજું નામ રેવા. ઇતિહાસ અને ભૂગોળની દૃષ્ટિએ નદીઓના પુરાણોમાં અપાયેલા વર્ણન બહુ ચોકસાઇ ભર્યાં હોય છે. ખાસ કરીને નદીની ભૂગોળ. નર્મદા કિનારો એ સમગ્ર હિંદનું યાત્રાધામ. વિદ્વાનો, વાનપ્રસ્થો અને સન્યાસીઓનું એ પરમ આકર્ષણ. વ્યાસ, શુકદેવ, અનસૂયા અને અશ્વત્થામાનાં સ્મરણો જગાડતી નર્મદા ઉભયતટ પાવની મનાય છે. અને કિનારે સ્નાન કર્યાનું પુણ્ય. ભરૂચ શુક્લતીર્થના ભીમાશી બ્રાહ્મણો, ચીનોર અને કરનાળીના નાગર બ્રાહ્મણોનો વેદાભ્યાસ હિંદભરમાં જાણીતો હતો. ચાર પાંચ પેઢી ઉપર એક નાગર બ્રાહ્મણ સ્ત્રી ચીનોરમાં સતી થઇ હતી તેના અગ્નિ દાહને સ્થળે બંધાયેલો એક ઓવારો મ્હારા બાળપણ સુધી હતો.

'ઉંચે નીચે સ્તનધડકમાં શ્વાસતા સુપ્તવારી,
તેને કાંઠે તરુ પર પડે ઉપડે નાવ મ્હારી.'

જેવી સ્વચ્છ કવિતાવાણી ઉચ્ચારી 'રેવા' કાવ્યને જીવંત બનાવનાર બળવંતરાય ઠાકોર અને અનેક રંગી આદર્શો આપી ગુર્જર જીવનને સ્ફુર્તિભર્યું બનાવનાર કનૈયાલાલ મુનશી નર્મદાના જ પુત્રો છે, નહિ ?

દયારામ ડભોઇના ખરા. પરંતુ એમનું બાળપણ ચાંદોદમાં નર્મદા કિનારે જ વ્યતીત થયું હતું. એમણે પણ ચાંદોદનું વર્ણન આપતાં ગાયું છે કે.—

શ્રી નર્મદાજી તટ ઉપર ચારુ મંડી ગ્રામ
મહીમા વખાણ્યું, શું સ્થળ તણો
સમોવડ વૈકુંઠ ધામ

નર્મદાની પરિક્રમા એ મહા પુણ્યકાર્ય મનાતું. કેંક ભાવિક સ્ત્રી પુરુષો, સાધુ સન્યાસીઓ અને આખીની જમાતો નર્મદાના મૂળ અમરકંટકથી સાગરસંગમ સુધી નર્મદાની આસપાસ ફરતા હતા

અમરકંટકથી નર્મદાની ઉત્પત્તિ ! પહાડો પણ કેવાં અર્થગંભીર નામ પ્રાચીનો આપતા હતા ! કંટક પણ અમર !

અશ્વત્થામા મણી ખોયા પછી વિંધ્યાચળમાં અને નર્મદા કિનારે પોતાનું નિષ્ફળ નિરર્થક અનેક ચિરંજીવી જીવન ગાળ્યા કરે છે એવી દંતકથાઓ પ્રચલિત છે. જીવન જો ચિરંજીવી બને તો એની નિષ્ફળતા અને નિરર્થકતા અગાધ બની જાય, નહીં ? પછી એ જીવન અશ્વત્થામા સરખા બલવીરનું હોય કે આપણા જેવા ન્હાનકડા માનવીનું હોય !

અને નિષ્ફળ જીવનને આશ્રય પણ નર્મદા મૈયા જ આપે ને ! કહે છે કે પરિક્રમા માટે ફરતી ટોળીઓ પાસેનો ખોરાક ખૂટી જાય ત્યારે નર્મદા કિનારે અનાજની ઢગલીઓ ઉભી થતી અને યાત્રાળુઓની ભૂખને સંતોષતી.

એ વ્હેમજ છે. નહીં તો અનાજની આજ પડેલી કટોકટી ભોગવવા કરતાં નર્મદાની પરિક્રમા કરી નર્મદાએ સ્થળે સ્થળે રાખેલી અનાજની ઢગલીઓ ઉપયોગમાં લેવી વધારે સારી. પરંતુ એ અનાજની ઢગલીઓ યાત્રાળુઓને મળે ! માત્ર મુમુક્ષુઓને નહીં.

વહેમ અને શ્રદ્ધા જાણે પાસે પાસે આવી ગયેલાં છે, નહીં ? વહેમને સત્ય માનીએ તો એ શ્રદ્ધા બની જાય છે, અને શ્રદ્ધામાંથી સત્ય ખસ્યું એટલે એ વહેમ બની જાય છે નર્મદા મૈયા કોઇને ભૂખ્યા રાખતી નથી એ શ્રદ્ધામાંથી અનેક ચમત્કારિક કથાઓ ઊભી થાય એમાં નવાઇ નથી. આપણી નદીઓ આપણી માતાઓ બની ગઈ હતી. જાત ઘસીને પણ માતા પોષણ આપે જ. નવા યુગમાં પણ નદીઓનું માતૃત્વ પૂરવાર થાય એમ છે સાબરમતી, મહી, નર્મદા અને તાપીનાં વહેનાં પાણીને વર્તમાન ઢબે વપરાય તો કેંક શહેર ગામડાંને અખૂટ વીજળી મળે, શક્તિ મળે, પ્રકાશ મળે ધાન્ય મળે અને આબાદી મળે ' સરિત્પૂજન આજ પણ જરૂરી છે.

નર્મદા કિનારાની પવિત્રતાએ ;'' નર્મદાના કંકર એટલા શંકર' બનાવ્યા છે અને ખરે, શિવલિંગો જેવા ઘડેલા—અને ખાસ કરી નર્મદાએ ઘડેલા ન્હાના મોટા પથ્થર આંખને અને હાથને પણ એવા રૂપાળા હોય છે હું પણ ન્હાનપણમાં ઠીક ઠીક કકરો એમા કરતો અને જાણે ભારે મિલકત હોય એમ પેટી કે કબાટમાં ભરી સંભાળી રાખતો એક મ્હોટો સ્ફટિક સરખો ધોળો સુંવાળો પથ્થર મને દેવમૂર્તિ સમો લાગ્યો હતો અને તેને પીતાંબર તથા વાઘા પહેરાવી હું મ્હારા ભક્તિભાવને મુગ્ધ કરતો હતો. આપણે ઘણું Dolls House—ઢીંગલી ઘર રચીએ છીએ—પુરુષો તેમજ સ્ત્રીઓ બધા જ ઢીંગલી ઘર ઊભા કરવા જેવા હોતા નથી—કારણ, માનીએ તો બધાંજ ઢીંગલી ઘર છે ।

અગમ્ય સૃષ્ટિ ઘટનામાં જડ ચૈતન્ય-માનવી—સ્ત્રી પુરુષો એ સર્વ કાષ્ટ પૂતળીઓ જ છે ને ? જડ નદી અને ચૈતન્યોનું પોષણ કરે છે ' એ ચૈતન્યો નદીને પણ ચૈતન્ય માની એની પૂજા કરે એમા ખોટું શું ? આભાર એ માનવભાવ છે.

પરંતુ માનવીની સ્મિતવૃત્તિએ પણ નર્મદાને છોડી નથી. 'કંકર એટલા શંકર' મા શક્તિભાવ ખરો. સાથે સાથે ભગતડાવેડાની વ્યાપકતા ઉપર એમાં પ્રહાર પણ છે જ.

વળી નર્મદા કિનારાએ એક કહેવત પણ ઉપજાવી છે,

'રેવાનું ઢોર ચરવું થોડું અને તરવું પણું.'

વધારે મહેનત અને ઓછા મળતરની સર ખામણી માટે નર્મદાની કરાડો ઠીક ઠીક સાધન પૂરું પાડે છે. એક બે બેડા પાણી ભરી લાવવા માટે દોઢસો બસો પગથીયાં ચઢવા ઉતરવાનું કામ કરતી સન્નારીઓને આ કહેવતમાં રહેલું તથ્ય ઝટ સમજાય એમ છે ।

પુરાતત્ત્વના અભ્યાસીઓ અને શોધકોને માટે નર્મદા અને આખી નર્મદાની ખીણ Narmada Valley બહુ સારૂં અભ્યાસ સાધન પૂરું પાડે એમ છે. ઇતિહાસ પુરાણ અને તેથી પણ આગળના અશ્મયુગ અવશેષો નર્મદાએ સંઘરી રાખ્યા છે. સદ્ગત કરંદીકરે નર્મદા ખીણની સંસ્કૃતિ શોધવા અને સાચવવા ઠીક મુંબેશ ઉપાડી હતી,

નર્મદાની ખીણ ! Narmada Valley એ ઇન્ગ્લીશ ભાષાને ગોઠી ગયેલો શબ્દ સમૂહ ગુજરાતીમાં બોલાતો નથી. એને બદલે નર્મદા કિનારો કહો હોય તો શું ખોટું ! બન્ને બાજુઓ મળી નર્મદા તટ બારસો પંદરસો માઇલના વિસ્તારમાં લંબાયો છે. આખા મધ્યપ્રાંત અને આખા ગુજરાતની વચલી ભૂમિને એક બનાવતી નર્મદાના બન્ને તીર ઉપર વસતી પ્રજામાં એક પ્રકારનું સામ્ય અને વિશિષ્ટત્વ હોય એમાં નવાઇ નહિ. માળવા અને ગુજરાતના કંઇક રાજ્યવંશોની સાક્ષિણી નર્મદાને મુખે હશે જ. જબલપુરના આરસ પહાડ, ઓંકાર, શુલપાણ, હરણ ફાળ, મોખડી, ઓરસંગમ, વ્યાસનો બેટ, અનસૂયા, ગાયત્રીદાસજીએ પ્રસિદ્ધ કરેલું માલસર, કોરલ, કબીરવડ, શુક્લતીર્થ અને ભરૂચ જોતજોતાંમા નર્મદા કિનારાને ઓળખાવી દે એમ છે. આપણી સંસ્કૃતિની રેખાઓ નદી તટને આલંબીને દોરાતી હોય જ

એમાં શંકા નથી. દેવની પરિક્રમા એ પૂજાનો મ્હોટો વિધિ છે. નદીને પણ દેવના માની મુકેલા હિંદુ માનસે નદીની પરિક્રમામાં પણ મહાત્મ્ય મૂક્યું છે. પરિક્રમણ કરનાર માનવ ઊંચા સંસ્કાર વહન કરે એ સહજ છે.

ગૌરીશંકર નામના એક બાવાની મ્હોટી જમાત 'પરકમ્મા' કરતી કરતી શીનોર આવી હતી એમ મને યાદ આવે છે બાવી જમાતની પધરામણી અમારા પડોશમાં થઈ હતી. મ્હોટી જટા, લાંબી દાઢી, મ્હોટો દેહ અને સ્મિતભર્યું મુખ એ બાવી ગુરૂ ગૌરીશંકરના મુખ્ય લક્ષણો હજી મને સાંભરી આવે છે. તેઓ પ્રસાદમાં આપતા વિભૂતિ-રાખ—બાખ-પરંતુ બાવિકોને મન એ મહા સ્વાદિષ્ટ વસ્તુ હતી. હું પણ દેખા દેખી ગૌરીશંકરની ભસ્મનો ઉમેદવાર બન્યો હતો, અને હસતે મુખે વરદ મુદ્રાથી શોભિત ગૌરીશંકરે આપેલી ચપટી રાખ સકુની માફક મુખમાં મૂકી આંખે ચોપડી કૃત કૃત્યતા અનુભવતો હતો. ઈશ્વરની કે કોઈ સિદ્ધની કૃપાનું ફળ પરીક્ષા પસાર કરવામાં જ આવે એવી વૃત્તિ ખરી! પૈસો, પત્ની, પરાક્રમ, પરદેશગમન, પ્રતિષ્ઠા એમાંનું કાંઈ પણ ઈચ્છવા યોગ્ય લાગતું નહી પરીક્ષા પસાર થઈ કે બધ બધું જ પમાયું એવી માન્યતામાં બીજા પ્રાપ્તવ્યોનો વિચાર સરખો પણ આવતો નહીં.

નર્મદા સ્નાનની બાધા આખડી પણ ઘણા રાખતા, હજી પણ રાખે છે. કવિ સુંદરમના આગ્રહથી ગરૂડેશ્વરમાં ભરાયલી પાંચાલ પરિષદનું ઉદ્ઘાટન કરવા પાંચ છ વર્ષ ઉપર હું ચાંદોદ ગયો હતો. તેને પહેલે જ દિવસે મ્હારા એક યુવાન ભાણેજને કષ્ટસાધ્ય ક્ષય લાગુ પડયાના અમિત કરી નાખતા સમાચાર આવ્યા હતા. નર્મદા કિનારો જોતાં બરાબર મને થયું કે મ્હારો એ ભાણેજ વ્યાધિમાંથી ઉગરે અને હું એને નર્મદા સ્નાન કરાવું!

હું વહેમી નથી. બાધા આખડીમાં જરાય માનતો નથી. ઈશ્વર કે દેવ લાંચ લઈ બદલો આપે એવી ભાવનામાંથી બાધા જન્મે છે એમ હું માનું છું. ઈશ્વર કે દેવમાં પણ હું પ્રચલિત માન્યતા પ્રમાણે માનું છું કે કેમ એની મને શંકા છે. છતાં નર્મદા નિહાળતાં મને આવી બાધા રાખવાનું મન થયું.

એ ભાણેજ ગંગા કિનારાનો નિવાસી છે. ગંગા પણ આપણી એક મહાપવિત્ર સ્મરણીય સરિતા એમાં પણ ખરું ન્હાતા મ્હારા ભાણેજને નર્મદાસ્નાનની જરૂર ન હતી. છતાંય બાધા રખાઈ ગઈ, ભાણેજ સાજો સમો બની ઘેર આવ્યો, અને તેને નર્મદાસ્નાન મ્હેં કરાવ્યું પણ ખરું! બાધા સફળ બની. પરંતુ મહા નદી. મ્હારા વ્હેમનો એ અવશેષ!

વહેમનો વિરોધી હું જ વહેમનો પોષક બન્યો! કેવી એ માનવ નિર્બળતા!

નર્મદા કિનારાના અનસૂયા ક્ષેત્રની માટી રક્તપિત્ત જેવા દર્દનો રામબાણ ઈલાજ મનાય છે. વડોદરા સરકારે અનસૂયા ક્ષેત્રમાં પતિપાની સારવાર માટે દવાખાનું અને રહેઠાણની સગવડ પણ કરી આપી છે.

પરંતુ હું કોઈ નર્મદાસ્તોત્ર રચવા બેઠો નથી મારા સંસ્મરણોમાં નર્મદાનું ઠીક ઠીક સ્થાન છે. ગુજરાત અને હિંદના સંસ્કાર અને સાહિત્યમા પણ નર્મદાનું ઠીક ઠીક સ્થાન છે, અને મધ્ય પ્રાન્ત—માળવા—તથા ગુજરાત પર એ સરિતાનું ભારે ઋણ છે એ વિચારે મ્હારાં બાળ સ્મરણોમાં નર્મદાનો વિસ્તાર વધારે લખાઈ ગયો.

નર્મદા કિનારે ન વસનાર, નર્મદાના પરિચયથી અજ્ઞાત ઘણાય માનવીઓ હશે જેમને નર્મદાનું મહાત્મ્ય વધારે પડતું લાગે. પરંતુ નર્મદા તો એક સરિત પ્રતીક છે ગુજરાતમાં ન્હાની મ્હોટી અનેક નદીઓ, ઝરણો અને વહેળાઓ છે જેમના કિનારા તટવાસીઓને અનેક ભાવ, અનેક વિચારો, અનેક ઊર્મિઓ

પ્રેરી રહેતા હતી. આર્થિક, સામાજિક અને ઔદ્યોગિક સંગઠનોને એકતા અર્પતાં એ પાણીના રેલાઓ સુકાતાં સુકાતાં પણ ગુજરાતના કૈંક વિભાગોને પલ્લવિત કરી રહ્યા છે. પ્રલયની, વિનાશની ભયંકરતાનો પરચો આપતાં તાંડવો પણ તેઓ કદી કદી રચે છે અને તે કેમ ન રચે? જીવન જેટલું જ મૃત્યુ સત્ય છે, નહીં?

મૃત્યુ ભયંકર લાગે છે, શોક પ્રેરક જરૂર છે, અને અસહ્ય તો છે જ પરંતુ ઈશ્વરે જાણી જોઈને અમર તો કુદરતે સર્ગ વિસર્ગની ઘટના ઘડીને મૃત્યુ જીવંત સૃષ્ટિને ભક્ષણ જ છે! એને ટાળવા, રોકવા બહુ બહુ યત્નો થાય છે અને થશે, છતાં આજની ઘડીએ તો એ અનિવાર્ય છે, અપરિહાર્ય છે.

પાણી જેવું પોષક, પ્રફુલ્લ કરતું તત્ત્વ તોફાને ચઢે તો મૃત્યુ વેરે. અનિવાર્ય મૃત્યુનો ભય રહે તો મૃત્યુ જરૂર વહેલું આવે. હિંદને, ખાસ કરી ગુજરાતને મૃત્યુનો ભારે ભય છે. ગુજરાતી જેવી આદર્શ બીકણ જાત બીજી એક નથી. નદીઓના પ્રલયપૂર પણ ગુજરાતને હસતે મુખે મૃત્યુને નિહાળવા પ્રેરી શકતાં નથી! માટે જ ગુજરાત સદાય પરાધીન! એને સહુ કોઈ મારે!

નર્મદા જેવી નદીનાં પૂર નિહાળનારને મૃત્યુનો ભય હોવો ન જ જોઈએ!

પ્રલયમાં પણ નર્મદાનો લીસોટો જીવંત રહેવાનો છે એવી માન્યતા છે.

અને નર્મદાએ કેટકેટલા ગુજરાતી સ્ત્રી પુરુષોના નામ પૂરાં પાડયા છે!

મ્હારા એક બાલમિત્રનું નામ નર્મદાશંકર.

ગુજરાતી વર્તમાન સાહિત્યના બે આદ્ય પ્રણેતાઓમાંથી એકનું નામ કવિ નર્મદાશંકર-નર્મદ. પ્રેમ શૌર્યના એ મહાન ઉપાસકથી શરૂ થયેલું ગુર્જર સાહિત્ય નિર્બળ, નિર્માલ્ય, પાંગળું અને રાંકડું ન જ બનવું જોઈએ.

ગુજરાતના એક સરસ વિચારક, તત્વજ્ઞ અને વક્તાનું નામ પણ નર્મદાશંકર દેવશંકર મહેતા.

મહીએ, સાબરમતીએ નામ આપ્યાં નથી. અનેક સ્ત્રી પુરુષોને નામ આપતી સરિતા પ્રજાજીવનમાં વધારે ઊંડી ઉતરેલી જરૂર માની શકાય.

આમ આ દેવી નર્મદે મ્હારા બાલજીવનનો પહેલો વ્યાપક પર. અકસ્માતે મને નર્મદાનો સ્પર્શ આપ્યો, જે હજી ભૂલાતો નથી. મ્હારું પહેલું સૃષ્ટિ સૌન્દર્યનું સ્મરણ એ નર્મદા.

---

"મેં કદિ કોઈનું જરા પણ ભૂંડું કર્યું નથી.' એમ જે કહે છે તેણે સામાન્યતઃ કદિ કોઈનું જરા ભલું પણ કર્યું હોતું નથી."

✠ ✠ ✠ ✠

"હે, નાગેન્દ્ર ત્હારો પ્રભાવ કેટલો છે તે હું બરાબર જાણું છું. તું શંકરની ડોકે બાઝ્યો છે તેથી ગર્વમાં ચઢ્યો છો? સ્થાન પ્રધાન છે બળ નહિ. સ્થાન પામેલો કાયરો પણ શૂરવીરમાં ખપ્યા કરે છે!"

✠ ✠ ✠ ✠

જેમ્સ બીજો જ્યારે ડ્યુક ઑફ યોર્ક હતો, તે વખતે એક દિવસ મિલ્ટનને મળવા ગયો અને તેણે કહ્યું, "તમને કેમ નથી લાગતું કે મારા પિતાજી ચાર્લ્સ પહેલાની વિરુદ્ધ લખવા માટે ઈશ્વરે તમને આંધળાપણાની શિક્ષા કરી?" મિલ્ટનને જવાબ આપ્યો, "જો તમારું કહેવું વ્યાજબી હોય, તો તમારા પિતાને માથું ગુમાવવું પડયું તે માટે શું કહેશો?"

# વિસરાયલી નગરી કામરેજ



મણિભાઈ દ્વિવેદી

××× કામરેજ શ્રીમંત ગાયકવાડ સરકારના નવસારી પ્રાંતમાં નવસારીથી ઉત્તરે ત્રેવીસ માઈલ અને સુરતથી ઇશાનમાં બાર માઈલ દૂર આવેલું છે. તેના પશ્ચાદ્ભાગી ધરતીના ઊંચા કરાડાઓને પખાળતો તાપીનો વેગ અને ઘેરો પ્રવાહ ધનુષ્યાકારે પસાર થાય છે. કામરેજની આસપાસ પથરાયેલા ટેકરાઓમાં કાળ જૂની એની સમૃદ્ધિ અને સંસ્કૃતિનો ઇતિહાસ દબાયેલો છે. એના જ ઇતિહાસનું અન્વેષણ કરનાર, સુતકાર માસ્તર માત્ર હાલના કામરેજના ભોંયતળિયા ખણીકામની સંતોષ માને તો એ સ્થળનો ઇતિહાસ અધૂરો રહી જશે.

ઇસુની ૧૩મી સદીમાં દેવગિરિના પ્રતાપી યાદવવંશમાં સિંઘણ નામે રાજા થયો. એના પરાક્રમી સેનાપતિ ખોલેશ્વરનો પુત્ર રામ ગુજરાતના લવણપ્રસાદના સૈન્ય સાથે ટકરાયો હતો, અને ગુર્જર સૈન્યનો સામનો કરવા તેણે તાપી કાંઠે કામરેજની નજીકમાં પડાવ નાખ્યો હતો. એ પ્રખ્યાત સેનાપતિ પરમ શૈવ ભક્ત હતો. અને આ સ્થાનમાં તેણે શિવાલય બંધાવ્યાનો ઉલ્લેખ દેવગિરિના યાદવોના ઇતિહાસમાંથી મળે છે. કામરેજના વિસ્તારમાં ભૂતકાળના પડ ઉકેલતી વખતે એ સેનાપતિના પિતા ખોલેશ્વરના નામનું સ્મરણ કરાવતા કામરેજને ડાબે હાથે આવેલા ખોલવટ (ખોલવડ) અને જમણે હાથે ઊભેલા ભેસ્વના પાદર નજીકના ખોલેશ્વર ગામોને પણ કામરેજની ધરતી સાથે સાંકળવા પડશે. સમૃદ્ધ કામરેજ હાલ છે તે મુજબ કાંઇ સાડા ત્રણ નાના ટેકરાઓ પર સમાયેલું નહિ હોય. અને એથી હાલના ખોલવડથી ખોલેશ્વર સુધીના લગભગ ચાર માઈલના પાપડીપને આવેલા વિસ્તારનો તેમાં સમાવેશ કરવો જોઈએ. એના ટેકરાઓમાં જૂના-જૂના ઇતિહાસની વિગતો ભરેલી હોવા છતાંય આપણને એ સ્થળનો સિલસિલાબંધ ઇતિહાસ મળતો નથી. રાજ્ય દફતરો, તામ્ર પત્રો કે પુરાણ અને દંતકથાઓમાંથી જે જાણવા મળે છે તે પણ નજીવું છે. એના ઇતિહાસ માટે તો એ સ્થળના અવશેષો, શિલ્પ, સિક્કાઓ, એવી વસ્તુઓ પર આધાર રાખી સંકલના કરવી પડે છે. દફતરો અને શાસન પત્રોમાંથી એટલું જાણવા મળે છે કે કામરેજ જૂના વખતમાં પરગણાનું મુખ્ય શહેર હતું. સન ૧૭૫૭માં પેશ્વા અને ગાયકવાડ સરકારો વચ્ચે સુરત અઠ્ઠાવીશીના પરગણાઓની વહેંચણી થઈ તેમાં કામરેજ ગાયકવાડ સરકારને મળ્યું, તે અગાઉ એ માંડવીના સ્વતંત્ર હિંદુ રાજાઓની હકૂમત નીચે હતું. માંડવીમાં મહિડાઓની ગાદી સન ૧૫૫૦ માં સ્થપાયેલી. મહીડાઓના રાજ્યઅમલ દરમિયાન તે સમૃદ્ધ હોવું જોઈએ એમ અનુમાન થાય છે.

તાપી તટે ટીંબા ગામની નજીક નારદી અને ગામના તાપી સંગમના સ્થાન પર આવેલો ભવ્ય ગુમ્માસાદ તથા વિશાળ પનઘટો કામરેજના પુરોતમ ભાગે બંધાયાનો ઉલ્લેખ શિલાલેખમાંથી મળે છે. મુસલમાનોના રાજ્યઅમલ વખતે કામરેજના ટીંબાને ફરતો કોટ હતો. આ કોટ પડી ગયાને ઘણું વખત થયો નથી. મુસલમાન સુલતાનો અને મરાઠાઓ વચ્ચે ચાલતા સંઘર્ષના જમાનામાં ઉમેદવારોના ચોક્કસ જથ્થા તૈયાર કરી મોકલવાના ફરમાન કામરેજના હુમાયીદાર પર મોકલવામાં આવતા. નવસારી રોડથી ચાલધારી ઓળંગી ગામમાં પ્રવેશતાં જમણી બાજુના સુતાર માસ્તર ટેકરાઓ પર કામળ બનાવવાની કુંડીઓની એંધાણીઓ મળે છે અને કામરેજની કામદીવાડ મોટી હતી એવી વાતો લોકો હજુ પણ કહેવાય છે. ઇસુની અઢારમી સોળમી સદીના ઉત્તરાર્ધ સુધીની આ બધી હકીકત જોયા પછી સ્વ. કવિ નર્મદની સુરતની મુખ્તેસર હકીકતમાં જે બીના નોંધાયલી છે તે જોઈએ તો આ પ્રમાણે છે —

"સુરતથી આઠેક માઇલ પર હાલમાં કામરેજ છે જે મોટી નગરી કહેવાતી. ત્યાંના હિંદુ રાજાની ચૌદસો વીઘાની વાડી હતી. એમાં ચૌદ મોટા કુવા હતા. એ વાડીનું નામ સુરજવાડી હતુ.

એ ખરીદી ત્યાં નગર વસાવવામાં આવ્યું. સન ૧૫૨૧. એથી એનુ નામ સુરત પડયું" આ પરથી એટલુ તો સાબિત થાય છે કે કામરેજ મહીડાઓની સત્તા નીચે ગયું ત્યાર પહેલાં ત્યાં કોઇ હિંદુ રાજાઓનુ રાજ્ય હતુ અને તેની સત્તા લગભગ તાપીના મુખ સુધી ફેલાયલી હતી.

ઇસુની ૧૨ થી ૧૪ મી સદીના ગાળામાં કામરેજ વાઘેલા અને પાટણના સોલંકીઓના નવસારીમાં રહેતા દંડનાયકોની સત્તા નીચે હતુ ઇસુની ૧૦ થી ૧૨ મી સદી સુધી તે નાંદીપુર (હાલનુ રાજપીપળાની) ની ચાલુક્ય સત્તા નીચે ૮ થી ૧૦ મી સદી સુધીમા ભરૂચની રાષ્ટ્રકૂટ સત્તાને આધીન અને તે પહેલા સાત સદીના ગાળામા એ નવસારીની ચાલુક્ય સત્તાને આધીન હતુ આ બધા સમય દરમિયાન કામરેજનો ઉલ્લેખ તાલુકાના એક મહત્વના સ્થાન તરીકે થતો હોવાનુ જણાય છે આ રીતે એની બારસો વરસની હસ્તીને વટાવી ગયા પછી એની ઇતિહાસ નોંધ માટે દંતકથા કે પૌરાણિક કથાઓ પર આધાર રાખવો પડે છે

ઇસુની ૨જી સદીના પ્રારંભમા થએલા ટૉલેમીની ભુગોળ તથા ઇસુની સદી અજાણીના 'પેરીપ્લસ ઑફ ધી યુરીથીયન સી' ના દફતરોમાં કામરેજનુ નામ મળે છે એ નોંધણીઓ મુજબ કામરેજ તે સમયે એક ભારી મથક અને વેપારનુ કેન્દ્ર હતુ, એ જાણવા મળે છે એ દાનરો, તામ્રપત્રો, તાપીપુરાણ, અને દંતકથાઓમાં આ સ્થળનો ઉલ્લેખ કમનીજ, કમણીજ, કરમાણુજ, કરમાન્તપુર, કામાપુરી, કામાવતી એવા જુદા જુદા નામથી કરવામાં આવ્યો છે પણ ઇસુની ૩ જી થી ૬ ઠ્ઠી સદી સુધીમાં ચારસો વરસના ગાળાનો એનો કાંઇ ઇતિહાસ કે ઉલ્લેખ દંતકથા કે પુરાણ સિવાય બીજે ક્યાંય મળતો નથી અને દંતકથાને કે પુરાણ કથાને સંગીન ઐતિહાસીક પુરાવા તરીકે સ્વીકારતા પહેલાં, ઝીણી ચારણીથી એ હકીકતોને ચાળવાની જરૂરત રહે છે.

એક દંતકથા એવી છે કે આ કામાવતી, કામરેજ, નગરીમાં જુનાં વખતમાં બોકડદેવ નામે રાજા રાજ્ય કરતો હતો એની રાણીનુ નામ લાખી હતુ તેના પગમાં પદ્મ હતુ એના વખતમા મુસલમાનો એ નગર પર ચડી આવ્યા અને તાપીને સામે કિનારે પડાવ નાખ્યો. કામાવતીને લેવાનો તેમણે પ્રયાસ કરવા માંડયો. પણ હરવખત તેમને પાછા પડવું પડયુ. આખરે એક દિવસ એક ગેબી અવાજ સભળાયો. એ ગેબી વાણીએ મુસલમાનોના સરદારને જણાવ્યુ કે તેં સલાહ અને બહાદર નામના જે બે બાઇઓને કેદમાં નાખ્યા છે તેમને છુટા કરી અહિં લાવ એ બાઇઓ બાજુથી લાખીના પદ્મને વીંધશે ત્યારે કામાવતી પડશે. એક દિવસ ભારે ઝંઝાવાત થશે ત્યારે આખા નગરના દીવા ઓલવાઇ જશે. માત્ર લાખીના વાસનો દીવો ઝગતો રહેશે એટલે એ જગે લાખી શયન કરે છે એ માની ત્યાં બાણ ફેંકી તેના પદ્મને વીંધાવજે

થોડા દિવસ બાદ ભારે ઝંઝાવાત આવ્યો, લાખીના પગનુ પદ્મ વિંધાયુ રાણીનો સ્વર્ગવાસ થયો અને કામાવતી પડયુ પણ રાણીએ મરતા મરતાં શાપ દીધો કે આ નગરી જમીનમાં સમાઇ જશે અને એની ધરતી પર કોઇ મુસલમાન આબાદ નહિ થાય.

આ દંતકથાનો સંગીન ઐતિહાસીક બનાવ સાથે કાંઇક મેળ પડતો જણાય છે. નવસારીના તામ્રપત્ર પરથી એવી ઐતિહાસીક હકીકત મળે છે કે ઇસુની ૭ મી સદીના પૂર્વાર્ધમાં સિંધના વિજયી તાજીકો ભરૂચ વિ. સર કરી તાપી કંઠેથી નવસારી સુધી આવી લાગેલા. નવસારીની બળવાન ચાલુક્ય સત્તાએ એમને ભારે શિકસ્ત આપી પાછા કાઢેલા. વળી તડકેશ્વરના ફરમાન પરથી એ પણ જાણવા મળે છે કે ભરૂચથી તાપી સુધી આવતાં એ સૈન્યોએ વચમાના તડકેશ્વરમાંના

ઉપાસનાની પીઠોનું સ્મરણ કરાવે છે. સન ૧૮૮૨ ની મોટી રેલે ભૈરવીના મંદીરને તોડી નાખ્યું છે.

શક્તિ આગમનો મુખ્ય વામમાર્ગનો અર્થ પ્રતિકુળાચાર થાય છે. જેમ દક્ષિણ માર્ગ જોયો અને વામમાર્ગ પણ જોયો હોય તે કુળજ્ઞાન અર્થાત્ બ્રહ્મજ્ઞાનની નિકટ પહોંચી શકે છે, એવું વિધાન શાક્ત મતવાદમાં છે. આ રીતે સમાન મનોભાવના આચારને "સમયાચાર," તંત્રમાં "વીરાચાર" કહેલો છે. "ભૈરવી" અને "એકાવીરા" એ શાક્ત પંથની બે મુખ્ય આરાધ્ય શક્તિઓ છે અને આ બે શક્તિઓ ઉપરાંત રૂદ્રના ઉગ્ર મતવાદના સ્થાનો પણ કામરેજમાં છે. સંસ્કૃતમાં "કારમણ" શબ્દનો અર્થ કામણ, મેલી વિદ્યા થાય છે. કારમણ પરથી કારમન્ય, કામરેજ બનેલું છે. આ બધી બાબતો તથા પુરાણ કથાનો આપણે ઉલ્લેખ કરી ગયા એમાં જણાવ્યા મુજબ મર્મદાસ ગજાની ગણી તંત્રવિદ્યામાં પ્રવીણ હતી, એ પરથી એવા અનુમાન પર અવાય છે કે જૂના કાળમાં આ સ્થાનમાં તાંત્રિક મતવાદનું ભારે પ્રાબલ્ય હોવું જોઈએ અને શક્તિ સાથે રૂદ્રની આરાધના થતી હોવી જોઈએ. ટોલેમિ-એોસના મત મુજબ ઇશુની પહેલી, બીજી સદીમાં હિંદના આખા પશ્ચિમ કિનારા પર શક્તિ આરાધના બહુ વ્યાપક બની ગઈ હતી. આથી ઇશુની સદીના પ્રારંભથી વચમાંની બે ત્રણ સદીના ગાળામાં એકલું કામરેજ શિવશક્તિના પૂજકોની એક અગત્યની પીઠ હતી એવા અનુમાન પર અવાય છે.

આ ઉપરાંત આ ટીંબા પર ખોદકામ કરતા વડોદરા રાજ્યના સંશોધન ખાતાને કેટલીક મુર્તિઓ અને પુરાણી ઈંટો વિ. મળ્યું છે. આ મૂર્તિઓ ઘણી નાની છે પણ તેમાં માનવીની ખોપરીઓની હારમાળ પહેરેલી ભૈરવી મૂર્તિ ખાસ મહત્વની છે. પાટલીપુત્રના પ્રાચીન સ્થાનમાંથી માટીની આવી મુર્તિઓ મળ્યાનું વડોદરા રાજ્યના સંશોધન અધિકારી શ્રી હીરાનંદ શાસ્ત્રી પોતાના હેવાલમાં જણાવે છે, આ સ્થાનમાંથી શિવલિંગના ઉપર જટાયુક્ત માનવમુખાકૃતિવાળી નાની મૂર્તિ, સૂર્યની, ગણેશની, અને એવી બીજી ઘણી મુર્તિઓ, નામચાવાળી ઘણી જ નાની કુમડી, સ્ફટિકના મણકા, કટાઈને પડી ગએલા જેવાં લાગે એવા ખંજરનો ટુકડો.. અને ૧૭॥" લંબાઈની પાકી ઈંટો પણ મળી આવી છે.

આ વસ્તુઓ ઉપરાંત કામરેજના આ ટીંબાની તળેટીમાં એક જુની કુવો મળી આવ્યો છે. આ સ્થાનની આસપાસથી મુસલમાન રાજ્યઅમલથી માંડી ઘણા પુરાતન સમયના તાંબુ, પોટીન, અને સોનાના સિક્કાઓ મોટા પ્રમાણમાં મળી આવ્યા છે. આ સિક્કાઓ મુગલ–અને ગુજરાત રાજ્વંશ ઉપરાંત ક્ષત્રપો, ઇંડોગ્રીક, ગધૈયા, ત્રૈકુટક, વલભીના મૈત્રકો, ગુપ્ત આંધ્ર, અવંતિ, માલવ તથા તક્ષશિલાના છે. આમાંના કેટલાક સિક્કાઓ તો ઘણાજ દુષ્પ્રાપ્ય છે. આ સિવાય કેટલીક ખાસ જાતીઓના સિક્કાઓ પણ મળેલા છે. તાંબા અને ચાંદીના પંચ માર્કડ, અડીછાપના સિક્કાઓ પણ સારા પ્રમાણમાં મળ્યા છે. પુરાતત્વવિદોના જણાવવા મુજબ ઢાળના ઘાટની પણ એક બાજુએ જરા ચપટી તથા તે પર કોઈ ખાસ ચિન્હવાળી ધાતુની ગોળીઓ એ સૌથી પુરાતન ચલણ છે, આવી જાતની કેટલીક ગોળીઓ પણ મળી આવી છે. અડીછાપના સિક્કાઓનું ચલણ ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષથી માંડી ઇ. સ. પૂર્વેની બીજી સદી સુધી રહ્યું. કામરેજમાંથી મળેલા આ બધા સિક્કાઓ એટલું બતાવી આપે છે કે, આજથી નિદાન અઢી હજાર વર્ષ પૂર્વે કામરેજ એક મોટું બંદરી વ્યાપારનું કેન્દ્ર હોવું જોઈએ અને હિંદના દરેક પ્રાંત અને પરદેશ સાથે એની વ્યાપારી આડતો હશે.

આ સ્થળમાંથી એકરંગ અને ચિત્રવાળા રંગીન વાસણોના ટુકડાઓ પણ મળી આવ્યા છે. ખાસ પ્રકારના ચિત્રવાળા રંગીન બનાવોના કાળને પુરાતત્વ–સંશોધકો Printed Pottery Civilisationના નામે ઓળખાવે છે, અને એની બનાવટનો સમય ઇ. સ. પૂર્વે ૨૭૦૦ થી ઇ. સ. પૂ. ૩૩૦૦ સુધીનો ગણવામાં આવે છે. પાષાણ યુગની બનાવટો પણ કાંઈક ટુકડાઓ મળી આવ્યા છે. આ બધા પરથી કામરેજની હસ્તિ ૩૦૦૦ વર્ષ કરતા પણ વધુ પુરાણી હોવાનું જણાય છે. આજના વાર્તાલાપના ટૂંકા મર્યાદિત સમયમાં આના સર્મથનમાં વિસ્તૃત વિગતો રજૂ થઈ શકે નહિ એથી એ સંબંધની વખતે એટલું જણાવીશ કે પુરાતન ભૈરવ–કામરેજ એટલે શૈવ, અને શાક્ત મતવાદીઓની જબ્બર સાધનાપીઠ વ્યાપારી કેન્દ્ર અને શબ્દાર્થને વળગીને કહીએ તો કામરેજનો કોટ (ટીંબો) એટલે દક્ષિણ ગુજરાતનો—મોહેન–જો–ડેરો.

# હાળીની પ્રથામાં ગુલામીનાં તત્વો છે. 

સુમન્ત મહેતા

જે માણસ આખા દિવસની મજૂરી કરે અને તે છતાં તેને પેટીયા સિવાય રોકડ આપવામાં આવે નહીં તેને ગુલામ નહીં તો બીજું શું કહેવું ? સુરત અને નવસારી જીલ્લાઓ અને તેની આસપાસમાં લગભગ ૨૦૦,૦૦૦ (બે લાખ) હાળીઓ છે. જેવી રીતે બળદ અને ભેંસને ખવડાવવું પડે છે તેમ હાળીઓ પાસેથી મજૂરી લેવાની હોઈને તેમને પણ ખવડાવવું પડે છે. બાકી હાળીની સ્ત્રી અને છોકરાઓ જુવારની ગમ પર જીવે છે. "હાથપગ દોરડી અને પગ માગરડી" એ કહેણી હાળીઓના છોકરાઓને સચોટ લાગુ પડે છે તેમને રહેવાની ઝુંપડીઓ દયાજનક હોય છે. આ બધા હાળીઓ આપણા આઝાદ દેશની પ્રજા છે, એ લોકો તમારા મારા જેવા છે એમ શી રીતે કહી શકાય ?

હું છેલ્લા પચીસ વર્ષથી હાળીઓની સ્થિતિનો અભ્યાસ કરતો ગયો છું. બારડોલી તાલુકામાં હાળીની પ્રથાનો સદંતર નાશ કરવા માટે એક મોટી સભા ખેડૂતો અને હાળીઓની ભરવામાં આવી હતી. સરદાર વલ્લભભાઈ તેના પ્રમુખ હતા. પંડિત જવાહરલાલ ત્યાં હાજર હતા, મહાત્મા ગાંધીએ આશીર્વાદ આપ્યા હતા. એ સભા ભરાઈ હતી. ૧૯૩૯ ની સાલમાં અને ઘણી ચર્ચા બાદ ઠરાવો કરેલા કે હાળીની પ્રથા નાબુદ કરવી અને મજૂરોને અમુક મજૂરી આપવી. અત્યંત શરમ સાથે કહેવું પડે છે કે ખેડૂતોએ આજ સુધી આ ઠરાવોનો અમલ કર્યો નથી, મહાત્મા ગાંધી જેવા પવિત્ર સંતની હાજરીમાં લીધેલી પ્રતિજ્ઞાનું પાલન આઠ વર્ષ પછી પણ થયું નથી.

. "પૂર્ણા" માસિક મારે આજે સુરત અને નવસારી જીલ્લાઓમાં વંચાતું હશે, તેથી તેના વાચકોને મારે એક બે ચીજો પૂછવી છે.

(૧) જો હું એમ કહું કે આ બન્ને પ્રાંતના સામાજીક અને રાજકીય કાર્યકર્તાઓના મોટા ભાગને આ ગુલામીના તત્વો વાળી પ્રથા, (અન્યાયી અને શરમજનક,) એવી ખૂંચતી નથી કે તેને નાબુદ કરવી જ જોઈએ–તો તે ખોટું છે?

(૨) આ પ્રાંતના ઘણાં એવું માને છે કે જો હાળીની પ્રથા કાઢી નાખવામાં આવે તો આ જીલ્લાઓની ખેતી પાયમાલ થઈ જશે ? મજૂરીના દર તો આખા હિંદ દેશમાં વધી ગયા છે, અને માગ તથા છતના પ્રમાણમાં મજૂરીના દર મુકરર થાય છે તો પછી આ જીલ્લાઓના ખેડૂતો શા માટે (હાળીઓના ભોગે) હાળીની પ્રથા ચાલુ રાખવાના પ્રયત્ન કરે છે ? એમની જે દલીલો હોય તે જો લેખિત રજૂ કરવામાં આવે તો તેના સત્યાસત્ય વિશે વિચાર થઈ શકે.

ગુજરાતના પ્રજા સેવકો જાણતા જ હશે કે હાળીઓની મુક્તિ વિશે વેડછી આશ્રમવાળા પ્રસિદ્ધ પ્રજાસેવક શ્રી. જુગતરામે એક પુસ્તિકા લખી છે (નવજીવન પ્રેસ) અને તેમાં શ્રી. નરહરિ પરીખે પ્રસ્તાવના લખી છે. આખું ગુજરાત જાણે છે કે આ બન્ને ભાઈઓ સામ્યવાદી કે સમાજવાદી નથી પણ ગાંધીજીના અનુયાયી છે. એમણે હાળી પ્રથાને નાબુદ કરવા માટે અનેક કારણો બતાવ્યાં છે અને પુરવાર કર્યું છે કે એ પ્રથા હાળીઓ માટે અત્યંત અન્યાયી ખેડૂતો માટે હાનિકારક અને સમસ્ત દેશને કલંકરૂપ છે તે છતાં આજે એ પ્રથાને જડમૂળથી ઉખેડી કાઢવા માટે દક્ષિણ ગુજરાતમાં નહીં જેવા પ્રયત્નો થાય છે એમ કહી શકાય કે આપણા દેશસેવકો અને પ્રજાકીય કાર્યકરો આંખ આડા કાન કરે છે અથવા મોટા ભાગના કહીને છટકી જાય છે. જ્યારે કોઈ પણ દલીલ સૂઝતી નથી ત્યારે એવી દલીલ કરાય છે કે હાળીની મુક્તિની ચળવળમાં વર્ગવિગ્રહ સમાયલો છે. એટલે

એ હિંસાત્મક છે એ વાત ભૂલી જવાય છે કે જે ચળવળને મહાત્માજીએ આશીર્વાદ આપ્યા છે તેમાં કદી હિંસાનું તત્વ હોઇ શકેજ નહીં.

ખરી અને સાચી વાત એ છે કે આજે ૨૦૦,૦૦૦ હાળીઓ પશુના જેવું જીવન ગાળી રહ્યા છે. એ લોકોના છોકરા કદી કેળવણી પામતા નથી, રખડતા થાય ત્યારથી ઢોરને ચારવાને લઇ જાય છે. તેમની સ્ત્રી છોકરાંઓને પુરતો ખોરાક મળતો નથી, તેમને રહેવા માટે ઝાડઝાંખરામાંથી બનાવેલા ઝુપડાં હોય છે. તેમને કપડા મળતાં નથી ટૂંકમાં આ મોટી પ્રજાને માણસાઇમાંથી બાકાત રાખવામાં આવી છે ખેડૂતોની હાનન એવી છે કે ભલે એ પશુ રહે પણ અમને ગમે તે ભોગે સોંઘી મજુરી મળવી જોઇએ. આખા હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ખેતી તો થાય છે અને ત્યાં હાળીની પ્રથા નથી, જ્યારે આસામના ચ્હાનાં ખેતરોમાં આવી ગુલામી ચાલતી હતી, ત્યારે આખા હિંદી પ્રજાએ તેનો વિરોધ કર્યો હતો. અને આપણા ઘરને આગણે જે ગુલામી ચાલી રહી છે તે કાઢી નાખવા માટે આપણે સળી કે મેરુ ઉપાડવા તૈયાર નથી, એ આશ્ચર્ય પમાડે એવી વાત નથી ! હું ગુજરાતીઓને આ પ્રશ્ન પૂછું છું

# તાની

X

"અગ્નિકુમાર"

રાજસ્થાનના રણવાસના રક્ષક રણજીતને મળેલી નિત્યવહીમાં નોંધ છે કે —

"અમે અંતઃપુરવાસી રાણીઓને રમણીઓને ઝવેરી જેટલીજ હીરા પરખ હોય છે અને આત્મર્પણમાં પણ પરમશસ્ત હોય છે. આ બે સત્ય વસ્તુને લઇને પણ મારા મન તો આ કથા મહામૂલી છે.

મધ્યહિંદ જેવા પિયરના પ્રદેશમાંથી મારે સૌરાષ્ટ્ર જેવા દૂરના—સાસરાના અનાવેલા સ્વદેશમાં આવવાનું થયું, ત્યારે મારી જોડે તાની આવવા તૈયાર થઈ. એ નાદાન બાલિકાને એ તાજા જનપદમાં, વળચિતથી વતનની યાદ રહે, એવા હેતુથી મને સાથે લેવાના ઉમંગથીજ બાકર કાકાના બિટ પેસે એવા સંબંધીના નાકરને થોડા પૈ, તાનીને મ્હેં જોડેજ લઈ લીધી. એ મુગ્ધ બાલિકાએ ચક્ષુથી-કૃતજ્ઞ ભાવથી મારો ઉપકાર માન્યો.

૨

જ્યારે અમે વતનથી નીકળ્યાં ત્યારે મ્હેં કસુંબાની સાડી પહેરવાનો વિચાર રાખ્યો હતો. નીકળતી વખતે પહેરવા માટે સાડી મહી-મખ તાનીને તૈયાર રાખવા હુકમ કર્યો હતો. બધો સામાન 'પેક' થઇ સ્ટેશને 'બ્રેક'માં મુકવા મોકલી દેવામાં આવ્યો. અમારે નીકળવાનો સમય થતાં તાનીને સાડી લાવવા કહ્યું. તે ગુલાબની રંગની સાડી લઈ હાજર થઈ મ્હારો સીધો હુકમ 'પહેલે કોળીએ માખી' મારક અવગણનાર, ગુલાબી ને બદલે ગુલાબની રંગની સાડી લાવનાર, તાનીને મ્હેં ધમકાવતાં કહ્યું. ગુલાબી સાડી ક્યાં છે? આ ભીખમિખા જેવી સાડી સાસરે જતા.

"ના સાંજ ' પેલી સાડી તો મ્હેં પેટીમાં પેક કરી મોકલાવી દીધી આ પહેરશો તો યોગ્ય કહેવાશે" તાની ઊભીલી પડે એવા સંજોગમાં પણ મંઝો ઘીના મૂળ જેવી ઠાઠ રાખી બોલી.

"હવે ? આ રીતે . . . પણ બગડવા સમય નહોતો. બહાર મોટરનું 'હોર્ન' પડકારી રહ્યું હતું. જંકશને વસ્ત્રપલટો કરી લઇશ, એમ મન વાળી હું નીકળી. મારા દિયર આ ચોપાસથી ચિબુકમાં મરકલા કરી સ્મિત કરતા હોય એમ મને લાગ્યું, તાની ઉપર મને ક્રોધ એટલો ચડ્યો કે સ્ટેશનેથી તેને પાછી વાળવા વિચાર આવ્યો. પણ પહેલો ગુન્હો પ્રભુ પણ માફ કરે, એમ વિચારી મ્હેં દરગુજરવૃત્તિ રાખી.

ધારેલે સ્થળે-જંક્શને પહોંચતાં, મારા દિયરને સ્ટેશન માસ્તરે ઑફિસમાં આવી એક તાર આપ્યો. દિયર તે ફાડી નાખ્યો. તેમણે રડમસ ચહેરે મને કહ્યું "ભાભી સાહેબ.. મારા બાપુ. તમારા.. સસરા .પાછા થયા. અમે નમાયા હતા અને હવે શિરછત્ર વિહોણા થયા." તાનીએ જાણીને કે અજાણથી વાપરેલી દુઃખદ રંગથી, જ્યારે મને સમયસૂચક થઇ ગઇ, મે તાની સામે જોયું પણ એ તો 'મુસાભાઇને વાને પાણી' વૃત્તિથી સ્ટેશનનું પાટિયું વાંચી રહી હતી।

૩

સાસરામાં પગ મૂકતાં મને મારા પગલાં અપશુકનિયાળ હોય એમ લાગવા માંડ્યું, કોઇ કંઇ બોલ્યું ન હોય; પણ નણંદ, દિયર, અને અમાત્યના મુખ ઉપર એવો ભાવ મારા વહેમી ચિત્તને વંચાતો લાગ્યો. તાની ચકચકર આંખે નવા વાતાવરણનો અભ્યાસ કરી રહી હતી. શોક મુદ્દત પછી તેમને ગાદી મળવાની હોવાથી, તે તો 'એજન્સી' તરફ રવાના થવાના હતા. એટલે એમના મનનો વિચાર પારખવાની તક મળી નહિ, પત્ની આવતાં પિતા ગુમાવ્યાથી એમણે 'હસવું કે હાણ' શું લેખ્યું હશે, તે તેમના અપાર દર્શક દિલે જણાવા દીધું નહિ

તેમના ગયા બાદ નણંદ જોડે હું વાતે ચડી તાની બેઠી હતી. નણંદને મે રહમસ ચહેરે ભોળા ભાવે કહેવા માંડયુ "હું શુકન જોયા વગર નીકળી હોઈશ કે મ્હારાં પગલા પનોતા... તાની વચ્ચેજ બોલી ઉઠી" ના સાંભ ને ભાનું તે જાય, એવા ઈશ્વરી ક્રમ આગળ આપણું ડહાપણ નકામુ છે અને...

નણંદની ભમર વાંકી થતી જોઈ, સમય વર્તી મે બીનું સંકેલ્યું. "તાનીબાઈ' ચીઆવતા વેડા ના કરીએ મોટાં બોલે ત્યા વચ્ચે ન પૂરાઈએ ગમે તેવી તો પણ છું.

નણંદની 'જરા કામ છે જાઉં છું' બોલી. જવાની ઢબ મને અકુરતી લાગી. તાની ઉપર મને ગુસ્સો ચઢ્યો. તેને પાછી મોકલી દેવા હું રસ્તો ગોતવા માંડી. બીજે દીવસે એ આવી પહોંચ્યા. એમની પહેલી મુલાકાતે વાર્તાલાપમાં મને ખબર પડી કે નણંદની ખટપટથી તેમનાં ખાંડા જોડે લગ્નથી શોકય લાવવાની વાત, તેમણે નકારી દીધી હતી. નણંદે ફરિયાદ રૂપે કહેલા તાનીના શબ્દો તેમને સાલુકણા લાગ્યા હતા. સૂર્યવંશી રામનો આદર્શ તેમના જીવનનો માર્ગદર્શક હતો. તાની ન બોલી હોત તો અજ્ઞાનમાં કંઈ અપ્રિય બની જાત એમ લાગતાં તાનીને મારી 'દીર્ઘદર્શક દેવદૂત' કહેતાં માથે ટપલી મારવાની મરી ક્રિયાને. તેણે 'એમા શું' ભાવે તદન બાલિશ બનાવી દીધી

૪

ત્રણેક માસ બાદ રાજ્યારોહણની ધામધુમ શહેરમાં ચાલી રહી હતી. ગામડામાંથી અને સબંધ ધરાવનાર દેશોમાંથી મહેમાનો ચીક-બંધ ઉભરતાં હતાં. એજન્સીમાંથી પણ ખરીતો લઈ શિરસ્તદાર સાહેબસિંગ રાજ્યના ખાસ અતિથિ તરીકે પધાર્યા હતા. આમ તો મને અમાત્યે મર્યાદાને પાળવા પરોક્ષ શિખ દીધી હતી. બે પેઢીથી એ સ્થાનને જ૦૫૨ પરા જાળવી રાખનાર દૂરંદેશી ખટપટવાળા એ રાજ્યકર્મચારીના મન જોડે તાની સહમત થઈ હતી. પણ યુવાની, ધનસંપત્તિ, મોટાઈ અને અવિવેકે મને ધૃષ્ટ બનાવી, જાહેરમાં આવવા એક ડગ આગળ ભરવા પ્રેરી, દરબાર, મિજલસ, મેળાવડા, નાટક તમાસામાં એમની જોડે કે એકલ કવચિત તાનીને સાથે લઈ મે ઘુમવા માંડયું.

એક વાર શહેરને બીજે છેડે–રાજમહેલથી ઘણે દૂર સાહેબસીંગને પાર્ટી આપવામાં આવી હતી. ઘરમાંથી બધાં વાકને લીધે જવાના નહોતાં. રાજકુટુંબના પ્રતિનિધિ તરીકે જવાની મે જીદ કરી. તાનીએ પણ જવા આવવા માટે આનાકાની કરવા માંડી. ' તારે આવવું હોય તો આવ, ' કહેતાં, તે મારી જોડે નીકળી પડી. જતી વખતે મેં ખુલ્લા રાખેલા માથાની વેણીમાં ડોલર, ચંપો અને ચમેલી તેમજ રતુફૂલ ગુંથ્યા ત્યારે તાનીને અબોડો લઈ તેમાં બે ફુલોવાળુ પંજર ઓઢાવતી જોઈ મને રોષ ભર્યું તિરસ્કારનુ મુક્તહાસ્ય કરવાનું મન થઈ થઈ ગયુ, પણ મ્હારા હોઠથી 'પુત્કાર' થઈ ગયો ' લગભગ રાત્રિના દસથી એક વાગ્યા સુધી મેળાવડાનું કામ ચાલ્યું. સભાજનોએ સાહેબસીંગના અને સાહેબસીંગે નગરના, રાજવીના, અમાત્યના, અને છેવટે આગ વખાણ કરતા, નગરજનોની વફાદારીની ઉડવી નોંધ લીધી. પછી ચાલ્યા ખાણીપીણી અને નાચગાન. સભા પૂર્ણ થતાં તાની અને હુ 'ઑસ્ટીન' કારમાં બેસી ઘેર જવા બહાર આવ્યા, પણ પહેરા ઉપર ઉભેલા સિપાઈએ સ્નાનના ખબર આપ્યા કે કાર તો સાહેબસીંગ સાંજે મોકલેલા સહેલા મુજબ પાછી મોકલી દેવામાં આવી હતી. એટલામાં સાહેબસીંગ આવ્યા અને એમણે અમને પોતાની મોટરમાં બેસાડી, મહેલમાં પહોંચાડી દેવાનો પ્રસ્તાવ મૂક્યો, મારા બેસતા પહેલાં તાની ચઢી ગઈ અને એક ખુણામાં બેઠી, સાહેબજી મને આ વાત ગમી નહિ અને નોકર આપણી જોડે ' એવો પ્રશ્ન સૂચક ચહેરો તેમને કર્યો પણ પછી હુ બેઠી એટલે એમને પણ ગોઠવાઈ જવું પડયું

મોટર પૂરપાટ સરવા માંડી એટલે આમ તેમ વાત કરી સાહેબસીંગે મારા ગળાની આસપાસ હાથ નાખવા પ્રયત્ન કર્યો તાનીએ એકદમ પોતાના અંબોડાના વાળ છૂટા કરી દઈ, ખંજર કાઢી 'નિશાખોર નિશાચર' કહી, સાહેબસીંગની છાતી સામે ધરી, હુકમ કર્યો. 'ઉતરી જા' ગુન્હો રાંક હોય, વા તાનીના હિમ્મતમાં માનવતાનો અંશ હોય.. વા તાનીના છૂટા વાળને લીધે તેની મહામાયા જેવી પ્રતિભા હોય, પણ સાહેબસીંગ ઉતરી ગયો તાનીએ હવે ખંજર મોટરવાળા તરફ ફેરવી હુકમ કર્યો, 'મોટર ફેરવી રાજમહેલ તરફ લે.' મહેલમાં દાખલ થતાં અમને મોડું થવા માટે પ્રશ્ન પૂછાયા તેના જવાબમાં તાનીના વખાણ કરતાં, તેની સમયસૂચકતા–ધૂર્તબુદ્ધિની પ્રશસ્તિ કરતાં તાનીએ કહ્યું "ઉંઘ આવે છે." કહેવાની જરૂર નથી કે બીજે દિવસે સાહેબસીંગની સ્વારી શહેરમાંથી કૂચ કરી ગઈ હતી.

૫

આમ તો સામાન્ય અક્ષરજ્ઞાનથી હું વંચિત નહોતી, પણ જમાના મુજબ મને અંગ્રેજી બોલતી ચાલતી કરવા એમણે આપેલી જાહેરાત મુજબ મારા શિક્ષાગુરૂ સોલોમન સાહેબ માસિક પાંચસોને પગારે હાજર થઈ ગયા. તાનીએ આ પગલા માટે વિરોધ પણ ન કર્યો તેમ સંમતિ પણ ન દર્શાવી. સોલોમન સાહેબે વિલાયતમાં 'આઈ-સી-એસ' થવા થોડો કાળ ગાળ્યો હતો, પણ ફાવ્યા ન થતાં, બેરીસ્ટર બની 'ઇંગ્લેન્ડ રીટર્ન્ડ' તરીકે ભારતભૂમિમાં "હાઇકાસ્ટ ડોગ" ના અજોડ ધારાશાસ્ત્રી તરીકે નામના મેળવવા પ્રયાસ શરૂ કર્યો હતો પણ તેમાં નસીબ આગળ આડું પાદડું હોવાથી 'બ્રીફલેસ બેરીસ્ટર" તરીકે મુંબાઈની હાઈકોર્ટ ચોપાટી, બાર, અને કોર્ટમાં આવેલાં 'મોડ્સ મેન્શન' ના ત્રીજે માળની તેમની ખોલી એમ મહાપર્યટન કરી જોડાના તળિયા ઘસતાં હતા!

તેમણે પહેલે દિવસે ભણાવવા આવી મને કેટલાક પ્રશ્નો પૂછી મ્હારા 'બર્ડ સેન્સ' સુધીના જ્ઞાનની કસોટી કરી જોઈ. બીજે દિવસે તેમણે 'જાનરસંરક્ષન'ને નામે આત્મસ્તુતિ કરી લીધી. તાની આ અભ્યાસ વખતે હાજર રહેતી તેની તરફ માસ્તર મહાશય જેવી દૃષ્ટિથી જોઈ રહેતા તે તેને અને મને ગમતું નહિ. કેટલીકવાર તાની કપડાં બદલતી હોય તેના કાચમાં–દર્પણમાં પડતા પ્રતિબિંબ તરફ તે લાલિત મુખથી જોઈ રહેતા જોઈ મને તેમને માટેનું ગુરૂ માટેનું–માન ઓસરતું લાગ્યું. એક સંતાહ સુધી તો તેમણે આમતેમ વાત કરવામાં વખત રોકવી નાખ્યો. શીખવવામાં તો થોડી ઘણી વાતચીત, શ્લોકો અને ટોળટપ્પાં ઉપરાન્ત કંઈ પણ પ્રગતિ થતી નહોતી. તક મળે ત્યારે સોલોમન સાહેબ અમારા અમાત્યની રાજનીતિ ઉપર વણમાગી ટીકાની ઝડીઓ વરસાવતા–જમાના જોડે દોડવા પોતાના જેવો દિવાન જોઈએ એવી પરોક્ષ વણમાગી સૂચના પણ કરતા એક વાર હું માસિક ધર્મમાં હોવાથી, સોલોમન સાહેબને ત્રણ દિવસ અનાભ્યાસની ખબર કહેવા, તાની ખુરશી પર બેસી દર્પણમાં પોતાનું મુખ જોઈ રહી હતી. તેની આંખો માનસિક કંઈક ગંભીર યોજનાના વ્યાપારને લીધે અર્ધબંધ હતી સોલોમન સાહેબ ધમધમાટ દાખલ થયા અને તાની પાસે જઈ, તેના ઉત્તમાંગ પર હાથ મુકી બબડયા "માય ડીયર–" તાની ઉભી થઈ ગઈ. તેણે તેમની આંખમાં પાશવતાના પૂર જોયા–પારખ્યાં. મેજ ઉપરથી પાઉડરનો ડબો લઈ, છૂટા સોલોમન સાહેબના આચાર માટે હેટ ઉતારી લીધેલા તાલિયા માથા તરફ ફેંકયો. માથામાંથી નીકળતા લોહી અને તે ઉપર ભભરાવ્યો હોય એમ પાઉડર સાથેનો તેમનો દેખાવ હાસ્યાસ્પદ બની ગયો. કોણ જાણે એ વખતે તેઓ ત્યાં આવી પહોંચ્યા. સોલોમન સાહેબને વગર પગારે પાણીચું મળી ગયું દિવાનપદ ને બદલે પ્રેમદિવાના મજાહ અત્રે રહેવા કરતાં મોઢમથી તરફ કૂચ કરી જવામાં, સોલોમને પુરોગામી ડાહ્યા સોલોમનની શિખ વ્યાવહારિક બનાવી દીધી.

ત્રણ દિવસ પછી જ્યારે મારા ભણવાનો ]

સમય થયો ત્યારે શ્રીમતી આચાર્ય નામનાં એક સ્ત્રી શિક્ષિકાને હાજર રહેલાં જોઈને મને અજાયબી લાગી. તેમના કહેવાથી મને ખબર પડી કે અમાત્ય તરફથી તેમને એક માસ પહેલાં હાજર થવા હુકમ મળી, પગાર ચાલુ થઈ ગયો હતો, અને તાનીબેનના તારથી ગઈ રાત્રે તેમને હાજર થવા ફરમાન થયું હતું. પ્રાચીન, ભારતીય સંસ્કૃત સાથે તેઓ 'એમ એ' પહેલા વર્ગમાં આવી સફળ થયેલાં હતાં અને, માસિક રૂા ૧૫૦ + રહેઠાણ સાથે તેમને ત્રણ વર્ષ માટે રોકવામાં આવ્યાં હતાં.

પાણી પહેલાં પાળ બાંધવાની તાનીની આ દૂરઅંદેશી માટે, તે કિશોરી માટે અને માન અને પ્રેમની ભાવના થાય એમાં કઈ નવાઈ હોય કે ?

૬

ત્રણ વરસની મુદત ક્યાં સરી ગઈ એ મને ખબર ન પડી એ અરસામાં અંગ્રેજી ભાષા, સંસ્કૃત ભાષા, વિશ્વની સંસ્કૃતિ, અને સ્થાનિક માતૃભાષા ગુજરાતી ઉપરાંત હિન્દીનું સામાન્ય જ્ઞાન મને મળી ગયું એ ત્રણ વર્ષમાં એકઠા થયેલા પૈસાની મદદથી શ્રીમતી બેને એક પત્રકાર જોડે લગ્ન કરી રજુતામાં પગલાં માંડ્યાં.

અમારા રાજ્યમાં આનંદ મંગળના વાયરા વાતા હતા, કેમ કે પાટવીને જન્મ થયે એક માસ થઈ ગયો હતો. તાની એ બાળકને માસીની મમતાથી લાડકોડે ઉછેરતી હતી, તે જોઈ હું જાતને કૃતાર્થ માનતી હતી. બાપુકુંવર બે માસનો થતાં બાળક ત્રણ વર્ષ પહેલાં રીસાઈ ગયેલાં મારાં નણંદ પાટવીના ફોઈ નામ પાડવા નિમિત્તે આવી પહોંચ્યાં, તેમના આગમન બાદ કોણ જાણે તાનીએ કુંવરને માતાનું દૂધ વિકારી જણાતાં, બંધ કરવા મને સૂચવ્યું. મને તાનીની આ ગાંડી ગોઝારી અને હત્યારી લાગી, પણ ધાર્યું ન કરે તે તાની શાની? તેના કહેવા મુજબ બાળકને પતાસા નાખેલું ગાયનું દૂધ અપાવા માંડ્યું.

'હોળી ઝોળી પીપળ પાન' કરવા આવેલાં ત્યાં નણંદે "નર્યો દાદા જેવો" કહી બાળકને ખોળામાં લઈ 'ચિરંજીવી' નામ પાડ્યું. બાળકે કોણ જાણે શાથી રડવા માંડ્યું. પયપાન કરાવવાથી શાંત થશે એમ બોલી ફોઈએ ચિરંજીવીને લાડ કરવાની શરૂઆત કરવા માંડી. તાનીએ બાળકને ધાવણ પથ્ય નથી કહી, તેમને તેમ કરતાં રોક્યાં! તાનીનું રાજ્યકુટુંબમાં માનભંગ થાય, મતભેદ પડે, એવું બેહૂદું પગલું મને ખૂંચવા માંડ્યું. તાનીને મેં બે કડવા શબ્દ પણ કહી દીધા. નણંદ તો ફુંગરાઈ 'લો તમારો મોભેરો લાડકવાયો લાલ' બોલતાં છોકરાને ગાદી ઉપર ફગાવીને મૂકી હાલ્યાં ગયાં. તેમણે સાસરે જવા તૈયારી કરવા માંડી, બપોરે તાની પોતાની સાથે નણંદની હજૂર દાસીને બોલાવી લાવી, તેણે સ્ત્રી સહજ આંસુ સારતાં કહી દીધું "મહારાણી, એમાં મ્હારી કસુર નથી. મારા મનમાં પાપ પણ નથી. મારી માલિકણના કડક હુકમને લીધે જ મેં હરતાલ, કનક, આકડો, મોરથુથુ અને સોમલનું ચૂર્ણ કરી, તેનો ઓરસિયા ઉપર ઘસેલ રગડો તેમને આપ્યો હતો, મને શી ખબર કે એનો આવો ઘાતકી ઉપયોગ કરવા વિચારતાં હશે! અણી ચૂક્યો ચિરંજીવી હવે "શૂળીનું વિઘ્ન સોયાથી ટળી ગયો", એટલે મને આનંદ થયો! મોટાંની સર્વ લીલા ન્યારી."

સર્વ વસ્તુસ્થિતિ ધ્યાનમાં આવી જતાં, તાનીની મ્હેં ક્ષમા માગી લીધી કહેવાની જરૂર નથી કે તેજ બપોરે નણંદ સાસરે જતાં 'બાપના ગામનું પાણી હરામ' કરતા ગયાં, અને કોઈ નિમિત્તે પેલી દાસીને રજા આપી દેતાં, તે બિચારીને અમારે ત્યાં નોકરીમાં રાખી લીધી.

૭

તાની હવે કિશોરીમાંથી મુગ્ધા બનેલી જોઈ, તેને સારે ઠેકાણે વળાવી દેવાના મને સહજ કોડ થાય એ સ્વાભાવિક છે એમના પાસબાનમાંથી અંગત રક્ષક બનેલા મોર તરફ

પ્રતિકૂલ લેખ્યું વાચ્યું. પુરાણો હિન્દુઓની મૂર્ખાઈના નમૂનાનો સમૂહ હોવાનું મેકોલેએ કહ્યું અને વિના વાંચ્યે અમે તે માન્યું. વેદોને માટે પણ મ્હારનાઓએ કહ્યું અને અમે પણ તેમના સૂરમાં સૂર પૂરી ભરવાડાના ભટકતી જાતિઓના ગીતો ગણી આગળ વધ્યા.

Tale of Two Cities ભણવા માટે અને ફ્રેન્ચ ક્રાન્તિના ચિતારે કંઇક ગંભાયા ત્યાં રોમિઓ, જુલીએટ અને સરોજની સુંદરી પ્રણય-કથાએ અમને પણ 'રોમેન્સ' તરફ વાળ્યા. આવું આવું ભણ્યા અને ઘણું ઘણું ભણ્યા. શિક્ષકોએ, વિદ્યાની પીઠોએ ભણાવ્યું અને અમે ભણ્યા. અમે કેળવણી પામેલા ગણાયા. સુધરેલા જન્મ્યા અને ભણેલા કહેવાયા. પણ આજીવિકા માટે અરજીનો મુસદ્દો તો જગા કાકાએ ઘડી આપ્યો ત્યારે અમે તેની નકલ કરી શક્યા.

શાળામાંથી બ્હાર આવીને જોયું તો કાના-માત્રા વિનાનું લખવાનું ભણીને જોધપુર તરફની ગાડીમાંથી એક કોથળામાં સરસામાન લઈ ઉતરેલો મેઘો મારવાડી એ જ વરસમાં મેઘજી શેઠ બની ગયો અને સુરતના શરાફ બજારમાં તેના રૂક્કા સ્વીકારવા લાગ્યા, ધોરાજી તરફથી બાપુની ગાડીમાં બેઠો આવેલો અને જગતના પાણીઆ પાણીની ધારે દુકાનની ખુરશી માંડી બેઠેલો, એક અક્ષરનું નામ ભણીને આવેલો ગની મેમણ થોડા વખતમાં ગની શેઠ બની ગયો.

શિયાળામાં જૂના ડગલા વેચતો અકબરખાં પઠાણ, સવાર સાંજ ભેંસના ટોળામાં ભમતો ગાધુ રબારી, સાંજને છેડે સીમ સંભાળતો બાથી બારૈયો અને ગામડીન મૈયો, બોર, જમરૂખ અ ઝુડા અને ચીભડાંના વેચાણના ટપાટપ હિસાબ કરતો અભણ બાપુડીઓ વાઘરી એ સૌ પૈસાની પોટલીઓ બાંધતા અને અમે ભણેલા અરજીના કાગળીઆ લઈ અહીં તહીં પડાપડી કરતાં, બધામણો શોધતા.

અમે ભણ્યા આજીવિકા માટે અરજી કરવાનું ! દેશની પ્રીતિ છોડી પરભોમ પર ઓવારી જવાનું, શ્રમ કરવામાં અધમપણું માનવાનું, સાહસ કરતાં ડુલકટાક બનવાનું, અને તેમ છતાંય ગાથા કહે છે ભણો અને ભણાવો. શાળામાં નહીં જાઓ તો દંડને પાત્ર થશો, અને શાળામાં જઇએ ત્યારે પરાધીન જીવન ગાળવાના જે પાઠ શીખી, સ્વ-ભાવ બાંધી બહાર આવીએ છીએ તે ક્યાં ઓછો દંડ છે ? શીખવું તો જોઈએ પણ ક્યાં શીખવું ? શાળામાં કે સંસારમાં અને શું શીખવું ? પુસ્તકના પાઠ કે સ્વાધીન જીવન વિકાસના કોયડા ? સમાજના શિક્ષકો આનો ઊકેલ કેવી રીતે કરશે ? કે પણ અમારી જેમ જ ભણેલા ને !

બાળ અને કુમારના હૃદયપટ કોણ ઉકેલશે? અને કોણ કહેશે પુત્ર, 'સંસારમાં મનુષ્ય બન ! આ તારું જીવન એ મિથ્યા નથી દુનીયામાં તારી હસ્તી છતી છટવા માટે નથી. આ અનંત બ્રહ્માંડનો તું પણ એક ભાગ છે. તારી હસ્તી તું સાર્થક કર ! પ્રકૃતિના ગતિગત ધમસાણ નિરખ અને તું પણ સિંહગર્જન કરતો આગળ વધ.

ગુરુ વિના એ પ્રેરણા કોણ આપશે ? અને કરેલા ધોરણ મુજબ કામ કરવા નિમાયેલા શિક્ષા-ગુરુઓ બાળકને ભણાવે શું અને ગુણાવે શું ?—પણ ત્યારે તંત્રીજી, હાથ નિદાન એટલું તો કહો, કોણ ભણ્યું ? અમે કે પેલો મેઘો મારવાડી અને ગની મેમણ ?

---

કારકુની પરીક્ષા આપવા આવેલા એક ઉમેદવારને પ્રશ્ન પૂછવામાં આવ્યો, "જો શેઠને એકદમ પરસેવો છૂટવાનો હોય તો તમે શું કરશો ?" પ્રશ્નોની પરંપરાના ઉત્તરો આપી થાકેલા ઉમેદવારે વર-વજ જવાબ આપ્યો, "તેને હું અહીં પરીક્ષા આપવા મોકલું"

• ∘ • •

પત્ની—હું કંઈ તમારી પાછળ પડી ન હતી

પતિ—નહિ, જ્યાં નહિ છતાં કારની પૂંઠ પકડતું નથી ત્યાં ઉંદરને તે ઝપટાવે છે

# તમારી ઊંઘ પૂરી કરો



[ રશિયન નવલિકા ]

શશિકાંત ચતુર્વેદી

સાચું કહું તો મને મુસાફરી કરવી ગમતી નથી. રાત કયાં ગાળવી એ પ્રશ્નથી હું મુંઝાઈ જાઉં છું.

સોમાંથી માત્ર બેજ વાર હું હોટેલમાં રૂમ મેળવી શક્યો હતો. આ બે પ્રસંગમાંથી નો એક-વાર મને અકસ્માત રૂમ મળેલો. મને કોઈ બીજો ધારી લીધેલો. બીજી સવારે જ્યારે તેમને ભૂલ સમજાઈ ત્યારે મને હોટેલ છોડી જવા કહેવામા આવ્યું પણ તેથી કશી દરકાર ન થઈ કારણ કે બીજા દિવસે મારે ત્યાંથી જવું જ હતું.

શરૂઆતમા મારે જણાવવું જોઈએ કે તેમની સભ્યતાથી હું નવાઈ પામ્યો હતો.

"કહેવાને દિલગીર છીએ કે તમારી રૂમમાં સહેજ ખામી છે જો રાત્રે બિલાડી તમારા પર કૂદકો મારી આવે તો ગભરાશો નહિ"

"તમારા આ કથનથી મને આશ્ચર્ય થાય છે" મે કહ્યું, "બિલાડી મારા પર શું કામ કૂદકો મારી આવે?"

"એમ છે કે" તેમણે કહ્યું, "બારી નજીક કચરાનો ઢગલો છે અને પ્રાણીઓને ઘણી અક્કલ હોતી નથી, તેથી કેટલીય વાર ઢગલો ક્યો છે તે તે સમજી શકતાં નથી અને ભૂલમાં માણસ પર કૂદકો મારે છે"

જ્યારે મેં રૂમ જોયો ત્યારે હું બિલાડીનુ માનસ સમજી શક્યો. કચરાનો ઢગલો અને રૂમ એ બેમા ઘણો ભેદ જણાયો નહિ

રૂમના મધ્ય ભાગમાંજ પાણી ભરાઈ રહેલું જોઈ મને ઘણી નવાઈ લાગી. તે લોઢી કાઢવા માટે મેં નોકરને બૂમ મારી પણ કોઈ આવ્યું નહિ. પછી હું દરવાન પાસે ગયો અને તેની સાથે વાતે વળગ્યો.

"જોન મારા રૂમમા પાણી પડેલું હતું" તેણે કહ્યું, "તો તે કોઈકે ઢોળેલું હશે. આજે કોઈ નોકરને નવરાશ નથી. પણ કાલે કોઈને તે લોઢી કાઢવા કહીશ. ગમે તેમ પણ કામ થતા તો ને વરાળ થઈ જશે. અત્યા સુધી તો તે સુકાઈ જશે. અહીં વાતાવરણ ગરમ એ છે"

૧૨ રમેં કહ્યું, "વળી રૂમ નિરાશાજનક છે. તે અંધારો ઓરડો છે તેમાં એક ખુરસી, એક પલંગડી અને એક પેટી માત્ર ફર્નિચરમા છે અલબત્ત સારી, નમણી ઘણી જાતની હોટેલ હોય છે. ડૉન શહેરમાં મારે એક હોટેલમા ચાદરને બદલે ટેબલક્લોથ વાપરવું પડેલું—"

"ચાદરને બદલે ટેબલક્લોથ વાપરવું પડે એવી સ્થિતિ હજી અમારી થઈ નથી" દરવાને કહ્યું, "પણ અમારે અર્ધી કદની ચાદર વાપરવી પડે છે. તમારે શું ચિત્ર ચિતરવા છે કે રૂમમાં અંધારું લાગે? બિરાદર, મારી સલાહ છે કે તમારી ઊંઘ લઈ લો અને નકામી ફરિયાદથી અમને કંટાળો ન આપો."

મારે દલીલ કરવી ન હતી કારણ કે તે ગુસ્સે થાય તેવો મન ડર રહે તો હતો તેથી હું મારા રૂમમાં ગયો અને પલંગમા પડયો.

પણ કંઈ બન્યું—શું બન્યું તેની મને બે ક્ષણ તો સમજ નહિ પડી. હું પથારીમાંથી નીચે આવ્યો. જાણે બરફના પહાડ પર પડયો એવું લાગ્યું

હું બેઠો થઈ તપાસ કરવા માગતો હતો પણ ચાદરના કાણાંમા મારા પગનાં આંગળા ગુંચવાઈ ગયાં હતાં. પગ ધીમા રહી કાઢી, બેઠો થઈ મે મીણબત્તી સળગાવી અને હું શા ઉપર પડયો હતો તે મે જોયું

સ્પ્રીંગવાળી પથારી માથાવાળા ભાગથી નીચી ઉતરી ગઈ હતી કે જેથી સીધા સૂઈ જ ન શકાય.

તેથી મે નીચે તકીયો મૂક્યો, ઉપર મારી બૅગ મૂકી અને પથારી ઉંચી રહે એવી વ્યવસ્થા કરી

પણ ત્યારે મને સમજાયું કે હું સૂતો નહતો પણ બેઠો હતો.

પછી મે મારું ચામડાનું પાકીટ અને ઓવરકોટ બેમ પર રાખ્યા કે જેથી પથારીનો મધ્યભાગ ઊંચો રહે.

પછી છૂટકારાનો દમ ખેંચી સૂતો હતો અને મને લાગ્યું કે તરત ઊંઘ આવશે.

હું ઊંઘવાનું શરૂ ન કરું એટલે માંકડાંએ કરડવાનું શરૂ કર્યું.

નહિ, પેલા માંકડાંથી હું ગભરાતો નથી. પણ આનો મોટું લશ્કર મારા ઉપર હુમલો કરતું હતું હયદળ, પાયદળ, અને વિમાનીદળો જેમ ધસી હુમલો કરતાં હતા, ચાંચડાનું ઉડતું લશ્કર પણ હતું.

પહેલાં તો હું ગભરાઈ ગયો પછી મેં બચાવની યોજના રચી.

પણ જ્યારે યુદ્ધ પૂરા જોરશોરથી ચાલતું હતું, ત્યારે બત્તી એકાએક બુઝાઈ ગઈ.

બચાવના કંઈ પણ સાધન વિનાનો બનતા હું ધ્રુજતો બબડતો રૂમમાં ફરત કરવા લાગ્યો. પડોશના રૂમમાંથી એકાએક એક કર્કશ અવાજ સંભળાયો, " ગડ માફ઼ તમારી રૂમમાં ચકરડી શું કરો છો ?

ક્ષણેક હું જમીનમાં ચોંટી ગયો. પછી મેં મારા પડોશી સાથે શબ્દયુદ્ધ આરંભ્યું. તેનું વર્ણન કરતા મને શરમ આવે છે કારણ કે આવેશમાં અમે બહુ અસભ્ય બોલ્યાં.

" જો હું કદી તને મળું " મારા પડોશીએ ઉત્તર કહ્યું. "તારા મોં પર તમાચો મારીશ. યાદ રાખજે."

મારે એવું જ કંઈક અપમાનજનક તેને કહેવું હતું પણ નવું કશું યાદ ન આવ્યું તેથી મેં જાણે ગોળીબાર શરૂ કર્યો હોય તેવો તેને ખ્યાલ આપવા મેં મારી ટૂંક તેના તરફની ભીંતમાં જોરથી અફાળી.

ત્યાર પછી તે ચૂપ થઈ.

પછી મેં દીવાલ નજીકથી પથારી ખસેડી રૂમના મધ્યભાગે રાખી, પાણીની બાટલી લઈ તેની ફરતે જમીન પર પાણી રેડ્યું કે જેથી ત્યાં બીજા વધારે માંકડાં આવી ન શકે. પછી મારી જાતને નસીબ પર છોડી હું ફરીથી પથારીમાં સૂતો.

માંકડા ખૂબ કરડતા હતા. જ્યાં મને ઊંઘ આવવા લાગી, ત્યારે મેં એકાએક એક ભયંકર કારમી ચિચિયારી સાંભળી. પડોશની રૂમમાંની સ્ત્રીએ આ ચીસ નાખી હતી.

" મને ઊંઘમાં ખલેલ કરવા તું રાંડ પાડતી હોય તો આ તારી ભિક્ષારપોગ્ય વર્તણૂક માટે કાલે સવારે તારી ખબર લઈશ. " મેં બૂમ મારી કહ્યું.

અમે ફરીથી વિવાદ શરૂ કર્યો. અને અંતે સમજાયું કે બિલાડી તેની પથારીમાંથી કૂદકો મારી આવી તેથી તે ગભરાઈ ગઈ હતી.

દરવાને ગરબડ કરી હતી. મૂર્ખાએ બિલાડીની વાત મને કરી હતી. પણ મારા રૂમની નહિ પણ પડોશના રૂમની બારી ખોલેલી હતી.

ફરીથી મેં ઝોકાં ખાવાં શરૂ કર્યાં. પણ હું અસ્વસ્થ હતો. જરા વાર કે પથારી ક્યુડ ક્યુડ અવાજ કરતી અને હું ચમકી પડતો.

સવાર થયું. મેં મોઢું લઈ તે જમીન પર ફેંક્યું. તે ભગ્ન પથારી પર પડતા સંપૂર્ણ શાંતિ પ્રસરી.

" તમારી ઊંઘ ખરાબ થઈ. પછીથી તમારું ઓશિકું બીજાને જોઈશે. " એવી 'એકૂતસૂદ' પત્રની જાહેર ખબર મને યાદ આવી.

તે વખતે વીજળીથી ચાલતી હરવતોનો વાડીમાં ચરરચર અવાજ શરૂ થયો.

ઉજાગરાવાળો થાકેલો પછી તે સવારે હું હોટેલ છોડી ગયો.

ફરીથી આ હોટેલમાં પગ ન મૂકવા માટે મેં પ્રતિજ્ઞા કરી. પણ નસીબમાં કંઈ જુદું જ લખ્યું હતું.

હોટેલ છોડી પચાસેક માઈલ ગયો ત્યારે મને સમજાયું કે હોટેલવાળાએ ગરબડ કરી હતી. પોલીસમાં નામ નોંધાવવા દાખલ લખવા માટે મેં તેમને મારો પાસપોર્ટ આપી હતી અને તેમણે મને બીજો જ પાસપોર્ટ પાછો આપી હતી વળી તે પાસપોર્ટ કોઈ સ્ત્રીની હતી. તે લઈ આગળ મુસાફરી ચાલુ રાખવાનું શક્ય ન હતું.

બીજા દિવસે હું હોટેલે પાછો ફર્યો.

મારા પડોશમાંના રૂમની યુવતિની મુલાકાત વખતે મેં સંકોચ અનુભવ્યો. તેને મારો પાસપોર્ટ આપવામાં આવી હતી. તેને બદલવા ત્યાં પાછી આવી હતી.

તે સુન્દર લલના હતી અને અમારે જરા વધારે ઓળખાણ થઈ. મારા હોટેલ નિવાસથી કંઈક આનંદદાયક તો લાભ થયો જ.

# વ્યારા વિભાગનો એક આદર્શ અખતરો 

[ વડોદરા રાજ્યના એક આગેવાન જાહેર કાર્યકર્તા શ્રી. બાપુભાઈ દેસાઈના પ્રયાસોથી વ્યારા એક આદર્શ કસ્બો બન્યો છે એક સારી હાઈસ્કૂલ, હૉસ્પિટલ, પ્રસુતિગૃહ, સાર્વજનિક પુસ્તકાલય, ક્લબ, સહકારી ધોરણે સ્થાપેલી વીજળી કંપની ત્યાં અસ્તિત્વ ધરાવે છે ટાઉનપ્લૅનિંગની યોજના પણ ટૂંક સમયમાં હાથ ધરવામાં આવશે. સહકારી ધોરણે સ્થાપેલી વીજળીક કંપનીના ઉદ્‌ઘાટન પ્રસંગે શ્રી દેસાઈએ ભાષણ આપ્યું હતું, તેનો થોડો ભાગ અહીં આપ્યો છે ત ૫ ] •

**બાપુભાઈ પીતાંબરભાઈ દેસાઈ**

આપના ઊંડા કૂવામાં રહેનાર કૂપમંડૂકને બહાર કેટલો વરસાદ કે પાણી છે તે ખબર ન પડે. આ દેશના લોકોને આપના કૂવામા પડી ડૂબી મરવાની ટેવ છે અને તેને લઈને જ સને ૧૯૪૭ માં પણ આ ચાલીસ કરોડનો રિદ્ધિ-સિદ્ધિવાળો મોટો દેશ પાશ્ચાત્ય સંસ્કૃતિના હિસાબે પાછળ છે વિદ્યુત્‌બળ એ તો હાલના જમાનાની મહાલક્ષ્મી, મહાકાળી સર્વ શક્તિમાન દૈવીશક્તિ છે અને એની પૂજા જેઓ ભાવિક ભક્તો તન, મન અને ધનથી કરે તો આ આધિભૌતિક જગતના સર્વ સુખો તેમને મળી રહે છે ભારત વર્ષ હેની સ્વતંત્રતા અને આઝાદીની સમીપ આવી રહ્યું છે આ દેશને તેના મોટા ઉદ્યોગો સ્થાપવાના છે અને ખેતીવાડી અને ઉત્પાદનનો ભારે વિકાસ કરવાનો છે ઈંગ્લંડ, અમેરિકા કે રશિયા જેવા સમર્થ દેશોની પ્રગતિ જેવી પ્રગતિ આપણે થોડા વખતમાં સાધવાની જરૂર છે, અને તેમ ન થાય તો ગણ્ય તરીકે આપણે સમગ્ર જગતમા ઊંચું માથું રાખી ફરી શકીશું નહિ એ વાત દીવા જેટલી સ્પષ્ટ છે —આ બધું કરવામા સમગ્ર દેશની વીજળીક શક્તિને નિયંત્રિત કરી પ્રજા સુખને માટે કામે લગાડવા-ની છે આજે તો આપણે ત્યા વિચારણાઓ અને યોજનાઓ ઘડાય છે અમેરિકા જેવા દેશમાં Tennessy Valley Authority, (T V A.) નામની વીજળીક બળ પૂરું પાડવાની દુનિયાની મોટામાં મોટી યોજના છે આ યોજનાએ અમેરિકાની એક સમર્થ નદી ઉપર જ બાર જગ્યાએ બંધો બાંધી તેમાંથી વીજળીક બળ પેદા કર્યું છે કચ્છાડ જેવડા ભાગનો પ્રદેશ, જે જંગલી અને ઉજ્જડ હતો તેને દશ જ વરસમાં નંદનવન સમો બનાવી દીધો છે. ખેતીવાડી, ઉદ્યોગો, વેપાર, ધંધા—આ બધા એની સાથે આ દૈવી શક્તિની મદદથી સંપન્ન થયા છે. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટનું આ સ્વપ્નું સિદ્ધિને પામ્યું છે અને તેને New Deal યાને નવયુગ કહેવામા આવે છે. આથી નાનો પણ બીજા નંબરનો અખતરો નીપર (Dniepier) નદીને બાંધી રશિયાએ કર્યો છે અને તે પણ સફળતાપૂર્વક પાર પાડ્યો છે. આપણી સિંધુ અને બ્રહ્મપુત્રા, નર્મદા અને તાપી, ગંગા અને જમના, ગોદાવરી અને કાવેરી-વિગેરે અનેક નાની મોટી નદીઓને બાંધી તેમા છુપાયેલી આ અલૌકીક શક્તિને લોકોનાં સુખ માટે બહાર કાઢી તેનો ઉપયોગ કરવાની ભારે જરૂર છે. આવા સાહસો, વાણીચાતુરીથી ફળદાયી થતાં નથી. સરવાળાબાદબાકીથી એનો હિસાબ થતો નથી. પ્રથમ તો અંધારામાં ભૂસકો મારવા જેવું થાય છે, પણ એક વખત ભૂસકો માર્યો એટલે નીકળતા આવે છે અને પરિશ્રમ અને પ્રમાણિકતા મીઠાં ફળો ઉપજાવે છે. આજ T. V. A યોજના માટે અમેરિકામાં લોકોએ ભારે ટીકાઓ કરી હતી. રેતીમાંથી તેલ કાઢવા જેવું ઘણા ડાહ્યા માણસોને પણ લાગ્યું હતું. છતાંયે મહેનત અને ખંતથી સારા પરિણામો આવ્યાં છે સેનેટર નોરીસ જે પ્રેસીડન્ટ રૂઝવેલ્ટનો આ યોજનામા સાથી હતો તે કહે છે કે —"Every locality in the United States has

જોઈએ. ફેબ્રુઆરી માસમાં સરગુજાએ પગત મોકલેલા કાગળો વિધિઓ પૂરી કરવા માટે બે માસ સુધી ગુજા ઓફિસમાં જ પડી રહ્યા અને છેવટે ૧૪મી એપ્રીલે હું જાતે સરગુજા સાહેબને ત્યાં આ કાગળો માટે ગુજા સાહેબને પત્ર લખી ઉઘરાણી કરી, ને ઓ છતાં ત્યાં કાગળો આવેલા નહોતા. આ ખાતાના રીસમોજ નાયબ દિવાન સાહેબને હું આ કામના અંગે લેવાના કાગળો માટે બે વખત મળ્યો પણ ત્યાં કાગળો આવેલા નહિ એટલે તેઓ પણ શું કરે? રેલ્વે ખાતાએ પૈસા લઈને આપેલો માલ આ સંસ્થાને પહોંચાડવામાં જે વખત વ્યતિત કર્યો છે તે પણ આશ્ચર્ય છે. આપણી રેલ્વેના ડબાઓની અછત ભોગવવા માટે આ ઓરીસને રેલ્વે ખાતુ લખે એ ઘણી તાજુબીની વાત છે. રેલ્વેના મુખ્ય અમલદાર મહેસાણાના ઈન્જીનીયરને એટલું પણ ન લખી શકે કે આ તો સહકારી મંડળીને આપણે આપેલો માલ વેચ્યો છે માટે એ ડબા તુરત ભરી આપશો. વેચાણ લીધેલો માલ ડીલીવરી આપતા ત્રણ ચાર માસ જેટલો ગાળો થાય છે. વીજળી ખાતાએ કરેલા નવા નિયમો હાલના વિપરીત સંજોગોમાં અનુકુળ નથી. કેટલીક ટાઈપનો યાંત્રિક તેમજ બીજો માલ મળી શકતો જ નથી તો પછી લાવવો ક્યાંથી? આ બાબત જ્યારે એ અમલદાર સાહેબના ધ્યાન ઉપર રુબરુ વાટાઘાટો કરી લાવવામાં આવી ત્યારે થોડીક છૂટછાટો મળી. મારા અનુભવમાં તો જણાએ ખાતાની કાર્યશક્તિ શિથિલ થઈ ગયેલી છે અને ૧૯૪૮માં આવનાર સ્વરાજ્યનો આ ખાતાઓ કેવો સામનો કરી શકશે તે કહી શકાતું નથી. આજ તો અમલદાર કારકુનને પૂછીને ચાલે છે. ૧।। કરોડની યોજનાઓ આ ખાતાઓ પાર પાડશે કે કેમ એ મને તો ભારે શંકાભરેલું લાગે છે. જનહિત માટે કામ કરનાર કાર્યકર્તાઓ સાથે અમલદારો જ્યાં સુધી ખભેખભા મીલાવી આગળ ચાલે નહિ તેમજ નિષેધ નિયમ અને લટફ્રમના ધોરણો જાહેર હિત માટે બાજુએ મૂકવામાં આવે નહિ ત્યાં સુધી પ્રજા પ્રગતિના પ્રોગ્રામો પાર પાડવાનું કામ મુશ્કેલ છે.

એક વધુ દાખલો આપું. સને ૧૯૩૩માં શ્રીમંત સદ્‌ગત મહારાજા સયાજીરાવે બાગ ટાઉન પ્લેનીંગની યોજના બારામાં પોતાની આંખ તળે તૈયાર કરાવેલી. તેઓ જ્યારે ૧૯૩૭ના પરત જ્યારે આવ્યા ત્યારે એ યોજનાએ કેટલી પ્રગતિ કરી તે બદલ જવાબદાર અમલદારોને પૂછ્યું. યોજના અભરાઈએ ચડી ગયેલી એટલે અમલદારો બિચારા શું કહે? ત્યારે તેમણે કહ્યું કે એ યોજના આગળ કરવા કાયદા નિયમો છે કે નહિ—લાચાર થઈ ગયેલા અમલદારોએ ઢાંકપીછોડા કર્યા. તે યોજના સને ૧૯૪૭માં ફરી સજીવન થઈ છે. હવે જોઈએ છીએ કે શહેર વિસ્તારની યોજના કેટલી સફળતા પામે. મોઢાએ તો તમામ જમીનો ગાળા પાડી સહકારી મંડળી બનાવી વહેંચી લીધી છે, હવે કામને ક્યારે મળે તેની ભારે રાહ જોવાઈ રહી છે. આ બધું નિર્દેશ કરવાનો હેતુ એટલો જ કે એક બાજુ આગેવાનો કામ કરતા નથી, બગાડો કરે છે એવો અમલદારી આક્ષેપ છે જ્યારે બીજી બાજુ કાર્ય કરનાર આગળ આવે ત્યારે તેને સહકાર કે ટેકો મળતો નથી. તા. ૧૩-૧-૪૪ના રોજ ડાંગ કેળવણી મંડળે રમત ગમત માટે તેના મકાનની પાછળ આવેલી જમીન મેળવવા કરેલી અરજી હજુ ક્યાં લટકે છે તેની સમજ પડતી નથી. આવા તંત્રમાં લોકસેવાની ધગશ રાખનાર વ્યક્તિઓનો ઉત્સાહ ઠંડો પડી જાય છે અને પરિણામે લોકહિત આગળ વધતું નથી.

× × × ×

વીજળીક બળ સહકારી પદ્ધતિ દ્વારા પૂરું પાડવું એ નવો આદર્શ છે. કોઈપણ વિજળીક બળ પૂરું પાડતી કંપની સહકારી ધોરણ ઉપર આ રાજ્યમાં કે બ્રિટિશ હિંદુસ્તાનમાં કે બીજા કોઈ રાજ્યમાં હસ્તી ધરાવતી નથી. આ સાહસ એમ નવું જ ઉપાડ્યું છે. આજે નવો પવન સામાજિકકરણનો છે. ઉત્પાદનના સાધનોનું સમાજીકરણ કરવું એને સમાજવાદ (Socialism) કહેવામાં

આવે છે વ્યક્તિઓ કે લિમિટેડ કું. એની માલકીમાંથી ઉત્પાદનના તમામ સાધનો મૂકી કાઢી નાખી રાજ્યની માલિકી દેખરેખ અને માલીકી હેઠળ આવાં સાધનો દેવાં એમ હાલ પ્રચાર થાય છે સમાજવાદના અનેક ફાંટાઓ છે આ ફાંટાઓમાં યુરોપ અને અમેરીકા બધા ગુચવાઈ પડેલા છે મૂડીવાદ અને સમાજવાદ આ બેનુ ભારે ઘર્ષણ ચાલી રહ્યુ છે. અમેરિકાએ મૂડીવાદી દેશ છે, રશિયા એ પૂરેપૂરો સમાજવાદી દેશ છે, આ બેની વચ્ચે એક પગ મૂડીમાં અને એક પગ મજૂરીમા મૂકી ઈગ્લાંડ આજે ઊભુ છે આપણા દેશમાં પણ આજે કાંઈક આવું દેખાય છે. સને ૧૯૪૮ મા પૂરી સ્વતંત્રતા મળતા આપણો દેશ ક્યાં એ ચાલી જશે તે કહેવુ મુશ્કેલ છે આજે તો ભારત વર્ષના કકડા ભુકડા થઈ રહ્યા છે એક બાપ અને તેના ચાર દીકરાની બોધપાઠ જે બચ્ચાઓને શીખવવામાં આવે છે તેની આકર્ષ મહત્વૂરપો પણ ઝીલી શક્યા નથી એ નવાઈની વાત છે પાકિસ્તાન હિંદુસ્તાન તેમજ પાકિસ્તાન અને હિંદુસ્તાનમા પણ બીજા નાના વિભાગો પડી જવા એવો નિર્દેશ થઈ રહ્યો છે આ દેશની શી પરિસ્થિતિ સને ૧૯૪૮મા રહેશે એ કહેવાય તેવુ કે કલ્પી શકાય તેવું નથી. છતાં આજની સત્તાધીશ સરકારો કાયદા કરવાનુ ઝડપથી ચાલુ રાખી સામાજવાદને વેગ આપવા નવા નવા કાયદાઓ કર્યે જાય છે પણ તેમનો એક પગ અમેરીકા તરફ છે અને બીજો પગ રશિયામા છે મૂડીવાદને રાજી રાખવો છે મિલકતની માલકી કાયમ રાખવી છે મજૂરો અને ખેડૂતોને પોતાના પક્ષે લેવા છે આમ દાળખીચડીના તમામ તત્વો એક સાથે કરવાથી ક્યારે ધડાકો થશે તેનો વિચાર તેમને આવતો દેખાતો નથી. મને તો કાંઈક પોતાની સત્તા નિર્ભય રાખવા, મત કબજે કરવાની (Vote—catching) આ સુરખાળી બુદ્ધિ લાગે છે પણ પ્રજાના બધા વર્ગો આવી નીતિથી રાજી થઈ શકે એમ નથી. ત્યાં તો

બધેકુ વેચવા જનાર બાપ દીકરાનો જેવો નતિજો આવ્યો તેવુ કાંઈક પરિણામ આવે એવુ લાગે છે ભારત વર્ષમાં પુરાણા કાળથી ઉત્તમ પ્રકારનો સમાજવાદ મૂડીવાદની ભીતરમા હતો. આપણા એકત્ર હિંદુ કુટુંબની વ્યવસ્થા અને કાયદાસામાન્ય પ્રથા એ સમાજવાદનુ અંતિમ ફળ હતું. એકત્ર કુટુંબમાં મીલકત કોઈની માલકીની નહિ—એક કોઈ વસ્તુનો માલીક નહિ—બધાજ માલીક—દુખીઆર અને વધારે કમાનાર—તેમજ મંદ બુદ્ધિનો અને ઓછુ કમાનાર—બધાજ સરખા હતા. આવુ એકત્ર કુટુંબ એ રાષ્ટ્રનો પાયો હતો. જે રાષ્ટ્રમા આવાં એકત્ર કુટુંબો સમાજમાં હોય તે રાષ્ટ્રમાં તકરાર, કે દુ:ખ ક્યાંથી હોય ! પણ આ પ્રથાનો પશ્ચિમની સંસ્કૃતિથી તેમજ આપણી સ્વાર્થવૃત્તિથી તેમજ પશ્ચિમના કાયદાશાસ્ત્રીઓના ઉધાર ટેકાથી આપણે નાશ કર્યો છે અને હવે નવો સમાજવાદ પસંદ કરવા આપણે નીકળ્યા છીએ. આવી પરિસ્થિતિ જોતા મને તો આજે સહકારિતાકમાં બધા વિરોધ છે જીવન અને જગતની બધીએ પ્રવૃત્તિઓ સહકાર્ય પધ્ધતિએ ચાલી શકે છે જ્યાંથી આપણે ગામડાં બાંધી રહેવા માંડયુ ત્યાંથી સહકારિતાની શરૂઆત થઈ છે મહિમાએ સમજી આપણે સહકાર્યથી તમામ કામો કરી લેતા શીખીએ તો આપણી મુશ્કેલીઓનો અંત ઉકેલ આવી જાય છે. ઘણા અગત્યની નાણાંની સહકાર્ય પધ્ધતિએ માલની વહેંચણી કરવાથી થઈ શકે છે. ઉત્પાદન પણ સહકાર્ય પધ્ધતિએ થઈ શકે છે નાના મોટા તમામ ઉદ્યોગો પણ સહકાર્ય પધ્ધતિ અપનાવી શકે છે. આખો ડેનમાર્કનો નાનો પ્રદેશ કેવળ સહકાર્ય પધ્ધતિએ ચાલી રહ્યો છે જો આપણે ખરેખર આપણી સ્વાર્થત્યાગ કરવાની પધ્ધતિનું માપ કરવું જ હોય તો મૂડીવાદ, સમાજવાદ એવું બધુ છોડીને સહકાર્યવાદ તરફ મીટ માંડવી જોઈએ 'આ આજના ધર્મના, ન્યાતના, સત્તાના, મૂડીના અને મજૂરીના જે બધા ટંટાઓ આ જનબાજી દેશમાં ઘુસ્યા છે,' તેને

ટાળવાનો આ સારામાં સારો ઉપાય છે વીજળીક બળનું ઉત્પાદન કરવામાં હમારી મંડળીએ આજ પધ્ધતિ સ્વીકારી છે, એ કેટલી ફળદાયી છે તે આવતી કાલે જણાશે. હું તો આગળ વધી ને કહું છું કે સહકાર્યવાદ રાજનીતિમાં પણ ફેલાવી શકાય છે જીવનના તમામ વ્યવહારો ને સહકાર્યમાં ફેરવી નાખો. મૂડી અને મજૂરીને પણ સહકાર્યના સિધ્ધાંત ઉપર ચલાવો. ઉત્પાદન ના સાધનોને પણ સહકાર્યના સિધ્ધાંત નીચે લાવો. તમામ વસ્તુઓ સહકાર્યની સંસ્થા નીચે આવે એટલે તે સંસ્થા દ્વારાજ રાજ્યના પ્રતિનીધિઓ ચૂંટી કાઢો. ચૂંટણીમાં મતાધિકાર જે કોઇ પણ સહકારી સંસ્થાનો સભાસદ ન હોય તેની પાસે છીનવી લ્યો. આમ કરવાથી જુઓ, સમાજનું શ્રેય કલ્યાણ સહકાર્ય રાજનીતિ દ્વારા સિધ્ધ થાય છે કે નહિ. આપણે પશ્ચિમના દુર્ગુણો છોડવાના છે અને તેના સદ્‌ગુણો અપનાવી આપણી ભારત વર્ષની જુની સંસ્કૃતિને વધારે જાહોજલાલીવાળી અને તેજસ્વી બનાવવી છે.

× × ×

**આજે સમાજમાં લવરીખોર વર્ગ વધતો જાય છે આ વર્ગની ટેવ સાપના જેવી છે. જેમ સાપ બીજાએ કરેલા દરમાં ઘુસી જાય છે તે રીતે આ વર્ગ બીજાએ તૈયાર કરેલું જમી જવાની વૃત્તિવાળો થયેલો છે. આજ વર્ગને સત્તાનો મોહ લાગ્યો છે. નીચેથી ઉતરેલ ગભરાવવાની ભેરવપાપી આ વર્ગ પ્રજાના વર્ગોને તેમજ વ્યક્તિઓને અથડાવી મારવાનો પ્રયત્ન કરે છે—આથીજ હવે દેશના મોટા આગેવાનો લાલબત્તી ધરી રહ્યા છે—આજે તો કપડાનો રંગ અને ભીતરનો રંગ એ જુદા છે અને નેતાગીરી મેળવવાની દોડધામ શરૂ થઈ છે**

× × ×

પણ આ સાથે મ્હારા કલ્યાણની પ્રજાને મારી ખાસ વિનંતિ છે કે જે સંસ્થાઓના છોડ ઉગ્યા છે તેમાં પ્રેમ અને સ્વાર્થત્યાગના પાણીનું સિંચન કરજો. આજની સંસ્થા તમારા પ્રેમ અને સ્વાર્થત્યાગની કસોટી રૂપ છે. તમારામાં કહ્યું વાણી-માવૃત્તિ ઘણી છે.' એનો ધ્વંસ કરી આજની સંસ્થાને સુંદર સહકારથી પોષણ આપશો તો તમને આ દૈવી શક્તિ જરૂર મીઠાંમાં મીઠાં ફળો આપશે, તમારી આબાદી વધી જશે, તમારો વેપાર ઉદ્યોગખીલી નીકળશે. મારૂ અને તારૂ આ બે વાત આ સંસ્થામાંથી જવા દેજો. બધાની છે એવી ભાવના કેળવશો. તમારા વર્તન ઉપર તમારા યશનો આધાર છે પૈસાની કીંમત નથી આ સંસ્થા મોટી લાખ લાખો રૂપિયાનો પ્રજાને ફાયદો કરે, તેની મને કીંમત નથી પણ જે આદર્શ ઉપર આ સંસ્થા રચાઇ છે તે આદર્શો-પ્રેમ અને સ્વાર્થ ત્યાગ—અહોળામાં બહોળા પ્રમાણમાં આ કલ્યાણની પ્રજામાં વાસો કરે સૌ ભાઇ-ભાઇઓ છે ન્યાત જાત કે ધર્મનો કશોએ ભેદ નથી એ રીતે વળી એક કુટુમ્બની બધી પ્રજા છે એમ સૌ માને અને પ્રચાર કરે તો પ્રગતિનું ખરૂં મૂલ્યાંકન થશે એમ હું માનું છું આ સંસ્થા સિવાયની બીજી બધી સંસ્થા તમારી પોતાની છે એમ માની કામ લેજો—આ રીતે જો ચાલશો તો રાજ્યમાં તમારા કલ્યાણનું ઓજસ વધારે પડશે, નહિ તો તમારી અને સાથે મારી પણ ફજેતી થશે એટલું ધ્યાનમાં જરૂર રાખશો. વળી આ પ્રગતિયજ્ઞ તમોએ માંડેલો છે વેદ કાળના યજ્ઞો અને આજના યજ્ઞોમાં વિધિમાં ફેર છે, આદર્શમાં અગર પરિણામમાં નથી. યજ્ઞાત્ ભવતિ પર્જન્ય—વિગેરે જે ગીતામાં કહ્યું છે તેજ અર્થમાં આજના યજ્ઞો પણ લેવાના છે યજ્ઞ વિના પ્રજાની સિધ્ધિ નથી અને યજ્ઞ કર્યા સિવાય મિષ્ટ ફળો મળવા નથી. આવા યજ્ઞો શ્રધ્ધાપૂર્વક કરવાના છે જો તેમ થાય તો પ્રજા શરીર જરૂર સુદૃઢ અને નિરોગી થશે. આવા યજ્ઞો થાય તે વખતે હાડકાં નાંખનારાઓ પણ નીકળે છે પછી તે ગમે તે અધિકાર અગર વર્ણવાળા હોય, આ હાડકાં નાંખનારાઓને હલકેલા મારી બહાર કાઢજો. નહિ તો તમારા યજ્ઞો અટકી પડશે આ ચેતવણી ખાસ જરૂરની છે અને તેનો અમલ કરશો તો વિજય તમારો છે. આ દૈવી શક્તિ તમારો અંધારનો અને અજ્ઞાનનો અંધકાર દૂર કરે એમ ઉપનિષદના વાક્ય "तमसो मा ज्योतिर्गमय" ની સાથે હું પ્રાર્થના કરૂં છું.

# લોકસાહિત્યનું સમાલોચન

+

"ઉત્તમ"

[વ્યાખ્યાતા ઝવેરચંદ મેઘાણી પ્રકાશક મુંબઈ યુનિવર્સિટી વતી એન. એમ. ત્રિપાઠી લિ. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ મૂલ્ય ૨-૪]

મુંબઈ યુનિવર્સિટીના પ્રબંધથી યોજાતી શ્રી. ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના ૧૯૪૧-૪૨ના વ્યાખ્યાતા તરીકે સ્વ. ઝવેરચંદ મેઘાણીએ આપેલાં "લોકસાહિત્ય" વિષેનાં પાંચ વ્યાખ્યાનો આ પુસ્તક રૂપે પ્રગટ થયેલાં છે.

પહેલું વ્યાખ્યાન "કથ્ય ભાષાના સાહિત્ય-સીમાડા" એ શીર્ષકવાળું છે અને ગુણાઢ્યની વાર્તાઓ વિષેની એક રોમાંચક લોકકથાના ઉલ્લેખ સાથે તેનો આરંભ થાય છે કથ્ય ભાષા એટલે સામાન્ય જનસમૂહની બોલી-લોકવાણીમાં રચાયેલું સાહિત્ય પ્રાંતપ્રાંતમાં મળી આવે છે અને તેમાં ભાષા તથા શૈલીનું ઘણું જ સામ્ય જણાઈ આવે છે આ સામ્યતા બતાવતાં બતાવતાં સાથોસાથ અપભ્રંશ કાલથી ભાષામાં થતાં પરિવર્તનોની રસમય ચર્ચા કરી લોકવાણીની સંજીવની શકિતને વ્યાખ્યાતાએ યોગ્ય અંજલી આપેલી છે

અપભ્રંશની એકતા કેવી રીતે તૂટી તે જણાવતાં વ્યાખ્યાનકાર કહે છે, "જનતા જ્યારે પોતાની કથ્ય ભાષાને સાહિત્ય રૂઢ બન્યા પછીથી પોતાની છબરી ને સમજથી વેગળી ચાલી ગયેલી નિહાળે છે, ત્યારે એ પોતાને માટે નવી બોલી ઘડવા લાગે છે" આ વિધાન કદાચ શંકાસ્પદ-કહો કે અસ્પષ્ટ છે ખરી વાત તો એ છે કે, કથ્યભાષા-લોકની બોલી હંમેશા કંઠપરંપરાએ રહીને વિકાર-વિકાસ પામતી જાય છે અને તેને લીધે સાહિત્યસ્થ કે ગ્રંથસ્થ અમર વ્યાકરણશુધ્ધ થયેલી લોકવાણીથી તે દિન-પ્રતિદિન જુદી પડતી જાય છે મતલબ કે, કથ્યભાષા સાહિત્ય રૂઢ બનવાના કારણે જ જનતા નવી બોલી ઘડવા લાગે છે, એ કથન વાસ્તવિક નથી,

"ગુજરાતનું લોકસાહિત્ય પ્રકટાવનારાં સરકાર બળો" એ શીર્ષકવાળું બીજું વ્યાખ્યાન પ્રાચીન તેમજ મધ્યકાલીન સોરઠી જીવનનાં વિવિધ પાસાનું લોકસાહિત્યમાં જુદી જુદી રીતે દર્શન કરાવે છે શ્રમ, પ્રણય, અપહરણ, શૌર્ય, ઈશ્વર, ભક્તિ, સ્વાર્પણ, માતૃભાવ, સૌંદર્ય વગેરે અનેક ભાવો અને પ્રસંગોને લોકસાહિત્યમાં અવતારેલા જોઈ શકાય છે. આ બધા ભાવો તથા અંગોનું સોદાહરણ નિરૂપણ વ્યાખ્યાતાએ કરી બતાવેલું છે

"કેડી પાડનારાઓ" એ શીર્ષકવાળા વ્યાખ્યાનમાં ગુજરાતના લોકસાહિત્યના સંશોધનનો રસિક ઇતિહાસ રજુ થયેલો છે. ગુજરાતની દંતકથાઓ વગેરેના સંશોધક ફાર્બસ સાહેબની રાસમાળાને સ્વ. મેઘાણી કદાચ ગુર્જર સાહિત્યનો સૌ પહેલો 'સુવર્ણસ્પર્શ' ગણે છે. તે પછી નર્મદનાં લગ્ન ગીતો અને "વનરાજ ચાવડા" માં સ્વ મહીપતરામ નીલકંઠે સંગ્રહેલા લોકગીતોનો ઉલ્લેખ આવે છે.

પણ વિશ્વવિદ્યાલયના માનવીનો પહેલો શાસ્ત્રીયસ્પર્શ આપણા લોકસાહિત્યને ક્યારે પ્રાપ્ત થયો તે જાણો છો? સને ૧૮૭૨ માં "ગુજરાત કાઠિયાવાડ દેશની વારતા ભા. ૧ લો" નામે પુસ્તક એક * પારસીભાઈએ પ્રગટ કર્યું અને તેની સાથે એક ૧૯ પાનનો લાંબો અભ્યાસી પ્રવેશક પણ તેમણે જોડ્યો હતો. આમ એક પારસીભાઈને હાથે આપણા લોકસાહિત્યનું શાસ્ત્રીય સંશોધન અને વિવેચન સને ૧૮૭૨ માં આરંભાયું. તે પછી મહત્વના કેડી પાડનારાઓમાં જિણાભાઈ અને સ્વ. રણજીભાઈ વાવાભાઈનાં નામ મોખરે આવે છે

* આ ભાઈના નામની ક. જ. [illegible] સંજ્ઞા મળી આવે છે.

સને ૧૯૨૯ માં સ્વ. મેઘાણીભાઈએ પોતે લોકસાહિત્યના સંશોધન માંડયા અને તેમની કાર્યસિદ્ધિ તો આજે આપણીસમક્ષ જ પડેલી છે સંક્ષેપમાં લોકસાહિત્યના સંશોધન તથા વિવેચનનો ઇતિહાસ આપનાર આ લાપણ વણી નવી હકીકતો આપણી સમક્ષ રજુ કરી જાય છે.

"સ્વતંત્ર અને સજીવન સ્રોત" એ નામના વ્યાખ્યાનમાં લોકકવિઓ અને અન્ય કવિઓ વચ્ચે રસપ્રદ તુલના કરી લોકસાહિત્ય એક સ્વતંત્ર અને સજીવન સ્રોત છે, એ વાત સોદાહરણ સાબીત કરી બતાવી છે નર્મદ, દલપત, શામળ અને પ્રેમાનંદ વગેરે કવિઓની કવિતા તથા ગીતોને તેવા જ ભાવનાં લોકગીતો સાથે સરખાવીને લોકગીતોની સ્વતંત્ર આવિષ્કારના તથા લાઘવ અને માર્મિકતાને આ વ્યાખ્યાતા એ અપૂર્વ રીતે નિરૂપી બતાવી છે.

ઉદાહરણ તરીકે દલપતરામે લોકગીતોના ભાવોને પોતાના ગીતોમાં ઉતારવા પ્રયાસ કરેલો છે, તે વિષે વ્યાખ્યાતા આ પ્રમાણે જણાવે છે, " દલપત સુબોધને સદાચારને, સુજાતિને આગળ કરી શબ્દો સર્જાવે છે. લોકવાણી રસને રસિકતાને માર્મિકતાને આગળ મૂકે છે સદાચાર તો ત્યાં સહજ ફોરમનું સ્થાન લે છે." × દલપતમાં સરજાતાં સ્ત્રી તો રમણીયતાના અભાવે અને સદાચારનો સુબોધ ઠસવાની વૃત્તિએ એને લોકહૃદયના ઉંબર બહાર ઊભી રાખ્યો.[૨]

શામળ જેવા લોકવિના સ્ત્રી સૌંદર્યનાં વર્ણન પણ સંસ્કૃત અલંકાર પ્રણાલિકાને અનુસરે છે. જ્યારે લોકગીતોમાં તો સરળ નવીન અલંકારો સ્વાભાવિક સૌન્દર્યની છાંટથી શોભી ઉઠે છે તે ઉદાહરણો આપીને સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે. સૌથી વધુ સચોટ વાત તો લોકસાહિત્યમાં સંપડતા મહેરામણનું ચિત્ર આપજ મળે છે. એમ કહી નરસિંહ મહેતાના ઉઘાડા શૃંગારને લોકગીતોના શૃંગાર જોડે સરખાવી બતાવ્યો છે ખરેખર, ભાઈ મેઘાણીની વાત સાચી છે કે, લોકસાહિત્યનું લાઘવ, વેગ, અને લક્ષ્યગામીપણું એને નિર્લજ્જપણે ઉઘાડો શૃંગાર રજુ કરવા દેતું નથી લોકસાહિત્ય તો સંયમસાહિત્ય છે. એ " એકાંત ઉપભોગની નહિ પણ પ્રગટપણે સમક્ષ વચ્ચે માણવાની સામગ્રી છે, એથી કરીને એની અંદર સલજ્જતાનું અંગ સમવાઈ રહે છે "[૩]

પ્રેમાનંદ જેવા કવિઓનું નિરૂપણ કામોદીપન જાણે સુરાપાન સમુ છે જ્યારે લોકગીતોમાંનું આ નિરૂપણ પ્રફુલ્લિત ઉચ્છ્વાસમું છે તે વાત સ્વ. મેઘાણીએ સ્પષ્ટ રીતે સમજાવી છે સ્થળાભાવે આ બાબતમાં તેમના વ્યાખ્યાનમાંથી એકજ ઉદાહરણ લઈ સંતોષ માનીશું

પ્રેમાનંદનું ઓખાની વિરહાવસ્થાનું વર્ણન જુઓ —

"શુકદેવજી વાણીવદે, ઓખા ભરી છે પૂરણ મદે,
"વૈશાખ સુદી દ્વાદશી હતી, સ્વામી સ્વામી કરતી સુતી.
"મેહની જ્વાળાનો તાપ ન શમે, પણ્ડા દોસહ દિવસ નિગમે.
"સમય સંજોગ સર્પને અસ્તે, કુચ મર્દન કરે સ્વહસ્તે.
"અધર દશ્કે ચુંબન દે પેલી, બેઉ મરકું હદે પર મેલી
"લપટાતી આવે લીંડી, ચિત્રલેહાને પાડે બુજ ભીડી. "[૪]

આની સાથે લોકગીતોમાંનો લાઘવયુક્ત વિરહ–શૃંગાર સરખાવો —

"પંખી એક સંદેશડો, લેશા લગ લે જાવ,
જોબન આંબો મોરિયો, રસશાખણ કયું ન આવ ?"

---

૧ લોકસાહિત્યનું સમાલોચન પૃ ૧૫૪. ૨. એજન. પૃ, ૧૫૬ ૩ એજન. પૃ ૨૬૫ ૪ ઓખાહરણ ના ૨

આમાં જોબનને આંબાની ઉપમા આપી સહજતાનું અંગ સાચવેલું છે.

વળી જુઓ—

"ફાગણ મહિને ફેર ફરે છે હોળા રે વાલાજી !
"આ પેલીને પાડોશણ રમમાં રોળી મારા
વાલાજી ! "

આ બારમાસીની પંક્તિઓમાં વિરહની ઉત્કટતા ભરેલી છે, પણ તેમાં ઓપાની ચેષ્ટાઓના વર્ણન જેવો ઉઘાડો શૃંગાર નથી. વિપ્રલંભ શૃંગારની જે સચોટ વ્યંજના આ બે પંક્તિઓમાંથી થાય છે, કદાચ ગૌરવભેર પ્રેમાનંદની પંક્તિઓ જોડે મૂકી શકાય.

આમ લોકસાહિત્યના સ્વતંત્ર અને સજીવન સ્રોતનું નિરૂપણ આ વ્યાખ્યાનમાં સમર્થ રીતે થયેલું છે.'

પાંચમું—સૌથી છેલ્લું વ્યાખ્યાન સર્વતોમુખી સમુલ્લાસ" શીર્ષકવાળું છે. તેમાં લોકસાહિત્યના વ્યાપક ક્ષેત્રનો ખ્યાલ આપતાં વિધાનો સોદાહરણ મૂકેલાં છે. છેક છેવટે લોકસાહિત્યના કાળજીપૂર્વકના સંશોધનની–પાઠશુદ્ધિની આવશ્યકતાપર ભાર મૂકી લોકગીતોના અવિશુદ્ધપાઠનું મહત્વ સમજાવવામાં આવેલું છે.

પાંચે વ્યાખ્યાનોમાં વ્યાખ્યાતાએ હીંદી, મરાઠી, અંગ્રેજી વગેરે ભાષાઓના લોકસાહિત્યમાંથી તુલનાત્મક ઉદાહરણો છૂટે હાથે ચૂંટી લઈને વિષયને વધુ રસપ્રદ બનાવેલો છે. લોકસાહિત્યના નવા અભ્યાસીઓને એ રીતે સ્વ. મેઘાણીના આ વ્યાખ્યાનો નવા સીમાડા તથા દ્વાર ચીંધી રહે છે. ભારતવર્ષનાં પ્રતિપ્રાંતનાં લોકગીતોનો તુલનાત્મક અભ્યાસ કરવા માટેની ઉત્સુકતા આ વ્યાખ્યાનો જાગ્રત કરશે એમ માનવું અનુચિત નથી.

છેવટે થાય છે કે, લોકસાહિત્યના મહાસાગરનો નિરૂપણ માટે આ પાંચ–માત્ર પાંચજ વ્યાખ્યાનો પૂરતાં નથી. સ્વ. મેઘાણીએ આવાં અનેક વધુ વ્યાખ્યાનો આપ્યાં હોત તો કેવું સારૂં !

આપણા જુવાન પદવીધર સંશોધકો સ્વ. મેઘાણીને પગલે આગળ ચાલીને નવી કેડીઓ પાડી આ વિષયનાં નવાં મૂલ્યાંકનો નવા દૃષ્ટીકોણ અને નવી સમૃધ્ધિ પ્રજા સમક્ષ રજુ કરશે એમ આપણે આશા રાખીશું.

સ્વીફ્ટ એક સવારે તેના ધર્મોપદેશમાં પાદરીઓની સજ્જડ ઝાટકણી કાઢી ત્યારે જમતી વેળાએ એક પાદરીએ વેર વાળવાના ઇરાદાથી કહ્યું, 'તમે સેતાનની પણ જરૂર પડશે પ્રશંસા કરી શકો.' સ્વીફ્ટે જવાબ આપ્યો, આજે "સેતાનના બચ્ચાઓના ગુણ ગાયા અને જરૂર પડશે સેતાનના પણ ગુણ ગાઉં !

   

# કોંગ્રેસ રાજનીતિ પલટો



બાલકૃષ્ણ કેસકર

તા. ૩ જી જૂનની બ્રિટિશ જાહેરાત એ અનેક રીતે મી. ઝીણાના વિજય જેવી છે પાકીસ્તાન હવે સિદ્ધ હકીકત છે મી. ઝીણાને પોતાના ઇસ્લામી ખ્યાલોને અમલમાં મૂકવા માટેનું 'હોમલૅન્ડ' આખરે સાંપડી ગયું છે. પરંતુ તેમને પૂરેપૂરો વિજય મળ્યો નથી. તેમને જે ખંડિત પાકીસ્તાન મળ્યું છે તે તેમણે પોતાના અનુયાયીઓ સમક્ષ દોરી બતાવ્યા પ્રમાણેનું બળવાન રાષ્ટ્ર બનવાનું નથી. વળી રાજસ્તાન પોતાનું સોબતી બનવાની તેમણે આશા રાખી હતી પણ એવું રાજસ્તાન પણ હયાતીમાં આવવાની તો નહિ જેવી છે છતાં મી. ઝીણા નિરાશ થયા છે એમ માનવું એ ખૂબ મોટી ભૂલ છે તેઓ એવા કાચા મુત્સદ્દી નથી કે પોતાના દાવા મુજબ બધું જ મળી જશે એમ ધારી લે. એથી ઉલટું ખંડિત પાકીસ્તાનનો વિકલ્પ તો છેલ્લાં એકાદ વર્ષથી તેમની દ્રષ્ટિ સમક્ષ હતો જ. તેમણે અચકાયા વિના તે સ્વીકારી લીધું છે ભાગલાનો સિદ્ધાંત માન્ય થાય એજ તેમને મન મહત્વની વસ્તુ હતી, પાકીસ્તાનનું આગમન આપણી પાસે નવા પ્રશ્નો ખડા કરે છે જુદાજુદા જૂના રાજકીય પ્રશ્નોને હાથ ધરવાની આપણી પદ્ધતિને આપણે હવે બદલવી પડશે. અનેક જૂના આદર્શો અને સૂત્રોને આપણે રૂખસદ આપવી રહેશે. નવીન સમવાયતંત્રમા દેશી રાજ્યોનો પ્રવેશ થવાથી ચિત્ર ઓર ગૂંચવાડા ભર્યું બને છે

## લીગ એ ફટકા મહિં ભૂલે

ભાવિ બનાવોનો વિચાર કરતી વખતે આપણે એક મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવાનો છે તે એ કે મી. ઝીણા કે મુસ્લીમ લીગ મુંગે મોંએ જોયા કરશે નહિ. જે ખંડિત પાકીસ્તાન તેમની પાસે ધરવામાં આવ્યું તે પણ તેમણે તુરત જ સ્વીકારી લીધું છે, એ એક માત્ર હકીકત આપણને સાવધ બનાવવા માટે પૂરતી છે. પંજાબ અને બંગાળનું વિભાજન થયું અને આસામને પાકીસ્તાનમાંથી બાકાત રાખવામાં આવ્યું તેથી લીગની પ્રતિષ્ઠા પર મોટા ફટકા લાગ્યા છે એ પ્રતિષ્ઠા પાછી મેળવી લેવા માટે લીગવાદીઓએ નજીકના ભવિષ્યમાં કશુંક જોવા જેવું કરવાનું ખૂબ આવશ્યક છે

## લીગની પાંચમી કતારથી સાવધ રહેવું ઘટે

મી. ઝીણાએ પરિપૂર્ણ પાકિસ્તાનનું પોતાનું જુનું ખ્વાબ છોડી દીધું હોય એવું એકકે ચિન્હ દેખાતું નથી. એથી ઉલટું અત્યારના ભાગલાએ તેમનું પરિપૂર્ણ પાકીસ્તાનનું ધ્યેય પાર પાડવાના પગથિયા સમા છે. મી. ઝીણા વાસ્તવદર્શી છે જે અપાયું તે તેમણે સ્વીકારી લીધું કેમકે કશીય તકલીફ ઉઠાવ્યા વગર સાર્વભૌમ પાકીસ્તાન મેળવવાની એ એકજ તક હતી. મુસ્લીમ લીગનું દ્રષ્ટિબિંદુ એવું છે કે પાકીસ્તાન એ વધુ વિસ્તાર કરવાનું પગથિયું છે હાલના ખંડિત પાકીસ્તાનથી પાકીસ્તાનના હિમાયતીઓનો ભ્રમ ભાંગી જશે. અને તેમના દાવાઓનું વહિવાતપણું તેમને સમજાઇ જશે એમ માનવું એ મોટી ભૂલ છે. અલબત્ત હિંદના અમુક લીગવાદીઓ લીગનો ત્યાગ કરીને સામાન્ય શહેરીઓ તરીકે રહેવાનું પસંદ કરે, પરંતુ મોટી સંખ્યાના લીગવાદીઓની લીગ પ્રત્યેની સહાનુભૂતિ અને મદદ ચાલુ રહેવા પામશે અને એવા લોકો હિંદુસ્તાનમાં લીગ તરફની પાંચમી કતાર જેવા બની રહેશે.

## હિંદુઓ શીખોને નિર્બળ બનાવવાનો આશય

મુસ્લીમ લીગનું તાત્કાલિક ધ્યેય દેખીતી રીતે શુદ્ધિ કરવાનું, પાકીસ્તાનને તાકાતવાન બનાવવાનું અને હિંદી યુનિયનમાં મુસ્લીમોની સ્થિતિને સંગીન બનાવવાનું છે શુધ્ધિકરણનું કામ તો બંગાળ, પંજાબ અને સિંધમાં ક્યારનુંય ચાલી રહ્યું છે । આ લૂંટફાટ અને કત્લેઆમ પાછળનો મુખ્ય આશય એ છે કે હિંદુઓ અને શીખોની આર્થિક અને સામાજીક તાકાત પૂરે-

વર્તાવ પર રહેશે. લીગને પાકિસ્તાન સિદ્ધ કરવાનું જે ઉત્તેજન મળ્યું તે આપણી અયોગ્યતા અને નબળાઈને લીધે. હવે વધારે અયોગ્યતા અને નબળાઈ બતાવીશું તો લીગ વધુ પ્રાપ્ત કરવાનો યત્ન કરશે તેમાં શંકા નથી. પોતાનાં અશક્ય સ્વપ્નોને તે સિદ્ધિક્રમ ગણશે. ઇંગ્લૅંડ અને ફ્રાન્સ નિર્ણય કરી શક્યા નહિ તેથી બીજું વિશ્વયુદ્ધ થયું. આપણે નિર્ણય નહિ કરી શકીએ તો આ દેશના કદાચ સોદિયાળ અને ભૂંડી અવદશા થશે.

## પ્રજાનો દોષ નથી?

આવી કટોકટીને પણ થોડુંક માફ લાગે તો પણ સાફ વાત કહી દેવી એ આપણું કર્તવ્ય છે. આજે દેશભરમાં જે ગભરાટ અને બેચેની પ્રવર્તે છે તે લીગની બીક કરતાં વિશેષ પ્રમાણમાં તો એવી આશંકાને કારણે છે કે આપણે નિર્ણય કરી શકીશું કે કેમ, અને પરિસ્થિતિ પર પ્રભુત્વ ધરાવી શકીશું કે કેમ. આ માન્યતા સદંતર ખોટી પણ હોય છતાં એ મોજુદ છે અને સ્વતંત્ર હિંદમાં પગલાં માંડતા હોઈએ તેવે વખતે આવા વાતાવરણ કરતાં વધુ પ્રતિકૂળ વાતાવરણ હોવાની કલ્પના સરખી નથી કરી શકાતી. આપણા ઘણાક નેતાઓ જનતા પર આક્ષેપ કરે છે કે તેનામાં હિંમતનો અભાવ છે. કડવું દૃષ્ટાન્ત એ જનતાને એમ લાગે છે કે તેના નેતાઓ નિમ–દાલ છે અને ભંગાણ પાડનારાં તથા સેનાની બળો સામે અસરકારક પગલાં લેવા તેઓ શક્તિમાન નથી, અને તેથી જ જનતા નિરાધારતા અનુભવે છે. જનતા આવી માન્યતા ધરાવે તે બદલ તેને દોષ દેવાનો અર્થ નથી. મજબૂત અને નિર્ણયાત્મક પગલાં લેવામાં આવે તો જ પ્રજાની આ માન્યતા નિર્મૂળ થાય અને તૂટતા જતા ખમીરની ઓટને વેળાસર કાબૂમાં લઈ શકાય.

## સમાજવિરોધીઓ તરફ કડક થવાની જરૂર

આ સડો અટકાવવા માટેનું પહેલું પગલું એ છે કે કોઈપણ સમૂહ કે કોમને ખાસ છૂટછાટો આપ્યા વિના સર્વ કોમોને એકસરખો ન્યાય આપવાના સિદ્ધાંતને કડક રીતે અમલમાં મૂકવો જોઈએ. સાથોસાથ કોમી કે અંગત લાગણીઓને ધ્યાનમાં લીધા સિવાય સર્વ સમાજવિરોધી ભંગાણકારી કૃત્યોને કઠોરતાપૂર્વક દબાવી દેવાં જોઈએ. લઘુમતીઓને અપાનારા અધિકારોમાં લાડકોડ અને મહેરબાનીઓને સ્થાન હોવું જોઈએ નહિ. અન્ય સંજોગમાં આવી મહેરબાનીઓ મિત્રતાભરી ચેષ્ટા સમી નીવડે પરંતુ અત્યારે તો એ દુશ્મનાવટને વધારે ઉત્તેજન આપનારી નીવડવાની. મનામણાંની નીતિ તુરત જ બંધ પડવી જોઈએ, છૂટછાટો અને સરખાં મતિઓથી લીગ સંતુષ્ટ થશે એ માન્યતા કેવી પોકળ છે તે હકીકતોએ સાબિત કરી બતાવ્યું છે. એ નીતિ હવે ચાલુ રહેશે તો લીગ વધારે બળવાન થશે.

એટલું જ લીગવાદીઓ સાથે કડક હાથે કામ લેવાશે. એમ આપણી કોંગ્રેસી સરકારોએ ઘણા સમય પહેલાં જાહેર કરેલું છે પણ તેનો અમલ કરવાનો આવે છે ત્યારે તેઓ ઉપેક્ષાભર્યું અને અપરિણામદાયી વલણ દર્શાવે છે. એ કદાચ ટેવનું બળ હશે, હમેશાં સમાધાન કરી નાખવાની આ ટેવનું તેમણે બદલી નાખવી જોઈએ. તેમની અત્યારની નીતિ ઊંઘતા કૂતરાને ઊંઘવા દેવાની છે.

કોંગ્રેસ સરકારોના પગલાંની સરખામણીમાં લીગી સરકારો નિશાન તાકીને અસરકારક પગલાં ભરે છે. હકીકત એ છે અને પોતાને શું જોઈએ છે તે લીગ જાણે છે અને તે સીધી નિશાન પર આવે છે. આપણને ખરેખર શું જોઈએ છે તે આપણે જાણતા જ નથી અને કશુંક થઈ બેસશે એવા ભયથી કોઈ પગલું લેતાં પણ આપણે ખચકાઈએ છીએ.

## ... નહિ તો આપણે અપરાધી ગણાઈશું

મુસ્લીમ લીગ એ લઘુમતીની પ્રતિનિધિ નથી. પોતાને બહુમતીમાં પલટી નાખવાની

આકાંક્ષા સેવતી હોય તેવી બહુમતી તરફ બીજી બહુમતીઓ જેવો વર્તાવ ન જ રાખવો જોઈએ. કોઈ પણ છૂટછાટોથી તેને સંતોષ નહિ થાય તેની સાથે મક્કમ વર્તાવ રાખવો એજ સાચો માર્ગ છે. લીગવાદીઓની ભંગાણ પાડનારી પ્રવૃત્તિઓ અંગે આપણે મક્કમ હાથે કામ નથી લેતા તેથી હિંદુ મહાસભા અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની લોકપ્રિયતા વધતી જાય છે. આપણે શાંતિ નિભાવી નહિ શકીએ અને ટકક ન્યાય નહિ આપીએ તો આપણને પ્રજાને કોમી પ્રત્યાઘાતીઓના હાથમાં ધકેલી દીધાનો અપરાધ કર્યો ગણાશે.

## લીગની મહત્વાકાંક્ષા બીલકુલ ઘટી નથી

લીગી અખબારો અને લીગી સાહિત્યના કાળજીભર્યો અભ્યાસથી લીગી માનસ કેવું છે તેની ઝાંખી આપણને થઈ જાય છે. સ્પષ્ટ છે કે વિજય પ્રાપ્તિની અને વર્ચસ્વ સ્થાપનાની મહત્વાકાંક્ષા એ લીગના અનુયાયીઓને ઉત્તેજનારા બે મુખ્ય તત્વો છે અને તેમના સ્વપ્નો આજ સુધી તેમણે હજુ છોડયાં નથી. લીગની કાર્યપદ્ધતિ હિટલરી અને નાઝી પ્રકારની તે બળજબરીની દલીલનેજ સમજી શકે છે. છૂટછાટ કે સમાધાન તેમને મન નબળાઈનું ચિન્હ છે અને તે અનુસાર તેઓ તેનો પૂરો કસ કાઢે છે.

## હૈદરાબાદમાંથી ઘર્ષણ આરંભાવાની શક્યતા

લીગ હિંદી યુનિયનમાં ભંગાણ પાડવાને કે તેની તાકાત તોડી પાડવાને ભારે પ્રયત્ન કર્યા વગર નહિંજ રહે. મુસ્લીમ શાસન ધરાવનાર હૈદરાબાદ રાજ્ય ઘર્ષણનાં મંડાણ કરે એ સવિશેષ શક્ય છે. લીગ ઘર્ષણ પેદા કરાવવા લલચાય તેનું મોટું કારણ એ છે કે તે હિંદુઓ અસંગઠિત છે એમ માને છે અને હિંદી યુનિયનમાંના મુસ્લીમો લીગને મદદ કરશે એવી તેની ગણત્રી છે.

## રાષ્ટ્રવાદી મુસ્લીમોને ટેકો આપવો જોઈએ

આ જોખમને પહોંચી વળવા હિંદુસ્તાનમાંના લીગી પ્રચાર સામે મક્કમતાથી કામ લેવાની જરૂર છે અને કસોટીમાંથી પસાર થયેલા રાષ્ટ્રવાદી મુસ્લીમોને આપણે ઉત્તેજન અને પીઠબળ આપવા જોઈએ. નોકરીધંધાઓમાં આપણે રાષ્ટ્રવાદી મુસ્લીમોને પસંદગી આપવી જોઈએ. દ્વિરાષ્ટ્ર સિધ્ધાંતમાં માનનારાઓને અને તેનો પ્રચાર કરનારાઓને નોકરીઓમાંથી વીણી વીણીને કાઢવા જોઈએ. હિંદુસ્તાનમાંનો લીગ પક્ષ ચોક્કસ મુદ્દતની અંદર જો એમ દર્શાવી ન આપે કે તેણે વર્ચસ્વ સ્થાપવાની ખ્વાહેશોને અને ધાકધમકીઓને તિલાંજલિ આપી દીધી છે, તો તેની સાથે સમાધાન કરવું અશક્ય છે અને સમાધાન કરવું પણ ન જોઈએ. હુલ્લડો અને તોફાનો પાછળના ખરા ભેજાઓને સખ્ત સજાઓ કરીને ધડો બેસાડવો જોઈએ.

## હિંદુઓ શીખોની પાકીસ્તાનમાંની મીલકતનું શું ?

હિંદુઓ અને શીખોએ પાકીસ્તાન વિસ્તારમાં પોતાની જમીનો અને ઘરો તથા મીલકત રૂપે જે મોટી દોલત છોડેલી છે તેના બદલા કે બદલા બદલા માટે મોટેની કોઈક પધ્ધતિ તાબડતોબ નક્કી કરી નાખવાનો પ્રશ્ન ખૂબ મહત્વનો છે. બદલાનો કે બદલા બદલાનો આગ્રહ રાખવામાં નહિ આવે તો આ મીલકતો પાણીને મૂલે ગુમાવી બેસાય એવો મોટો ભય રહેલો છે. હિંદુસ્તાને આ પ્રશ્ન પરત્વે મક્કમ વલણ રાખવું પડશે.

## પાકીસ્તાનમાંની લઘુમતીઓની સલામતીનો પ્રશ્ન

પાકીસ્તાનમાંની લઘુમતીઓની સલામતી એ પણ ભવિષ્યમાં એક મોટામાં મોટો પ્રશ્ન બની રહેશે. લીગની કારકીર્દી જોતાં આ બાબતમાં જરાય આશ્વાસન રહે તેવું નથી. આચાર્ય કૃપાલાનીએ ઠીક જ કહ્યું છે કે હિંદુસ્તાનના મોરચા, સરહદ

પરના પોતાનાં સગાંવહાલાં અને મિત્રોને શું થઈ રહયું છે તે તરફ ઉદાસીન રહી શકે નહિ, અને કશુંક અજુગતું થાય તો જોરદાર પ્રત્યાઘાતો પડે તે અનિવાર્ય છે લીગને માત્ર વેર લેવાવાનો આવો ડર જ તેના નિરંકુશ અત્યાચારોમાંથી વારે તેમ છે, છતાં તેનીય પાકી ખાતરી પડે તેમ નથી એટલે આપણે ખૂબ સાવધ રહેવું પડશે.

**અહિંસાની નીતિમાં ફેરફાર થવાની જરૂર**

જે અહિંસક પદ્ધતિને આપણે બ્રિટીશ સામે લડવામાં અનુસર્યાં તે હવે ફરીથી તપાસી જવી જોઈએ. આપણે અત્યારે અહિંસાના સિદ્ધાંત પ્રત્યે મૌખિક સહાનુભૂતિ દર્શાવીએ છીએ પણ સરકારી અને ઇતર હેતુઓ માટે હિંસક શસ્ત્રો અને હિંસક પદ્ધતિઓનો ઉપયોગ કરીએ છીએ. એ અસહ્ય પરિસ્થિતિનો આપણે અંત આણવો જોઈએ અત્યારની અધકચરી સ્થિતિ આપણને દુર્બળ બનાવે છે આપણે નિર્ણીત કાર્યપદ્ધતિ અપનાવી શકતા નથી આપણે અહિંસાની નીતિમાં ફેરફાર કરીએ તેમાં કશીય વિસંગતતા નથી કેમ કે એ નીતિ તો કેવળ સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે સ્વીકારી હતી. તે પછી ય તેને ચાલુ રાખવી એવું કોઈ નૈતિક બંધન નથી.

**ધર્મ કે જ્ઞાતિ નહિ પરંતુ ગુણવત્તા ને વફાદારી**

મુસ્લીમ લીગ, પાકીસ્તાન કે અન્ય કોઈ સ્થળેથી થનારાં સર્વ આક્રમણોનો સામનો કરી શકે તેવા મજબૂત હિંદુસ્તાનની રચના કરવા માટે આપણે હિંદુસ્તાનમાંથી કોમવાદના કીડાને બરાબર નાબૂદ કરી નાખવો જોઈએ આપણે એવું સુસંસ્કૃત ગણતંત્ર ઊભું કરવું જોઈએ કે જેમાં ધર્મ કે જ્ઞાતિની અગત્યતા ન હોય, ગુણવત્તા અને વફાદારી એ જ આપણી ભાવિ સામાજિક અને રાજકીય ઇમારતના પાયા રૂપે હોવાં જોઈએ.

# વર્તમાન રાજકારણ



પ્રફુલ્લચંદ શાહ

બીજા વિશ્વયુદ્ધની સમાપ્તિમાં ત્રીજા વિશ્વયુદ્ધનું બીજારોપણ થયું અને વિશ્વ વિગ્રહ થોડા વરસ પછી અવશ્ય ફાટી નીકળશે એવું ભવિષ્ણુ મુત્સદ્દીઓએ ભાખ્યું સામ્યવાદના બાહુ સામે અમેરિકા પશ્ચિમ યુરોપના દેશોથી માંડી નેપાળ ભૂતાન સુધીના દેશોને આર્થિક સહાય કરી પોતાની લાગવગ ક્ષેત્ર વધારી રહ્યું, તેમજ જાપાનના રશિયા નજીકના ટાપુઓનો કબજો કરી પોતાની લશ્કરી પરિસ્થિતિ ખૂબ સંગીન કરી રહ્યું છે તે આપણે અહીં અગાઉ જોઈ ગયા છીએ. ઇન્ડોનેશિયાને પણ આર્થિક સહાય આપવાનું જણાવી ડચ સાથે કામચલાઉ સુલેહ કરવા પ્રેર્યું છે અને અમેરિકા જાપાનને પણ હવે લાડ લડાવી રહ્યું છે. રશિયન સરહદ હિન્દુસ્તાનને લાગી રહી છે તો નજીકના ભવિષ્યમાં આ દેશ પણ આ રાજરમતમાં સંડોવાય તો તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. અફઘાનિસ્તાન ઈરાનમાં આ પ્રતિસ્પર્ધી બળોના અન્યોન્ય વિરોધના દાવપેચ ચાલુ જ છે ચીનમાં સામ્યવાદી સામેની વિગ્રહે ઉગ્રતા પકડી છે અને તેમાં અમેરિકન મદદ ચાલુ રહી છે, દારૂગોળો સર્વ લશ્કરી સામાન પુષ્કળ પ્રમાણમાં પૂરો પાડવાની અમેરિકન તત્પરતા જાહેર થઈ ચૂકી છે મધ્ય એશિયાના તેલના કુવાઓ મોટી રૉયલ્ટી આપી અમેરિકન સરકારના કબજામાં રાખ્યા છે આઝરબૈજાનને મનાવીલેવા ઈરાની શાહ સતત પ્રયત્ન કરે છે. આમ રશિયાને સર્વ દિશાથી ઘેરી આક્રમણ કરતી રાજનીતિ અખત્યારી રહી છે તેવા સમયે આવ્યો માર્શલ પ્લેન.

પારીસ પરિષદમાં બેવિન અને મોલોટોવે ભીષણ વાગ્યુદ્ધ જમાવ્યું અને એક બીજાને સ્પષ્ટ પણે અનેક કડવાં વેણો સુણાવ્યા જગતનો કુબેર બનેલો અમેરિકા ડોલર વેરી પશ્ચિમ યુરોપમાં રશિયા સામે મોરચા ઉભા કરે છે, સામ્યવાદના પ્રસરતા જુવાળ આમ ખાળવામાં આવે અને સામ્રાજ્યશાહી પગભર બને તે સામે રશિયા સકારણ વિરોધ કરે જ. કંગાળ બનેલા ઘણા દેશોએ મનેકમને માર્શલ યોજના સ્વીકારી છે પણ તેને અમેરિકા પૈસાની મદદ કરશે તે સાથે તે દેશોના ઉત્પન્ન પર કેટલો અંકુશ રાખશે તે જોવાનું રહે છે. આજ કારણે રશિયાનો વિરોધ વધુ કટુતર બન્યો છે અને રશિયન વર્ચસ્વવાળા દેશોએ એ યોજનાથી અલગ રહ્યા છે અને ઝેકોસ્લોવેકીયાએ તો એ યોજના સ્વીકારી અને પાછળથી તે નામંજૂર કર્યું છે યુરોપના રાજ્યમાં આવી આંતરિક ડખલગીરી કરી અમેરિકાએ યુરોપની સ્થિતિ હિન્દ જેવી છિન્ન વિછિન્ન કરી મૂકી છે વિશ્વ વિગ્રહ વખતે શરૂઆતમાં જર્મન પ્રત્યે સદ્ભાવ રાખી ઉત્તર ભાગે મિત્રો રાજ્ય પ્રત્યે સહાનુભૂતિ બતાવી તટસ્થ રહી આર્થિક રીતે સંગીન બનેલા તુર્કી ડોલરની મદદની જરૂર છે ખરી? છતાં તેને પણ અમેરિકા પૈસા આપે! શા સારૂ?

ગ્રેસીન અમેરિકાની આ ચાલ ચૂપ રહી સહન કરી લે એ બનવા જોગ નથી. હંગેરી જેવા બનાવોનું બીજા દેશોમાં પુનરાવર્તન કરવા તે તનતોડ મહેનત કરશે એ નિઃસંદેહ છે. પોતાનાં દેશોમાં ત્વરિત પગલે કંઈ કરી શકશે નહિ કારણ કે આર્થિક સહાયની સર્વને જરૂર છે. ઇટલિ ફ્રાન્સમાં સામ્યવાદીનો વિરોધ હાલ તરત સફળ થયો નથી પણ એ જ્વાળા ક્યારે ભભૂકી ઉઠશે તે આજે કેમ કહી શકાય? દરમ્યાન ફ્રાન્સ અને ઇટલિમા મિત્ર રાજ્યોની સહાયથી વધેલા ફેસિસ્ટ કાવત્રાં પકડાયાં છે. રશિયાની કપટનીતિ પર આરોપ મૂકનારાં ધર્મિષ્ઠ મિત્ર રાજ્યોના આ કરતુકો!

ફ્રાન્સના સરકારનિક બળવા સંબંધી આપણને પૂરી વિગતો મળતી નથી પણ હૈયના,

નાવિક દળે બંદરો પર તોપ મારા ચલાવ્યાની કદિ કદિ ખબર આવે છે એટલે ત્યાં વિગ્રહનું શમન થયું નથી એટલું જાણી શકાય.

દરમ્યાન આ દેશમાં વહેંચણીનું કામકાજ ગભરાવી મૂકે એવી ઝડપથી ચાલુ જ છે, કોમી વિગ્રહોનો અંત આવ્યો નથી. પાકિસ્તાનમાં વસતી લઘુમતિ કોમના સંરક્ષણ માટે કઈ યોજનાઓ ઘડાઈ નથી. અનાજની પરીસ્થિતિ ગંભીર બની છે બાબતોનો સ્વીકાર થયા છતાં કોમી ઝઘડો શમ્યા નથી. સરહદ કમીશનોએ કામકાજ શરૂ કર્યું છે. ચોથાએ માગેલી સરહદ એમાં ગુંચવણ ઊભી કરે તો નવાઈ જેવું નથી. સીંધ, બંગાળ અને પંજાબની ધારાસભાઓએ આત્મનિર્ણય કરી શકે તે આત્મનિર્ણય કરવાની સરહદ પ્રાંતની ધારાસભાને હક ન મળે એ ન્યાય કયાંનો ?

મુસ્લિમ લીગને પંપાળવાની કોંગ્રેસ નીતિ બદલાય નહીં, ત્યાં સુધી લીગની પ્રતિગામી નીતિમાં ફેર પડશે નહીં. કોંગ્રેસને મોડે મોડે પણ તેમ કર્યા સિવાય છૂટકો નથી. ને હવે જેટલી વધારે ઢીલ કરશે તેટલું વધારે હિન્દુઓને સહન કરવું પડશે. કોંગ્રેસના આદર્શવાદી નેતાઓ વાસ્તવદર્શી બને એવી આશા રાખીશું.

## સ્વીકાર

રાજદ્રોહ અને રાજ્યાભિષેક લે. જેઠાલાલ ત્રિવેદી. હિરોશિમા અનુવાદક નિરુ દેસાઈ. રાજવીણા ગજેન્દ્ર પંડ્યા. આંખ સુધારવાના કુદરતી ઉપાયો પ્ર. મુર્ગાંતર કાર્યાલય ઉપચાર વિધિ લે. બળવંત સંઘવી. સમાલોચના હવે પછી.

# પરદેશી કહેવતો

[illegible]

માણસને પારખવો હોય તો તેને સત્તા આપો.

કીડીને પણ પડછાયો પડે.

ભરેલી કોથળી કરતાં ખાલી કોથળી વધારે ભારે લાગે.

ગાડું ભાગે ! પછી સીધા રસ્તાઓ દેખાય !

લાંબા સમયે મધ અને માખણથી પણ મોળા પડાય.

ઊંટવાળા જોડે મૈત્રિ કરો, તો દરવાજો મોટો રાખો.

દેવ માટે એક દીવો કરો પણ શેતાન માટે બે કરજો

ભેંસનું શરીર સારું કરવા કાગડો મહેનત નથી કરતો પણ તે ખોરાક શોધે છે

શેતાન શેતાન છે પણ સ્ત્રી તેનાથી વધારે શેતાન.

શેતાન બધું જાણે, માત્ર સ્ત્રી તેની છરી ક્યાં અણીદાર કરે છે તેની તેને ખબર નથી.

ગધેડાને મિજબાનીમાં આમંત્રણ મળે તો તેણે જાણવું કે લાકડાં કે પાણી વહેવાનાં હશે.

ખાલી હાથે આવે તે મગનો ન નખાય.

દરિદ્રને મર્યાદા નથી.

જે વિશ્વાસઘાત કરે, તે વિશ્વાસઘાતથી નાશ પામશે.

બધા સૂક્ષ્મદર્શક યંત્રમાંથી જુએ છે

સુકા લે ઘાએ મરઘી ન પકડાય.

શિયાળને એક દાંત રહે, ત્યાં સુધી તે સાધુ ન થશે

ખરાબ છોકરી માટે સારું બોલો, સારી છોકરી માટે ગમે તે બોલો.

ઈશ્વર નિષ્પાપ નથી તેણે આ સૃષ્ટિ સર્જન કરી છે.

ઈશ્વર આગળ તમે કહો કે 'એ મારી શક્તિમર્યાદા બહાર છે' પણ માણસ આગળ એવું ન કહેવાય.

ઈશ્વરને ઊનના પગ અને લોખંડના હાથ છે

એક પરોણો બીજાને ધિક્કારે અને ઘરમાલિક બંનેને ધિક્કારે

બાપ ઘરમાં પરોણો છે

કે ઈએ પૂક પાડી ન હોય છતાં અપરાધી નામે.

વારસના હસવામાં આનંદ છુપાયો હોય છે

સીગારેટ સળગાવવા કોઈ નર્કમાં જતું નથી.

આળસુ મોટો ભવિષ્યવેત્તા.

નમ્ર બેટું બે માતાને ધાવે

કોઈ કુમારીની નિંદા કરો તેનાં કરતાં બહેતર છે કે તેને દાગ કરો.

તમારી ઈચ્છા હોય ત્યારે તમારા છોકરાને પરણાવો પણ બની શકે ત્યારે તમારી છોકરીને પરણાવી દો.

તકને દાઢીથી પકડો કારણકે તે ટાલિયા માથાવાળી છે

